## શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળાનો પરિચય

**વડોદરાના** શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેરબહાદુર સન ૧૮૯૨માં અમદાવાદમાં પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને રૂા. ૫૦૦૦ બક્ષિસ કર્યા છે. માટે સોસાયટીએ તેમને પોતાના મુરબ્બી (પેટ્રન) ઠરાવ્યા છે, અને તે રકમ તેમના નામથી જુદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રંથો રચાવવામાં, ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં અને ઉત્તેજન દાખલ ગ્રંથો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે, તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો 'શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છેઃ

| | પુસ્તકનું નામ | કર્તા | કીમત |
|---|---|---|---|
| ૧ | ગ્રીસ દેશનો ઇતિહાસ | રા.સા. મહીપતરામ રૂપરામ | ૦-૧૪-૦ |
| ૨ | વિધવાવપન અનાચાર | અનુ૦ ચુનીલાલ બાપુજી મોદી | ૦-૪-૦ |
| ૩ | હિંદની મહારાણી અને તેમનું કુટુંબ | જગજીવન ભવાનીશંકર કાપડિયા | ૦-૨-૦ |
| ૪ | ભાલણસુત ઉદ્ધવ-કૃત રામાયણ | રા સા હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી | ૧-૧૨-૦ |
| ૫ | કર્તવ્ય | અનુ૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ૧-૮-૦ |
| ૬ | બર્નિયરનો પ્રવાસ | મણિલાલ છબારામ ભટ્ટ | ૧-૦-૦ |
| ૭ | ઔષધિકોષ ભા. ૧લો | ચમનરાય શિવશંકર વૈષ્ણવ | ૧-૮-૦ |
| ૮ | અકસ્માત વખતે મદદ અને ઈલાજ | ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિ | ૦-૪-૦ |
| ૯ | હેન્રી ફૉસેટનું જીવનચરિત્ર | જીવાભાઇ રેવાભાઇ પટેલ | ૦ ૧૨ ૦ |
| ૧૦ | હિંદની ઉદ્યોગસ્થિતિ | કેશવલાલ મોતીલાલ પરીખ | ૦-૬-૦ |
| ૧૧ | મરાઠી સત્તાનો ઉદય | કરીમઅલી રહીમભાઇ નાનજિયાણી | ૦ ૧૦ ૦ |
| ૧૨ | દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ | નવનીધરાય નારણભાઇ મહેતા | ૦-૧૦-૦ |
| ૧૩ | હિન્દુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભા. ૩જો (બ્રિટિશ રિયાસત-પૂર્વાર્ધ) | અનુ૦ ચપકલાલ લાલભાઈ | ૧-૮-૦ |

| | પુસ્તકનું નામ | કર્તા | કીમત |
|---|---|---|---|
| ૧૪ | હિન્દુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભા. ૧લો (મુસલમાન રિયાસત-પૂર્વાર્ધ) | અનુ૦ સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી | ૧-૦-૦ |
| ૧૫ | હિન્દુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભા. ૧લો (મુસલમાન રિયાસત-ઉત્તરાર્ધ) | અનુ૦ સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી | ૧-૦-૦ |
| ૧૬, | મરાઠી રિયાસત-પૂર્વાર્ધ | અનુ૦ જીવણલાલ અમરશી મહેતા | ૧-૦-૦ |
| ૧૭ | ,, -ઉત્તરાર્ધ | અનુ૦ જીવણલાલ અમરશી મહેતા | ૧-૦-૦ |
| ૧૮ | રોમનો ઇતિહાસ | આત્મારામ મોતીરામ દીવાનજી | ૦-૧૨-૦ |
| ૧૯ | મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ | અનુ૦ જયંતીલાલ મ. આચાર્ય | ૧-૦-૦ |
| ૨૦ | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ-વિભાગ પહેલો | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ૧-૦-૦ |
| ૨૧ | ,, ,, વિભાગ ૨જો | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ૧-૦-૦ |

પ્રસ્તુત પુસ્તક સદરહુ ગ્રંથમાળાનું ૨૨મું પ્રકાશન છે.

ગુ. વ. સોસાયટી
અમદાવાદ

જેઠાલાલ જી. ગાંધી
આસિ. સેક્રેટરી

# ભૂમિકા

સને ૧૯૩૭ સુધીમાં 'ગ્રંથ અને ગ્રંથકાર'ના આઠ ભાગ પ્રસિદ્ધ થઇ ચૂક્યા હતા એ પછી એના વિશેષ ભાગ પ્રસિદ્ધ કરવાનું હાથ ધરી શકાયું નહોતું સને ૧૯૪૨માં નવમો ભાગ પ્રસિદ્ધ કરી તેમાં સને ૧૯૩૭થી ૧૯૪૧ સુધીના પાંચ વર્ષોના ગ્રંથોની સમીક્ષા અને આઠ ભાગમાં રહી ગયેલા ગ્રંથકારોના ચરિત્ર આપવાની યોજના કરવામાં આવી અને તે કામ શ્રી સુનીલાલ વર્ધમાન શાહ અને શ્રી બચુભાઇ પો. રાવતને સોંપવામાં આવ્યું હતું. પૂર્વના ભાગોમાં ગ્રંથ અને ગ્રંથકારો ઉપરાંત કોઇ ઉપયોગી વિષય ઉપર નિબંધ અથવા તો મહત્ત્વના કોઇ નિબંધના પ્રકાશનની વ્યવસ્થા કરવામાં આવતી હતી તે રીતે આ નવમા ભાગમાં ગ્રંથસ્વામિત્વના કાયદાનો સાર અને જોડણીના નિયમોનું વિવરણ આપવાનો નિર્ધાર કરી તે કાર્ય અનુક્રમે શ્રી પ્રભુદાસ બા. પટવારી અને પં૦ કેશવરામ કા. શાસ્ત્રીને સોંપવામાં આવ્યું હતું અનુકૂળ સંજોગોને અભાવે શ્રી પટવારીનો નિબંધ તૈયાર થઇ શક્યો નથી, એટલે અહીં પં૦ કેશવરામ શાસ્ત્રીનો, ગુજરાત વિદ્યાપીઠના જોડણીના નિયમોનું વિવરણ આપતો 'ગુજરાતી શબ્દોની વ્યવહારુ જોડણી' એ નામનો શ્રમપૂર્વક લખાયેલો લેખ, નમૂનાના આશરે ૧૦,૦૦૦ શબ્દો સાથે આપવામાં આવ્યો છે કોઇકોઇ શબ્દની પં૦ શાસ્ત્રીને ઠીક ન લાગતી જોડણી સુધારવામાં આવી છે, પણ આવા શબ્દો જૂજ છે આ આખો નિબંધ એક દિશાસૂચન પૂરતો જ લેખકે તૈયાર કર્યો છે એનાથી સભાની નીતિ બદલાઇ છે એમ કોઇ ન માને

'ગ્રંથ અને ગ્રંથકાર'ની ઉપયોગિતા વિશે વિશેષ કહેવાનું નથી એનું પ્રકાશન દર વર્ષે થવાને બદલે દર પાંચ વર્ષે થતું રહે એ મનગમતું પણ છે દર વર્ષે છાપવાથી 'ગ્રંથકાર' વિભાગ ટૂંકો થતો જાય ગ્રંથોની સમીક્ષાનો તો પ્રશ્ન નડતો નથી, કેમકે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા દર વર્ષે રીતસર સમીક્ષા કરાવી છપાવે છે એનું પાંચ વર્ષે દોહન, અને વિદેહ તેમજ વિદ્યમાન ગ્રંથકારોના ચરિત્ર, એટલાથી ગ્રંથપૂર બરોબર થઇ રહે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સ્વ. આસિસ્ટંટ સેક્રેટરી સદ્ગત હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે શુભ ઉદ્દેશથી આ પુસ્તકમાળાનો આરંભ કરેલો અનિવાર્ય સંજોગોને લીધે તે પ્રબંધ અટકી પડ્યો હતો, પરંતુ કારોબારી સમિતિએ તેની ઉપયોગિતા લક્ષ્યમાં લઇને તે ફરી ચાલુ કરવાની વ્યવસ્થા કરી છે એ ખરેખર યોગ્ય થયું છે

વિદ્યાબહેન ર. નીલકંઠ
આ૦ સેક્રેટરી,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

અમદાવાદ
તા ૧–૮–'૪૪

# પ્રસ્તાવના

બે વર્ષ ઉપર પ્રસિદ્ધ કરવા ધારેલો 'ગ્રંથ અને ગ્રંથકાર'નો આ નવમો ભાગ આ વર્ષ પણ અડધું પસાર થતાં પ્રસિદ્ધ થાય છે અને એ રીતે સને ૧૯૩૭ થી ૧૯૪૧નાં સાહિત્યની સમીક્ષા ૧૯૪૪માં બહાર પડે છે. આ વિલંબ ન ઇચ્છવા યોગ્ય છે. આ ગ્રંથના લેખન કરતાં વધુ તો છાપખાનાની અગવડને કારણે આ વિલંબ થયો છે. ભવિષ્યના 'ગ્રંથ અને ગ્રંથકાર'ના ભાગો માટે સાહિત્ય સમીક્ષા વિભાગનું કામ કોઈ પણ લેખકોને અગાઉથી ત્રણ કે પાંચ વર્ષ માટે નક્કી કરી સોંપી દેવું જોઈએ કે જેથી વર્ષ પૂરું થતાં સમીક્ષા બહુ વિલંબમાં ન પડે

આ નવમા ભાગનું મુદ્રણ દોઢ બે વર્ષથી શરૂ થયેલું, પણ છાપખાનાઓમાં માણસોની હાડમારીએ કામ સરળતાથી નીકળી શકતું નહોતું, અને એ અગવડોમાં ત્રણ જુદાજુદા છાપખાનાનો આશ્રય લઈ આ કામ પૂરું કર્યું છે.

આ વિભાગમાં પ્રસિદ્ધ થતી સાહિત્ય સમીક્ષા વસ્તુતઃ સમીક્ષા નથી. તે માત્ર દૃષ્ટિપાત છે, કારણ કે પાંચ વર્ષના સાહિત્યને વિશેષ વિસ્તારથી વિવેચવાનો આમાં અવકાશ નહોતો. આ દૃષ્ટિપાતને પણ સાહિત્યના પ્રવાહના વિભાગશઃ બનાવવા સમજી શકાય એવી રીતે બનતા પ્રમાણમાં વિશદ કર્યો છે

ગ્રંથકાર-ચરિતાવલી માટે જે નામો બહાર પાડેલાં અને જેની માહિતી જાહેર તથા ખાનગી રીતે મેળવવામાં આવેલી તે બધી જ આ ગ્રંથ માટે ઉપયોગમાં લઈ શકાઈ નથી. ઘણી જીવનરેખાઓ લખાઈ આવવા છતાં હજી બાકી રાખવી પડી છે કેટલાક વિદેહ સુપ્રસિદ્ધ ગ્રંથકારો કે જેમની જીવનરેખાઓ આજ સુધીના ગ્રંથોમાં અનિવાર્યરીતે આવવી જોઈતી હતી પરંતુ આવી શકેલી નહિ, તે બધાને આ ગ્રંથમાં તો સંક્ષેપ કે વિસ્તારની દૃષ્ટિ છોડીને પણ સમાવી લેવાનો સંકલ્પ કરેલો, કારણ વખત જતાં જીવનરેખાનાં સાધનો ઘસાતાં જવાનો સંભવ હોય છે એવી કેટલીક જીવનરેખાઓ આ ગ્રંથમાં લીધી છે, પરંતુ ધારેલી બધી રેખાઓ આવી શકી નથી કેટલાક ગ્રંથકારો સંબંધમાં માહિતી મેળવવા યત્ન કર્યા છતાં મળી

શકી નહિ અને કેટલીક બહુ અધૂરી મળી શકી. તે બાકી રાખીને બની શકે તેટલી જીવનરેખાઓ સમાવી છે. જેનો સમાવેશ કર્યો છે તેમાં પણ અપૂર્ણતા અને ત્રુટિઓ છે. ગ્રંથકારની મહત્તા કે સાહિત્યસેવાના પ્રમાણમા સક્ષેપ-વિસ્તારનો નિયમ જાળવી શકાયો નથી· માત્ર જે કાઇ ઉપલબ્ધ થયુ તે ઉપર જ આધાર રાખવો પડ્યો છે, અને જેમ બને તેમ વેળાસર આવી જીવન-રેખાઓ વધુ પ્રમાણમા પ્રંગારૂઢ થવા પામે એ દૃષ્ટિપૂર્વક એકંદર ૧૧૭ ગ્રંથકારોની જીવન-રેખાઓ એકત્ર કરી આપી છે.

ચુનીલાલ વર્ધમાન શાહ
બચુભાઇ રાવત

સાહિત્યમીમાંસા અને ગ્રથકારચરિતાવલી ઉપરાંત ગુજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલા જોડણીના નિયમોનુ વિવરણ આપતો 'ગુજરાતી શબ્દોની વ્યવહારુ જોડણી' એ નામનો લેખ આપણા નિત્યના ઉપયોગના આશરે દસ હજાર શબ્દોની સૂચી સાથે આ ભાગમા દાખલ કરવામા આવ્યો છે વિવરણમા જોડણીના નિયમોની યથાશક્ય ગીમાસા કરવામા આવી છે. નિયમોમાના ગ્રાહ્ય તત્ત્વને બની શકે તેટલી વિશદતાથી બતાવી, કવચિત્ અનાવશ્યક કે ત્યાગ કરવા જેવા તેમ બદલવા જેવા નિયમો વિશે પણ સૂચન કરવામા આવ્યુ છે. તેમ જોડણીના નિયમોનુ પાલન જ્યા જ્યા શિથિલ જણાયુ છે તેના તરફ પણ ધ્યાન દોરવામા આવ્યુ છે

દાયકાઓ થયા ગુજરાતી જોડણી નક્કી કરવાના પ્રયત્નોને અતે ગુજરાત વિદ્યાપીઠે વ્યવહારુ નિયમો તૈયાર કરી એકવાક્યતા કરવાનુ પ્રશસ્ય કાર્ય કર્યું છે, જોડણીકોશની નવી નવી આવૃત્તિઓમા સુધારાવધારાને પણ અવકાશ રાખ્યો છે અત્યાર સુધીના પ્રયત્નોમા વિસવાદના તત્ત્વો રહેવામા પ્રધાન કારણ ક્યા મતો જોડણી નક્કી કરવામા નિયામક છે તેનો નિર્ણય કરવામા રહેલા મતભેદ છે કોઇ નરી વ્યુત્પત્તિને બળે જોડણી નક્કી કરવા પ્રયત્ન કરે, તો કોઇ વ્યુત્પત્તિ અને ઉચ્ચારણ એ બેઉને લઇ નક્કી કરવા પ્રયત્ન કરે ભાષાનુ જીવત સ્વરૂપ માત્ર વ્યુત્પત્તિને અધીન નથી હોતુ એમા ઉચ્ચારણનુ તત્ત્વ પ્રધાન ભાગ ભજવતુ હોય છે, અને વ્યુત્પત્તિ તો એના અગમા સમાવિષ્ટ હોય છે બલ્કે વ્યુત્પત્તિ ઉચ્ચારણને જ અધીન હોય છે આમા સ્વાભાવિક, વ્યાપક અને શિષ્ટ ઉચ્ચારણ ઉપર આધાર રાખવામા આવે તો જોડણીનુ સ્વાભાવિક રૂપ મેળવી શકવામા સુવિધા થાય

જોડણીમાં પ્રધાન વિસંવાદ હ્રસ્વ-દીર્ઘ ઇ ઉ નો છે. અમુક એક ચોક્કસ તત્ત્વ શોધી કાઢવામાં ન આવે ત્યાંસુધી મુશ્કેલી રહે જ. એ તત્ત્વ છે 'સ્વરભાર'નું. જીવતી ભાષામાં આ તત્ત્વ પકડવું બહુ અઘરું નથી, અને આપણે નિર્ણય પણ તદ્ભવ શબ્દોમાંના ઇ-ઉનો કરવાનો હોય છે, યા તત્સમ શબ્દો ગુજરાતીમાં આવ્યા પછી ગુજરાતી લેબાશમાં આવી ગયા હોય તેવાઓના ઇ-ઉ નો. આ અને એવી બીજી વાતો તરફ પાદટીપોમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. વાચકને વિવરણ સમજવામાં વિઘ્ન ન આવે એ હેતુથી જ પાદટીપોમાં તેવી વાતો અલગ બતાવવામાં આવી છે. વિવરણમાં તો નિયમોનું સ્પષ્ટીકરણ મુખ્યત્વે અપાયું છે.

વિવરણ પછી આપવામાં આવેલી શબ્દસૂચીમાં ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશને પ્રાયઃ અનુસરી જોડણી આપવામાં આવી છે. કોઈ શબ્દની છપાયેલી જોડણી નિયમથી વિરુદ્ધ હોય તો સુધારી લેવામાં આવી છે. વિવરણમાં બતાવ્યા મુજબ સુધારવા જેવી સ્પષ્ટ ભૂલો પણ સુધારી લેવામાં આવી છે. વિકલ્પોમાંના આવશ્યક રાખી, યા વિવરણમાં બતાવ્યા મુજબ થોડે સ્થળે નિયમપ્રાપ્ત વધુ દાખલ કરી, નકામા લાગતા વિકલ્પો દૂર કરવામા આવ્યા છે.

આપણા નિત્યના વ્યવહારના શબ્દોની જોડણી કેવી હોવી જોઇએ, એ બતાવવાનો આ પ્રયત્ન એના ગ્રાહકોને માર્ગદર્શક થઈ પડશે, તો પ્રયત્નનું સાર્થક્ય છે.

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# અનુક્રમણિકા

વિદ્યમાન ગ્રંથકારો (વર્ણાનુક્રમે)

# પાંચ વર્ષના સાહિત્ય ઉપર દૃષ્ટિપાત

[ઈ. સ. ૧૯૩૭ થી ઈ. સ. ૧૯૪૧]

## પાંચ વર્ષનો કાળ

સાહિત્યના પ્રવાહને અવલોકવા માટે શક, સંવત્ કે સનના ૩૫૪ કે ૩૬૫ દિવસોથી પરિમિત થતા એક વર્ષનો હિસાબ ગણીને છૂટો પાડેલો પાંચ વર્ષના કાળનો એક ખંડ ઘણો નાનો લાગે એમાં નવાઈ નથી. કોઈ પણ કાળખંડના સાહિત્યપ્રવાહને તેની પૂર્વેના કે પછીનાં ઝરણાંથી જુદો પાડીને તે ઉપર દૃષ્ટિપાત કરવા માટે એ પ્રવાહથી ઘણે દૂર ગયા પછી જ તેની ઝાંખી સમગ્રપણે કરી શકાય અને તેની વિશિષ્ટતાનો સાક્ષાત્કાર પણ કરી શકાય. વર્તમાનમાં વહી રહેલા પ્રવાહને અવલોકતો ને વર્તમાનમાં જ વિચરતો માનવી તેના સ્થૂળ પરિમાણોને કે સૂક્ષ્મ ગુણોને નોંધી શકે કિંવા નિર્માણ થતી જતી નવતાના ચિહ્નોને માત્ર પિછાણી શકે, પણ સમગ્ર દર્શન કરવા માટેના તેના સાધનો મર્યાદિત હોય છે, તેની દૃષ્ટિની દોડ કાળથી પરિમિત બને છે. એટલે સને ૧૯૩૭ થી ૧૯૪૧ સુધીના પાંચ વર્ષના ગુજરાતી સાહિત્યના પ્રવાહ ઉપરનો દૃષ્ટિપાત વર્તમાન પ્રવાહના જ એક ખંડના દર્શન કરતાં વધારે ગુણોથી યુક્ત કદાચ ન પણ બને.

પાંચ વર્ષના સાહિત્યના પ્રવાહ ઉપર દૃષ્ટિપાત કરવામાં એ સાહિત્યની સમીક્ષા કરવાનો આશય રાખ્યો નથી. જે જુદાંજુદાં ઝરણાંનો એ પ્રવાહ બનેલો છે તે ઝરણાંના બિંદુએ બિંદુનો સરવાળો કરી આપવાનો પણ કશો અર્થ નથી. એ પ્રવાહ હજી ચાલુ છે. કોઈ કાળે વૃષ્ટિની ન્યૂનાધિકતાથી ઝરણાંમાં અને પરિણામે ચાલુ પ્રવાહમાં ઓછાં વધુ જળ વહ્યાં હશે, પરંતુ આ દૃષ્ટિપાતનો આશય એ છે કે એ ઝરણાંએ પોતાની દિશામાં કાંઈ ફેરફાર કર્યો છે કે નહિ, તે તીરવેગે સીધાં વહે છે કે સર્પાકારે વહે છે, તેના વેગમાં વધારોઘટાડો થયો છે કે નહિ, સતત વહેતાં ઝરણાં અધવચ અટકીને સુકાવા લાગ્યાં છે કે વહેતા પ્રવાહમાં આત્મસાત્ થયા કરે છે, તેઓ કાંઈ નવીન દિશા પકડીને નવા પ્રદેશોના દ્રવ્યોને સમાવી લે છે કે નહિ, નવીન દિશાભિમુખ થયેલાં ઝરણાં પાછાં ફરી જૂની દિશાએ વળે છે કે કેમ, એ બધું આ પાંચ વર્ષમાં કેટલા પ્રમાણમાં નિર્માણ થયું છે તેનો ખ્યાલ વાચક સ્વયમેવ મેળવી શકે

જુદાજુદા સાહિત્યપ્રકારો પરનો આ દૃષ્ટિપાત છે—સમીક્ષા નથી એટલે સાહિત્યની જુદીજુદી શાખાઓમાંની કૃતિઓની વિશિષ્ટતા, ગુણવત્તા કે નવીનતા પૂરતી સંક્ષિપ્ત નોંધ કિંવા ઊણપોનો સહજ ઉલ્લેખ કરીને જ નિયત વિસ્તારમર્યાદાને સાચવી લીધી છે. કૃતિની કલાત્મકતાની ન્યૂનાધિકતાનું સૂચન આવશ્યક લાગ્યું ત્યાં માત્ર કર્યું છે, પરન્તુ તેથી વિશેષ ઊંડાણમાં જવાનું આ દૃષ્ટિપાત માટે શક્ય નથી. આ જ કારણે પાંચ વર્ષમાં જે જે પુસ્તકોની નવી આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ છે તેમાં જો કાંઈ નોંધપાત્ર નવીનતા ન હોય તો આ વર્ષપંચકના સર્જનનું ફળ તે નહિ હોવાને કારણે તેની નોંધ લીધી નથી. સામયિકોમાં થતા સાહિત્યના અવલોકનો અને સ્વીકાર નોંધો, ખાસ કરીને ગુજરાત સાહિત્ય સભા તરફથી કરાવવામાં આવતી વાર્ષિક સમીક્ષા જે કાર્ય કરે છે તે જ કાર્ય આ દૃષ્ટિપાત દ્વારા બજાવવાનો હેતુ મૂળથી જ રાખ્યો નથી. 'ગ્રંથ અને ગ્રંથકાર'ના આઠમા ગ્રંથમાં એક વર્ષમાં પ્રસિદ્ધ થએલા પુસ્તકોની યાદી સરકારી ગેઝેટમાંની યાદી ઉપરથી તારવીને આપી છે, તેથી કાંઈક વિશેષ અર્થસૂચક અને ઉપયોગી નોંધ સાથું આ વાઙ્મયદર્શન બને એટલો માત્ર તેનો આશય છે. કહેવાની જરૂર નથી કે વાઙ્મયદર્શન માટે મૂળ પુસ્તકોમાંના ઘણાખરા તપાસી લીધા પછી ગુ સા સભાની વાર્ષિક સમીક્ષાઓ અને સામયિકોની અવલોક નોંધો મને કેટલાક પ્રમાણમાં માર્ગદર્શક બની છે

## કવિતા

જૂના છંદ, પદ અને દેશીઓવાળા કવિતાસાહિત્યમાંથી ઊતરેલી દલપતશૈલી અને નર્મદશૈલી, એ શૈલીઓ સાથે અનુસંધાન ધરાવતી 'કાન્ત' અને નરસિંહરાવની શૈલી, ફારસી કવિતાના સંપર્કથી જન્મેલી બાલાશંકર અને 'કલાપી'ની શૈલી, અંગ્રેજી બ્લેંક વર્સના પ્રભાવે પ્રકટાવેલી કવિ નાનાલાલની ડોલનશૈલી, શબ્દાળુતામાં સરી જતી કવિતાને વિચાર તથા અર્થમાં સઘન બનાવતી બ ક ઠાકોરની શૈલી એ બધી શૈલીઓની કવિતા આ પાંચ વર્ષમાં કવિતા-સાહિત્યમાં ઉમેરાઈ છે દલપતની પૂર્વે લખાતાં પદો ને દેશીઓ, દોહા, સોરઠા ને મુક્તકો, એનો વારસો આજે લખાતી કવિતામાં ઊતરતો આવ્યો છે દલપત-નર્મદ શૈલી સંમિશ્રિત થઈને સરલ કવિતામાં સારી પેઠે જળવાઈ રહી છે 'કાન્ત' અને નરસિંહરાવની શૈલી જીવત છે પરન્તુ મુખ્યત્વે ખડકા યોમાં બાલાશંકર અને 'કલાપી'ની શૈલી મુસ્લિમ કવિઓની ગઝલો-

મા દેખા દે છે, પરન્તુ તે શૈલીની પૂરી ગુણવત્તા તેમા ઊતરશે કે કેમ એ પ્રશ્ન છે. એ શૈલીની કવિતાનો એક ભાગ દલપત શૈલીમા અને બીજો ભાગ નવી પેઢીની અર્થઘન કવિતામા સમાઈ જશે એમ લાગે છે. ડોલન શૈલી કવિ નાનાલાલની કૃતિઓમા જ પરિબદ્ધ રહી છે. અર્થઘન કવિતાનો વિસ્તાર વધી રહ્યો છે અર્થઘનતાને નામે ક્લિષ્ટતા અને દુર્બોધતા જેવા ભયસ્થાનો સાથે આથડી ન પડાય, 'અગેય વૃત્તો' પ્રતિના પક્ષપાતને કારણે ગેયતાથી કેવળ વિમુખતામા જ સરી ન જવાય, પ્રવાહિતાને નામે છદોલયની અવગણના ન થાય, એવી ચોકીદારી પોતાનો પ્રભાવ દાખવી રહી છે, અને તેથી કવિતાના બધા બાહ્યાંતર ગુણોને પોતામાં સમાવી લેવાની તેની અભિલાષા સ્ફુટ થઈ રહી છે. છતા સરલતા, ગેયતા, લાલિત્ય અને ભાવથી નીતરતી કવિતાઓ વધુ અંશે લોકપ્રિય બને છે એ વસ્તુસ્થિતિ છે. પ્રસિદ્ધ થયેલા કવિતાગ્રથોની સખ્યા ઉપરથી જ જો કવિતા માટેના જનતાના રસનું પ્રમાણ કાઢવુ હોય તો કહી શકાય કે નવી પેઢીની કવિતા હજી પાછળ છે, પરન્તુ તે પ્રગતિમાન તો જરૂર છે દલપતશૈલીની અને નવી પેઢીની કવિતાની સમિશ્ર ગુણવત્તામાથી જન્મેલી કવિતા જ કદાચ નવતર પેઢીની લોકપ્રિય કવિતા બનશે એમ લાગે છે.

પાચ વર્ષમા પ્રસિદ્ધ થયેલા પ્રત્યેક કવિતાસગ્રહમાની બધી કવિતાઓ ઉપર કોઈ એક જ શૈલીની છાપ મારવાનુ શકય નથી પોતાની પહેલાની પેઢીઓના કવિતાપ્રયોગોની સરસતા-નીરસતા પારખીને નવા કવિઓ કવિતારચના કરી રહ્યા છે અને જૂના કવિઓ નવીનતાને અપનાવી રહ્યા છે દલપત શૈલીની સરલતાને તેઓ વાઝે છે, પરન્તુ તેની શબ્દાળુતાને વર્જવા માગે છે. અર્થઘનતા તેમને પ્રિય છે, પરન્તુ ક્લિષ્ટતા કે દુર્બોધતા નહિ પદ્યરચનાના નવા પ્રયોગો તેઓ કરે છે, પરન્તુ છદોલય અને પ્રવાહિતા ખડિત ન થાય તો સારુ એવી તેમની મનોભાવના રહ્યા કરે છે રસનિષ્ઠ, પ્રસાદપૂર્ણતા અને વાસ્તવિક ભાવનિરૂપણ, એ કવિતા માટે ઉપાદેય તત્ત્વો છે તેની સમજદારી સાથે તેઓ પોતાના કવિતાસર્જનમા આગળ વધે છે, જોકે તેમની બધી કવિતાઓ એ સર્વ ગુણોથી યુક્ત નથી પણ હોતી. છેલ્લા પાચ વર્ષમા બધી શૈલીની કવિતાઓના નવા લેખકો અને કેટલાક જૂના લેખકો પણ, કોઈ ન્યૂન તો કોઈ અધિક અંશે, આ દૃષ્ટિ ધરાવવા લાગ્યા છે.

કવિતાના વિષયોમા પણ બધી પેઢીઓનુ પ્રતિનિધિત્વ ઊતરેલુ જોવામા આવે છે ભક્તિ, ઉપદેશ, તત્ત્વદર્શન, સૃષ્ટિસૌંદર્ય, પ્રેમ, વીરતા, કટાક્ષ, રાષ્ટ્રીયત્વ, સામ્યવાદ અને વિરાટ્થી માડીને ક્ષુદ્ર વસ્તુઓ સુધીના પદાર્થોને તથા

જન્મથી માંડીને મૃત્યુ સુધીના માનવજીવનના પ્રસંગોને અને પ્રાસંગિક ભાવોને આજની કવિતા પોતામાં સમાવી લે છે. જૂની પેઢીની સર્વાનુભવરસિકતા ઓછી થઈને સ્વાનુભવરસિકતા નવી કવિતામાં વધી છે. સ્થૂળ અભ્યાસ કરતાં કવિના નિજસંવેદનમાંથી કવિતાના અંકુરો ફૂટીને વિશાળતા ધારણ કરતા વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. આ સંવેદનોની મર્યાદાને કારણે કવિતામાં પાંડિત્ય ઓછું તો મઝુવના વિશેષ જોવા મળે છે.

શૈલીક્રમે આ પાંચ વર્ષની કવિતા ઉપર દૃષ્ટિપાત કરતાં છેલ્લી આર્યધન શૈલી, 'કાન્ત'–નરસિંહરાવની શૈલી, બાલાશંકર–'કલાપી'ની શૈલી, દલપત–નર્મદની શૈલી, જૂના કવિઓની શૈલી, એવો ક્રમ સ્વીકારી શકાય; પરન્તુ બહુધા જુદી-જુદી શૈલીઓનું સંમિશ્રણ એ કવિતાઓમાં થયેલું છે, એટલે અનુકૂળતા ખાતર અને વહેવાર દૃષ્ટિએ નવીન પેઢી, મધ્યમ પેઢી અને જૂની પેઢી એ ત્રણ પેઢીઓમાં જ એ બધી શૈલીને વહેંચી દેવી એ યોગ્ય છે.

## નવીન પેઢી

### કવિતાસંગ્રહો

'શેષનાં કાવ્યો' (રામનારાયણ પાઠક) જાણે શૈલીમાં અને પદ્યપ્રકારોમાં બધી પેઢીઓનું પ્રતિનિધિત્વ દાખવી રહ્યા છે. તેમાં દુહા, રાસ, ગરબા, ગીત, સૉનેટ, મુક્તક, ભજન, પ્રતિકાવ્ય ઇત્યાદિ સંગ્રહેલા છે. શાન્ત, કરુણ, શૃંગાર, અને હાસ્યરસની વાનગીઓ તેમાં મળે છે. તેમની કવિતામાં ભાવનિરૂપણ હૃદયના સંવેદનપૂર્વક ઊતરે છે, એટલે તેમાની વિચારપ્રધાનતા કે અર્થપ્રધાનતાની પાછળ તત્ત્વાભિજ્ઞ માનસ અને આર્દ્ર હૃદય દેખાયા વિના રહેતા નથી. ક્લિષ્ટતાથી એમની કવિતા સામાન્ય રીતે મુક્ત હોય છે, પરન્તુ વિશદાર્થદર્શક ભાષા પ્રતિનો તેમનો પક્ષપાત તેમને અર્થને ભોગે શબ્દમાધુર્યતામાં કે સરલતામાં સરી પડવા દેતો નથી. છંદો પર તેમનું પ્રભુત્વ છે, છતાં તેમાં કોઈ વાર જે શિથિલતા જોવા મળે છે તે કવિતાના રસની જાળવણી માટેના યથાર્થ શબ્દોની ગૂંથણીને કારણે આવેલી જણાય છે. તેમની કલ્પનાનો વિહાર અને ઊર્મિનું જોમ સ્વસ્થતા અને શિષ્ટતાના કિનારા નથી છોડતું.

'પારિજાત' (પૂજાલાલ દલવાડી) પ્રકૃતિપ્રેમ અને શાન્ત ચિંતન માટે તલસી રહેલું હૃદય આ સ્વાનુભવરસિક કવિતાસંગ્રહમાં ધબકી રહેલું છે. એમનું ચિંતન અને સંવેદન જે અર્થગૌરવ માગે તે પૂરું પાડવાને તેમને સંસ્કૃત શબ્દોનો પ્રયોગ વધુ કરવો પડે છે, પરન્તુ તે યથાર્થ ભાવની છાપ પાડીને જ વિરમે છે. પૃથ્વી છંદનો ઉપયોગ તેમણે સફળતાપૂર્વક કર્યો છે છતાં તે તેમની મર્યાદા પણ બને છે

'ગોરસી' (ઇન્દુલાલ ગાંધી)ની કવિતાઓમાં કવિનો પ્રકૃતિસૌંદર્યનો અનુરાગ, જીવનનું વાસ્તવદર્શન તેમ જ ભાવનામયતા અને કલ્પનાની અભિનવ તરંગલીલા અનુભવવા મળે છે. કલ્પનાની સુરેખતા જ્યાં ઊઘડતી નથી ત્યાં કવિતા દુર્બોધ બને છે ખરી

'આરાધના' (મનસુખલાલ ઝવેરી)માં 'કુરુક્ષેત્ર' કાવ્યમાળા સારી પેઠે આકર્ષક બની છે અને પૌરાણિક ખંડકાવ્યોના લેખનમાં કવિની કલમ સફળતા સાધવા કેટલી શક્તિમાન છે તે બતાવી આપે છે તેમની કવિતાશૈલી ચિંતનપ્રધાન-વિચારપ્રધાન છે. કેટલીક વાર કલ્પનાને બદલે તર્કપરંપરા ઊડે છે ત્યારે કવિતાગુણ મર્યાદિત બને છે ભાષાની શિષ્ટતા વિચારની અભિવ્યક્તિને ઘણી વાર દિપાવે છે, કોઇ વાર અઘરી બનાવે છે

'વસુધા' (સુંદરમ્) એ અનેક પ્રકારની કવિતારીતિની સરસ હથોટી બતાવનારો કવિતાસંગ્રહ છે. ગીત, લોકગીત, રાસ, સૉનેટ ઇત્યાદિ પદ્યદેહના વૈવિધ્ય સાથે શાન્ત, શૃંગાર, વિનોદ કે રૌદ્ર એવું રસવૈવિધ્ય પણ એ કવિતાઓમાં રહેલું છે જૂની વસ્તુઓ અને પાત્રોના નવા મૂલ્યાંકનો કરવાને કવિની દૃષ્ટિ ચોગમ ફરતી રહે છે અર્થ અને ભાવમાં બધી કવિતાઓ સરખી મૂલ્યવાન નથી, પરંતુ એકંદરે કવિની પ્રતિભાનો વૈભવ તેમાં જોવા મળે છે કવિતાઓનો મોટો ભાગ કવિતાના અન્તિમ બિંદુમાં ભાર કે ચમત્કૃતિની પરાકાષ્ઠાનો અનુભવ કરાવે છે

'ઇન્દ્રધનુ' (સુંદરજી બેટાઈ)મા બે પ્રકારની કવિતાઓ સંગ્રહેલી છે અર્થપ્રધાન અને ભાવપ્રધાન અર્થપ્રધાન કવિતામા પૃથ્વીવૃત્તનો ઉપયોગ વિશેષ કરેલો છે અને ભાવપ્રધાનમા ગીતો વગેરેનો, અને તેમા તેમની કવિતા અર્થપ્રધાન કરતા વધુ દીપી નીકળે છે.

'નિશીથ' (ઉમાશંકર જોષી)ની કવિતાઓ પ્રકૃતિ અને માનવજીવનના અનેક ક્ષેત્રોમા ઘૂમી વળે છે. જીવનની વિષમતા ઉપર તે કોપ ઠાલવે છે અને ઊંડા તાત્ત્વિક ચિંતનોમા તે શાંત રસના સીકર ઉડાવતી વહે છે તેજસ્વી પ્રતિભા અને હૃદયની આર્દ્રતા કવિતાના રસ અને ભાવ દ્વારા સ્ફુટ થાય છે કાંઇક વધુપડતી સંસ્કૃત શબ્દાવલિથી અને કાંઇક છંદોલયની અવગણનાપૂર્વકની છંદરચનાની રચનાથી કેટલીક કવિતા માત્ર વાચનક્ષમ બને છે, જ્યારે ગેય કવિતા શ્રવણમધુરતા અને અર્થાભિવ્યક્તિમા સરખી ઊતરે છે.

'જનની' (રતુભાઇ દેસાઇ) સરલ અને સુરેખ કવિતામા માતૃપ્રેમનો પ્રકર્ષ દાખવે છે. કવિતાવિષય પાછળ કવિની સહૃદયતાનો ગુણ હોવાથી અભિપ્રેત ભાવ, વાચકના હૃદયમા ઉપજાવવામા તેનો શાન્ત પ્રવાહ સફળ બને છે.

'અજપાની માધુરી' ('અપાન્થ' ભનુજાપ્રક વ્યાસ)-સ્થૂલ વસ્તુઓ અને પ્રસંગોમા હૃદ્ગત ભાવોને વ્યક્ત કરવા લેખકની ઊર્મિ કવિતાનું ઘડતર કરે છે એ ભાવોના પ્રસાદમા કવિનુ માનવતાથી ભરપૂર હૃદય દુ ખ, નિ શ્વાસ અજંપો, વિષાદ, નિરાશા અને તૃષાના ઘેરા ચિંતનોની તરંગમાળાની વચ્ચે તરતુ રહે છે. એ તરંગમાળામા કવિનો મન 'માધુરી' છે ભાવ મૂર્ત કરવામા વાણીનું સામર્થ્ય કોઈ વાર ઊણુ લાગે છે.

'કેડી' ('બાદરાયણ' ભાનુશંકર વ્યાસ)મા અપાયેલી સોએક કવિતાઓ લેખકની દસેક વર્ષના ગાળામા લખાયેલી કવિતાઓ છે તે કાળની પ્રારંભિક કૃતિઓ પર નરસિંહરાવ અને નાનાલાલની શૈલીની અસર છે અને પાછળની કૃતિઓમા નૂતન કવિતાની અર્થઘનતા ઊતરી છે મુખ્યત્વે તેમના સોનેટોમા એ અસર દેખાઈ આવે છે તેમણે કેટલાક ગીતો પણ લખેલા છે ઊર્મિનુ સંવેદન આલેખતા તેમની વાણી વિશેષ ભાવપૂર્ણ બને છે, તેથી ઊલટુ તેમની સર્વાનુભવરસિક કવિતા શિથિલ બને છે કવિતામા ગૂઢ દૃષ્ટિ હમેશા તરતી રહે છે

'બારી બહાર' (પ્રહ્લાદ પારેખ). જીવનમા જોવામા આવતા દશ્યો અને પ્રસંગોને, હૃદયે સંઘરેલા ભાવો અને અનુભવોની ઊર્મિઓને મરવ કવિતામા ગાઈ બતાવતી શૈલી એમાની કવિતાને વરી છે બંગાળી કવિતા અને મુખ્યત્વે કવિ ટાગોરની કવિતાના વાચને જગાડેલી મૂર્છના કવિહૃદયને સારી પેઠે સ્પર્શી છે પ્રકૃતિ, પ્રણય અને માનવહૃદયની સપાટીને કવિતા જેટલી સ્પર્શે છે તેટલી તેના ઊંડાણને સ્પર્શતી નથી.

'પ્રતીક્ષા' (રમણીક આરાલવાળા) એમની કવિતામા હૃદયના સુકોમળ ભાવો વધારે સાહજિક સ્વરૂપે ઊતરે છે. શ્રમજીવીઓના જીવનના સંવેદને તેમની કવિતાઓમા ઊતરીને તેમને માનવ પ્રતિ ની સહૃદયતા ગાતા કર્યા છે, તે જ રીતે કુટુંબપ્રેમ ની અને ખાસ કરીને માતૃપ્રેમ ની તેમની કવિતાઓ વધુ ભાવયુક્ત બની છે પ્રકૃતિશોભા અને પ્રણયચેતના પણ તેમની કેટલીક કવિતાઓમા વણાઈ છે અર્થઘનતા તેમની કવિતાને ઇષ્ટ છે અને દુર્બોધતા અનિષ્ટ છે, એટલે અર્થવૈશદ્યની સાથે તેમની કવિતામા સરળતા હોય છે

'સમૃતિ' ('પારાશર્ય' મુકુન્દરાય પટ્ટણી)મા લેખકે પોતાની છંદોબદ્ધ ને ગીતરચનાઓ સગ્રહી છે કેટલાક મુક્તકો પણ છે કવિતા અર્થઘનતાને બદલે શબ્દાડંબરયુક્ત વધારે બની છે અને તેથી કાવ્યતત્ત્વ કે ઊર્મિ સંસ્કાર શિથિલ રહે છે

'સાધ્યગીત' (કોનક મગનલાલ લાનભાઈ દેસાઈ) છંદોબદ્ધ અને

ગીતકાવ્યો બેઉનો આ સંગ્રહ લેખકની શરૂઆતની કવિતારચના દર્શાવે છે, તોપણુ તેમની શક્તિનો પરિચય તેમાંથી મળી આવે છે. હાસ્યરસિક, કટાક્ષયુક્ત અને કથાપ્રાસંગિક કાવ્યો પણ તે સારી રીતે લખી શકે છે. કૃત્રિમ ઊર્મિલતા કે સામાન્ય વક્તવ્યને પદ્યદેહ આપવાની રીતિ તેમની કવિતાની મર્યાદા બને છે. તેમનો બીજો કાવ્યસંગ્રહ 'સ્વાતિ' પ્રથમ સંગ્રહ કરતાં ગુણદૃષ્ટિએ આગળ વધેલો છે. પ્રકૃતિ, વિનોદ, વર્તમાન યુદ્ધ, જીવનકલહ, ઇત્યાદિ અનેક વિષયોને તેમણે પોતાની કવિતાઓમાં ઉતાર્યા છે.

'કુમારનાં કાવ્યો' (મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઈ)માં છંદોરચના ઠીક છે, પરન્તુ અર્થઘનતાને નામે અર્થાડંબર વિશેષ છે. દલપતશૈલીમાં જેવું શબ્દાળુતાનું દૂષણ ખૂંચે છે તેવું જ આ અર્થઘનતાનું દૂષણ છે એમ લાગે છે. આ કવિતાઓમાં વિશેષાંશે અનુકરણશીલતા તરી આવે છે.

'દીપશિખા' (અમીદાસ કાણકિયા)ની શૈલી 'કાન્ત' અને નરસિંહરાવની કવિતાશૈલી તરફ વધુ ઢળે છે, એટલે તેમાં પ્રચંડ ઊર્મિ કે ચંચળ તરંગોનું દર્શન થતું નથી પરન્તુ અર્થ અને ભાવનો પ્રવાહ શાન્ત-સંયત રીતે વહી રહે છે. પ્રકૃતિ અને માનવજીવનનું દર્શન મોટા ભાગની કવિતાઓમાં નિરૂપાયું છે.

'ઉષામાં ઊગેલાં' (ચંપકલાલ વ્યાસ) કાવ્યોમાં સોનેટ, ખંડકાવ્ય, મુક્તકો વગેરે સંગ્રહેલાં છે અને કવિના જીવનનો ઉષ:કાળ દર્શાવનારાં છે; તેમની પ્રયોગદશાના એ કાવ્યો છે.

'કાવ્યસંહિતા' (અનામી)માં પણ ગીત, રાસ, ખંડકાવ્ય, સોનેટ, મુક્તક વગેરે છે. એમની કવિતાઓનો એ પહેલો જ ફાલ છે. આશાસ્પદતા તેમાંથી સ્ફુરે છે, અને અર્થઘન કવિતાનું પ્રતિનિધિત્વ પ્રકટાવવા તે મથે છે. વાચ્યતાનું તત્ત્વ વિશેષ હોવાને કારણે કવિતા ભારેખમ જેવી લાગે છે.

'અર્ચન' (પ્રબોધ અને 'પારાશર્ય') એ બે મિત્રોની કવિતાનો સંયુક્ત સંગ્રહ છે અને અર્થઘન કવિતાની કેડીએ પ્રયાણ કરવાનો ઉમંગ દાખવે છે.

'મહાયુદ્ધ' (પ્રજારામ રાવળ અને ગોવિંદ સ્વામી)માં વિશ્વપ્રેમના આદર્શો વ્યક્ત કરતી કવિતા છે. છંદોવિધાન સુંદર છે અને કલ્પના વિકાસ પામતી સ્થિતિમાં પણ સુરેખ જણાઈ આવે છે.

'સફરનું સખ્ય' નામના સંયુક્ત પ્રકાશનના પહેલા ખંડ 'સખ્ય અને બીજાં કાવ્યો' (હરિશ્ચંદ્ર ભટ્ટ) માંની કવિતા, કલ્પના અને ઊર્મિ છતાં જ્યારે વિચાર ગદ્યની પેઠે પદ્યમાં વહે છે ત્યારે કવિતા જેવી રક્ષ લાગે તેવી-માર્દવ વગરની, અર્થભારે લચી પડતી જણાય છે. પ્રણયકાવ્યોમાં કવિતાનું લાલિત્ય

કેટલાક પ્રમાણમાં પ્રગટે છે સંગ્રહ લેખકના લેખનસામર્થ્યની તો ગવાહી આપે છે એ પ્રકાશનના બીજા ખંડ 'સદ્દર અને બીજાં કાવ્યો' (મુરલી ઠાકુર) માંના ગેય કાવ્યોમાં હૃદય અને છંદોબદ્ધ કાવ્યોમાં બુદ્ધિ આવિર્ભાવ પ્રકટે છે, પરન્તુ બેઉના આવિર્ભાવો પૂરતું ઊંડાણ નથી દાખવતા આશાની કાંઈક ઝાંખી કરાવતી પ્રયોગદશાની એ કવિતાઓ છે

'રસુડો અને સૌરભ' (હરિશ્ચન્દ્ર ભટ્ટ) માં થોડી અંગ્રેજી ઉપરથી કરેલી અનુવાદ કૃતિઓ છે અને બીજાં મૌલિક કાવ્યો છે નૂતન શૈલી લેખકને સારી રીતે ફાવી હોય તે દર્શાવતી કવિતાઓ આ સંગ્રહમાં વિશેષ છે કેટલાંક સુરેખ ઊર્મિગીતો પણ છે સુગમ ભાવનાં નિદર્શક નર્મ કાવ્યોમાં લેખક ઘણે સ્થળે ઊંચું કવિત્વ દાખવી શકે છે.

'ખંડેર, ઝરણો, સૌભાગ્ય' (ભાગીરથ મહેતા) નામના કવિતાસંગ્રહમાં લેખકની ઉદ્દેશનિષ્ઠ ભક્તિનું દર્શન થાય છે કવિતાતત્ત્વનું દર્શન મોળું છે

'ચિત્રલેખા' (રમણ વકીલ) પ્રણય, પ્રકૃતિ અને જીવનને સ્પર્શતાં છંદોબદ્ધ અને ગેય કાવ્યોનો આ સંગ્રહ સુરેખ સરળ ભાષા અને સ્પષ્ટ અર્થનું દર્શન કરાવતી કવિતાઓ આપે છે થોડી હળવી કવિતાઓ પણ તેમાં છે ઊર્મિ અને કલ્પના તેજસ્વી ન હોવાને કારણે તેમાં મોળપ લાગ્યા કરે છે

'મારું માથા મૂકવે' (લ દા નરેગામી)માંનાં કાવ્યો દેશ માટેની સમર્પણની ભાવનાં ઉદ્દામ આવેગ, સરકારી ભાષા અને શુદ્ધ છંદોરચનાથી યુક્ત છે

'રમન' (સ વિપિન ચીનાઇ) એ જુદા જુદા નવીન કવિતાસેવકોની વાનગીનો સંગ્રહ છે કેટલીકમાં કેવળ અનુકરણવૃત્તિનું જ દર્શન થાય છે

'પ્રભાત નર્મદા' ('પતીલ') અત્યંત સંવેદનશીલ માનસમાંથી ઊછળતી ઊર્મિઓ આ કવિતાસંગ્રહમાં અવલોકી શકાય છે અને નાનાલાલ–'કલાપી'–'સાગર'ની મસ્તી તેમની ગઝલોમાં અને ગીતોમાં ઊતરી હોવાનો ભાસ થાય છે, પરન્તુ તેમાં વાસ્તવિક ઊર્મિ કરતાં ઊર્મિલતા વિશેષ છે આળા હૃદયના ચિત્કાર અને વિષાદનો પ્રતિધ્વનિ તેમાંથી પ્રગટે છે 'પતીલ' નવી પેઢીના કવિ છે, પરન્તુ અર્થઘનતા કરતાં ભાવુકતા તેમનામાં વધુ સ્ફુરે છે તેમના નવા છંદપ્રયોગો કવિતાપ્રવાહને માટે યોગ્ય હોય તેમ જણાતું નથી

### ખંડકાવ્યો

કવિતાસંગ્રહોના પ્રમાણમાં ખંડકાવ્યો બહુ જ ઓછાં લખાયાં છે નવીન પેઢીની કવિતામાં સ્વાનુભવરસિકતા જેટલી ઊતરી છે તેટલી સર્વાનુભવરસિકતા નથી ઊતરી અને મહાકાવ્યો તથા ખંડકાવ્યોના આલેખનમાં

સર્વાનુભવરસિકતાનો કવિનો ગુણ જ આવશ્યક હોય છે આપણે ત્યાં જણાતી ખંડકાવ્યોની દુર્લભતા સર્વાનુભવરસિકતાની ઊણપને આભારી છે.

'રતન' (ચન્દ્રવદન મહેતા) એ નવીન પેઢીની કવિતામા લખાયેલુ પ્રથમ પંક્તિનુ ખંડકાવ્ય છે, ને ભગિનીસ્નેહની મગળ ગાથા સમુ છે. વસ્તુ નાનું હોવા છતા ૧૬૦૦ પંક્તિઓનું એ લાંબુ કાવ્ય વાતાવરણ અને પાત્રમાનસને સુંદર તથા ભાવભરી રીતે રજૂ કરે છે. એ કાવ્ય પૃથ્વી છંદની એક સિદ્ધિ સમુ બન્યું છે. વસ્તુવિષય જોકે જૂનો છે, પરન્તુ કવિની સહૃદયતા તેને અભિનવતા અર્પે છે.

'આચના' (સ્વપ્નસ્થ) એ ૪૦૦ પંક્તિઓનું ખંડકાવ્ય છે. નિષ્ફળ નીવડેલા પ્રણયનુ વિલાયેલુ સ્વપ્ન તેમાં સરસ પ્રવાહી શૈલીમા ગવાયુ છે, ઊર્મિપ્રાબલ્યથી ભરપૂર છે.

'તપોવન', 'મહાત્મા' અને 'આપદ્ધર્મ' (ગોવિંદ હ. પટેલ)માના પહેલામા 'સાવિત્રી અને યમ' તથા 'યજ્ઞશિખા' એ બે ખંડકાવ્યો છે બીજુ બોધપ્રધાન સવાદકાવ્ય છે. લખક નરસિંહરાવ અને 'કાન્ત'ની શૈલીએ પૌરાણિક તથા ઐતિહાસિક પ્રસંગોને કાવ્યમા ગૂથે છે, પણ વર્ણનનો વિસ્તાર કાવ્યની સમગ્ર અસરને કાંઈક ઝાંખી કરે છે કાવ્યનો ધ્વનિ જીવનને સ્પર્શીને બોધપ્રધાન બને છે એટલે અંશે રસનિષ્પત્તિ ઊણી રહે છે. ત્રીજુ પ્રવાહી અને રસમય શૈલીમા લખાયેલુ છે અને પહેલા બે કરતા ઉચ્ચ કોટિમા આવે તેવુ છે. શૈલી સ્વચ્છ અને છંદોરચના તથા છંદોવિધાન સુંદર છે.

'કથાકુંજ' (ચંદ્રકાન્ત ઓઝા)મા મોટે ભાગે પૌરાણિક કથાકાવ્યો છે કુન્તીની પરાસ્તતા, હરિશ્ચંદ્રની કસોટી, કચ-દેવયાની, અને વર્તમાન કાળે બનેલી વઢવાણની રાણકની મૃત્યુની કરુણ ઘટના, એમાની છેલ્લી કથા વિશેષ આકર્ષક બની છે. અસાધારણ આત્મબળ અને લાગણી તેમા વણાયા છે બીજા કાવ્યો સામાન્ય કોટિના છે મુખ્ય અને ગૌણ બધાય પ્રસગો એક સરખી અભિનવતા ન બતાવે ત્યારે કથાકાવ્યો અને ખંડકાવ્યો ઇષ્ટ ફળદાયી બની શકતા નથી

'કુરુક્ષેત્ર' (કવિશ્રી નાનાલાલ) એ કોઈ પણ પેઢીની કવિતાનો નમૂનો દર્શાવતુ મહાકાવ્ય નથી–સ્વકીય ડોલનશૈલીનુ અનેરુ મહાકાવ્ય છે ૧૯૨૬ થી કવિશ્રીએ તેનુ લેખન શરૂ કરેલુ અને ૧૯૩૯મા તે પુરુ થયુ ચૌદ વર્ષમા એના કાંડો ક્રમસર નહિ પણ છૂટક છૂટક બહાર પડ્યા છે, એટલે એનુ એકંદર મૂલ્ય કોઈ એક જ વિવેચકની કલમે હજી અંકાયુ નથી કવિની ડોલનશૈલીની, ઉપમા–અલંકારોની, દિવ્યતા તથા ભવ્યતાને આવરી લેનારી કલ્પ-

નાની અને તેટલી વાણીની નિર્બળતા તથા મર્યાદા સર્વવિદિત છે. મહાભારતની મહાકવિતા પોતાની શૈલીએ ગાવાની સ્વપ્રતિજ્ઞા કવિએ આ મહાકાવ્યમાં પૂર્ણ કરી બતાવી છે. ડોલનશૈલી પ્રારંભમાં ગુજરાતને જેટલી આકર્ષી શકી હતી તેટલી હવે તે આકર્ષતી નથી. એટલે આ મહાકાવ્ય જોકે પૂરતું આકર્ષણ નહિ કરે, તોપણ મહાકાવ્યના અનેક ગુણો અને સમૃદ્ધિથી ભરપૂર તેની રચના બની છે અને તેની પાછળ કવિએ લીધેલો શ્રમ, ટકાવેલી ધીરજ ને પકડી રાખેલી ખંતનો ખ્યાલ તે પરથી આવ્યા વિના રહેતો નથી.

### મુક્તક-સંગ્રહો

કવિતામાં વણાયેલા વિચારમુક્તો અર્થાત્ સુભાષિતો પ્રાચીન કાળથી સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવતાં રહેતાં છે. પૂર્વે દુહા-સોરઠામાં જે ચાટૂક્તિઓ ગૂંથાતી તે પરિપાટી હવે ઓછી થઈ છે. આ પાંચ વર્ષમાં આ પ્રકારની કવિતારચના બહુ ઓછી થઈ છે.

'પાંખડી' (જેઠાલાલ ત્રિવેદી)માં સંસ્કૃત સુભાષિતોની શૈલીના અને કવચિત્ નવીનતાથી ઓપતા વિચારમુક્તકો દોહરામાં ઉતારેલાં છે.

'શતદલ' (ઇંદુલાલ ગાંધી)ને મુક્તકો કહેવામાં આવ્યાં છે કારણ કે તેમાં મુક્તકના જેવો ધ્વનિ છે. વસ્તુતઃ તેમાં દીર્ઘ ધ્વનિકાવ્યો પણ છે.

'ચિનગારી' (તુરાબ)માં આલંકારિક, કલ્પનાપ્રધાન અને ભવ્ય સ્ફુટ વિચારો સંગ્રહેલા છે પરન્તુ તે પદ્ય નહિ—ગદ્ય મુક્તકો લેખાય તેવા છે.

'ભાવના' (મનોરમા મગનલાલ ઓઝા)માં અંતરાત્માના નાદે પ્રેરેલા ગનો ભાવો કાવ્યોચિત ગદ્યમાં ગૂંથેલા છે. ભાવનાઓ જીવનના અનેક પાસાંઓને સ્પર્શે છે અને પવિત્ર વિચારોનો પ્રતિધ્વનિ પાડે છે.

### ભાષાંતરો

'ગુલે પોલાંડ' (ઉમાશંકર જોશી) એ મિસ્કિયેવિચના 'ક્રીમિયન સૉનેટ્સ'નું ભાષાંતર છે. કુદરતનાં રમ્ય દશ્યો અને કાવ્યનું કરુણ વાતાવરણ હૃદયને હલમલાવે તેવું છે. સંસ્કૃત સમાસો અને સંસ્કૃત કવિતાની સૂત્રરૂપાત્મક ઉક્તિઓ તેમાં થોડા શબ્દો દ્વારા વિશેષ અર્થભાર ભરે છે, તેથી શબ્દાળુતા દૂર રહે છે, પરન્તુ અર્થબોધ માટે તો તેનું પુનઃ પુનઃ વાચન કરવું પડે છે. એમાં આપેલો 'સૉનેટ' વિશેનો નિબંધ અનેક દૃષ્ટિઓની વિચારણાપૂર્વક લખાયેલો છે.

'રાસપંચાધ્યાયી' (અમૃતલાલ ના. ભટ્ટ) એ ભાગવતમાંથી સમશ્લોકી અનુવાદ રૂપે ઉતારેલું એક ખંડકાવ્ય છે. મૂળ પ્રતિની તેની એકનિષ્ઠતા અને અર્થબોધની ઉત્કટતા એ આ ભાષાંતરની વિશિષ્ટતા છે.

'ગીતાધ્વનિ' (કિશોરલાલ મશરૂવાળા): ગીતાનું આ સમશ્લોકી ભાષાંતર નવી આવૃત્તિમાં કેવળ નવા સમું બન્યું છે, અને મૂળને લક્ષ્ય કરીને શબ્દાળુતા વિના સરલતા કેવી રીતે આવી શકે તેનો એક સરસ નમૂનો તે પૂરો પાડે છે.

## મધ્યમ પેઢી

### કવિતાસંગ્રહો

'કલ્યાણિકા' (કવિ ખબરદાર)માં ઈશ્વરવિષયક વિરલ દિવ્ય અનુભવોનું પ્રકટીકરણ ભજનોના ઢાળમાં એક ભક્તની ઊર્મિથી કરવામાં આવેલું છે ઇશ્વરના સ્પર્શ માટે પાંચ પગથિયાં નિરૂપીને સરલ વાણીમાં ભક્ત હૃદયના ભાવો દર્શાવ્યા છે.

'રાષ્ટ્રિકા' (કવિ ખબરદાર) એ રાષ્ટ્રોત્થાનને પ્રેરનારાં કાવ્યોનો સંગ્રહ છે. દેશપ્રીતિ, ઉત્સાહ, શૌર્ય, આશા અને સ્વાર્પણની ભાવના એ કાવ્યોમાં ધબકે છે. ઊર્મિ જગાડવામાં તેનાં ગાન-નાદ પણ હિસ્સો આપે છે.

'લીલિયરાજ' (કવિ નાનાલાલ) એ ભૈરવનાથના ખાવાનું રાસડાના ઢાળમાં ઉતારેલું એક સરસ શબ્દચિત્ર છે.

'સોહાગણ' (કવિ નાનાલાલ): પ્રૌઢાવસ્થામાં જૂના પ્રેમનાં સંસ્મરણો દ્વારા નવજીવનનનો અનુભવ કરતા કવિનો મનોહર લલકાર આ કાવ્યમાં ઊતરીને પ્રેમભાવનાની નિર્મળતાને જગાડે છે. એવી જ બીજી છંદોબદ્ધ કાવ્યકૃતિ 'પાનેતર'માં કવિએ લગ્નવિધિમાં આવતા આચારોને સ્ત્રીમુખની નિર્મળ સ્નેહનીતરતી વાણીમાં ગૂંથીને દાંપત્યભાવોને રેલાવ્યા છે.

'એકતારો' (ઝવેરચંદ મેઘાણી)માંનાં ગીતો, કાવ્યો અને ભજનોમાંનાં કેટલાંક પ્રસંગલક્ષી હોવા છતાં તેમાં જે પ્રાણવાન ઊર્મિતત્ત્વ રહેલું છે તેણે કરીને તે આકર્ષક બની રહે છે. કેટલાંકની ગેયતા અને કેટલાકની ભાવનૂતનતાને કારણે તે સ્મરણમાં જડાઇ જાય તેવાં છે. કલ્પના અને સહૃદયતાની આરપાર વહેતી વાણી ચોટ લગાડનારી બને છે. દેશ્ય શબ્દો અને સંસ્કૃત શબ્દોનો અણમેળ કોઇ વાર ખૂંચે છે ખરો.

'તેજછાયા' (જયમનગૌરી પાઠકજી): છંદ, ગીત અને રાસ એ ત્રણે પ્રકારની કવિતાઓના આ સંગ્રહમાં ભાવદર્શન સ્વચ્છ છે, પણ ઊર્મિ મપાદી પર જ વહે છે અને કલ્પના મર્યાદિત ઉડ્ડયન કરે છે. પ્રેમ, પ્રકૃતિ અને જીવનના કોઈ કોઈ પ્રસંગો કવિતાના વિષયો છે.

'હંસમાનસ' (કવિ હંસરાજ): ઉત્સાહ, કરુણા, રાષ્ટ્રપ્રેમ તથા જીવનબોધને આવરી લેતી કવિતાઓનો આ સંગ્રહ સ્પષ્ટ ને સરલ વૈગભરી ભાષાને

કારણે કવિતાપ્રેમી સામાન્ય જનતાને ગમી જાય તેવો છે જીવનદૃષ્ટિનું ઊંડાણ કે ઉચ્ચ પ્રતિભાની ન્યૂનતા હોવા છતાં છંદપ્રભુત્વ દર્શાવતી એ કવિતાવાણીમાં શ્રવણસુખદતાનો ગુણ રહેલો છે

'નવરંગી ફૂલ' (નાગરદાસ અ પંડ્યા) પ્રૌઢતાભરી સંસ્કૃત શૈલીમાં લખાયેલાં ખંડકાવ્યો, ઊર્મિગીતો અને મુક્તકોનો આ સંગ્રહ છે કથનશૈલી સ્પષ્ટ અને સ્થાનિક રંગપૂર્ણ છે ચેતનયુક્ત તરલતા ઓછી છે

'તમૂરાનો તાર' (મોરારજી કામદાર) બોધપ્રધાન કવિતા, ફારસી ગઝલો, ભજનો, દુહા વગેરેનો આ સંગ્રહ ઉપર દલપતશૈલીની સ્પષ્ટ અસર છે

'ઊર્મિ' (રતનજી શેખકરગનગનવાડી) ઊર્મિકાવ્યો, દેશભક્તિનાં કાવ્યો, અવસાનકાવ્યો, ખંડકાવ્યો, રાસો, નાનકા પ્રેમો વગેરેનો આ સંગ્રહ જુદાજુદા કવિતા-પ્રયોગોની ભાગીપીરસ છે. બધાં કાવ્યોમાં સમાન ગુણવત્તા નથી અને શૈલીઓની પણ વિવિધતા છે

'ખુનસુનના કાવ્યો' (કાન્તિપ્રસાદ વોરા)માં ખંડકાવ્યો, પ્રણયગીતો, ઊર્મિગીતો, રાસો, વસંતગીતો, દેશગીતો, હાસ્યગીતો એવી વિવિધતા છે, પરન્તુ બધાં સામાન્ય કોટિનાં અને 'કાન્ત'-નરસિંહરાવનાં અનુસરણ જેવાં છે

'રસધારા' અને 'પારસિકા' (જહાંગીર માણેકજી દેસાઇ) પદ્યદૃષ્ટિએ લગભગ નિર્દોષ અને સુઘડ એવી આ સંગ્રહોમાંની કવિતા ગદ્યમાં કહેવા જેવી વસ્તુઓને સહાળુ શૈલીએ પદ્યનો અવતાર આપે છે શૈલીમાં કવિ દલપતરામ અને કવિ ખબરદારનું અનુકરણ મોટે ભાગે છે અને કવિ ખબરદારની પેઠે તેઓ નાના છંદપ્રયોગો પણ કરે છે 'પારસિકા'માં જરથોસ્તી ધર્મની સમીક્ષા, ધાર્મિક ઉદ્બોધન, પ્રસિદ્ધ પુરુષોની કથાઓ અને ઇરાની ઇતિહાસનું વિહંગાવલોકન છે

'ત્રિવેણી' (પુષ્પા રમણલાલ વકીલ) છંદોબદ્ધ કવિતા, રાસો અને મુખ્યત્વે બાળગીતો એવી ત્રિવિધતા 'ત્રિવેણી'માં રહી છે રાસોમાં પ્રેમાનંદ નરસિંહ અને નાનાલાલની પ્રેરણા છે ગીત-રાસ કરતાં છંદોબદ્ધ પ્રણય કાવ્યોમાં ભાવરૂપે કાવ્યતત્ત્વ વિશેષ પ્રમાણે છે

'પરિમલ' (રમણીકલાલ દલાલ) કેટલાક પરભાષાનો આધાર લઈને લખેલાં અને કેટલાંક મૌલિક એવાં કાવ્યોનો આ સંગ્રહ છે અંગ્રેજીને આધારે લખાયેલાં કાવ્યોમાં શબ્દયોજનામાં કંઈક કૃત્રિમતા લાગે છે તો મૌલિક કાવ્યોમાં શબ્દસૌષ્ઠવ ઠીક જળવાય છે છંદોરચના શુદ્ધ છે પ્રકૃતિ, જીવન અને પ્રણય એ વિષયો મોટા ભાગની કવિતાને સ્પર્શે છે

'કલાપૂર્ણી' (ઉપેન્દ્રરાય નાગરલાલ વોરા) વાણી કે વિચારમાં અભિ

નવતા વિનાની, વૃત્તો અને ગીતોમા લખાયેલી સામાન્ય કોટિની કવિતા અને ભક્તિના પદોનો એ સગ્રહ છે.

'૩પદેશા' (ભગવાનલાલ માકડ) ગરબી, ભજનો અને રાગ–રાગિણીઓમા લખેલી એમાની કવિતા શુદ્ધ–સરલ ભાષામા વહે છે અને વિશુદ્ધ હૃદયભાવો, આસ્તિકતા તથા અધ્યાત્મનો રગ તેને લાગેલો છે.

'પકજ–પરિમલ' (કમળાબહેન ઠક્કર)મા મારાં ભાવગીતો રાગ–રાગિણીઓમા લખાયેલા છે ભક્તિ અને હૃદયશુદ્ધિ એમાના ગીતોનો મુખ્ય ધ્વનિ છે નવા યુગનો ધબકાર નથી.

'બોધબાવની' અને 'મનુની ગઝલો' (મનુ હ દવે)માના પહેલા પુસ્તકમા વ્યાવહારિક તથા નૈતિક શિક્ષણસૂત્રો દલપત શૈલીએ મનહર છદમા ગૂથ્યા છે અને બીજામા સામાન્ય ગઝલોનો સગ્રહ છે બેઉમા કાવ્યતત્ત્વ ઓછુ છે.

'કુમળ' (સ્વ તરુણેન્દ્ર મજુમદાર) અકાળે અવસાન પામેલા જુવાન કવિની પ્રયોગદશાની સામાન્ય કવિતાઓનો એ સગ્રહ છે.

'કાગવાણી ભા ૧–૨' (કવિ દુલા ભગત) ભાટ અને ચારણોના લાક્ષણિક કવિતાશૈલીમાં નૂતન રાષ્ટ્રભાવોને અનેરી સ્વાભાવિકતાથી વણી લેતી કવિતાઓના આ સગ્રહો કેવળ માર્મિક અને સુદર વિચારોથી જ નહિ પણ ઝડઝમક, લોકઢાળો અને વેગભર્યા છદોલયથી સમાજને ડોલાવવાનુ સામર્થ્ય બતાવી આપે છે તળપદી વાણી અને તળપદા અલકારો આ શૈલીની એવી વિશેષતાઓ છે કે જે સમાજના બધા થરોને પહોચી વળે તેમ છે.

'કારાણી કાવ્યકુંજ ભાગ–૨' (દુલેરાય કારાણી)મા કચ્છી પ્રતિહાસના કથાગીતો, નીતિબોધના ચાબખા અને વતનપ્રેમ પ્રતિનો ભક્તિભાવ દર્શાવતી સામાન્ય કવિતાઓ વગેરે ગ્રથ્યુ છે.

'લલિત કાવ્યસગ્રહ' (લલિતાશકર વ્યાસ) એ નર્મદના ઉત્તર કાળના સમકાલીન કવિ લલિતાશકર વ્યાસની કવિતાઓનો સગ્રહ છે ઘણીખરી કવિતાઓ પ્રાસગિક સ્વરૂપની છે અને કેટલાક દૃશ્ય નાટકોના ગીતો આપેલા છે આછા કાવ્યતત્ત્વવાળી એ કવિતાઓ છે અને જેમના તેનો મુખ્ય ગુણ છે દલપત–નર્મદ યુગની કવિતાઓનુ સ્વરૂપ તે દાખવે છે

'ઉત્ક્રાન્તિકાળ યાને વર્ણધર્મમીમાંસા' (વિદ્યારામ વસનજી ત્રિવેદી) એ પદ્યમા સનાતન હિદુ ધર્મની સમીક્ષાનુ પુસ્તક છે ધાર્મિક જીવન ગાળવાના માર્ગનો બોધ અને ઉદ્બોધન એ તેમાનુ મુખ્ય તત્ત્વ છે કવિતાનો પ્રકાર કેવળ સામાન્ય છે.

'શ્રી કૃષ્ણમહારાજ કાવ્ય' (રાજકવિ પિંગળશીભાઈ પાતાભાઇ) અને

દરદાન પિંગળશીભાઇ) પ્રસંગવક્ષી કાવ્યોનો એ સંગ્રહ છે. લોકકવિતા અને દલપતશૈલી બેઉનુ તેમા મિશ્રણ છે. રાજાઓ અને કવિઓને ઉત્કૃષ્ટ જીવન પથે વાળવાનો તેમા બોધ છે. મુખ્યત્વે તો મા ા કાનને ગમે તેવી એ કવિતાઓ છે.

'પદ્યમધ' (નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી) લેખકની સર્વ પ્રકારની કવિતાઓનો આશરે ૭૦૦ પાનાનો આ ગ્રથ છે કવિતાઓમા પ્રેમાનંદ, દયારામ અને દલપતરામની છાપ છે. ધર્મ, નીતિ તથા વર્તમાન સામાજિક સ્થિતિ વિશેની બોધક તથા કટાક્ષાત્મક કવિતાઓ વિશેષ છે

**ભાષાંતરો**

'રઘુવંશ' (નાગરદાસ અ. પડચા)નું સમશ્લોકી ભાષાતર આ પહેલુ જ છે, અને સમશ્લોકિતા ઉતારવાની કઠીનતાને જો બાદ કરીએ તો એમા પ્રસાદગુણ પણ ઠીક જળવાયો છે.

'મેઘદૂત' (ત્રિભુવન વ્યાસ) એ સમશ્લોકી નથી, પરન્તુ તેનો ઝૂલણા છંદ જેવો ગેય છે તેવી જ સરલ શિષ્ટ વાણી ભાષાતરકારની છે, એટલે સમ શ્લોકી ભાષાતરોની કિલષ્ટતા તેમા ઊતરી નથી, અને સરલતા તથા સુગેય તા તેને મળી છે મૂળ પ્રતિ એકનિષ્ઠ રહેવા સાથે ભાષાતરને સુગમ્ય બનાવવાનો તેમનો પ્રયત્ન સફળ થયો છે.

'શ્રીમદ્ ભગવદ્ગીતા' (રણછોડલાલ કેશવલાલ પરીખ) નું આ ભાષાંતર હરિગીત છંદમા છે તે સરલ છે પરન્તુ ભાષાની અભિવ્યક્તિમા શિથિલ છે

'સુવર્ણમોહિની' (દિવાળીબહેન ભટ્ટ) એ મદાક્રાન્તા વૃત્તમા વિલિયમ મોરીસના Atalanta's Raceનું ભાષાતર છે. ભાષા સરકારી છે.

**કટાક્ષ-કાવ્યો**

'પ્રભાતનો તપસ્વી' અને 'કુક્કુટદીક્ષા' ('મોટાલાલ' કવિ અરદેશર ફરામજી ખબરદાર) એ બેઉ અનુક્રમે કવિશ્રી નાનાલાલના ડોલનશૈલીના કાવ્યો 'ગુજરાતનો તપસ્વી' અને 'બ્રહ્મદીક્ષા'ના પ્રતિકાવ્યો છે કવિ નાનાલાલને અપદ્યાગદ્યથી પાછા વાળવાને એ પ્રતિકાવ્યો જન્મ્યા હતા. કવિ નાનાલાલ પોતાની ડોલનશૈલીથી પાછા વળતા નથી, પરન્તુ ડોલન શૈલી પ્રતિના કટાક્ષ રૂપે એ બેઉ કાવ્યો સારી પેઠે આકર્ષણ કરી શકેલા

'કટાક્ષકાવ્યો' (દિનકૃષ્ણ પી જોશી) જુદાજુદા કવિઓના કવિતાસંગ્રહોમા પ્રતિકાવ્યો, કટાક્ષ કવિતાઓ અને કટાક્ષ રૂપ મુક્તકો નાનામોટા પ્રમાણમા સગ્રહાયેલા આમા મળે છે, પરન્તુ કટાક્ષને અનુલક્ષીને લખાયેલી કવિતાઓનો કોઇ ખાસ સગ્રહ પ્રસિદ્ધ થયો નથી 'કટાક્ષ' શબ્દમા જે અર્થ

રહેલો છે તેની દૃષ્ટિએ કવિએ આમાં ગૂંથેલાં સ્વરચિત કાવ્યો શિથિલ છે. તેમાં સ્થૂળ રમૂજ અને રોષ માત્ર છે : માર્મિક કટાક્ષ ક્વચિત્ જ જોવા મળે છે. આવી કવિતા રંજનાત્મક બને, પરન્તુ કટાક્ષના રંજનથી એ રંજન જુદું હોય છે.

### મુક્તક-સંગ્રહો

'દુહાની રમઝટ' (ગોકુળદાસ રાયચુરા અને ગટની મેરૂજા): સંસ્કૃત કવિતામાં અનુષ્ટુપ્ છે એવો ગુજરાતી કવિતામાં દુહો–સોરઠો છે. આમાંનો દુહા–સોરઠાનો સંગ્રહ એ તળપદી વાણીનાં સુભાષિત મુક્તકોનો સંગ્રહ છે. એમાંનાં કેટલાંક મુક્તકો પ્રાકૃત–અપભ્રંશ સુભાષિતોની છાયા જેવાં છે અને કેટલાંક શામળ–દલપતના સમયનાં છે.

'સોનેરી શિખામણ' (પુરુષોત્તમરાય ભટ્ટ) એ પણ દુહા સુભાષિતોનો સામાન્ય સંગ્રહ છે.

### સંપાદિત કાવ્ય-સંગ્રહો

અર્વાચીન કાવ્યોમાંથી ચૂંટણી કરીને તૈયાર કરવામાં આવેલા કાવ્ય-સંગ્રહો થોડા છે. 'હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો' તથા 'આરામાતા અને બીજાં કાવ્યો' એ બેઉ સંગ્રહો શ્રી. નવલરામ ત્રિવેદીએ 'કલાપી'ની કવિતાઓમાંથી વીણણી કરીને તૈયાર કરેલા છે. 'ગ્રામ ભજનમંડળી' (જુગતરામ દવે) એ ગામડાંના વિકાસ માટે સંપાદિત કરવામાં આવેલું લોકસાહિત્ય છે. 'મુળદાસકૃત કાવ્યવાણી' (મહંત ગોધવદાસજી) એ મહાત્મા મૂળદાસનાં ભજનો વગેરેનો સંપાદિત કરવામાં આવેલો સંગ્રહ છે.

### ભક્તિનાં કાવ્યોના સંગ્રહો

આ પેઢીની ભક્તિની કવિતા જૂની અને મધ્યમ પેઢીના મિશ્રણ જેવી છે, પરન્તુ ભાષા, શૈલી અને આકાર મુખ્યત્વે મધ્યમ પેઢીનો છે. ભક્તિનાં કાવ્યોનો એક ભાગ તો પ્રકીર્ણ કવિતાઓના સંગ્રહોમાંજ આવી જાય છે, પરન્તુ આ પ્રકારની કવિતાના ખાસ સંગ્રહો જ અહીં જુદા નોંધ્યા છે.

આ પ્રકારના કાવ્યસંગ્રહોમાં 'રંગ અવધૂત' (પાંડુરંગ વિઠ્ઠલ વળામે)ની રચનાઓ વિશેષે કરીને આકર્ષણ કરે છે મરાઠી અને ગુજરાતી બેઉ ભાષાઓમાં તેમણે કવિતાઓ લખી છે. તેમની ગુજરાતી કવિતા મરાઠીની લાક્ષણિકતાથી મુક્ત નથી, છતાં સરલ અને શુદ્ધ છે 'ગુરુ લીલામૃત'માં ૧૯૦૦૦ દોહરામાં દત્તાત્રેયનું ચરિત્ર, જ્ઞાનકાંડ, કર્મકાંડ, ઉપાસનાકાંડ, દત્ત-કથન વગેરે ખંડો આપેલા છે 'સંગીતગીતા' એ ગીતાનો પદ્યાનુવાદ કાવ્ય-દૃષ્ટિએ શિથિલ પણ ગેય દૃષ્ટિએ વિશિષ્ટ છે. 'જાઓ અવધૂત'માં તેમના

ભજનો છે. તેમા હિંદુ ધર્મની ઉદાર ધર્મભાવના, ઊંડી લાગણી, જ્ઞાન અને અનુભવ પ્રકટ થાય છે 'પત્રગીતા'મા ગીતાના ઉત્તમ ૨૬ શ્લોકોનુ ઓવી છંદમા વ્યાખ્યાન દ્વારા રહસ્ય સમજાવ્યુ છે. 'રંગસ્તવન'મા અવધૂતના અનુયાયીઓએ રચેલા સ્તવનો છે. સતોની પ્રાચીન પ્રણાલિકા મધ્યમ પેઢીની કવિતા દ્વારા ચાલુ રહી છે એમ આ બધા પુસ્તકો સૂચવી રહ્યા છે

'કીર્તન કુસુમમાળા' (જેઠાલાલ મોહનલાલ)મા કવિએ રચેલા ભક્તિ ભાવના કીર્તનો છે

'ડંકપુર યાત્રા' (કાશીભાઇ પટેલ) મા ડાકોરની યાત્રા નિમિત્તે ભક્તિના આર્દ્રભાવો વહાવેલા છે

'સ્તવનાદિ સગ્રહ' (શાહ જશભાઇ ફુલચદ) જૈનોના સ્નાત્રપૂજા આદિ વખતે ગાવા યોગ્ય સ્તવનોના આ સગ્રહમા વિશેષતા એ છે કે તે ભક્તિની કવિતા છે, પરન્તુ તેનુ બધુ ય 'કવિતાપણુ' નાટકી–ફિલ્મી તર્જોમા જ સમાઈ રહેલુ છે પ્રભુસ્તુતિની આધુનિક કાવ્યકલાની તુચ્છતાનુ દર્શન તેમા કરી શકાય છે

**રાસસંગ્રહો**

કવિ નાનાલાલ, કવિ ખબરદાર અને કવિ બોટાદકરના રાસોએ ગેય કવિતાના રસક્ષેત્રમા જે રસ ઉપજાવ્યો છે તે રસ રાસોમાનું વાણીલાલિત્ય કે રાગ–ઢાળ જ નથી, તેમાના અર્થગૌરવે અને લલિતભાવદર્શક ધ્રુવપદોએ પણ મોટો ભાગ ભજવ્યો છે તેમના અનુસરણ અને અનુકરણ કરીને ઘણા નવાજૂના કવિઓએ રાસો લખ્યા છે, પરન્તુ તેમાના બહુ જ થોડા રાસોને જનતાએ ઝીલ્યા છે જે રાસો ઝિલાયા છે તેમા ય અર્થગૌરવ અને લલિત ભાવ જ મુખ્યત્વે કરીને આકર્ષણનુ કારણ બન્યા છે નીચે એ રાસસગ્રહોના નામ તારવીને આપ્યા છે અને જે જે સગ્રહોમા નોધપાત્ર વિશેષતા જણાઇ છે તે દર્શાવી છે.

'ન્હાના ન્હાના રાસ ભાગ ૩' (કવિ નાનાલાલ), 'રાસચદ્રિકા'–કેટલાક નવા અને બીજા જૂના રાસો (કવિ ખબરદાર), 'આકાશના ફૂલ' અને 'મુક્તિના રાસ'–દેશદાઝના તથા સામાન્ય રાસ ગીતો (ત્રંબકલાલ શુક્લ), 'રાસવિલાસ' (ખંડેરાવ પવાર), 'રાસપદ્મ' અને 'રાસકૌમુદી' (મૂળજીભાઇ શાહ), 'રાસપાંખડી'–કુટુબપ્રેમ, સ્વદેશપ્રેમ, પ્રકૃતિપ્રેમના રાસ-ગીત ('વિદિતસુ'. ચીમનલાલ ગાંધી), 'શરત્પૂર્ણિમા', 'નવમાલિકા'–જુદાજુદા લેખકોના રાસોની તારવણી, અને 'રાસ નવીન' (ધૈર્યચદ્ર બુદ્ધ), 'રાસરંજની' (જયુભાઇ રાવળ અને વાડીલાલ શાહ), 'ગીતમાધુરી' (મનુ દેસાઈ), 'રાસગગા' (ચદ્રકાન્ત ઓઝા), 'સૂર્યમુખી' (સુંદરલાલ પરીખ), 'અમર ગીતાંજલિ' (કવિ લાલજી નાનજી), 'રાસપૂર્ણિમા' (જગિપતરામ આચાર્ય),

'ગીતરજની' અને 'રાસકનિકા' (બાલકૃષ્ણ ભટ્ટ), 'રાસબત્રીશી' (ચંદુલાલ શાહ), 'રસિકાના રાસ' (કશનલાલ ચ. પટેલ), 'રાગજ્યોતિ' (ધનિષ્ઠા મજમુદાર).

## જૂની પેઢી

જૂની પેઢીની શૈલીએ આજે બહુ જ ઓછી કવિતા લખાય છે જેઓ લખે છે તેમાનો એક ભાગ પ્રાચીન ભક્તિસંપ્રદાયો સાથે સંપર્ક રાખનારા ભક્ત કવિઓનો છે, અને બીજો ભાગ વિષયાનુરૂપતે કરીને કોઇક જ વાર જૂની શૈલીને પોતાની કોઇકોઇ કવિતારચના માટે પસંદ કરે છે એવી કવિતાઓ નવીન અને મધ્યમ પેઢીના કવિતાસંગ્રહોમાં સમાઈ જાય છે જૂની પેઢીની કવિતાનો વર્તમાન કાળે થતો સમુદાર એ આ પેઢીની કવિતાઓના વર્તમાન કાળે થતા સંગ્રહોનો એક ત્રીજો વિભાગ છે એકંદરે જોઇએ તો આ પેઢીની નવી કવિતા તેજસ્વી લાગતી નથી, તેને બદલે એ પેઢીની કવિતાનો અભ્યાસ વધુ તેજસ્વી જણાય છે અને એ ાા અભ્યાસીઓના સંપાદન સંશોધનકાર્યો વધારે નોંધપાત્ર બને તેવા છે.

'રાસ સહસ્રપદી' અને 'હારમાળા' (મ કેશવરામ કા શાસ્ત્રી)· નરસિંહ મહેતા કૃત આ બેઉ કાવ્યોના આ સમર્થ સંશોધનો છે અને તેમાં પ્રાચીન પદ્યરચનાના અંકોડા મળી રહે છે ગણી સગ્ગી હસ્તપ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે 'ઉષાહરણ' (મ ભોગીલાલ સાંડેસરા) પાઠ સંશોધનની ચીવટાઇ અને વિદ્વત્તાભર્યો ઉપોદ્‌ઘાત એ તેની વિશેષતાઓ છે. 'કુવરબાઇનુ મામેરુ' (સ મગનલાલ દેસાઇ) અભ્યાસીઓ અને એ જૂના કાવ્યના રસિકો માટે ત ખાસ તૈયાર કરવામાં આવેલુ છે

'ભજનસંગ્રહ' (સ પ બેચરદાસ) કબીર, નાનક, નરસિંહ, દયારામ નિષ્કુળાનંદ, મુક્તાનંદ, સૂરદાસ અને કેટલાક જૈન ભક્તોના ગીત–પદ–ભજનોનો આ સંગ્રહ છે તેમાની ચૂંટણી સરસ છે, પરન્તુ વિશિષ્ટ દષ્ટિ તો તે તે કવિઓની ભાષાના અને તેમણે કરેલા શબ્દપ્રયોગોના અભ્યાસની છે

'ગવરી કીર્તનમાળા' (સ ભક્ત) ૧૭૫ વર્ષ પહેલાં થઇ ગયેલા ગવરીબાઇના વૈરાગ્યના પદોનો આ સંગ્રહ છે કીર્તનો કેવળ સામાન્ય પ્રકારના છે

'નિરાંતકાવ્ય' (સં નટવરલાલ લલ્લુરામ પંડ્યા) વડોદરાની નિરાંત પંથની ગાદીના મહંતની પ્રેરણાથી એ પંથમાં થઈ ગયેલા ભક્તો અને કવિઓએ રચેલા પદો–ભજનોનો આ સંગ્રહ થવા પામ્યો છે જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની ભાવના અને પદોની વાણી એ બધુ ય તળપદુ છે. 'રવિભાણ સંપ્રદાયની વાણી' (પ્ર મછારામ મોતીરામ) ખભાળિયા તથા શેરખીના

સમ્પ્રદાયની ગાદી સ્થાપનાર ભાણ સાહેબ, તેમના શિષ્ય રવિ સાહેબ, ખીમદાસજી અને બીજા સંતોની પદ્યવાણીનો આ સંગ્રહ છે ભાણ સાહેબ ૧૮મા શતકના ઉત્તરાર્ધમાં થઇ ગયા. નરસિંહ મહેતા પછી જેટલા પદપ્રકારો યોજાયા છે તેનાં અનુકરણો આમાંના પદોમાં દેખાઇ દે છે 'પ્રેમરસવાણી' (મહારાજ નારાયણદાસજી)માં ભજનોનો સંગ્રહ છે, જેમાં ઉપનિષદ્ કાળથી માંડીને ૧૮–૧૯મી સદી સુધીનાં સંતોની વાણીની અસર દેખાય છે

---

## નાટક

નાટકનું સાહિત્ય ગુજરાતી ભાષામાં ઘણું દૂબળું રહેલું મનાતું આવ્યું છે, પણ તે દેખાય છે એટલું દૂબળું નથી તે દૂબળું દેખાય છે તેનું કારણ એ છે કે ભજવવાનાં નાટકો પૂરેપૂરાં છાપીને પ્રસિદ્ધ કરવામાં આવતાં નથી, માત્ર ગાયનો અને સારની પુસ્તિકાઓ છાપીને નાટક જોનારાઓ માટે એ નાટકોને અનાગત રાખવામાં આવે છે એ ખરું કે રંગભૂમિની રચના, પાત્રોનાં કાર્ય તથા ગતિ, ભાવોની ઉત્કટતા તથા શિથિલતા એ બધા દૃષ્ટિના વિષયો છે અને તેથી એ નાટકો દર્શનપ્રધાન હોઇ વાચનક્ષમ ઓછાં બને છે દૃશ્ય, કાર્ય, ગતિ, ભાવ ઇત્યાદિ દૃષ્ટિના વિષયોને વાચનક્ષમ બનાવી શકાય, પણ દૃશ્ય નાટકોના પ્રયોજકો એ તકલીફ લેતા નથી કદાચ તેઓ એમ માનતા હશે કે નાટક વાંચનારાઓ તેનો પ્રયોગ જોવા માટે નહિ આવે વર્ષોથી આ જ પદ્ધતિ દૃશ્ય નાટક ભજવનારાઓ પકડી રહ્યા છે જૂની મોરબી અને વાંકાનેર નાટક કંપનીઓ પૂરાં નાટકો છપાવી પ્રસિદ્ધ કરતી, બાલીવાલાની નાટક કંપનીનાં કેટલાંક ઉર્દૂ નાટકો ગુજરાતી લિપિમાં છપાયેલાં હતાં, અને ઘણાં મરાઠી નાટકો પણ પૂરેપૂરાં પ્રસિદ્ધ થયેલાં જોવામાં આવે છે, પરન્તુ ગુજરાતી નાટક કંપનીઓએ એ પદ્ધતિ વર્ષોથી તોડી છે તે પાછી જોડી નથી રંગભૂમિની રચના, કાર્ય, ગતિ, ભાવાદિને દૃશ્ય ને શ્રાવ્ય સ્વરૂપે જ રજૂ કરવા ઉપર તેમને પોતાની સફળતાનો વિશ્વાસ હશે, લેખનમાં તે રજૂ કરવામાં તેમને કદાચ સફળતા માટે વિશ્વાસ નહિ હોય, પણ કેટલાંક દૃશ્ય નાટકો વાચ્યસ્વરૂપે પણ રસદાયક થવાની ગુણવત્તાવાળાં હોય છે પૂરાં નાટકો પ્રસિદ્ધ કરવાથી પ્રજાર્થી તેમને આર્થિક હાનિ થવાનો ભય હોઇ શકે એવું લાગે છે કે નાટકસાહિત્યની દૂબળી અવસ્થા એ નાટકો પુસ્તકાકારે અપ્રસિદ્ધ રહેતાં હોવાથી વિશેષ દેખાય છે

બોલપટો પણ નાટકો તો છે જ, પરન્તુ તેમાં વાચ્ય ગુણ ઓછો અને

દસ્ય ગુણ વિશેષ હોય છે, છતાં જનતાના મન ઉપર નાટકનું દર્શન જેટલી પ્રબળ અસર પાડે છે તેટલી જ પ્રબળ અસર બોલપટો પાડે છે, એટલે લોકમાનસ ઉપર સાહિત્યની સંસ્કારયુક્ત અસર પાડવાની દૃષ્ટિએ બોલપટો નાટકના પ્રદેશમાં જ આવી જાય કે કાંઈક વાચ્ય ગુણની ઓછપને લીધે અને કાંઈક મોટા ભાગના બોલપટો હિંદી ભાષામાં હોવાને લીધે ગુજરાતી સાહિત્યમાં એ બોલપટોની ગણત્રી કરવામાં આવતી નથી સાહિત્યના પત્રો કે સાહિત્ય-વિવેચનના ગ્રંથો એની સમીક્ષાથી દૂર રહે છે બોલપટના વિવેચન સમીક્ષાનું કાર્ય તે માટેના ખાસ પત્રો જ કરે છે, પરંતુ એ વિવેચનો બોલપટોના ટેકનિક, પાત્રોના પોશાક, સંગીતની સરસતા-નીરસતા, પ્રસંગોની રજૂઆતને સ્પર્શતા વિશેષ પ્રમાણમાં હોય છે વસ્તુસંકલના, સંવાદની યથાર્થતા, ભાવનિરૂપણની દૃષ્ટિએ વાણીનો સુમેળ ઇત્યાદિ સાહિત્યસ્પર્શી અંગોને એવા વિવેચનોમાં ક્વચિત જ વાર ગણનામાં આવે છે આની છણાવટ જરૂરી લાગે છે, કારણ કે વર્તમાન નાટક સાહિત્યનું એ એક મહત્ત્વનું અંગ બની ગયું છે

આ પાંચ વર્ષના ગુજરાતી નાટક સાહિત્યમાં એકાંકી નાટિકાઓનો જ ફાળો સૌથી મોટો છે, એક જ વસ્તુ પ્રતિ નિષ્ઠાવંત એના સંપૂર્ણ નાટકો ગણ્યાગાંઠ્યા છે નાટિકાઓમાંય સાંસારિક-સામાજિક પ્રશ્નોની છણાવટ કરતી અને રમૂદષ્ટિએ હાસ્ય તથા કરુણને અગ્રભૂત બનાવતા વસ્તુઓવાળી નાટિકાઓ વિશેષ છે નવલિકાઓ અને નવલકથાઓના ભાષાંતરોના પ્રમાણમાં નાટક-નાટિકાઓના ભાષાંતર-અનુવાદોનું પ્રમાણ ઓછુ છે

## નાટકો

'પુણ્યકથા' (કવિશ્રી નાનાલાલ) એ વૈરાગ્ય, સંયમ, તપસ્યાના મહિમાગીત સમું નાટક છે ગીત-છંદના છટકાવ સાથે અપદ્યાગદ્યમાં તે લખાયેલુ છે તેના પાત્રો ભાવનાની મૂર્તિ સમા છે અને કાર્યવેગમાં મંદતા દાખવે છે જીવનને પુણ્યવંતું બનાવવાનો સંદેશો તે આપે છે 'મૃગતૃષ્ણા' (ખટાઉ વ જોષી)-મા નાટકનુ સંગઠણ બરાબર નથી એટલે છૂટા છૂટા દશ્યોનો સમૂહ તે બની ગયો છે આધિભૌતિક સુખવાદને મૃગતૃષ્ણા રૂપ ઓળખાવીને એ નાટક બોધપ્રધાન બની રહે છે

'ઇશ્વરનું ખૂન' ('દિવ્યાનંદ') એ નાટક સમારત્યાગી ધર્મગુરુઓના વૈભવવિલાસો ઉપરની જનતાની ધૃણાના પ્રત્યાઘાત રૂપે લખાયેલુ છે, તેનો ધ્વનિ એ છે કે બધા વિરાગી ધર્મગુરુઓ પતિત નથી હોતા, કેટલાક સત્યપ્રેરણા પામ્યા હોય છે અને વ્યક્તિ તથા સમષ્ટિનો ઉદ્ધાર કરી શકે છે એ જ

લેખકનુ બીજુ નાટક 'ભોગી કોણ ?' સાંસારિક નાટક છે, જેમા એક વિષયી પુરુષની કુદૃષ્ટિનો ભોગ થઇ પડેલી પત્નીને તેનો ગુણવાન ને ઉદાર પતિ ક્ષમા આપે છે અને તેમના જીવનના માર્ગો મ્રષ્ટ પરિવર્તન પામે છે. બેઉ નાટકોની શૈલીમા શિથિલતા છે, પરન્તુ પાત્રાલેખન આશાસ્પદ છે.

'અંજની' (રમણલાલ વ દેસાઇ) એ રંગભૂમિ પર ભજવવાની દૃષ્ટિએ લખાયેલુ છતા એક સુવાચ્ય નાટક બન્યુ છે. વર્તમાન સમાજનુ પ્રતિબિંબ ઝીલીને તેમા એ સિદ્ધાંત પ્રતિપાદ્યો છે કે સમાજનુ દુ ખ ધન અને સુખની વહેંચણી કરવાની અવ્યવસ્થામા જ રહેલુ છે. 'કાળચક્ર' (ગોવિંદભાઇ અમીન) એ પાત્રાલેખન અને પ્રસંગવિધાનમા શિથિલ નાટક છે, પરન્તુ લેખકની દૃષ્ટિ સહૃદયતાયુક્ત છે અને તે આ નાટક દ્વારા કહે છે કે ગામડાના જીવન ઉપર ધસતુ શહેરનુ કાળચક્ર ગ્રામજનતાનો અધ પાત કરે છે, અને એ રીતે નાટક કરુણરસપર્યવસાયી બને છે

જેને ઐતિહાસિક કહી શકાય તેવા નાટકો માત્ર બે છે 'વૈશાલીની વનિતા' (પ્રહ્લાદ ચદ્રશેખર દીવાનજી)મા ઇ સ પૂર્વેના ચોથા સૈકાનુ ધાર્મિક, રાજકીય, સામાજિક અને આર્થિક વાતાવરણ તે કાળના ઊંડા અભ્યાસ પછી આલેખવામા આવ્યુ છે પાત્રો ઐતિહાસિક ન હોવા છતા વાતાવરણ સામાજિક ઇતિહાસ લક્ષ્યને સાર્થક કરે છે આખુ નાટક ગદ્યમા છે અને સુવાચ્ય છે, જોકે કલાદૃષ્ટિએ ઊતરતુ છે 'રાજનન્દિની' (કેશવ હ. શેઠ) એ રંગભૂમિ ઉપર ભજવવાની દૃષ્ટિએ લખાયેલુ ગદ્ય-પદ્યયુક્ત ઐતિહાસિક નાટક છે મહારાણી મીનળદેવીના લગ્નકાળથી માંડીને તેની સતીત્વની વિજયભાવના સુધીના પ્રસંગો તેમા ગૂથી લેવામા આવ્યા છે સવાદો અને આડકથા પણ રંગભૂમિની દૃષ્ટિએ યોજાયા છે.

'વહેમના વમળ' (કુલીનચંદ્ર દેસાઇ) એક સામાજિક નાટક છે અને 'યુગદર્શન' (મૃગેન્દ્રભાઈ શાહ) એક રાષ્ટ્રીય નાટક છે બેઉ નાટકો રંગભૂમિ માટે લખાયા છે અને એમેટરોએ ભજવેલા છે નાટક સાહિત્યમા તે ઊતરતુ સ્થાન ધરાવે તેવા છે 'સ્ત્રીગીતા' (રામચદ્ર ઠાકુર) એ શ્રી ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટે લખેલી વાર્તા વીજળી ગામડિયણનુ નાટક રૂપે રૂપાંતર છે. અભણ અને સામાન્ય સ્ત્રીઓ માટે તેમા બોધ રહેલો છે.

'નાગા બાવા' (ચદ્રવદન મહેતા) એ દ્વિઅંકી નાટક છે, જેમા ભિખારીઓની સૃષ્ટિનુ વાસ્તવદર્શી તથા કલ્પનાપ્રધાન વસ્તુ સફળતાથી ગૂથવામા આવ્યુ છે આ ઉપરાંત તેમા બે બાળનાટકો 'રમકડાની દુકાન' અને 'સંતાકૂકડી' તેમજ 'નર્મદ'ની ચરિત્રદર્શક નાટિકા પણ સગ્રહી લેવામા આવ્યા

છે નાટક અને નાટિકાઓ ભજવી શકાય તેના છે તે સાથે વાચનક્ષમ પણ ઓછા નથી

## અનુવાદો

પાચ વર્ષમા ત્રણ જ નાટકો બીજી ભાષાઓમાથી અનુવાદિત થઈને બહાર પડ્યા છે, પણ એ ત્રણે નાટકો સારી કોટિના છે અને નાટક સાહિત્ય મા સારો ઉમેરો કરે છે 'ઉંબર બહાર' (અનુ મૂળશકર પાઘ્યા) એ અત્રેએ લખેલા 'ઘરા બાહેર'નો અનુવાદ છે બહારથી સભ્ય અને ખાનદાન દેખાતા પુરુષો કેવા દુર્ગુણી અને દભી હોય છે તે પ્રત્યેના કટાક્ષ સાથે નાટક કરુણ અને હાસ્યની જમાવટ કરે છે નાટક ગદ્યમા છે અને સંવાદકળા સુન્દર હોવાથી સુવાચ્ય બન્યુ છે 'અવકા' (અનુ માણેકલાલ ગો જોષી) એ શરદબાબુ ના શૈકપર્યવમાથી નાટકનો અનુવાદ છે તેમા સેનાપરાયણ સ્ત્રી દ્વારા દારૂડિયા જમીનદારનુ હૃદયપરિવર્તન દર્શાવ્યુ છે. 'સભાવિત સુન્દરનાથ' (અનુ રત્નમણિરાવ ભીમરાવ) એ જેમ્સ બેરીના Admirable Crichtonનુ રૂપાતર છે. તેમા સામાજિક જીવન અને માન્યતાઓ ઉપર કટાક્ષાત્મક રીતે દૃષ્ટિપાત કરવામા આવ્યો છે અનુવાદ સુવાચ્ય બન્યો છે.

## નાટિકાઓ

એકાકી નાટિકાઓના સંગ્રહો અને નાની છૂટી નાટિકાઓનો ફાલ પ્રમાણમા મોટો છે નાટિકાઓ મુખ્યત્વે સસાર અને સમાજના પ્રશ્નોને સ્પર્શે છે અને કટાક્ષાત્મક તથા પ્રહસનરૂપાત્મક વિશેષાશે છે ચરિત્રાત્મક અને ઐતિહાસિક નાટિકાઓ જૂજ છે એકદરે જોતા નાટકો કરતા નાટિકાઓ કલા-દૃષ્ટિએ વિશેષ ચઢિયાતી છે અને તેથી રગભૂમિ પરના પ્રયોગોમા તેમાની ઘણીખરીને ઠીકઠીક સફળતા વરી છે

'અંધકાર વચ્ચે' (ઇંદુલાલ ગાધી) મા પાચ નાટિકાઓ સંગ્રહી છે વસ્તુ આછુ-પાખુ અને ક્રિયાશીલતા સ્વલ્પ એની આ નાટિકાઓ રમ્યાર્થો સ વાદો જેવી બની છે કવિહૃદય તેની પાછળ ધબકી રહ્યુ છે એટલે કાવ્યાસ્વાદ મેળવી શકાય તેમ છે, પણ તેમા દર્શનક્ષમતા નથી એ જ લેખકનો બીજો નાટિકાસગ્રહ 'અપ્સરા અને બીજા નાટકો' પહેલા કરતા કાઇક ચઢે તેવા આયોજનવાળો છે પાત્રોની મેળવણી તથા મુખ્ય પ્રશ્નને સ્પષ્ટ કરવાની દૃષ્ટિ વધારે લક્ષ્યાર્થી બની છે તેમા ય પાચ નાટિકાઓ છે, અને મા નવજીવન તથા ગાનસ્મમાગને સ્પર્શતા પ્રશ્નો તેના છે રસપ્રધાનના કરતા ઉપદેશ-પ્રધાનના વિશેષ છે

'પરી અને રાજકુમાર તથા બીજા નાના પાચ નાટકો' (રમણલાલ

વ દેસાઇ) એ નાટિકાઓમા, રંગભૂમિ પર એમેટરો ભજવી શકે તેવી તખ્તાલાયકી ને ગુણવત્તા અને રમપ્રધાનતા રહેલી છે 'રાખના રમકડાં' (ભાસ્કર વહોરા) મા સાત નાટિકાઓનો સગ્રહ છે બાર્ડ શો અને ઈબ્સન જેવા પાશ્ચાત્ય નાટ્યલેખકોના વિચારો તથા નિરૂપણરીતિઓની તેમા અસર રહેલી છે સસારના જુદાજુદા પાનાઓ ની આસપાસ તેમાના વસ્તુ પરિભ્રમણ કરે છે અને બુદ્ધિશાળી પાત્રો જ મુખ્ય ભાગ ભજવતા હોવાથી તેમા જેટલુ વિચાર પ્રાધાન્ય છે તેટલુ ભાન કે રસનું પ્રાધાન્ય નથી સવાદોમા કોઇકોઇ સ્થળે ચમક દેખાય છે કેટલાક પાત્રો પશ્ચિમના વિચારોના દેશી ગ્રાગધારી પૂતળા હોય તેવા દેખાય છે 'છેલ્લો દાન' (ધનસુખલાલ મહેતા) એ પણ અંગ્રેજી ઉપરથી ઉતારેલી ચાર નાટિકાઓનો સગ્રહ છે, પરન્તુ તેના ભાષાન્તર રૂપાન્તર ચોટ દાર બન્યા છે 'રાજાની રાણી' (રમણીકલાલ દલાલ)મા મીરા, જુલિયટ અને સ્કોટલન્ડની મહારાણી એ ત્રણે રાણીઓ સબધ વિષયક ઐતિહાસિક નાટિકાઓ છે

'ન્યાતના નખરા' (ગજેન્દ્રશંકર પડ્યા) એ સામાજિક નાટિકામા ઘરાર પટેલાઈના દૂષણોનો પરિચય કરાવતા ઉપગત ન્યાતસુધારો કરતા ગયતા જુનાયિયાઓ ની પ્રવૃત્તિનું દર્શન કરાવ્યુ છે, જોકે તેમા નાટ્યતત્ત્વ ઓછુ છે 'એક જ પતિ' (છોટુભાઇ ના જોષી) એ સાધારણ કોટિ ની સામાજિક નાટિકા છે 'નવા યુગની સ્ત્રી' (શારદાપ્રસાદ વર્મા)મા ત્રણ નાટિકાઓનો સગ્રહ છે, અને ત્રણેમા સ્ત્રીજીવનના જુદાજુદા પાસાને સ્પર્શવામા આવ્યા છે તેજસ્વી નારી ત્વનો આદર્શ રજૂ કરવાનો તેમા પ્રયત્ન કરવામા આવ્યો છે અને સ્ત્રીઓ તથા કુમારિકાઓ ભજવી શકે એ તેના લેખન માટેનુ પ્રધાન દષ્ટિબિંદુ હોવાથી આત્યતિક કરુણ અને શૃગારને આવતા દીધા વિના બહુધા સ્ત્રીપાત્રોનો જ ઉપયોગ કરવામા આવ્યો છે પ્રકટ રીતે ધ્યેયને જ જ્યારે દષ્ટિબિંદુ બનાવ વવામા આવે છે ત્યારે નાટિકાઓ રસનિષ્પત્તિમા મોળી જ રહે છે 'રેડિયમ અને બીજા નાટકો' (ગોવિંદભાઈ અમીન)મા ની નાટિકાઓ મસાલો અને વાતાના મિશ્રણ જેવી બની છે 'જવનિકા' (જયંતી દલાલ) માની એકાકી નાટિકા માટે વર્તમાન સસારના કૂટ પ્રશ્નોએ જોઇતું વસ્તુ પૂરુ પાડ્યુ છે કટાક્ષ ઉપહાસ અને વેધક ઊર્મિતના એ એમા ના સવાદોના મુખ્ય ગુણો છે બધી નાટિકાઓ ભજવી શકાય તેવી છે અને લેખકને નાટિકાલેખનના આવશ્યક તત્ત્વોની સારી પેઠે માહિતી પણ છે પાત્રાલેખનમા સરળતા અને સજીવતા છે

'મૌનનો નાદ' (કાલિદાસ ના કવિ) એ એક રૂપક એકાંકી નાટિકા છે જેનો પ્રધાન સદેશ એ છે કે 'સાચો કલાકાર જ્યારે કલાસેવા કરતો હોય છે ત્યારે આખા જગતના અસ્તિત્વને ભૂલી જાય છે અને જ્યારે કલાપૂજામા

લીન થઈને બેઠો હોય છે ત્યારે પડોશમાં લાગેલી આગ પણ તેને ક્ષુબ્ધ કરી શકતી નથી ' આમ ધૂનીપણાને મૂર્તિમંત કરવાના ધ્યેયને કારણે નાટિકા રસનિષ્પત્તિમાં મોળી પડે છે. 'વેણુનાદ' (ગોવિંદભાઇ અમીન) એ પાંચ એકાંકી નાટકોનો સંગ્રહ છે. કોઇ ફૂટ પ્રશ્નોને સ્પર્શવાને બદલે પ્રાસંગિક ઘટનાઓને નાટકરૂપે વર્ણીને તેમાંથી રસ વહાવવાનો યત્ન એ બધાં નાટકોમાં દેખાઇ આવે છે

હાસ્ય અને કટાક્ષ વેરતી નાટિકાઓ આ પાંચ વર્ષમાં ઠીક પ્રમાણમાં બહાર પડી છે, અને તેના લેખનમાં સારા લેખકોએ ભાગ લીધો હોઈ નાટિકાઓનો એ ખૂણો ઠીકઠીક ખીલ્યો છે. 'રંગલીલા' (કલાપ મંડળ) એ રજૂ થયું છે સળંગ નાટક રૂપે, પરન્તુ સુરતના જુદાજુદા હાસ્યલેખકોની કૃતિઓમાંથી ચૂંટેલી વાનગીઓનો એ શંભુમેળો છે અને એકબીજી વાનગીઓને જોડી દેવાની કલ્પનામાં રમૂજ તથા આકર્ષણ રહેલાં છે. એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં પ્રવેશ કરતાં જે વિષયાંતર થાય છે તેનો ભાસ ન થવા દેવાની હિમ્મત એમાં ધ્યાન ખેંચે તેવી છે. 'પ્રેમનું મોતી અને બીજાં નાટકો' (ચંદ્રવદન મહેતા)માં આઠ નાટિકાઓ સંગ્રહી છે, જેમાંની પાંચ કટાક્ષ અને ઉપહાસ દ્વારા વસ્તુની ચોટ દાખવે છે. 'દેડકાની પાંચશેરી', 'ધારાસભા', 'ઘટમાળ', 'લગનગાળો' અને 'ત્રિયારાજ' 'કલ્યાણ' એ સંગીત નાટક છે બધી નાટિકાઓ તખ્તાલાયક છે અને કેટલીક તો સફળતાપૂર્વક ભજવાઈ પણ છે. 'ચાર એકાંકી નાટકો' માંનું એક 'દુર્ગા' (ઉમાશંકર જોષી) ગંભીર છે અને બીજાં ત્રણ પ્રહસનો છે 'દેડકાની પાંચશેરી' (ચંદ્રવદન મહેતા), 'ગૃહશાંતિ' (ઉમાશંકર જોષી) અને 'ભગવદજ્જુકીય' (સુંદરમ્) એમાં 'ગૃહશાંતિ' અંગ્રેજીમાંથી અને 'ભગવદજ્જુકીય' સંસ્કૃતમાંથી ઉતારેલાં છે 'હિમાલયસ્વરૂપ અને બીજાં નાટકો' (હંસા મહેતા) એ અંગ્રેજીમાં જેને 'સ્કિટ' કહે છે તે પ્રકારનાં પ્રહસનોનો સંગ્રહ છે તેમાંનું એક 'આંખે પાટા' કરણાની ગાઢ છાયાથી વીંટાયેલી કટાક્ષાત્મક નાટિકા છે બાકીનાં બધાં પ્રહસનોમાં વર્તમાન સામાજિક-સાંસારિક જીવનમાંથી ચૂંટેલી વિષમતાઓને કટાક્ષ સાથેની હળવી શૈલીથી રજૂ કરી છે વિધવાને 'ગંગાસ્વરૂપ' કહેવામાં આવે છે તેમ 'વિધુર'ને શા માટે 'હિમાલયસ્વરૂપ' ન કહેવામાં આવે એવો કટાક્ષ મુખ્ય પ્રહસનમાં કર્યો છે અને એ જ એની પરાકાષ્ઠા બને છે 'શકુંતલાની સાન્નિધ્યમાં' (પદ્માવતી દેસાઇ અને 'ભરત ફકીર') એ પ્રહસનમાં ભૂતકાળને વર્તમાન કાળની તુલનામાં ખડો કર્યો છે, તેથી હાસ્યનું વાતાવરણ જામે છે નાટિકા ભજવવા યોગ્ય છે 'ભીલકુમારી' (પદ્માવતી દેસાઇ) એ પ્રહસનમાં નાનાલાલની આડચરી શૈલીના સવાદો યોજાયા છે 'સવાદો' (વ્યોમેશચન્દ્ર પાઠકજી, સ જયમનગૌરી પાઠકજી)

મા સાહિત્ય, નીતિ તથા સમાજમાના અનિષ્ટ અંશો પ્રત્યે કટાક્ષ કરીને તે દ્વારા રમૂજ આપવાનો ઉદ્દેશ રાખેલો છે

---

## નવલિકા

પાચ વર્ષની ગુજરાતી નવલિકાઓનો ફાલ એકદર સમૃદ્ધ કહી શકાય તેવો છે, પરન્તુ વર્ષાનુવર્ષ એ ફાલ પ્રમાણમા ઊતરતો જતો જણાય છે ૧૯૩૭ મા નવલિકાઓના ૩૦ સગ્રહો બહાર પડ્યા હતા, જ્યારે પાચ વર્ષમા આશરે ૭૧ સગ્રહો અને થોડી છૂટી કથાઓ પ્રસિદ્ધ થઈ છે કેટલાક જાણીતા નવલિકા લેખકોએ નવલિકાલેખન બંધ કરીને સાહિત્યરચનાના બીજા પ્રદેશોમા વિહરવા માડ્યુ છે તેથી તેમનો નવલિકાઓનો પ્રવાહ લગભગ બંધ પડ્યો છે પાચ વર્ષ દરમિયાન થોડા નવા લેખકો આ ક્ષેત્રને સાપડ્યા છે, જેમા ગણ્યાગાઠ્યા લેખકો એ ક્ષેત્રને દિપાવે તેવા પણ છે, છતા કોઈ નવી તેજસ્વી શૈલી એ ક્ષેત્રમા પ્રકટી નથી સુદીર્ઘ નવલિકાઓ અથવા નાની નવલકથાઓ અને વાસ્તવલક્ષી તથા આદર્શલક્ષી નવલિકાઓની સાથેસાથે ભાવકથાઓ, રમકથાઓ, રેખાચિત્રો, પ્રસગચિત્રો ઇત્યાદિ અનેક પ્રકારની રચનાઓ ઘણા લેખકોએ પોતપોતાના સગ્રહોમા એકઠી કરીને આપી છે, એટલે કોઈ એક સગ્રહ અમુક એક જ પ્રકારની નવલિકાઓનો સગ્રહ બની રહે એવા પુસ્તકો તો ગણ્યાગાઠ્યા જ છે અને બાકીના બધા સગ્રહો રસ, ભાવ કે વસ્તુની સકીર્ણતા દર્શાવી રહે છે વસ્તુનિષ્ઠ, રસનિષ્ઠ અને ભાવનિષ્ઠ કથાઓ ઘણા સગ્રહોમા સાથેસાથે મુકાઈ છે એટલે એ સગ્રહોનુ વર્ગીકરણ શક્ય બને તેમ નથી, છતા એકદર પ્રવાહ ઉપરથી એટલુ કહી શકાય તેમ છે કે આ લેખકોમા વાસ્તવદર્શિતા વધારે આવી છે અને ગામસમાજ તથા વર્તમાન સમાજના પ્રશ્નોની છણાવટ તરફ તેમનુ ધ્યાન વધુ ખેંચાયેલુ રહ્યુ છે માનવજીવનના સ્થાયી ભાવોને સ્પર્શતી નવલિકાઓ અને ઐતિહાસિક વસ્તુઓને વિશદ કરતી નવલિકાઓ બહુ જૂજ લખાઈ છે કલાદૃષ્ટિએ ઊતરતા વર્ગની નવલિકાઓનુ પ્રમાણ મોટુ છે અને તે વસ્તુકથન વડે માત્ર મનોરજનનુ કાર્ય યથાશક્તિ કરે છે અનુવાદોમા શૈલીની અને વસ્તુઓની અભિનવતા વધુ સાપડે છે અને કેટલાક સગ્રહો તો એવા છે કે જેની વાર્તાઓની કોટિમા શોભે એવી વાર્તાઓ આપણે ત્યા બહુ જૂજ જોવામા આવે છે

'મલિકા અને બીજી વાતો' (ધૂમકેતુ)મા 'મલ્લિકા એક નવલકથા

છે અને બાકીની ૨૨ નવલિકાઓ છે. એ નવલકથાની સરખામણી કરતાં તેનું પાત્રાલેખન વિશેષ સુઘડ રીતે થયું છે અને કથાનાં મુખ્ય તેમ જ ગૌણ પાત્રો સમાન તેજસ્વી રંગે રંગાવાને લીધે તથા એ પાત્રોને માર્ગના વસ્તુનું કથન એકતાનતાથી છૂટું પડી જવાને લીધે, એકાગ્રતાથી સાહજિકતાથી નવલિકાઓ જેવું સ્વરૂપ એ નવલકથા પામી છે. કથાનાં પાત્રો તેજસ્વી વ્યક્તિત્વનાં સ્વામી છે અને તેથી તે તેજ પ્રસાર્યા વિના રહેતાં નથી. આ સંગ્રહમાંની નવલિકાઓ શ્રી 'ધૂમકેતુ'ના 'તણખા'મંડળનો અવશેષ હોય તેવી તેજસ્વી અને માનવતાનું મંગલ દર્શન કરાવનારી છે. ત્યારપછી તેમણે આપેલી 'ત્રિભેટો'માંની નવલિકાઓ તેમની પહેલાંની નવલિકાઓ જેટલી ઊંચી કોટિએ ગયેલી નથી. શૈલી એ જ છે, જીવનવિષયક કલ્પનાઓ એટલી જ દિગન્તગામી છે, પરન્તુ એ વિચારસંભારમાં વધારે મંદ બની છે અને તે કારણે રસનિષ્પત્તિમાં ઊણી જણાય છે. લેખક જીવનલક્ષ્યને નથી ચૂક્યા પરન્તુ તેમનાં પાત્રો ભાવનાશીલ વધુ બન્યાં છે અને તેટલા પ્રમાણમાં તે વાસ્તવિકતાથી દૂર પડેલાં લાગે છે.

'પિયાસી' ('સુંદરમ્')માંની નવલિકાઓમાં વસ્તુઓનું વૈવિધ્ય હોવા છતાં એક પ્રકારની ધ્યેયની એકસૂત્રતા રહેલી છે. દરેક કથાના મૂળમાં છૂપી પિયાસ–ઝંખના છે નારીને સંતાનની, શ્રમજીવીને ધનની, સૌંદર્ય માણનારને સ્થૂળ સુખની, બેકારને ધંધાની, માસ્તરને પત્નીની, સ્ત્રીને પરાક્રમી સહચારીની, જીવનથી થાકેલા ડોસાને પરમાત્માની અને દંભથી ભરેલા સમાજને સહૃદયતાની ઝંખના પીડી રહી છે. જીવનના બાહ્ય અને આભ્યંતર પ્રવાહોને વણીને કથાવસ્તુ સર્જવું અને તેને સચોટ રીતે સૂચવવું એ કળા લેખકે હસ્તગત કરી છે, અને કથાનો ધ્વનિ અણઊઠતો રહેતો નથી. એ જ લેખકની 'ખોલકી અને નાગરિકા'માંની નવલિકાઓ વર્તમાન સમાજ અને સંસારની કેટલીક ગંદકીઓનું દર્શન કરાવે છે. એ ગંદકીઓના દર્શનથી હીણી માનવતા પ્રતિ જુગુપ્સા ઉપજે છે, પરન્તુ બધી નવલિકાઓનો ધ્વનિ એકસરખી રીતે જુગુપ્સા પ્રેરીને મંગલ ધ્વનિ પ્રકટાવતો નથી 'ખોલકી' કથામાં જે ધ્વનિ છે તેવો ધ્વનિ બીજી નવલિકાઓમાંથી પ્રકટતો નથી. સમાજની આ બીભત્સતા છુપાવી રાખવા જેવી નથી હોતી, પરન્તુ તે પ્રકટ કરવાની શૈલીની ઊણપને લીધે આમાંની નવલિકાઓ સામે ઠીકઠીક વિરોધ પણ ઊઠ્યો હતો

'આગડ બગેલ' ('સોપાન')માં બે લાંબી પ્રેમકથાઓ છે પ્રત્યેકમાં એક એક યુગલની કથા દ્વારા લગ્નજીવનમાં પ્રેમનું સ્વરૂપ, જીવનના નિર્મળ રસ

તથા કર્તવ્યભાવના અને પ્રેમનો નિભાવ કરવાના વેઠવી પડતી હાડમારીનો ખ્યાલ મળે છે. જેવી એ હેતુપ્રધાન મોટી કથાઓ છે તેવી જ તેમની નવલિકાઓનો સગ્રહ 'ઝાઝવાના જળ' છે. એ નવલિકાઓ માટે લેખકે વર્તમાન સસારજીવનમાથી પ્રેરણા મેળવી છે અને તેમા લગ્નવ્યવસ્થા, માનવની વૈવિધ્યની વાસના, સ્ત્રીઓની આર્થિક સમાનતા તથા સ્વતત્રતા, ત્યક્તા સ્ત્રીઓનો પ્રશ્ન, જાતીય આકર્ષણનું અદમ્ય બળ, નિર્બંધ પ્રેમ, એ બધા કૂટ પ્રશ્નોની છણાવટ કરી છે હેતુપ્રધાનતાને લીધે રસદૃષ્ટિએ કથાઓ મોળી પડે છે. એમનો ત્રીજો સગ્રહ 'અંતરની વ્યથા'મા પાચ સત્યાગ્રહી સૈનિકોની આપવીતીઓ આપે છે સત્યાગ્રહીઓમા ભળેલાઓનો એક ભાગ નવીનતા, આરામ કે સમાધાન શોધનારાઓનો હતો એમ તે કથાઓ બતાવે છે અને તે ઉપરાત મવાલી, હિંસાવાદી, ધર્મરચિવાન, પરદેશી ખ્રિસ્તી, અજ્ઞાન ખેડૂત એવા બધા માનવીઓ ઉપર સત્યાગ્રહે કરેલી અસરનો ખ્યાલ આપે છે. 'ત્રણ પગલા' એ તેમના એક વધુ નવલિકાસગ્રહમા સત્તર કલ્પિત તથા સત્ય કથાઓ આપી છે સામાજિક જીવનના દૂષણો, જુવાન માનસની પ્રણયવિકળતા અને વર્તમાન જીવનના પ્રશ્નોને લેખકે યોગ્ય સમમથી છણ્યા છે નવલિકાઓનો મોટો ભાગ જોકે રસલક્ષી કરતા હેતુલક્ષી વિશેષ છે પણ તેમા પ્રચારવેડાનુ દૂષણ નથી

'લતા અને બીજી વાતો' (ગુલાબદાસ બ્રોકર) મા સસારને ડહોળી નાખનારા અનેક બળોનું સૂક્ષ્મ નિરીક્ષણ છે મોટા ભાગની નવલિકાઓમા જાતીય આકર્ષણનુ પૃથક્કરણ કરેલુ છે અને તેના કરુણ પરિણામો દર્શાવ્યા છે તેમના બીજા નવલિકાસગ્રહ 'વસુધરા અને બીજી વાતો' મા વર્તમાન જીવનના પ્રશ્નો, પ્રસગો તથા આદોલનોને કળા રૂપે વણી લેવામા આવ્યા છે કથાનો ધ્વનિ કથાતે સુરેખ પ્રકટી નીકળે છે મધ્યમ વર્ગના અને વર્તમાન કેળવણીના રગે રગાયેલા પાત્રોની એ વાર્તાઓ હોઇને વર્તમાન જીવનના વાસ્તવિક ગુણ દોષોને તે છતા કરે છે કથાશૈલી સ્વસ્થ છે અને રસનિષ્પત્તિને પોષે છે.

'સુખદુખના સાથી', 'જીવો દાડ' અને 'જિન્દગીના ખેલ' (પન્નાલાલ પટેલ) એ ત્રણે સગ્રહોમા લેખકની દૃષ્ટિ ગામડાના સમાજને, તેની વિચારસૃષ્ટિને અને તેના જીવનવહેણને પચાવીને એ સમાજના વિવિધ પ્રસગોને કથા રૂપે રજૂ કરે છે માનવપ્રકૃતિને રજૂ કરવાની ચોટ લેખકને હસ્તગત થઈ છે અને જ્યારે કથાનો ધ્વનિ અર્ધપ્રગટ રહે છે ત્યારે રસનિષ્પત્તિમા કથા વધારે સફળ બને છે પાત્રાલેખનની, વાતાવરણના આલેખનની અને સક્ષિપ્ત વાર્તાલાપ દ્વારા વાર્તાને ઉઘાડ આપવાની કલા લેખકની નૈસર્ગિક દૃષ્ટિના ગુણ રૂપે

પ્રકટી છે અને તેથી જ થોડા વખતમાં તેમની કથાઓ મોખરે આવીને ઊભી રહેવા પામી છે ત્રણે સંગ્રહોની મળીને ૩૧ ટૂંકી વાર્તાઓ તેમણે આપી છે.

'છાયા' અને 'પાલવ' (દુર્ગેશ શુક્લ) સામાન્ય લોકજીવન, અને વિશેષે કરીને શ્રમજીવીઓથી માંડીને ભિક્ષુક સુધીના નીચલા થરના લોકોના જીવન ઉપર લેખકની દૃષ્ટિ આ બેઉ સંગ્રહોની કથાઓમાં ફરી વળે છે, અને જુદા જુદા માનસની પાત્રસૃષ્ટિ રજૂ કરે છે. લેખકની સહૃદયતા તરી આવે છે. કથાની રચનામાં જોઈતી ચોટ નથી આવતી કારણ કે પ્રસંગચિત્રોના અને પાત્રોના આલેખનમાં જે સબળતા અને સંક્ષેપ જોઈએ તે લેખકને સિદ્ધ થયા નથી લેખકનો લોકજીવનનો પરિચય પાત્રોની બોલીની રજૂઆત દ્વારા પ્રકટ થઈ રહે છે.

'પીપળનાં પાન' અને 'ફૂલપાંદડી' (નાગરદાસ અ. પંડ્યા) એ બેઉ વાર્તા-સંગ્રહોમાં સુવાચ્ય, પ્રેરક અને બોધક ધ્વનિયુક્ત વાર્તાઓ આપવામાં આવી છે. લેખકની દૃષ્ટિ પવિત્ર જીવનને અભિમુખ રહે છે. વાતાવરણની જમા-વટની અને પાત્રાલેખનની કલામાં જે દીર્ઘસૂત્રિતા છે તે કથાઓને રસનાં બિંદુરૂપ બનતી અટકાવે છે. બેઉ સંગ્રહોમાંની મોટાભાગની કથાઓ મૌલિક છે, જીવનમાં જોયેલી—અનુભવેલી ઘટનાઓ હોય એમ પણ જણાઈ આવે છે.

'શૌર્યનાં તેજ' (ગનુભાઈ મેઘાણી) 'સૌરાષ્ટ્રની રસધાર'ની ચોટદાર શૈલીએ લખાયેલી વીર જીવનની, અદ્ભુત પ્રતિજ્ઞાઓની અને વિરલ સ્વાર્પણની કથાઓનો આ સંગ્રહ છે. એ જ લેખકના 'જનપદ'ના ત્રણ ભાગોમાં ગામડાંના વસવાયાં, વેરાગીઓ, ધંધાદારીઓ અને ઇતર તળપદા પાત્રોનાં રેખાચિત્રો સરળ વાણીમાં આલેખ્યાં છે અને તે સરસ ઊઘડ્યાં છે.

'ચા-ઘર : ભાગ ૧, ૨ (મેઘાણી, 'ધૂમકેતુ', ગુણવંતરાય આચાર્ય, મનુ-ભાઈ જોધાણી, અનંતરાય રાવળ, મધુસૂદન મોદી અને ધીરજલાલ ધ શાહ): ચાહ પીવા સાથે મળનારા સાત લેખક મિત્રો એકએક નવલિકા લખે અને એવા નવલિકાસંગ્રહો વખતોવખત બહાર પડે એવી યોજના આ બેઉ ભાગોમાં દેખાઈ રહી છે પ્રથમ ભાગ મુખ્યત્વે સંસાર—સમાજને સ્પર્શતી નવલિકા-ઓનો છે, બીજો વિભાગ ઐતિહાસિક નવલિકાઓનો છે પ્રત્યેક લેખકે પોતપોતાને ફાવે તેવાં જ વસ્તુઓ તથા ઐતિહાસિક નવલિકાઓ માટેના પ્રસંગો પસંદ કર્યા છે સઘળી કથાઓ ગુણદૃષ્ટિએ તથા કલાદૃષ્ટિએ સમાન કોટિની નથી, છતાં બેઉ સંગ્રહો મૌલિક નવલિકાઓના છે અને ખાસ કરીને બીજો ભાગ ઐતિહાસિક નવલિકાઓની વિરલતાને કારણે આદરણીય બને છે.

'શ્રાવણી મેળો' (ઉમાશંકર જોષી) માંની નવલિકાઓ મોટે ભાગે વા-સ્તવદર્શી છે અને વર્તમાન સંસાર તથા સમાજને સ્પર્શે છે શહેર અને ગામ-

કા ॥ પાત્રોના માનસ અને તેમ ॥ વિચારસંગ્રીમાથી વાર્તાવસ્તુ પ્રકટે છે, વાતાવરણ જામે છે, પ્રસંગો ખડા થાય છે અને ઘણે ભાગે ચોટદાર પરા કાષ્ઠામા કથાનો અંત આવે છે વાતાવરણની જમાવટ અને પાત્રમાનસનું ઘડતર એ બેઉ બાબતમા આ નવલિકાઓ ઊંચી સિદ્ધિનુ દર્શન કરાવે છે અભિનવ ઘટ ॥ઓની ગૂથણી જે નવલિકાઓમા નથી તેઓનો પણ રસ નિર્વાહ એ બે વસ્તુઓથી થાય છે અને સચોટ છાપ પડે છે

'પુરાતન જ્યોત' (ઝવેરચદ મેઘાણી) લેખક ॥ 'સોરઠી સંતો'ના ચરિત્ર કથાગુચ્છની પૂર્તિરૂપે આ સગ્રહમા ત્રણ સતોની કથાઓ આપી છે, જેમાની 'સત દેવીદાસ' એક ના ॥ નવલકથા જેટલો વિસ્તાર રોકે છે સંતોની પર-પરાગત ભક્તિજ્યોત જીવ ॥ અધકાર ॥ વચ્ચે પ્રકાશ આપીને લોકોને માર્ગ દર્શાવે છે એ એમાની કથાઓનુ કથયિતવ્ય છે

'જીવ ॥ વહેણો' (રસિકલાલ છો પરીખ)મા મોટે ભાગે વર્તમાન જીવ ॥ સ્પર્શતી વાર્તાઓ છે સામાજિક આદર્શો માન્યતાઓ અને આચાર ની તુલના કરીને વર્તમાન જીવનની દૃષ્ટિ ઘડવા માટે એ કથાઓ અને તેમા ॥ ચિંતનાત્મક ચર્ચાઓ વિચારની સામગ્રી પૂરી પાડે છે ચિંતન કે કથાતત્ત્વ બતાવતી કૃતિઓમા તેમ ॥ પાત્રયોજના યથાયોગ્ય છે, પરન્તુ તેમા રસતત્ત્વ ગૌણ બની જાય છે અને પ્રશ્નો ॥ આલોચના પ્રાધાન્ય પામે છે વર્તમાન જીવનો ॥દ્ધિ પણ ભૂતકાળને સ્પર્શતી એમાની ત્રણ કથાઓ અને એક નાટિકા ભૂતકાળના પ્રતિનિર્માણ દ્વારા કાર્યક અંશે વર્તમાનને અજવાળે છે

છેલ્લો ફાલ' (ધનસુખલાલ મહેતા)મા ॥ ઓગણીસ કથાઓ વર્તમાન જીવન, વર્તમાન પાત્રો અને પ્રસંગોમાથી ઉપજાવેલી છે વસ્તુગૂથણીમા રોમા ચક પલટો આણવાની કલા અને વર્ણન તથા સવાદ દ્વારા વિશદ પાત્રાલેખન વડે કથાઓ રસભરિત બની છે મુબઈ ॥ની શહેરી જીવનના અનેક ઊજળા તથા અધારા ખૂણાઓમા લેખકની દૃષ્ટિ કથાવસ્તુઓ માટે ફરી વળી છે

'પગદીવાની પછીતેથી'(જયતી દલાલ) એ વાસ્તવિક સૃષ્ટિના એવા રેખાચિત્રો અને પ્રસંગચિત્રો છે કે જેમને નવલિકાઓની કોટિમા મૂકી શકાય તે ॥ પહેલા વિભાગ 'પગથિયા વસ્તી મા શહેર ॥ ફૂટપાથ ઉપર ભટકીને કે વસીને જીવન ગાળનારાઓ ॥ સચોટ ચિત્રો છે અને બીજા 'પડદા ઊપડે છે ત્યારે એ વિભાગમા નાટકની રંગભૂમિની સૃષ્ટિના ચિત્રો આલેખ્યા છે નાટકની ચમકતી ભભકવણીના ભાગ લેનારા કલાકારોના પડદા પાછળ ॥ જીવન અને વિચારો કેવા તરેહવાર હોય છે તેનો ચોટદાર આમ્લ ॥ એ વિભાગ કરી બતાવે છે

'કથાપરી', 'કથામણિ', કથાકલગી' અને 'કથાકલાપ' (કથાપરી કાર્યાલય) એ ચાર કથાગુચ્છોમાં જુદાજુદા લેખકોએ લખેલી મૌલિક અને અનુવાદિત કથાઓ સંગ્રહવામાં આવી છે. ભાવકથા, રૂપકથા, સંસારકથા, જાસૂસી કથા અને હાસ્યકથા એમ સર્વ પ્રકારની કથાઓની વાનગી તેમાંથી મળી રહે છે. જીવનમાં શાંતિ મળે, ઉલ્લાસ વધે, અને કરવાશ-વિષવાદનો હ્રાસ થાય એ ધ્યેય કથાઓની પસંદગી કરવામાં દૃષ્ટિ સમીપે રાખવામાં આવ્યું છે.

'અ. સૌ. વિધવા' (બાપુભાઈ મા. વૈદ્ય) એ એક મોટી અને બીજી નાની વાર્તાઓનો સંગ્રહ છે, તેમાં 'અ. સૌ. વિધવા' હિંદુ સંસારની રસપૂર્ણ, કરુણ અને આનંદપર્યવસાયી બનતી નાની નવલકથા સમી છે. બીજી વાર્તાઓમાં ચોટદાર રજૂઆતની ખામી જોવામાં આવે છે, છતાં કેટલીક કીકીક રસનિષ્પત્તિ અને ચમત્કારદર્શન કરાવે છે.

'ઑપરેશન કોનું અને બીજી વાતો' (ડૉ. પ્રાણજીવનદાસ મહેતા) એ કલામા ઊતરતી પરન્તુ સહૃદય માનવતાને સ્ફુરાવતી કથાઓ છે. ડૉક્ટરના જીવનના ખૂણામાં તે કીકીક પ્રકાશ ફેંકે છે. નવલિકાઓના વિષયવૈવિધ્યમાં એ કથાઓ નવી વાનગી જેવી છે.

'ઊંધાં ચશ્મા' (લલિતમોહન ગાંધી): સમાજના ખૂણાઓ શોધીશોધીને આ સંગ્રહમાની ૧૪ નવલિકાઓ માટેના વિષયો પસંદ કરવામાં આવ્યા છે. નવલિકાની કલાના ખ્યાલપૂર્વક વિચારપ્રેરક અને એવી શૈલીએ વાર્તાવસ્તુઓની ગૂંથણી અને પાત્રયોજના કરવામાં આવેલી છે.

'પ્રકંપ' (હરિકૃષ્ણ વ્યાસ)માં મોટે ભાગે મૌલિક નવલિકાઓ છે અને મનોવિજ્ઞાનની દૃષ્ટિપૂર્વક પાત્રોના સુષુપ્ત માનસને કૂટ પ્રશ્ન રૂપ બનાવીને લખેલી છે. એ પ્રકારની વાર્તાઓ ગુજરાતીમા થોડી જ લખાયેલી છે. આયોજન અને રસનિરૂપણમાં બધી વાર્તાઓ સમાન કોટિની નથી, પરન્તુ લેખકે ગ્રહણ કરેલા પ્રશ્નોમાં વૈવિધ્ય છે અને પાત્રો તથા પ્રશ્નોને રજૂ કરવાની હથોટી કલાયુક્ત છે.

'પાનકાની' (શંકરલાલ ગં. શાસ્ત્રી)માંની વાર્તાઓમાંની ઘણીખરી સંસારજીવનની સપાટીને સ્પર્શે છે અને થોડી તેનાં ઊંડાણ સુધી પહોંચે છે ને તે કલાદૃષ્ટિએ સારીરીતે સધાઈ છે. બધી વાર્તાઓનો ધ્વનિ તેમાના માનવતાના ગુણોને સ્ફુટ કરી બતાવે છે

'ઓટનાં પાણી' (ગુણવંતરાય આચાર્ય અને ગિરીશ રાવળ)માં પ્રથમ લેખકની ચાર અને બીજા લેખકની પાંચ એમ નવ વાર્તાઓનો સંગ્રહ છે. વિચારપ્રેરક અને મનોરંજક બેઉ વાર્તાપ્રકારો તેમા એકત્ર થયા છે. સ્વ ગિરીશ

રાવળનો જીવનપરિચય પણ સમાજ માટે ઝગડનાર એક યુવક પાત્ર ની નવલિકા જેવો છે

'ગામધણી' (ચીમનલાલ મૂળજીભાઇ લુહાર) એ, એ નામની એક અને બીજી ત્રણ એમ ચાર લાંબી વાર્તાઓનો સંગ્રહ છે વાર્તાઓ આર્ય સંસારની પવિત્ર ભાવનાઓને એક યા બીજી રીતે સ્ફુટ કરતા પ્રસંગોથી ભરેલી છે કોઇ વાર વસ્તુમા યોગાનુયોગયુક્ત ઘટનાઓથી કથા રોમાંચક અને રસિક બને છે, પરન્તુ વાસ્તવિકતાથી વેગળી રહે છે

'ચરણરજ' (નીરુ દેસાઇ) સ્ત્રીજીવન ના અનેક પ્રશ્નો છેડતી અને મુખ્યત્વે કરીને સમાજમા સ્ત્રીની પરાધીન દશા ઉપર કરુણા તથા કટાક્ષ વરસાવતી વાર્તાઓનો સંગ્રહ છે પ્રસંગોની ગૂથણી આકર્ષક છે, પરન્તુ જીવનનુ દર્શન મર્યાદિત છે સ્ત્રીજીવનને ઉત્ક્રાન્ત કરવાના ધ્યેયપૂર્વક બધી કથાઓ લખાઈ છે

• 'પાદડી' (શયદા) સમાજમા દેખાઇ આવતા વ્યક્તિઓના જીવનદર્શને લેખકે આકર્ષક રીતે સોળ કથાઓમા ગૂથ્યા છે સામાન્ય ઘટનાઓને પણ રસિક શૈલીએ રજૂ કરી હોઇને કથાઓ મુખ્યત્વે મનોરજક બની છે

'એકાકી' (નર્મદાશકર શુક્લ)માની પંદરે વાર્તાઓમા મુખ્ય પાત્રો ભર્યા ભર્યા જગતમા તનમનથી એકલતા અનુભવતા હોઈ વાર્તાસંગ્રહનું નામ સાર્થક બન્યુ છે બધા ય લાગણીપ્રધાન કરુણ કથાનકો છે અને લેખકની સર્જનશક્તિનો પરિચય કરાવે છે

'લોહીના આંસુ' (ધનશકર ત્રિપાઠી) એ સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતી અને પ્રસંગચિત્રોનુ આલેખન કરતી બાર વાર્તાઓનો સંગ્રહ છે

'પ્રેમ્રકાશી અને બીજી વાતો' (સુમન્તકુમાર મણિનાન)મા મુખ્યત્વે સામાજિક અન્યાયો અને રહસ્યમય પ્રસગોથી ગૂથાયેલી વાર્તાઓ છે. પાત્રાલેખન અને વાસ્તવવર્ણન ઠીક હોવા છતા વિચારો અને ઉપદેશોના લપેડાથી કથાઓનુ કલાતત્ત્વ ભૂસાય છે

'નંદિતા' (સુરેશ ગાધી)માની વાર્તાઓમા જીવનમાથી ભાવે નીતરતા પ્રસગો વીણીને હૃદયને આર્દ્ર કરે તેવી રીતે આલેખવામા આવ્યા છે, પરન્તુ ખરા રસપ્રસગો ય ક્વચિત્ ચિત્રણની અણઆવડતને લીધે યોગ્ય જમાવટ રાખી શકતા નથી, કોઇ વાર્તાઓ સરસ ઉપાડ કરે છે, પરન્તુ આગળ વધતા મોળી પડે છે અને અને પરાકાષ્ઠા આવતી નથી

'આરાધના' (સરલાબહેન સુમતિચંદ્ર શાહ)મા ની એકવીસ ટૂકી વાર્તાઓમાની કેટલીક મૌલિક અને કેટલીક અનુવાદિત છે વાર્તાઓનો વિષય મોટે ભાગે હિંદુ સસારનો છે કથાઓ ધ્યેયલક્ષી છે અને ધ્યેય પવિત્ર છે

પણ રજૂઆત ગોળી છે. અનુવાદિત કથાઓમાં લેખિકાની ભાવવાહી ભાષા નોંધવા યોગ્ય છે.

'રાહિણી' (નાગરદાસ પટેલ)માં જુદાજુદા રસની ૨૪ વાર્તાઓ સંગ્રહેલી છે. વાર્તાઓ નિર્દોષ, સાદી અને મનોરંજક છે.

'દશમી' (પ્રકાશમ્)માં ૧૦ વાર્તાઓ આપેલી છે. વાર્તાઓ કલાગુણમાં ઊતરતી છે પરન્તુ મનોરંજનનું કાર્ય કરે છે.

'દિગંત' (મોહિનીચંદ્ર)માં પણ દસ વાર્તાઓ છે. બધી વાર્તાઓ સામાજિક છે અને નીચલા થરનાં પાત્રોના જીવનકલહનાં ચિત્રો તેમાં મુખ્યત્વે તરી આવે છે. વાર્તાકલા અને કવિતાકલા વચ્ચેનો ભેદ અણુપારખ્યો રહેવાથી કથાઓ વિરૂપ બની જવા પામી છે.

'ઉગા' (પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ) મધ્યમ વર્ગના સમાજના નારીજીવનના ભિન્નભિન્ન પ્રશ્નો ચર્ચતી ચૌદ કથાઓનો સંગ્રહ છે. પ્રશ્નો માટેની ઘટનાઓ પણ સમાજજીવનમાંથી જ મળી આવી હોય તેવી છે. કલાત્મક સંક્ષિપ્તતાનો અભાવ અને ભાષાની કૃત્રિમતા શૈલીને ખેડોળ બનાવે છે.

'દેવદાસી' (ડૉ. રઘુનાથ કદમ)માં દસ સુવાચ્ય સામાજિક વાર્તાઓ છે. બધી ય સાદી શૈલીની રસિક અને મનોરંજક વાર્તાઓ છે.

'સોરઠી ગાથા' ('મયૂર': મગનલાલ શામજી)માં સોરઠનાં શૌર્ય-વીર્યની દ્યોતક કથાઓ 'રસધાર'ની શૈલીનું અનુકરણ કરીને લખવામાં આવી છે.

'રણજંકાર' (મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ)માં ભૂતકાળના રાજપૂતોના શૌર્યની વાર્તાઓ આપી છે. વટ, ધૂન કે ગાંડપણ પાછળ ખપી ગયેલાઓને શૂરાઓ તરીકે બિરદાવનારી કેટલીક કથાઓ પ્રશસ્ય ન લેખાય. લેખનશૈલી સામાન્ય પ્રકારની છે.

'વીર શાર્દૂલ અને બીજી વાતો' (ગુલાબચંદ વલ્લભજી શેઠ)માં વીર શાર્દૂલ એ રાજપૂત કાળની વીરતા તથા પ્રેમની રોમાંચક લાંબી વાર્તા છે અને બીજી સાત મનોરંજક કથાઓ છે. શૈલી સામાન્ય પ્રકારની અને ભાષા સાદી છે.

'સિંધના સિંહો' (મગનલાલ દ. ખખ્ખર) સિંધના વીરો તથા રાજપુરુષોનાં જીવનની રોમાંચક ઘટનાઓવાળી કથાઓનો આ સંગ્રહ છે. ઇતિહાસની પછીત ઉપર રચાયેલી લોકકથાઓનો મોટે ભાગે આધાર લેવામાં આવેલો જણાય છે. લખાવટ સીધીસાદી અને લોકકથા પદ્ધતિની છે.

'ખાંડાના ખેલ' (નારાયંદ્ર પી. અડાલજા) એ શૂરવીરતા અને નૈતિક વીરતા દાખવનારાં ઐતિહાસિક કે દંતકથાનાં પાત્રોનાં તરેહવાર પરાક્રમોની

કથાઓ છે લખાવટમા ભાટ-ચારણ ની કથનશૈલીનું મિશ્રણ નાટકી શૈલીના દીર્ઘસૂત્રી ગવાદો સાથે થતું હોવાથી એકંદરે ચોટદાર સરસ જમાવટ થતી નથી, જોકે કેટલાક સરસ પ્રસંગો શોધી કાઢવામા લેખકે સફળતા મેળવી છે

'પાખડીઓ' (ગિરીશ ભટ્ટ) સામાન્ય પ્રકાર ની સ્વતંત્ર અને સંયોજિત વાર્તાઓનો સંગ્રહ છે

'મધુરજની' ('મૃદુલ') જાતીય પ્રશ્નોને સ્પર્શતી વાર્તાઓનો સગ્રહ છે આકર્ષક પ્રસગોને મનોરજક વાર્તારૂપે ગૂથી લેવામા આવ્યા છે

'સમાદર્શન' (બાપુભાઈ શુક્લની અને રમાકાન્ત દ્વિવેદી)મા વાચકને વિચાર કરતા બનાવે એવી ઘટનાઓ સમાજમાથી વીણી વીણીને વાર્તા રૂપે ગૂથી છે

'સ્મૃતિઓ' (રણજીત શેઠ) એ સ્મૃતિ રૂપ કલાકારોના જીવનપ્રસગો ને આલેખી બતાવતી સુવાચ્ય કથાઓ છે કથાપ્રસગો આકર્ષક અને ધ્યેય પવિત્ર છે, માત્ર વસ્તુવિધાન અને પાત્રાલેખન ગોળા છે

'રેતીનું ઘર' (જયચદ્ર શેઠ)માની વાર્તાઓ કાચીપાકી શૈલીએ લખાયેલી મુખ્યત્વે ભાવનાપ્રધાન વાર્તાઓ છે જેનુ મૂળ સામાજિક સામાન્ય ઘટનાઓ છે

'ધની વણકર અને બીજી વાતો' (ઉછરંગરાય ઓઝા) એમા એકંદરે પાચ વાર્તાઓ છે મુખ્ય વાર્તામા ગામડાના નિર્દોષ સરલ જીવન ઉપર શહેરી જીવન ની વિલાસી અને હૃદયહીન નાગચૂડ કેમ ભેરવાય છે તેનુ ચિત્ર આપવામા આવ્યુ છે બીજી બે વાર્તાઓમા દેશી રાજ્યોની હીન અવસ્થિતિનુ દર્શન કરાવનારી ઘટનાઓ છે શૈલી દીર્ઘસૂત્રતાવાળી હોઇને કથાઓ આકર્ષક બનતી નથી

'અભિષેક' તથા 'પ્રદક્ષિણા' (વિનોદરાય ભટ્ટ)એ જીવનમા સામાન્ય રીતે બનતા બનાવો ઉચકી લઇને રચાયેલી વાર્તાઓના સગ્રહો છે વાર્તાઓનો હેતુ ઉપદેશ આપવાનો અને ગમે તેવી રીતે ઘટનાઓને યોજવાનો હોય એવી લેખકની સમજ જણાય છે એ જ લેખક ની સાત વાર્તાઓનો સગ્રહ 'મેઘધનુષ' નામનો છે, જેમા પાચ વાસ્તવિક જીવન ની કરુણ કથાઓ, એક પ્રાણીકથા અને એક વિનોદકથા છે

'મારા મનની મોજ' (ચદ્રકાન્ત ગૌરીશકર ભટ્ટ) એ કેટલીક મૌલિક અને કેટલીક પરદેશી વાર્તાઓની અનુકૃતિ કરીને બનેલી ટૂકી વાર્તાઓનો સગ્રહ છે મોટા ભાગ ની વાર્તાઓમા ઊર્મિલતા, મનસ્વિતા અને તરગલીનતા જોવામા આવે છે 'મારા મનની મોજ' એ નામ જ લેખકની વાસ્તવિકતાની મર્યાદા સૂચવનારુ છે

'વિચારવીચિ અને જીવનરસ' (સ્વાશ્રય લેખકમંડળ) એ જુદા જુદા લેખકોએ લખેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ છે અને જીવનની જુદીજુદી દિશાઓને સ્પર્શે છે.

સામાન્ય કોટિના બીજા વાર્તાસંગ્રહો અને છૂટક પ્રસિદ્ધ થયેલી વાર્તાઓમાંથી નોંધ લેવા યોગ્ય કેટલીક કૃતિઓને ગણાવી જઈએ. સુમનની 'સ્ત્રીશક્તિ ગ્રંથમાળા'માં 'સામાજિક વાર્તા', 'ગુણિયલ ગૃહિણી', 'સ્ત્રીસ્વાતંત્ર્ય', 'બાળવિધવા' અને 'સંસારદર્શન' એ વાર્તાસંગ્રહોમાં નારીજીવનના કૂટ પ્રશ્નો વણાયા છે. 'થેપડાં અથવા એક પર બીજી' (ટનરલાલ તળાજિયા)માં બીજી સ્ત્રી પરણવાનો પ્રશ્ન કાર્ડિક રમૂજ સાથે સંવાદ દ્વારા વણવામાં આવ્યો છે. શ્રી નાગરદાસ પટેલ તરફથી પ્રસિદ્ધ થયેલી વાર્તાઓ 'ભૂતિયો બંગલો', 'પ્રાયગમનો ભોગ', 'ખોવાતો ખેલાડી', 'સહેજ ગફલત' અને 'ગુનેહગાર દુનિયા' એ બધી અદ્ભુતતા અને ડિટેક્ટિવના ચમત્કારો વડે મનોરંજન આપનારી વાર્તાઓ છે, અને મોટે ભાગે અંગ્રેજી ઉપરથી લખાયેલી છે. રામકૃષ્ણ સેવાસમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલી બે વાર્તાઓ 'જીવલેણ ગાંડુ' (શ્રી. રાજગોપાલાચારી કૃત કથાનો અનુવાદ) મદ્યનિષેધ માટે, અને 'અણોજો' (ચુનીલાલ વ. શાહ) હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે બોધક તેમ જ પ્રેરક બને તેવી કૃતિઓ છે. 'પતી અને બીજી વાતો' (ચંપકલાલ જોષી), 'ઝાંખાં કિરણ' (રતિલાલ શાહ), 'વાસકુલી' (ભીમાશંકર શર્મા), એ બધા કેવળ સામાન્ય કોટિના વાર્તાસંગ્રહો છે. 'ગામગોષ્ઠી' (વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી અને રાવજીભાઈ નાથાભાઈ પટેલ) પ્રૌઢશિક્ષણાર્થે લખાયેલી સરલ વાર્તાઓ છે. ગામડાના અનેક પ્રશ્નોની ચર્ચા તેમાં સમાવેલી છે. 'પ્રસાદી હવા' અને 'આપઘાતનો ભેદ' (નાગરદાસ પટેલ) એ બેઉ મનોરંજક ટૂંકી વાર્તાઓના સંગ્રહો છે, જેમાંની મોટા ભાગની વાર્તાઓ માટેની પ્રેરણા અંગ્રેજીમાંથી મેળવેલી છે. 'ચંદ્રહાસ' (મશ્વરલાલ ખાનસાહેબ), 'અરુંધતી' (કૌમુદી દેસાઈ), 'ભીષ્મ' (વિક્રમરાય મજમુદાર) અને 'સાવિત્રી' (શાંતારામ મજમુદાર) એ પૌરાણિક પાત્રો તથા પ્રસંગોની ચરિત્રરૂપ વાર્તાઓ છે. 'રઝિયા બેગમ' (મશ્વરલાલ લીંગાવાળા) એ ઐતિહાસિક લઘુકથા વિદ્યાર્થીઓને રસ પડે એવી શૈલીથી લખવામાં આવી છે.

## અનુવાદિત નવલિકાઓ

'મારી મા' (શરદબાબુ)માં ત્રણ કરુણમિશ્ર વાર્તાઓનો અનુવાદ કરવામાં આવ્યો છે. એની માતૃમમતાનું અને હિંદુ સમાજની નિષ્ઠુરતાનું વેધક દર્શન તેમાં જોવા મળે છે. 'દુર્ગા' એ નામથી શરદબાબુની બીજી ત્રણ નવલિકાઓનો અનુવાદ થયો છે જેમાં પણ ઔચિત્યના અભિનવ ભાવો, આઘાતો

ને ગંધર્વોનો વિચાર તથા તેનું સમજાવું પૃથક્કરણ છે.

'શિકાર' (કિશનસિંહ ચાવડા) એ હિંદી ઉપરથી લખાયેલી શિકાર વિશેની રોમાંચક અદ્ભુત ઘટનાઓ છે તેમાંના પાત્રો શિકારી માણસો જ નથી પણ પશુઓ પણ છે અને તેઓ કથાવસ્તુની નિષ્પત્તિમાં સારો ભાગ ભજવે છે.

'જીવનસરિતા' (ગં બાનની સાહિત્યમંડ) એ પરદેશ અને પરપ્રાંતની જીવનસ્પર્શતી વાર્તાઓનું એક સરસ પુસ્તક છે જર્મનો અને અમેરિકનો જેવા પરદેશીઓ, અફઘાનો તથા ચીનાઓ જેવા પાડોશીઓ અને મુસ્લિમો, કલાકારો, ગામડાની દેશીઓ જેવા ઘરઆંગણાના પાત્રોની આસપાસના સામાજિક વાતાવરણનું વૈવિધ્ય એ રજૂ કરે છે અંદરની પાત્રતા પણ વૈવિધ્યની દૃષ્ટિ જેવી છે

'અજવાળી રાત' (મ ગિરિશંકર રાવળ) એ ગુજરાતી, બંગાળી, મારવાડી, ઇરાની અને અંગ્રેજી પરીકથાના સાહિત્યમાંથી વીણી કાઢેલી સુંદર વાનગી છે, અને લોકકથાના સ્વરૂપમાં મનગમતી રીતે લખાયેલી છે

'નવવનની વેલી' (શાન્તાપ્રસાદ વર્મા) મોટે ભાગે અંગ્રેજી ઉપરથી અવતારેલી ટૂંકી વાર્તાઓનો સંગ્રહ છે વસ્તુવિધાન સામાન્ય પ્રકારનું છે

'લાલ પડછાયા' (સુહાગો) સમાજવાદી ક્રાન્તિની જ્વાળાના સૌમ્ય અને બીષણ સ્વરૂપોને મૂર્ત કરતી વાર્તાઓ આપે છે તે ઉપરાંત ચીન–જાપાનમાં પ્રસરેલા ક્રાન્તિના ઓગાળની કથાઓ પણ છે કથાઓને હિંદી વેશ પહેરાવવામાં લેખકે ઠીક સફળતા મેળવી છે શૈલી વેગીલી અને પ્રચારકામી છે એવી જ વેગીલી શૈલીમાં 'શહીદો' (ચંદ્રભાઈ ભટ્ટ) લખાયેલી છે, જેમાં બે હિંદના, એક ચીનના અને બે રશિયાના શહીદોની પ્રેરક વાર્તાઓ આપી છે. 'શાપાર બંધન' (માણેકલાલ જોષી) એ રોમેનૉફની બે લાંબી વાર્તાઓનો અનુવાદ છે સામ્યવાદી રશિયન સંસારમાંના સ્ત્રીપુરુષોના જાતીય સંબંધની મીમાંસા એમાં કરવામાં આવી છે.

મુક્તિદ્વાર' (રમણીકલાલ દલાલ)માં વર્તમાન જીવનને સ્પર્શતી દસ વાર્તાઓ સંગ્રહેલી છે સુવાળી–નબળી બેઉ કોટિની વાર્તાઓ એમાં છે

'ઉદ્બોધન' (પદ્માવતી દેસાઇ) એ એક અમેરિકન લેખકની સાદી નીતિબોધક કથાઓનો અનુવાદ છે

'ભાભાની બંગડીઓ અને બીજી વાતો' (ગોપાળરાવ કુલકર્ણી) સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખક યશવંત ગોપાળ જોષીની બાર મરાઠી વાર્તાઓનો આ અનુવાદગ્રંથ છે લખાવટ ચોખ્ખી, રસિક અને ભાવપૂર્ણ છે તથા કથાવસ્તુઓનો ઉઠાવ સરસ રીતે થાય છે.

'નગરલક્ષ્મી' (રમણલાલ સોની) કવિવર ટાગોરની કેટલીક રસભરિત અને ભાવપૂર્ણ પદ્યકથાઓનો ગદ્યાનુવાદ છે

## હાસ્ય-કથાઓ

'કલમ ચાબૂક', 'હું રાજા હોઉં તો' અને 'અક્કલના ઇજારદાર' ('બેકાર') એ ત્રણે સંગ્રહો હાસ્ય ઉપજાવે તેવી કથાઓ, કટાક્ષચિત્રો ને પ્રસંગવર્ણનોના છે લેખકની સર્વ પ્રકારની કૃતિઓ સ્થૂળ હાસ્ય ઉપજાવે છે. પહેલા સંગ્રહમાં શબ્દચાતુર્યથી નિષ્પન્ન થતા હાસ્યના પ્રસંગો અને કટાક્ષચિત્રો મોટે ભાગે છે બીજામા વિચિત્ર પાત્રો, વિચિત્ર પ્રસંગો અને જુદીજુદી બોલીઓનો ઉપયોગ કરીને નિર્દોષ ટીખળ ઉપજાવવામા આવ્યા છે અતિશયોક્તિ અને કૃત્રિમતા હાસ્યને માટે સ્વાભાવિક લેખાય તેટલા પ્રમાણમા છે ત્રીજામા વિચિત્ર વ્યવહારો અને પ્રસંગોમાંથી વર્ણનો દ્વારા અને કથાઓ દ્વારા હાસ્ય ઉત્પન્ન કરવામા આવ્યુ છે ત્રણે સંગ્રહો ઉપરથી જોઈ શકાય છે કે હાસ્ય ઉપજાવનારા પ્રસંગો શોધવાની લેખકની દૃષ્ટિ છે, પરન્તુ બધામા જે એક સામાન્ય તત્ત્વ જોવામા આવે છે તે વાણીપ્રયોગો—બોલીની વિકૃતિઓ—દ્વારા હાસ્ય ઉપજાવવાનુ છે એવા પ્રસંગો શ્રોતાઓની વચ્ચે જેટલા રમૂજી બને તેટલા વાચન દ્વારા ન બની શકે મોટે ભાગે પ્રસંગકથાઓ અને કટાક્ષચિત્રોના આ સંગ્રહો હોઈને તેમને કથાઓના વિભાગમા ઉલ્લેખ્યા છે, નહિતો તેમા બીજી પ્રકીર્ણના યે સારી પેઠે છે

'મસ્ત ફકીરના હાસ્યઝરણાં' ('મસ્ત ફકીર')મા ૧૯ લેખો છે, તેમા અર્ધ ઉપરાંત કથાઓ, શબ્દચિત્રો અને પ્રાસંગિક હાસ્યોત્પાદક કથાનકો છે એમા કરતા કથાઓ વિશેષ મજા આપે તેવી છે લેખકની દૃષ્ટિ મુંબઈમા વસતા મધ્યમ વર્ગના ગુજરાતીઓના જીવનમા ફરી વળીને રમૂજ શોધી આપે છે.

'મારા માજીખા' ('વિનોદ' ચંદુલાલ હરિલાલ ગાંધી)મા જે કે રમૂજી કથાઓ ઉપરાંત વિવેચનાત્મક લેખો અને પ્રસંગચિત્રો પણ આપેલા છે, પરન્તુ કથાઓ અને પ્રસંગચિત્રોમા તેમની હાસ્યલેખનશૈલી વધુ સફળ થાય છે લેખક પોતાને પણ રમૂજનો વિષય બનાવે છે શૈલીમા શિષ્ટતા અને સંયમ છે, તેમનો વિનોદ મોટે ભાગે મર્યાદા બહારનો હોય—ઊંડો કે માર્મિક નથી હોતો

'હાસ્યાંકુર' (હરિપ્રસાદ વ્યાસ)માની હાસ્યકથાઓમા ચાતુર્યયુક્ત વિનોદ અને શિષ્ટ હાસ્યરસ આપનારી છે પાત્રોના સ્વભાવ ના ઘર્ષણમાંથી વિનોદ ઉપજાવવાની કળા તેમણે ઠીકઠીક સંપાદન કરી છે

'આનંદમંગળી' (જદુનાથ બધેકિયા) એ ગલીપચી કરીને કે લખક જાતે હસીને વાચકને હસાવવાને મથતા હોય તેવા પ્રકારના કથાનકોનો સંગ્રહ છે

'હાસ્યવિનોદ' ('અગ્નિકુમાર' ભગવતમાધવી) માં સ્વભાવની વિચિત્રતા અને નિર્બળતા, પ્રસંગ તથા પાત્રો વચ્ચે રહેલી અસંગતિ, વાણી અને વર્તન તથા વ્યવહાર અને સિદ્ધાન્તની વચ્ચેનો વિરોધ, એ સર્વને હાસ્યના સાધનો બનાવીને આ સંગ્રહમાંના સોળ કથાનકો અને પ્રસંગચિત્રો આલેખવામાં આવ્યા છે લેખકમાં દૃષ્ટિ છે પણ શૈલી કાચી છે

'વાતોના વડા' (બહાદુર ગોહિલ) વિનોદના હળવા પાસા શોધી કટાક્ષ અને ટકોર સાથે નિર્દોષ રમૂજ ઉપજાવે છે એની શૈલી ગંભીર છે, પણ લેખક દૃષ્ટિ વિષમતાઓને પકડી લઈને હાસ્ય ઉત્પન્ન કરે છે

'પ્રભાતકિરણો' (રમણલાલ સોની)એ પ્રભાતકુમાર મુખોપાધ્યાયની પ્રધાનપણે હાસ્યરસની વાર્તાઓનો અનુવાદ છે તેમાં હળવો કટાક્ષ અને અતિશયોક્તિ છે, પરન્તુ અતિશયોક્તિ અપ્રતીતિકર નથી, એટલે તે શિષ્ટ વિનોદનું સાધન બને છે

---

## નવલકથા

પાછલાં વર્ષના પ્રકાશનોમાં નવલકથાઓનો ફાળો સૌથી મોટો છે સર્વ પ્રકારોની મળીને આશરે પોણા સો નવલકથાઓ (નવી આવૃત્તિઓ બાદ કરતાં) પ્રસિદ્ધ થઈ છે, જેમાંનો ત્રીજો ભાગ ઇતર ભાષાઓમાંથી અનુવાદિત નવલકથાઓનો છે તેથી પહેલાના પાંચ વર્ષ કરતાં આ વિભાગ વધારે સમૃદ્ધ થયો છે અને પહેલી હરોળમાં આવીને ઊભી રહે એવી નવલકથાઓનું પ્રમાણ પણ પહેલાં કરતાં મોટું છે ઐતિહાસિક, સાંસારિક, સામાજિક, રાષ્ટ્રીય, મનોરંજક અને હાસ્યરસિક એટલા પ્રકારોમાં વર્ગણી કરીને જોઈએ તો વિવિધતા જણાઈ આવે છે, પરન્તુ પ્રત્યેક પ્રકારમાં જો વિવિધતા શોધવા માગીએ તો તે મર્યાદિત બની જાય છે અનુવાદિત નવલકથાઓમાં પણ જે કાંઈ વૈવિધ્ય છે તે અંગ્રેજીને આધારે લખાયેલી કથાઓને લીધે છે, બાકી તો શરદબાબુ અને બંકિમબાબુની નવલકથાઓના અનુવાદો ઘણા વધુ છે અને તેમાં નારીજીવનના જુદાજુદા પાસાઓ જ જોવા મળે છે અધ્યાત્મ, વિજ્ઞાન, ભૂગોળ, પ્રવાસ કે સાહસ વિષયની કોઈ સારી નવલકથા લખાઈ નથી રાષ્ટ્રીય આંદોલનો વ્યક્તિ–સમષ્ટિ પર જે અસર કરી છે તેના ફળરૂપે થોડી નવલકથાઓ લખાઈ છે પણ એ આંદોલનની આડકતરી અસર તો ઐતિહાસિક, સામાજિક તથા સાંસારિક નવલકથાઓમાં પણ સારી પેઠે જોવા મળે છે એકંદરે જોઈએ તો નવલકથાવિભાગ સંખ્યા તથા ગુણવત્તામાં ચઢતો જતો જોવામાં આવે છે

## ઐતિહાસિક

ઐતિહાસિક નવલકથાઓમાંની અર્ધી કેવળ ગુજરાત અને કાઠિયાવાડના ઐતિહાસિક બનાવો તથા ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓને કથા દ્વારા રજૂ કરવા માટે લખાઈ છે. બાકીની નવલકથાઓ ભારતનો પુરાતન તથા નજીકનો ભૂતકાળ, માગધ–મેવાડનો પ્રાચીન તથા મધ્યકાળ, ઝાંઝીબારનો નજીકનો ભૂતકાળ અને રોમનો પ્રાચીન કાળ તે તે દેશ તથા તે તે કાળને સ્પર્શીને લખાઈ છે. પૂર્વેના કોઈ પણ પાંચ વર્ષના ગાળામાં ઐતિહાસિક નવલકથાઓ આટલી સંખ્યામાં અને આટલી વિવિધતાયુક્ત પ્રસિદ્ધ થઈ નથી.

'વિરાટ જાગે છે ત્યારે' (ગુણવંતરાય આચાર્ય)માં વનરાજની પાટણની સ્થાપનાનો ઇતિહાસ વણી લેવામાં આવ્યો છે. ગુજરાતના રાજકીય ઇતિહાસમાં વનરાજની રાજ્યસ્થાપનાની સફળતાનું રહસ્ય કાંઈ અનેરું જ તારવી આપવામાં આવ્યું છે. વનરાજની સાથે સંપર્ક ધરાવનારા ઐતિહાસિક પાત્રો તેમાં આવે છે, પરન્તુ તેમના સંબંધમાં પ્રચલિત ઐતિહાસિક માન્યતાઓને લેખકે બદલાવી છે અને ઐતિહાસિક માળખા પર અર્વાચીન ભાવના ગોઠવી છે. કથારસનો નિર્વાહ ઠીક થાય છે અને તેમની શૈલી સરસ છાપ પાડે છે.

'જય સોમનાથ' (કનૈયાલાલ મુનશી)માં લેખકે મહમૂદ ગઝનવીએ ભીમદેવના કાળમાં સોરઠના સોમનાથ મહાદેવના મંદિર પર કરેલી ચડાઈનો ઐતિહાસિક પ્રસંગ વણી લીધો છે અને તે દ્વારા ગુજરાતના વીરોનું વીરત્વ, સુંદરીઓનું વ્યૂહપટુત્વ, શૈવોની ધર્મશ્રદ્ધાળુતા અને ધર્માર્થે બલિદાન-તત્પરતા ઉત્કૃષ્ટ રીતે દાખવ્યાં છે. પાત્રોનાં તેજ અને મુખ્યત્વે કરીને નાયિકા ચૌલાદેવીનું ભાવનાશીલ જીવન આંજી નાખે તેવાં છે. કાર્યનો વેગ અને વાતાવરણની જમાવટની કુશળતાથી લેખકે આ કથા દ્વારા ઉત્તમ ઇતિહાસ-રસ આપ્યો છે એમાં નામ નથી.

'ચૌલાદેવી' (ધૂમકેતુ) એ પણ ભીમદેવના ઇતિહાસમાંથી અને 'જય સોમનાથ'ની જ નાયિકાને મોખરે રાખતી નવલકથા છે. એનાં પાત્રો પણ તેજસ્વી છે, પરન્તુ એ તેજ પાથરનારી કલ્પનાઓમાં વાસ્તવિકતાની ખામી છે. કાર્યવેગ લાવવામાં આવ્યો છે પણ તે કૃત્રિમ લાગે છે. એમાંની ચૌલા સોમેશ્વરની ભાવનામૂર્તિ કરતાં એ મુનિની બાવરી મીરાં જેવી વધુ લાગે છે. ઐતિહાસિક પાત્રો અને પ્રસંગોથી એ નવલકથા ભરી છે અને એમાંના કેટલાક પ્રસંગો સરસ રીતે દીપી પણ નીકળે છે, પરન્તુ એ પ્રસંગોનાં જોડાણ વાસ્તવિક

નથી લાગતાં; છતા તેનાં તેજસ્વી નારીત્વનુ કાલ્પનિક દર્શન ઉત્કૃષ્ટ રીતે કરાવવામા આવ્યુ છે.

'સતી જસમા' (ભીમભાઈ વક્તાણુકર) સિદ્ધરાજના સમયમા થઈ ગયેલી ગનાની જસમાના રાસડા અને ગરબાને આધારે લખાયેલી એક આખ્યાયિકા છે. પાતિવ્રત્યની પુનિતતા દર્શાવવાનો તેનો હેતુ છે શૈલી કેવળ સામાન્ય કોટિની છે

'માન્તૂ મહેતા' (ધીરજલાલ ધ શાહ). સિદ્ધરાજના સમયમાં જે વીર મુત્સદ્દીઓ થઈ ગયા છે તેમાના એકની આ ચરિત્રકથા ત્રણ ભાગમા પૂરી થઈ છે. તે ચરિત્રકથા છે કારણ કે કથાનાયકના જીવનના બધા પ્રસંગો અનુક્રમે કથામા વણી લેવામા આવ્યા છે માન્તૂ મહેતાના વીર મુત્સદ્દી તરીકેના અનેક ગુણો તેથી પ્રકાશમાં આવે છે. પ્રસંગોની ગોઠવણી કલા-યુક્ત નથી તેથી કાર્યનો વેગ દાખવવામાં આવ્યા છતા ઘણુ નિરર્થક લખાણ અને અનાવશ્યક સવાદો વચ્ચેવચ્ચે વિરસતા આણે છે. પ્રત્યેક ભાગનો નોખોનોખો ધ્વનિ હોય અને એ ધ્વનિને વિશદ કરવા પૂરતા પ્રસંગોની ગૂથણી હોય તો ચરિત્રકથાના ભાગો પણ એકએક રસપૂર્ણ ઐતિહાસિક નવલકથા બની શકે

'રાજહત્યા' (ચુનીલાલ વ શાહ)માં ગુર્જરેશ્વર અજયપાળની તેના સેવકે કરેલી હત્યાના કાર્યકારણભાવને વિશદ કરનારા પ્રસગો તથા તદનુ-રૂપ પાત્રોની ગૂથણી કરવામા આવી છે. કથાનો પ્રવાહ ધીર-ગભીર રીતે વહે છે. અજયપાળની ક્રૂરતાનો અતિરેક એક જૈન મુનિના વીરમૃત્યુ દ્વારા અને રાજહત્યા કરનારા સેવકની ભાવનાનો ચિતાર તેના પુત્રીપ્રેમ દ્વારા દર્શાવ્યો છે.

'ગુજરાતનો જય' (ઝવેરચંદ મેઘાણી) એ વાઘેલા વશના રાજત્વના પ્રારંભકાળની નવલકથા છે વીરધવલ અને લવણપ્રસાદ તથા જૈન મત્રીઓ વસ્તુપાળ-તેજપાળના ઐતિહાસિક, રાજકારણીય અને સાંસારિક જીવન પ્રસગોને ગૂથી લઇને તે લખાઇ છે તેરમી સદીના ગુજરાતનુ વાતાવરણ એમા સરસ રીતે જામે છે

'સોલકીનો સૂર્યાસ્ત અથવા વાઘેલાનો ચદ્રોદય' (જેઠાલાલ નારાયણ ત્રિવેદી) એ સોલકી વશના છેલ્લા રાજા ભોળા ભીમદેવના રાજત્વના ઉત્તરાર્ધની અને વાઘેલા વશના વીરમદેવ તથા વીરધવલના ઉદયની કથા છે યોજનામા શ્રી. મુનશીનું અનુસરણ જણાઇ આવે છે. ઐતિહાસિક પ્રસગોની સાથે થોડી લોકકથાઓને પણ વણી લેવામા આવી છે. 'ગુજરાતી' પત્રનુ ૧૯૪૧ની સાલનુ એ ભેટનું પુસ્તક છે.

'ગુજરાતના વેરની વસુલાત' (નર્મદાશંકર બ. ત્રિવેદી) એ 'ગુજરાતી' પ્રેસનું ૧૯૩૭નું ભેટપુસ્તક ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાને લાગેલું કલંક ભૂંસવાને લખાયેલી ઐતિહાસિક નવલકથાનું છે. કરણને લંપટ આલેખવામાં ભાટ-ચારણો અને 'કહાનડે પ્રબંધે' અન્યાય કર્યો છે એવી માન્યતાપૂર્વક આ કથામાં કરણને ચારિત્ર્યશીલ આલેખીને ખીલજી વંશના બાદશાહોના એક પછી એક થયેલા ખૂનોમાં ખુદ કરણે ભાગ ભજવીને વેરની વસૂલાત કરી હોવાનું કલ્પનારંગી પરન્તુ રસભર્યું ચિત્ર નિપજાવવામાં આવ્યું છે. કથા માટે ઐતિહાસિક આધારનું જે તરણું લેખકને મળ્યું છે તે એટલું જ છે કે કરણના સંબંધમાં પ્રાપ્ત થયેલા તામ્રપત્રો કે શિલાલેખો પરથી કરણ સ્ત્રી-લંપટ નથી જણાતો, તો તેના ચારિત્ર્ય પરના કલંકને સ્થાન જ શી રીતે હોઈ શકે?

'અણહિલવાડનો યુવરાજ' (નીતમકાન્ત સાહિત્યવિલાસી) એ ચાવડા વંશના ઇતિહાસમાંથી યોગરાજના જીવનને અવલંબીને મોટે ભાગે કલ્પના સૃષ્ટિથી ગૂંથેલી નવલકથા છે. એ રીતે એ ઐતિહાસિકને બદલે ઇતિહાસાભાસી નવલકથા વધુ પ્રમાણમાં બને છે. પાત્રાલેખન કે પ્રસંગાલેખન પણ ચોટદાર નથી, જોકે ખટપટ અને કાવતરાની વાતો ઠીકઠીક ગોઠવી દીધી છે.

'સોરઠપતિ' અને 'સોમનાથની સખાતે' (ગોકુળદાસ રાયચુરા) એ બેઉ નવલકથાઓ જૂનાગઢના ચુડાસમા રા'નવઘણના જીવનપ્રસંગોને વર્ણવે છે. ગુજરાતનો સોલંકી વંશનો ઇતિહાસ જેવો તેજસ્વી છે તેવો જ તેજસ્વી કાઠિયાવાડના ચુડાસમા વંશનો ઇતિહાસ છે. શ્રી રાયચુરાએ આ વંશના ઇતિહાસની સાત નવલકથાઓ લખી છે તેમાંની આ બે છે. એકલા રા'નવઘણના ચરિત્રને જ ગૂંથી લેતી તેમની બીજી બે નવલકથાઓ 'નગાધિરાજ' અને 'કુલદીપક' છે. રા'નવઘણના વખતમાં જ મહમદ ગઝનવી સોમનાથ ઉપર ચડાઈ લાવ્યો હતો અને રા'નવઘણ ગુર્જરેશ્વર ભીમદેવની મદદે સેના લઈને ગયો હતો એ પ્રસંગ અને તેને અનુકૂળ વીરત્વપૂર્ણ વાતાવરણ 'સોમનાથની સખાતે'માં આલેખવામાં આવ્યું છે. રા'નવઘણના ચરિત્રની ચારે કથાઓ એકબીજી સાથે સંકળાયેલી છે, એટલે સ્વતંત્ર નવલકથા તરીકે તે વાચનીય બની શકતી નથી. વાર્તાઓ વિગતોથી રસપૂર્ણ બને છે, પણ પાત્રોના આલેખન ઉઠાવદાર નથી થતા.

'રા' ગંગાજળિયો' (ઝવેરચંદ મેઘાણી) એ જૂનાગઢનો છેલ્લો ચુડાસમા વંશનો રાજા રા'માંડળિક તેના અસ્તકાળ અને ગુજરાતના સુલતાન મહમદ બેગડાના ઉદયકાળનું ચિત્ર આ કથામાં સફળતાથી આલેખવામાં આવ્યું છે.

વહેમો અને ચમત્કારોમા માનના તત્કાલીન સમાજનું માનસ તેમા સરસ રીતે દાખવ્યુ છે માડલિક મિત્રના ઘરપર ફૂડી નજર નાખીને વિનિપાત પામે છે, નરસિંહ મહેતાને હાર લાવી આપવાનું કરગાતી પજને છે, એવા લોકકથાના પ્રસગો તેમા વણી લેવાગા આવ્યા છે.

'સમરાગણ' (ઝવેરચંદ મેઘાણી) ગુજરાત ની મુસ્લિમ સુલ્તાનીના અસ્ત કાળની એ કથા છે અને જાણીતા ભૂચરમોરીના યુદ્ધની આસપાસ તાણા વાણા ગૂથીને તેનો કથાપટ નિર્માણ કરવામા આવ્યો છે સોરઠના રાજપૂત રાજાઓના આશ્રિત સુલ્તાન મુઝફ્ફરના રક્ષણ ખાતર એ રાજાઓએ અકબરશાહની સેના સામે યુદ્ધ આદર્યું હતુ, તેમા કેટલાકોએ પાછળથી દગો દીધો હતો અને પરિણામે હારી જવાથી મુઝફ્ફરને આપઘાત કરવો પડ્યો હતો એ રોમાચક ઘટનાને આ કથા સરસ રીતે મઢી શકી છે

'જગતના મહિમા' (ગુણવતરાય આચાર્ય) એ નવલકથા ઓખા-મડળ ના વાઘેરોના સ્વાધીનતાના સગ્રામને અગ્નિના રંગે રંગી બનાવે છે. આ જ ઇતિહાસની એક-બે નવલકથાઓ પૂર્વે લખાયેલી છે, પણ આ કથા તેથી અનેક રીતે જુદી પડે છે કથાના ઇષ્ટ ધ્વનિને પોષવાને માટે ઇતિહાસના આધાર સાધનને લેખક સ્વીકારતા નથી, પરતુ કથાકાળના વાતાવરણને સુરેખ રીતે સર્જવાની અને પાત્રોને જીવત બનાવી મૂકવાની શૈલી તેમને વરી છે તે વાર્તારસનું સારીપેઠે પોષણ કરે છે લેખક ઇતિહાસને વર્તમાનકાળની અપેક્ષાએ જોઇને તે દ્વારા ધ્યેયનિષ્ઠ કથાની રચના કરે છે એટલે કથારસ મળે છે, પરન્તુ ઐતિહાસિક નવલકથાનો લાક્ષણિક ઇતિહાસરસ નથી મળતો

'ખાપરા-કોડિયાના પરાક્રમો' (કેશવનાથ સામલાકર) સાવરનો 'ખાપરો' અને કોડીનારનો 'કોડિયો' એ લોકકથામા જાણીતી ઐતિહાસિક વ્યક્તિઓ છે એ ઠગ-લુટારાના શૌર્ય તથા પરાક્રમોથી ભરપૂર આ કથા છે તળપદી સોરઠી ભાષા વાતાવરણને જમાવવામા ઠીક મદદગાર બને છે અને લખાવટ જૂની લઢણની હોવા છતા કથારસ જાળવી રાખે છે

'જોગીઓ સરદાર' (રમત શુક્લ) સુરત જિલ્લામા પાટીસેક વર્ષ પર થઇ ગયેલા એક ભીલ બહારવટિયાની આ રોમાચક ઐતિહાસિક નવલકથા છે જોગિયો ક્રૂર હતો તેવો જ દયાળુ હતો તેના અનેક પરાક્રમો આ કથામા વણી લેવામા આવ્યા છે છેવટે તે દગાથી પકડાઇને ફાંસીએ ચઢ્યો હતો

'રક્તપિપાસુ રાજકુમારી' (જેઠાલાલ ઘ મહેતા) પાલીતાણાના રાજા

ગીરના જીવતાં જ તેના પુત્રોના શરૂ થયેલા રાજકીય કાવાદાવા અને કપટ-જાળનો તે ખ્યાલ આપે છે.

'ગુરુસ્વામી' (દામોદર સાંગાણી) એ પાણીપતના યુદ્ધ પછીની પેશવાઈની ઐતિહાસિક ભૂમિકા પર લખાયેલી નવલકથા છે, એટલે વાતાવરણમાં ઐતિહાસિક તત્ત્વ ગૂંથાયુ છે; પરંતુ કથાનો પટ પ્રેમત્રિકોણ અને રાજ્યખટપટની વચ્ચે પથરાઇ રહે છે, એટલે રસનિષ્પત્તિમાં ઇતિહાસ કાંઈ તાત્ત્વિક ફાળો આપતો નથી, માત્ર 'ધર્મનો જય અને પાપનો ક્ષય' એ ધ્યેયને પ્રકટ કરે છે. કલાવિધાનમાં કચાશ છે.

'બંધન અને મુક્તિ' (દર્શક)નો વિષય ૧૮૫૭ના વિપ્લવયુદ્ધનું આલેખન છે, પરન્તુ ખરું યુદ્ધ તો કથાનાયકના હૃદયમાં મચેલું છે. પ્રેમ અને શિસ્ત, શિસ્ત અને માનવતાનાં પરસ્પર વિરુદ્ધ ખેંચાણો પાત્રો માટે ચાલ્યા કરે છે. યુદ્ધમાં ગૌરવાન્વિત માનવતા હારે છે, પરંતુ કથાની રસનિષ્પત્તિ જીતી જાય છે.

'ઠગ' (રમણલાલ વ. દેસાઇ)માં એકાદ-બે ઐતિહાસિક પાત્રો છે, છતાં કંપની સરકારના રાજાવર્તનું વાતાવરણ કથાની ઐતિહાસિક પીઠિકા બને છે. ઠગલોકોની સંસ્થાના ઉલ્કાપાતોનો ઇતિહાસ, પ્રેમ-શૌર્ય, ધૈર્ય, ઔદાર્યને સ્ફુટ કરતી કથા દ્વારા રજૂ કરવાનો તેમાં સરસ પ્રયત્ન થયો છે.

'ભગવો નેજો' અને 'દરિયાલાલ' (ગુણવંતરાય આચાર્ય) એ બેઉ નવલકથાઓ પૂર્વ આફ્રિકામાં વસેલા ગુજરાતીઓનાં પરાક્રમોની કથાઓ છે. તેમાંની પહેલી, હિંદી સંસ્કૃતિનો ભગવો નેજો ફરકાવતી ગુજરાતી કાઠીની વસાહત પર આવેલા એક તોફાની આમલાની કથા છે. બીજી, ઝાંઝીબારમાં ગોરી વસાહતો ગુલામોનો વેપાર કરતી હતી ત્યારે તેમાં સાથ આપતી એક ગુજરાતી પેઢીના નોકરે એ અમાનુષી વેપારથી ત્રાસીને મૂળ વતનીઓને સાથ દઈ ગુલામો થતા બચાવ્યા તથા તેમને લવીંગની ખેતીમા વળગાડ્યા તેના પરાક્રમની કથા છે. બેઉ કથાઓ ઝડપી વસ્તુવિકાસ વાળી, સાહસપ્રચુર, ભયંકર ઘટનાઓથી રોમાંચક અને પ્રકૃતિસૌંદર્યની વચ્ચે મૂકેલાં ચેતનવંતાં પાત્રોથી સજીવ બની છે. પૂર્વ આફ્રિકાના પ્રદેશોનાં વર્ણનો કેટલાં વાસ્તવિક છે તે કહી શકાય તેમ નથી, પરન્તુ કથામાં ખૂંચે તેવી અવાસ્તવિકતા જણાતી નથી. 'જળસમાધિ' એ જ લેખકની ત્રીજી નવલકથા પણ હિંદના દરિયાઈ વાતાવરણને સ્પર્શીને લખાઈ છે. હિંદના કિનારાને પરદેશી ચાંચિયાઓથી રક્ષવામાં હિંદી ખલાસીઓએ બતાવેલી બહાદુરીને તે ગોખરે મૂકે છે. ઇતિહાસ તથા લોકકથા બેઉનો આધાર લેખકે લીધો છે અને રસની જમાવટ ઠીક કરી છે.

'ક્ષિતિજ' (રમણલાલ વ. દેસાઈ)ના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એ બેઉ ખંડોમાં ગુપ્ત સામ્રાજ્યની પૂર્વેની નવલકથા છે. હિંદમાં નાગો અને ભારશિવોએ સ્થાપેલા સામ્રાજ્યોનો સમય તે મૂર્તિમંત કરે છે સામ્રાજ્યોની ઘડતરક્રિયાઓનું અને તે થતાં પૂર્વે જનતાના મનોભાવો તથા અભિલાષોનું દર્શન કરાવવાનો મુખ્ય હેતુ કથા પાછળ છે માનવભૂમિનું અટકસ્થાન તે ક્ષિતિજ, ક્ષિતિજની પેલે પાર શું હશે તે જાણવાની જિજ્ઞાસા પ્રકટતાં માનવી આગળ વધે છે અને તેની ક્ષિતિજ વિસ્તરે છે; આમ ક્ષિતિજભૂમિ આદર્શોનું ધામ કલ્પીને અને આર્યોની ક્ષિતિજ એક પછી એક વિજય થતાં લંબાયે જ જાય છે તેનું દર્શન કરાવીને 'ક્ષિતિજ' નવલકથા રાજ્યસંસ્થા, સમાજસંસ્થા અને માનવજગતના તત્ત્વચિંતનમાં વાચકોને છૂટા મૂકે છે. કથા માત્ર ઇતિહાસનો પુટ પામી છે, વસ્તુતઃ તે નિજસંસ્કૃતિનું ઘડતર કરી રહેલા આર્યોની કથા છે. કથા રસનિષ્પત્તિમાં સારો ટકાવ કરે છે

'કલિંગનું યુદ્ધ' (સુશીલ) એ, ચક્રવર્તી મહારાજા ખારવેલના કલિંગ દેશ પર હલ્લો કરી અશોકે જે ભારે કતલ ચલાવી હતી તેનું દર્શન કરાવતાં વિક્રમ સંવત પૂર્વેના બસો વર્ષના સમયનું વાતાવરણ સર્જી આપે છે. અશોકને લેખકે વિકૃત સ્વરૂપમાં આલેખવાનો યત્ન કરતાં તેની ધર્મપ્રચારદૃષ્ટિને સામ્રાજ્યવાદી જણાવી છે. હકીકતે નવલકથા ઇતિહાસને વફાદાર રહે છે, દૃષ્ટિમાં ભેદ છે

'તક્ષશીલાની રાજમાતા' (ઉછરંગરાય ઓઝા) સિકંદરે તક્ષશીલા વિદ્યાપીઠ પર કરેલી ચઢાઈ એ આ કથાનું વસ્તુ છે. વસ્તુ ઐતિહાસિક છે, પણ પાત્રાલેખન નબળું છે એટલે તે કાળનું વાતાવરણ મૂર્તિમંત બનતું નથી.

'ભારતી' (વામન દેસાઈ)એ મહાભારતની સંક્ષિપ્ત અને સારભૂત કથા છે

'સ્થૂલિભદ્ર' ('જયભિખ્ખુ') એ જૈન પુરાણાન્તર્ગત એક ધર્મકથાનું નવલસ્વરૂપ છે. કથામાંના જૈન પારિભાષિક તત્ત્વને આગળ કરીને કથાને સામાન્ય માનવતારસથી ઓતપ્રોત બનાવવાની દૃષ્ટિ તેમાં તરી આવે છે. 'મહર્ષિ મેતારજ' એ એ જ લેખકની બીજી નવલકથા છે અને તે પણ જૈન પુરાણકથાનું નવીન શૈલી દ્વારા થયેલું નિરૂપણ છે. તેમાંના કેટલાક પાત્રોના આલેખન પ્રથમ કથા કરતાં વધારે સુભગ થયાં છે મહિનાની કક્ષાએ પહોંચતું રંગદર્શી આલેખન એ લેખકની શૈલીની વિશિષ્ટતા છે અને એ શૈલી જ્યાં સંયત રહે છે ત્યાં સરસ ઉઠાવ આપે છે.

'જીવનનું ઝેર' (હરજીવન સોમૈયા) રોમન સામ્રાજ્યમાંથી વસ્તુને કાઢીને

તેનો સારી પેઠે અભ્યાસ કરીને લેખકે આ કથા લખી છે પરદેશી વાતાવરણ, પરદેશી સંસ્કારવાળા પાત્રો અને અત્યંત દૂરના ભૂતકાળનો સમય, એ બધાને ન્યાય આપવા લેખકે સારી પેઠે મથન કર્યું હોય એમ જણાઈ આવે છે. નીરોની માતા એગ્રીપીનાની મહત્ત્વાકાંક્ષા જીવનને બદલે જીવન ઝેરરૂપ કેવી રીતે બને છે તેનું તેમા દર્શન કરાવ્યુ છે ઐતિહાસિક નવલકથાના તત્ત્વોથી આ પુસ્તક ભરચક છે તેની માંડણી અને ખીલવણીની કલામા કેટલીક ઊણપ લાગે છે

'ગુલામ' (ચંદ્રભાઈ કા ભટ્ટ) પ્રાચીન રોમમાં અસ્તિત્વ ધરાવતી ગુલામીની પ્રથા પર રચાયેલી આ કથા 'સ્પાર્ટેકસ' નામના અગ્રેજી પુસ્તકમાની માહિતીને આધારે લખાયેલી છે સ્પાર્ટેકસનું પૌરુષ સરસ આલેખાયુ છે કથનશૈલીમાની અતિશયોક્તિ કેટલીક વાર વાસ્તવિકતાને હણે છે, છતા પરદેશના પ્રાચીન કાળના વાતાવરણને એક ગુજરાતી લેખક આલેખે છે એ જોતા તેમાની ઊણપને ક્ષતવ્ય લેખી શકાય.

## સાંસારિક

સાંસારિક નવલકથાઓમાની ઘણીખરી પ્રેમ અને લગ્નની આસપાસ પરિક્રમણ કરતા પરિણીત જીવનના વિધવિધ પ્રશ્નો ઉપસ્થિત કરીને તેની છણાવટ કરે છે વર્તમાન કેળવણીએ, જગતમા ઊઠેલા નવવિચારના મોજાએ, રાજકારણમા, અર્થકારણમા અને સમાજમા પ્રસરતી જતી ક્રાન્તિકારી ભાવનાએ આર્ય સંસારમા પણ જે ઊંડા ઉત્પાત કરી છે તેનુ પ્રતિબિંબ સાંસારિક નવલકથાઓમા જોવા મળે છે જૂના અને નવા વિચારોના ઘર્ષણમાથી પસાર થતી ઘણી સાંસારિક કથાઓ કોઈ ને કોઈ નવીન ધ્વનિ રજૂ કરીને જનતાને વિચાર કરતી કરી મૂકવાનું કાર્ય કરે છે. જેવી રીતે નવો વળાંક લેતો સંસાર આ નવલકથાઓમા પ્રતિબિંબિત થતો જોવામા આવે છે તેવી જ રીતે નવલકથાઓના પાત્રોના કલ્પિત છતા વાસ્તવિક સંસાર, જીવનમા પણ કેટલેક અંશે પ્રતિબિંબિત થઈ રહ્યા છે. એકદરે લગ્નજીવનની જૂની ભાવનાઓનુ સ્થાન ધીમેધીરે નવી ભાવનાઓ લેતી જાય છે, પરન્તુ નવલકથાઓમા નવીન ભાવનાઓનો જે વેગ જોવા મળે છે તે વેગ હજી સાક્ષાત્ જીવનમા આવ્યો નથી કુમારિકાઓ, પરિણીતાઓ, ત્યક્તાઓ અને વિધવાઓ પ્રતિની સહાનુભૂતિ મોટા ભાગની નવલકથાઓના ઉભરાય છે, છતા એ સહાનુભૂતિનો સાક્ષાત્કાર જીવનમા બહુ જ ઓછો ઊતરેલો દેખાય છે નવીન ધ્વનિ રજૂ કરવામા પણ બધી સાંસારિક કથાઓ એકસરખી રીતે કામ કરતી નથી, કેટલીકમા પ્રેમના ને સાંસારિક ક્રાન્તિના પોકળ ટાહ્યલાપણુ

હોય છે, અને કોઈ કોઈ વાર તો લેખકોની શાંતાગ્રાહી કલ્પનાઓ પશ્ચિમની નવલકથાઓની દેખાદેખીથી વર્તમાન સંસારને વિમાર્ગે દોરતી હોય છે. જાતીય મનોવિજ્ઞાનની અધૂરી સમજ હેઠળ પશ્ચિમના કાયદાઓને સંસારમાં ઉતારવાના કેટલાક પ્રયોગો હિંદના જીવનને માટે અવાસ્તવિક લેખાય તેવા હોય છે, પરંતુ પરિણીત જીવનમાં ઊઠતા ક્રાન્તિના મોજાનું એ પણ એક સ્વરૂપ બની રહે છે એમ કહી શકાય. કેટલાક લેખકોના પ્રયોગદશાના નવલકથાલેખનના પ્રયાસોને બાદ કરીએ તો આ પ્રકારની નવલકથાઓનો ફાલ મોટો લેખાય તેવો નથી અને કલાવિધાનના પણ ઉત્તરોત્તર વિકાસનું દર્શન કરાવે છે.

### લગ્ન, પ્રેમ અને દાંપત્ય

'લગ્ન : ધર્મ કે કરાર ?' (રા. ભોગીન્દ્રરાવ દિવેટિયા) આ પ્રશ્નશીર્ષક નવલકથામાં લેખકે પ્રશ્નને જ છણવાની દૃષ્ટિએ પાત્રયોજના અને ઘટના-પરંપરાને ગોઠવી છે એટલે તેનું કલાવિધાન નબળું છે, વિચારસરણી પણ અદ્યતન નથી. લેખકે જીવનસમયના યુવક યુવતીઓના લગ્નવિષયક મંથનોનું દર્શન કરાવીને તેમણે લગ્નને ધાર્મિક સંસ્કારનું ગૌરવ આપ્યું છે અને બીજા પણ કેટલાક સામાજિક કાયદા સૂચવ્યા છે.

'વેવિશાળ' (ઝવેરચંદ મેઘાણી)માં વાગ્દાન થયા પછી તે ફોક થતું નથી એવા બંધનોવાળી ન્યાતનાં પાત્રોની આસપાસ કથાની ગૂંથણી કરવામાં આવી છે. મુંબઈમાં જતા ગામડિયા વણિકો ત્યાંના વાતાવરણથી ઘેરાયા પછી કેવું કૃત્રિમ, ભાવનાહીન અને મતલબી જીવન ગાળે છે, તથા ગામડામાં રહેતા એ જ ન્યાતના લોકો મુશ્કેલીમાં પણ પોતાની ટેકને વળગી રહે છે તેનું સુરેખ દર્શન કરાવીને લેખક બેઉ પક્ષનાં સંસ્કારો વચ્ચેના અંતરમાંથી કથાવસ્તુ નિપજાવે છે, અને ગામડામાં દાંપત્યજીવનમાં તેમ જ કુટુંબજીવનમાં જે આશેષો રહેલા છે તે જ શાશ્વત છે, શહેરોમાં કૃત્રિમતા પેઠી છે, એ રસભરિત રીતે બતાવી આપે છે. બેઉ પ્રકારના જીવન વચ્ચેનું અંતર એ આજનો મહત્ત્વનો સામાજિક આર્થિક પ્રશ્ન છે એમાં શક નથી.

'પુનર્જન્મ' (ગુણવંતરાય આચાર્ય)માં વેવિશાળ ફોક નહિ કરવાની ટેકવાળા માબાપ પ્રારંભમાં એક ભયંકર કજોડું નિપજાવે છે અને પછી ગુણવતી પત્ની અપંગ અને બાડા પતિને પોતાની પ્રેમભરી માવજતથી દેવ જેવો રૂપાળો પુરુષ બનાવે છે એવી કથા આપીને આગળ જતાં એ પતિ-પત્ની વચ્ચે તડાક તૂટ પડાવીને એવો સિદ્ધાંત સ્થાપિત કરવા માગે છે કે પુરુષ પ્રતિ જે સ્ત્રીનો અસાધારણ મેનાભાર ઉભરાય તે એ પુરુષની

માતા જ બને છે; કારણ કે પુરુષને અનેક પ્રકારની કષ્ટપરંપરામાં જે છેવટ સુધી વળગી રહે તેની પાછળ સ્ત્રીનો માતૃભાવ જ હોય–પત્નીભાવ કદાપિ ન હોય! આ કલ્પનાને આધારે એક વારના અપંગ પતિનો 'પુત્ર જન્મ' ઘટાવવામાં આવ્યો છે. આ કથાધ્વનિ વિલક્ષણ છે, પરંતુ લેખકની રજૂઆત મનોવેધક છે અને ઘટનાપરંપરા છેવટ સુધી રસ જાળવી રાખે છે. 'નિવેદિતા' નામક એમની બીજી સામાજિક નવલકથા એક ત્યકતા સ્ત્રીની રોમાંચક જીવનકથા રજૂ કરે છે. અનેક આપડાગણો વચ્ચેથી પસાર થઈને નાયિકા આદર્શ ગૃહિણી બને છે એ મુખ્ય વાત લેખકને કહેવી છે; તે સાથે તેની જોડે સંબંધ ધરાવતાં બીજાં પાત્રોની સૃષ્ટિ અને ઘટનાપરંપરા કથારસની જમાવટ સરસ રીતે કરે છે. પાત્રો અને પ્રસંગોના આલેખન કરવાની લેખકની કુશળતા કથામાની કેટલી અસંગતતા કે દીર્ઘસૂત્રિતાને ઢાંકી દે છે.

'રંજન' (પ્રમોદ)માં ભણેલાં યુવક–યુવતીના વાગ્દાનનો પ્રશ્ન ગોઠવવામાં આવ્યો છે, પરંતુ તેમાં બોધપ્રધાનતા વિશેષ છે એટલે કથારસ અને પાત્રાલેખન મોળાં પડે છે.

'શોભના' (રમણલાલ વ. દેસાઇ) આજની કોલેજોની કેળવણી લીધેલાં યુવક–યુવતીઓના જીવનરસની પોકળતા અને કરુણતાનો ખ્યાલ આપનારી નવલકથા છે તેમાં પ્રેમનો ચતુષ્કોણ નિર્માણ કરીને લેખકે પરણેલાં યુવક–યુવતીના લગ્ન બહારના પ્રેમના તલસાટનો ચિતાર આપ્યો છે, અને એનો અંત જોકે અરોચક નથી આણ્યો છતાં તેમા કરુણતા ખૂબ છવાઈ રહેલી છે. 'રસવૃત્તિ તરફ દોડતું ગુજરાતનું યૌવન કેટલું નિરર્થક બની ગયું છે' એ ધ્વનિ કથામાથી ઊઠી રહે છે. એ જ લેખકની એક બીજી નવલકથા 'છાયાનટ'મા વર્તમાનકાળના કોલેજિયનોના અભિલાષોનું વાતાવરણ જમાવવામાં આવ્યુ છે અને તેમાં ય એમની ચંચળ દોડ તથા તરંગમય મનોદશા ઉપરનો કટાક્ષાત્મક ધ્વનિ છે પાત્રાલેખન અને કલાવિધાનમા બીજી કરતા પહેલી નવલકથા ચઢિયાતી છે.

'કોલેજિયન' (સ્વ ભોગીંદ્રરાવ દિવેટિયા) એ પચીસ વર્ષ પૂર્વેના કોલેજના વિદ્યાર્થીના જીવન અને વાતાવરણને મૂર્ત કરે છે અને સુખી દાંપત્ય માટે પતિપત્ની કેળવણીમાં પણ યોગ્ય કક્ષાના હોવા જોઈએ એ ધ્વનિ ઉપજાવીને સ્ત્રીકેળવણીની આવશ્યકતા દર્શાવે છે. સ્વ. ભોગીંદ્રરાવે ૧૯૧૭ મા લખતાં અધૂરી મૂકેલી આ કથાને શ્રીમતી માલવિકા દિવેટિયાએ પૂરી કરીને પ્રસિદ્ધ કરી છે એથી કથા વર્તમાન વાતાવરણથી પાછળ રહીને કાંઈ વિશિષ્ટ સિદ્ધિ કરી આપતી નથી.

'વિકાસ' અને 'વિલોચના' (ચુનીલાલ વ. શાહ) એ બેઉ નવલકથાઓ વર્તમાન યુગની કેળવણી અને નવીન વિચારોનાં મોજાંમાં ઘસડાતાં જુવાન પાત્રોની કથાઓ છે. પ્રથમ કથામાં જીવનના 'વિકાસ'ની જુદીજુદી દિશાઓ જોનારાં જુદાંજુદા પાત્રો પોતપોતાની રીતે આગળ વધે જાય છે અને દરેકને તે તે દિશાની મર્યાદાનું ભાન થાય છે. આ ભાન થતા પૂર્વે કેટલાક વિકાસ-પંથીઓનો કરુણ અંત આવે છે, કેટલાંક પાછાં પડે છે અને થોડાંને વિકાસનો સાચો ખ્યાલ આવે છે. આ કારણે જુદાજુદા પ્રકારનાં દાંપત્ય-જીવનનો ચિતાર તુલનાત્મક નીવડે છે અને મુખ્ય ધ્વનિને પોષતા પ્રસંગોમાં રસ પૂરે છે. બીજી નવલકથામાં કોલેજિયન યુવતી અને તેના મર્યાદિત સુધરેલા વિચારના પિતાના વિચાર-ઘર્ષણમાંથી કથા પ્રારંભાય છે અને સ્વાતંત્ર્યને ઝંખતી કુમારિકા સ્વાતંત્ર્યનો કડવો સ્વાદ પામવાની સાથેસાથે દાંપત્યને સ્વાતંત્ર્યના નાશનું ઉપલક્ષણ માનવાની ભૂલમાંથી કેવી રીતે બચે છે તે દર્શાવનારા પ્રસંગો ગૂંથવામાં આવેલા છે. સ્ત્રીત્વની મૂલગામી ભાવનાને તે પુરસ્કારે છે. બેઉ કથાઓ વર્તમાન યુગના કેળવાયેલા માનસની રજૂઆત વૈજ્ઞાનિક રીતે કરતી હોઈ કેટલાક પ્રશ્નોની ગૂંચવણના ઉકેલમાં તે દિશાદર્શક બને તેમ છે.

'વળામણાં' અને 'મળેલા જીવ' (પન્નાલાલ પટેલ) એ બેઉ ગ્રામજીવન-ના તળપદા પ્રેમપ્રસંગોની ઉદાત્ત ભાવનાયુક્ત કથાઓ છે. નૈસર્ગિક વિશુદ્ધ પ્રેમનું આલેખન 'વળામણાં'ની નાયિકા દ્વારા લેખકે અદ્ભુત કુશળતાથી કર્યું છે. 'મળેલા જીવ' માં પણ જુદીજુદી ન્યાતના યુવકયુવતીની વચ્ચે જાગેલા પ્રેમની કથા છે; પણ 'વળામણાં'થી તે અનેક રીતે જુદી પડે છે. બેઉ કથાઓમાં ગામડાના નૈસર્ગિક સૌંદર્યની વચ્ચે પાત્રોને રજૂ કરવાની સુંદર કલા લેખકે હસ્તગત કરી હોય એમ જણાયા વિના રહેતું નથી.

'ખાંડાની ધાર' (રામનારાયણ ના. પાઠક): જુવાન હૃદયોમાના આકર્ષણો, સરલ જીવન જીવવાની અણઆવડત, મોહવશ થવાની ઉત્સુકતા અને જુવાનીની મૂર્ખાઈઓ વડે ખુવાર થતા જીવનનું નિરૂપણ કરતી આ નવલકથામાં પ્રણય ત્રિકોણ મુખ્ય ભાગ ભજવે છે. પાત્રો જેટલે અંશે મનસ્વી છે તેટલે અંશે કથામાં વાસ્તવિકતાનું તત્ત્વ ઊણું રહે છે.

'વિહંગ કથા' (દુર્ગેશ શુક્લ) : કામાંધોનો ઉપહાસ કરીને ઉદાત્ત પ્રેમનો ખ્યાલ આ નવલકથામાં પ્રણયત્રિકોણના નિર્માણ દ્વારા લેખકે આપ્યો છે પ્રેમ અને મોહ વચ્ચેનો ભેદ તેથી વિશદ થવા પામ્યો છે. કલાવિધાન શિથિલ છતાં આશાસ્પદ છે.

'નિરંજના' (મૂળજીભાઈ શાહ) માં સુશિક્ષિત કન્યા એક પત્ની પરણેલા પતિને પરણીને શોષણ માટે તૈયાર થાય છે તે પ્રશ્ન ચર્ચવામાં આવ્યો છે લેખનની કોટિ સામાન્ય છે 'જગતકુંજ' (નિરંજન પરમાર) એ એક પરણીત સ્ત્રી પરણવાના પ્રશ્ન ઉપર લખાયેલી સામાન્ય કોટિની નવલકથા છે.

'બંધન' (ઇંદુકુમાર શહેરાવાળા) પ્રેમ, અનિષ્ટ વૃત્તિ, છૂટાછેડા, પુનર્લગ્ન અને છેવટે પશ્ચાત્તાપ એવી વિવિધ તાવણીમાંથી પસાર થતા નાયક નાયિકાની કથા છે વાતાવરણ અને ઘટનાઓ અવાસ્તવિક લાગ્યા કરે છે

## જીવનના પ્રશ્નો

પ્રેમ, લગ્ન અને દાંપત્યના વર્તુળની બહાર પણ સંસારનો વિશાળ સાગર પડ્યો છે, પરન્તુ એ સાગર ખેડવા માટે જે કુશળ હાથ જોઈએ તે થોડા છે એટલે તે પ્રકારની નવલકથાઓ કાંઈક ઓછી લખાય છે આ પ્રકાર અનુવાદિત નવલકથાઓમાં કાંઈક વધુ સમૃદ્ધ દેખાય છે

'પરાજય' અને 'આજ્ઞા' (ધૂમકેતુ) એ બેઉ નવલકથાઓ માનવના સાંસારિક જીવનને તેના મૌલિક અર્થમાં નાણે છે તેનાં પાત્રો અમુક નવીન વિચારસરણી સાથે જ પ્રવેશ કરે છે અને પછી પોતાના અભિનવ વ્યક્તિત્વને ખીલવતા વાચક ઉપર છાપ પાડતા આગળ વધે છે વસ્તુવિધાન અને વાતાવરણ કૌતુકમયતા જગવે છે અને પ્રતીતિજનકતાની ઊણપને કારણે અવાસ્તવિકતા તરતી લાગે છે, છતાં અદ્‌ભુત પુરુષત્વ અને તેજસ્વી નારીત્વની છાપ આપવાનો હેતુ સાધવામાં નવલકથાઓ પાછી પડી નથી વાતાવરણ અત્યંત સાંસારિક લાગે છે, પરંતુ વસ્તુતઃ સમાજમાં એવાં તેજસ્વી કલ્પિત પાત્રો ઘડીને મૂકવાં કે જેમાંથી ભાવિ જનતા ચારિત્ર્યઘડતર માટે પ્રેરણાપાન કરે એ તેમાંનો કેન્દ્રવર્તી ઉદ્દેશ છે

'તુલસીક્યારો' (ઝવેરચંદ મેઘાણી) જૂના યુગનો પિતા અને નવા યુગમાં ઊછરેલો તથા કૉલેજમાં પ્રોફેસર થયેલો પુત્ર એ બેઉની જીવનદૃષ્ટિની વિચારસરણીમાં જે ભેદ રહેલો છે તે ભેદની સરાણે વર્તમાન જીવનના અનેક પ્રશ્નોને લેખકે ચડાવ્યા છે અને બતાવ્યું છે કે આર્થિક વૈભવ, બુદ્ધિની ઉત્કટતા કે આધિભૌતિક સુખ એ જ જીવનને પોષતાં નથી, પરન્તુ ઉદાત્ત જીવનભાવનાઓ જ પ્રેરણાદાયક બનીને દૃષ્ટિ માર્ગે ચાલવામાં મદદગાર બને છે સ્વાર્થી મિત્રજનો, સુધારા સદાચારના ભામકો, ક્રાન્તિની પોકળ ધૂન ચલાવનારાઓ, સ્ત્રી-પુરુષના સમાન હકના દંભી પુરસ્કર્તાઓ અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદને પોષનારાઓને લેખકે કથામાં સરસ રીતે આલેખ્યા છે અને તે બધાની પાછળ સળગતા સંસારની ભયાનક હોળીનું દર્શન કરાવ્યું છે

કૌટુંબિક સંસ્કૃતિની ઉજ્જ્વલતાના આજના વીંખાતા જતા કૌટુંબિક સંસારમાં પણ મંગલમયતા જાળવી શકે છે એવો કથાનો નિષ્કર્ષ છે.

'પાગલ જીવ્યા' (ઉમાશંકર જોષી) : ગ્રામજીવન છોડીને શહેરી જીવન ગાળનારાઓને સ્થૂળ વૈભવ મળવા છતાં જીવનની સાચી સમૃદ્ધિ જેવા કોમળ માનસિક સંસ્કારોને ગુમાવવા પડે છે એ ધ્વનિ સ્ફુરાવનારી આ કથાનો પટ ઘણું પેઢી સુધી પથરાય છે. પાત્રોનું આલેખન સુરેખ છે પણ કથાપટ પાતળો રહે છે.

'સ્તગના રંગે' (ગોપાલ) : કર્મરત અને કર્મસંન્યાસી એવા બે મુખ્ય પાત્રોના મનોમંથન અને આત્મખોજની ગૂંથણી આ કથાના બેઉ ભાગોમાં કરવામાં આવી છે. સંજોગો, અભ્યાસ, ચિંતન વગેરેને લીધે સેવાકાર્યરત સ્ત્રીપુરુષો પણ આપદિશામાં જતા લાગે છે અને નિવૃત્તિમાં આત્મશુદ્ધિ શોધનારાઓ પ્રવૃત્તિ તરફ આકર્ષાય છે એ કથાવસ્તુ છે. વસ્તુનો પાયો મનોવિજ્ઞાનની ભૂમિકા પર ચણ્યો છે, એટલે વિચારોના વર્તુલોમાં વાર્તા વધુ વિહરે છે. પાત્રોનું આલેખન તેજસ્વી છે અને કથાવેગ શાન્ત-ધીરો છે

'શોભા' (ઇન્દ્ર વસાવડા)માં વાસ્તવિક જીવનમાંથી ઉપસેલા વસ્તુની આસપાસ વિવિધ પાત્રોની અને પ્રસંગોની ગૂંથણી કરવામાં આવી છે જીવનના કોઈ અભિનવ પ્રશ્નોની છણાવટ તેમાં કેંદ્રસ્થ બનતી નથી પણ શોભા અને બીજા પાત્રોના જીવનપ્રસંગોનું આલેખન, કથાનું વાતાવરણ અને પાત્રોના વિચારમંથન તથા તરંગાવલિ રસ પૂરો કરે છે પાત્રસર્જન સંવાદો દ્વારા કરવાની કળા લેખકે સફળતાપૂર્વક વાપરી છે એ જ લેખકની બીજી નવલકથા 'ગંગાના નીર'માં, પ્રકૃતિના વિશાળ પટ ઉપર માવલી જીવનલીલા વિસ્તરી રહેલી જોવામાં આવે એ પ્રસંગનું પાત્રો અને પ્રસંગોથી ખચિત વાતાવરણ જામે છે સ્ત્રીપુરુષના આકર્ષણ અને વિવાહજીવનના પ્રશ્નો તેમાં ચર્ચાય છે અને જાતીય સંબંધો માટે યુવક-યુવતીઓને તિરસ્કારી ગુમાવવા ન જોઈએ, પરંતુ જીવનની ગંગાના નીર તેમને પણ પાવન કરે છે માટે તેમનો સારામાં સારો ઉપયોગ કરવો જોઈએ એ મુખ્ય ધ્વનિ તેમાંથી સ્ફુરી રહે છે

'કલ્યાણને માર્ગે' (રમણીકલાલ દલાલ) એ સ્ત્રીજીવન, ગ્રામજીવન અને શહેરી જીવનમાં નવજીવનની ફૂંક મારીને અજ્ઞાનનાં આવરણ ફેંકવાના સ્વપ્નો આલેખી બતાવે છે દેશસેવા હૃદયવિશુદ્ધિથી જ મંગળમય બની શકે એ વિચાર કેંદ્રસ્થાને છે પાત્રોમાં વાસ્તવિકતા છે એટલી વાસ્તવિકતા વાતાવરણમાં નથી, ગુજરાતી પાત્રોની કથા હોવા છતાં વાતાવરણ અગુજરાતી લાગે છે

'દબી દુનિયા' (તારાચંદ્ર અડાલજા) : શહેરી જીવનનાં દાંભિક પાસાની રજૂઆત કરનારી આ નવલકથા છે. સાધુ, સમાજસેવક, ભક્ત, મિત્ર, પડોશી, કે સહચરીના ઓઠા નીચે વિકાર પોષવાને ખેલાતી ગૂઢ બાજીનું દર્શન કરાવીને આ કથા એવો ધ્વનિ સ્ફુરાવે છે કે આવા ગુપ્ત અનાચાર કરતાં ઉઘાડે છોગે ચાલતો જાતીય દુર્ગુણ વધારે ઠીક છે. એ સંદેશો કથાનાયક દ્વારા લેખકે સુણાવ્યો છે, તથા સમાજના નવસર્જનનો પ્રશ્ન છણી બતાવ્યો છે. પાત્રાલેખન, સંવાદો અને વાતાવરણ રસના પોષક બને છે.

'પ્રેમપાત્ર' (રમાકાન્ત ગૌતમ) નું હાર્દ એ છે કે સંયોગવશાત્ પાપમાં પડનાર વ્યક્તિઓ પ્રત્યે સમાજે ઉદાર થવાની જરૂર છે. લખાવટ સામાન્ય પ્રકારની છે.

'જન્મારો' (મોહનલાલ નાગરાણી) : એક પરોપકારી અને બીજો વિલાસી એ બેઉમાંના કોનો જન્મારો સાર્થક છે એ પ્રશ્નની આસપાસ આ કથા ગૂંથવામાં આવી છે. અકસ્માતોની પરંપરા અને બંધ કુતૂહલ જન્માવે છે. એ જ લેખકની બીજી નવલકથા 'સાગર' પતનની અને દુઃ પરિસ્થિતિની કરુણારસિક કથા છે. જીવનનું સમતોલ દર્શન તેમાં નથી, એક જ દિશાને લક્ષ્ય કરીને ઘટનાપ્રવાહ ચાલ્યા કરે છે અને લેખકની સહાનુભૂતિ પ્રકટ કરે છે.

'આઝાદીને પંથે' (કુંદનલાલ શાહ)ના બેઉ ભાગો એ વિચાર રજૂ કરે છે કે નવીન સંસ્કૃતિમાં લગ્નજીવનને નિર્મૂળ કરવા મથતા વાયરા જનતાને સ્વતંત્રતાને બદલે પશુતા તરફ ખેંચી જાય છે. સંવાદો અને વસ્તુવિધાન પ્રયોગદશામાં હોવા છતાં આશાસ્પદ લાગે છે.

'રક્ષા' (જેઠાલાલ ત્રિવેદી) : હિંસા–અહિંસાવાદ, જીવનકલહ અને બલિદાનના રોમાંચક પ્રસંગોને વણી લેતી આ નવલકથા રસઘનકૃતિ કે જીવનદર્શનનું ઊંડાણ દાખવી શકતી નથી.

'પ્રભાનો ભાઈ' (અમૃતલાલ એ. જોષી) : કુટુંબ જીવનની કટુતાને અંતે ભગિનીપ્રેમનો મીઠો સંચાર વર્ણવતી આ એક સીધી–સાદી કથા છે. તેમાં નવલકથાના કલાતત્ત્વની ખામી છે, પરન્તુ વાસ્તવિક જીવનને તે સારી રીતે સ્પર્શતી રહે છે.

'પૃથ્વીચંદ્ર અને ગુણસાગર' (મણિલાલ ન્યાલચંદ શાહ) : રાજા રાણી અને કલાવતી રાણીની એક જૈન કથાને સીધા–સાદા ગદ્ય દ્વારા આ પુસ્તકમાં આલેખી છે. મુખ્ય કથાની આસપાસ પરંપરાવલગી અનેક નાની વાર્તાઓ જૈન ધર્મની ભાવના પોષાય એવી રીતે આપી છે. આખી કથા ઉપદેશપ્રધાન છે અને પુરાતન કાળના સમાજનું ચિત્ર મધ્ય કાળના વાતાવરણમાં ઉતાર્યું હોય એવું લાગે છે.

'પૃથ્વીનો પહેલો પુત્ર' (હરજીવન સોમૈયા): માનવસંસ્કૃતિના આદિ કાળના પાત્રોના જીવન, પ્રણયાદિનું નિરૂપણ કરનારી આ એક નવીન પ્રકારની નવલકથા છે. તત્કાલીન પ્રાદેશિક વર્ણનો, પ્રવાસ, વસાહતો ઇત્યાદિનો ખ્યાલ એમાં સારી રીતે આપ્યો છે, પરંતુ એમાં મૂકેલાં પાત્રો તથા તત્કાલીન ઊર્મિસંવેદનો સુઘટિત બનતાં નથી. રોમાંચક પ્રસંગોની ગૂંથણી ઠીક થઇ હોવાથી વાર્તારસ જળવાયા કરે છે. 'ઉષા ઊગી' અને 'શમ્પુને ખોળે' એ બે ટૂંકી વાર્તાઓ તેમાં આપી છે તે પણ પુરાતન કાળને સ્પર્શે છે.

'રામકહાણી' (ગુણવંતરાય આચાર્ય) એ એક જુગારીના જીવનના ઇષ્ટ દિશામાં થયેલા પરિવર્તનની કથા છે. એ પરિવર્તન અકસ્માત ઉપર અવલંબી રહે છે એટલી કલાક્ષતિને બાદ કરીએ તો આખી કથા રસભરિત શૈલીએ રજૂ થયેલી અને ચમત્કારપૂર્ણ પ્રસંગોથી ભરપૂર હોઈ રસનિર્વાહ સારી રીતે કરે છે.

'માનવતાનાં મૂલ' (રામનારાયણ ના. પાઠક) એ કથા હરિજન પ્રશ્નને ગૂંથી લે છે. હરિજનસેવાના કાર્યનો અનુભવ લેખકને કથાનાં પાત્રોનાં આલેખનમાં સુરેખતા બતાવવા મદદગાર બન્યો હોય તેમ જણાય છે. પ્રચાર અને બોધ એ વાર્તાનું લક્ષ્ય છે.

જીવનના બહુવિધ પ્રશ્નોમાંનો વેશ્યાજીવનનો પ્રશ્ન પણ જુદાજુદા લેખકોએ પોતાની કથાઓમાં ચર્ચ્યો છે. 'ભસ્માંગના' (ગુણવંતરાય આચાર્ય)-માં લેખકે એ જીવનના રોજખમાં ડોકિયું કર્યું છે અને પતિતાઓનો કૂટ પ્રશ્ન છણ્યો છે. કાર્યનો વેગ મંદ છે અને પાત્રો પૂરાં ખીલ્યાં નથી, તેથી કથા વિચારપ્રધાન અને ચર્ચાત્મક વધુ બની છે. 'રૂપજીવિની' (શ્રીકાંત દલાલ) માંની નાયિકા પોતાના વેશ્યાવ્યવસાયના અસ્તિત્વ અને સાતત્યને સમાજમાં આવશ્યક માને છે અને કહે છે કે એ વ્યવસાયની પાછળ કોઈ સનાતન જાતીય પ્રશ્નનો ઉકેલ રહ્યો હોવો જોઇએ. કથામાં વેશ્યાજીવનને સમાજજીવનનો એક નૈસર્ગિક આવિષ્કાર માનવામાં આવ્યો છે, એટલે એ જીવનને જોવાનો એક વિશિષ્ટ દૃષ્ટિકોણ તેમાં રજૂ કરવામાં આવેલો મનાય, જો કે તે કેવળ નવો નથી. એ નાયિકા પોતાની પુત્રીને એ વ્યવસાયમાં પડવા દેવા ઇચ્છતી નથી એટલે વેશ્યાજીવન એ સમાજજીવનનું પૂરક અંગ હોય તોપણ વ્યક્તિગત દૃષ્ટિએ જીવનને ઇષ્ટ અને ઉપકારક માનતી નથી એવો ધ્વનિ એકંદરે તેમાંથી સ્ફુરી રહ્યો છે. રસ અને કુતૂહલનો નિભાવ કથા સુંદર રીતે કરે છે. 'રાત પડતી હતી' (નીરૂ દેસાઈ) એ વેશ્યાજીવનની નાની નવલકથા છે અને રસ પણ ટકાવે છે, પરંતુ પાત્રો અને

સંવાદો અપ્રતીતિકર છે વેશ્યાજીવનના ગમ્યા–અણગમ્યા અને કરુણ પાસાની તે રજૂઆત કરે છે 'મારા વિના નહિ ચાલે' (ધનવંત ઓઝા) એ 'કાલ્પનિક છતાં તદ્દન વાસ્તવિક એવી શક્તિમાન અને વિકૃત માનસ ધરાવનારી નારીની જીવનકથા' છે વેશ્યાસંસ્થાને આજની સામાજિક રચનાના અનિષ્ટો પોષે છે, અને સમાજના આર્થિક અનર્થોનો સ્વરૂપપલટો થઈને એ અનીતિનું સ્વરૂપ ધારણ કરે છે એ તેનો મુખ્ય ધ્વનિ છે. એક અંગ્રેજી કથાનો લેખકે આધાર લીધો છે.

## સામાજિક

વર્તમાન સામાજિક તંત્રમા ચાલી રહેલી વિષમતા અને તેમા ઘર કરી રહેલા દોષોનુ પૃથક્કરણ તથા વિવેચન કરવાની દૃષ્ટિથી લખાયેલી અને છેવટે સમાજસુધારાના માર્ગોનુ રેખાંકન કરીને કે સૂચન કરીને વાચકોને તે વિશે વિચાર કરતા કરવાના હેતુપૂર્વક લખાયેલી સામાજિક નવલકથાઓની સંખ્યા નાની છે, પરંતુ તેમા વિવિધતા આવેલી છે રાષ્ટ્રીય માનસની જાગૃતિની જ એક શાખા રૂપે સામાજિક જાગૃતિ દેશમા પ્રસરી છે અને તેનુ પ્રતિબિંબ આ થોડી નવલકથાઓમા પણ નિહાળી શકાય તેમ છે

'પ્રાયશ્ચિત્ત' (સોપાન) એ બે ભાગની નવલકથા અસ્પૃશ્યતાનિવારણના પ્રશ્ન વિશે લોકલાગણી કેળવવાનુ કાર્ય કરે છે મુખ્યત્વે કરુણ રસમાં વહેતી એ એક ઉપદેશપ્રધાન કૃતિ છે અને કાર્યવેગ મંદ છે, પરન્તુ પાત્રાલેખન અને રસનિષ્પત્તિમા તે ઊતરે તેવી કથા નથી. 'ઘર ભણી' (ઇન્દ્ર વસાવડા) એ પણ અસ્પૃશ્યતાના ઝેરને સમાજના હૃદયમાથી તિરોહિત કરી મૂકે એવા એક સુશીલ અસ્પૃશ્ય મનાતા નાયકની કથા છે.

'હૃદયવિભૂતિ' (રમણલાલ વ દેસાઈ) એ લુટારા અને ભવારિયા જેવી ગુનાહીન જાતોના ઉપેક્ષિત જીવનના અનેક પાસા ગૂથી લેનારી કથા છે. ચોરીથી પેટ ભરનારા એ જાતોના પાત્રોના જીવનચિત્રો આકર્ષક બન્યા છે અને માનવજીવન પ્રત્યેની લેખકની પ્રેમાળ દૃષ્ટિ કથાની આસપાસ ઊતરેલી છે. શનૈશ્ચર, ખાખરજી અને આલેમામ ભટકતી જાતોના પાત્રોનુ અછડતુ આલેખન લેખકના નિરીક્ષણ અને મર્મગામી અભ્યાસનો ખ્યાલ આપે છે

'કોણ ગુનેગાર ?' (ગુણવંતરાય આચાર્ય) એ નવલકથામા એવી પ્રશ્નરચના સમાવી લીધી છે કે જેઓ પ્રચલિત નીતિ વિરુદ્ધ ગુનાઓ કરીને જેલમા પુરાય છે તેઓ સાચા ગુનેગાર છે કે ગુનાહીન મનાતા કૃત્યોને શક્ય બનાવનાર તથા ઉત્તેજનાર સમાજ ગુનેગાર છે ? એકંદરે સમાજના વિષમ તંત્ર સામેનુ એ આરોપનામુ છે તેમ જ એક વાર જેલમા જનારને

જિંદગીભર ગુનેગાર ગણનારા સજ્જનોને સમક્ષ ગુનેગાર જગતનું સમગ્ર બચાવનામું છે. જેલજીવનની અગાનુભવ સૃષ્ટિનો તે રમભગ રીતે ખ્યાલ આપે છે એ જ જીવનનો ત્યાગણીનો પડઘો 'અમે પિંજરના પંખી' (નીરૂ દેસાઈ) એ કથામા પડતો જોઈ શકાય છે. એક જર્મન કથાની છાયા લઈને લખવામાં આવેલી એ કથામા જેલજીવન ગાળી ચૂકેલા કેદીઓને જેલમાથી છૂટ્યા પછી મદદ કરવા માગતી સંસ્થાઓને જે મુશ્કેલીઓ વેઠવી પડે છે તેનો ખ્યાલ મળે છે.

'જગતનો તાત' (રામનારાયણ ના. પાઠક) એ સામાજિક વિષમતાની વચ્ચેના કરુણ ખેડૂતજીવનની કથા છે ચરોતરના શ્રમજીવી બારૈયા ખેડૂતની આ કથા આપણા સભ્ય સમાજની ખેડૂત તરફની બેદરકારીનો ખ્યાલ આપે છે 'દરિદ્રનારાયણ' (ગુણવંતરાય આચાર્ય) એ વર્તમાન સમાજમા વ્યાપેલા વિષમ અર્થતંત્રમા સુધારો કરવાના એક પ્રયોગનો પુરસ્કાર કરતી નવલકથા છે મજૂરને રોટલો મળે, વચગાળાનો નફો ખાનારો વર્ગ અદૃશ્ય થાય, ગામનું ઉત્પન્ન ગામમા વપરાય અને વધારે કમાવાનું સામાન્ય પ્રયોજન છોડી વધુમા વધુ માણસોને રોજગારી મળે એવા હેતુથી એક ભાવનાશીલ યુવક અનેક યાતનાઓને અંતે એક નવો પ્રયોગ આદરી બતાવે છે તેની આ નવલકથા છે. આકસ્મિકતા અને અપ્રતીતિકર પ્રસંગો વિશેષ હોઈને કથાની વાસ્તવિકતા હણાય છે

'આત્માના તેજ' (મનશંકર ત્રિપાઠી) · જ્ઞાતિના ખોટા રિવાજોને નાબૂદ કરવાના હેતુથી ને ઉપર કટાક્ષ કરવા અને તેના માઠા પરિણામો દાખવવા આ કથા લખાઈ છે અને સામાજિક સુધારો એ તેનું ધ્યેય છે એ જ હેતુથી લખાયેલી બીજી એક નવલકથા 'ઊછળતા પૂર' (આશાશંકર નાગરદાસ પંડ્યા) છે કુરૂઢિઓ સામે નૂતન સમાજના બળવાનું તેમા ચિત્રાલેખન છે લખાવટ સામાન્ય પ્રકારની છે

'કલકશોભા' (અંબાલાલ શાહ) એ લેખકો અને પત્રકારોની સૃષ્ટિની નવલકથા છે લેખકો પરસ્પર તેજોદ્વેષ દાખવે છે, વાડા બાંધે છે, તેમનો પત્રકારો સાથેનો સંબંધ કેવો હોય છે, એ પ્રકારની ભૂમિકા પર દર્શાવ્યું છે કે મનુષ્યો તરીકે સાહિત્યકારો કેવું વર્તન ચલાવી રહ્યા છે. કથાનું કલાવિધાન મોળું છે."

**રાષ્ટ્રીય**

રાષ્ટ્રજાગૃતિના જુવાળ પછી નવલકથાલેખનમા જે નવીન દૃષ્ટિ આવી છે તેનું આછું દર્શન તો સર્વ પ્રકારની નવલકથાઓમા થાય છે

વર્તમાન રાષ્ટ્રીય પ્રશ્નોને યોગ્ય રીતે ઘટાવીને પ્રાચીન કે પુરાતન કાળની ઐતિહાસિક નવલકથાઓમા પણ છણવામા આવ્યા છે, તેવી જ રીતે રાષ્ટ્રજાગૃતિની અસર જેટલે અંશે લોકજીવનને થઇ છે તેટલે અંશે તે સંસાર અને સમાજને લગતી નવલકથાઓને પણ થઇ છે. તેથી વિશિષ્ટ રીતે-જુદી પડતી જે નવલકથાઓ રાષ્ટ્રીય જાગૃતિને પોષે છે અને રાષ્ટ્રીય આંદોલનોને પોતામાં સારી પેઠે સમાવી લે છે, તે નવલકથાઓને જુદી ઉલ્લેખવાનુ જ યોગ્ય લાગે છે.

'સોરઠ તારા વહેતા પાણી' (ઝવેરચંદ મેઘાણી) મા કાઠિયાવાડના શૌર્ય અને ખાનદાનીના અવશેષોનુ તળપદુ વાતાવરણ જામે છે અને તેમાં નવીન યુગની દૃષ્ટિના અંકુરો ફૂટતા દેખાડવામા આવ્યા છે. સોરઠના જીવનની એ કથા છે, પાત્રો તેજસ્વી છે, અને રાષ્ટ્રમાનસના તેજ ઝબૂકતા બહાર આવે છે. આખી કથામાના જુદાજુદા પ્રસંગો વાતાવરણ જમાવવાનુ જ કાર્ય કરે છે તળપદાં ઉપમા-અલંકારોથી સભર એવી લેખનશૈલી અનોખી ભાત પાડે છે અને છેવટ સુધી રસ પૂરો પાડે છે.

'ગ્રામલક્ષ્મી' (રમણલાલ વ. દેસાઇ) નવલકથા ચોથા ભાગમા પૂરી થઇ છે. તેમા ગ્રામસુધારણા, સમાજવાદી દૃષ્ટિ અને ગાંધીજીની વિચારસરણીનુ મિશ્રણ છે. વર્તમાનયુગના જ પાત્રોની રાજકીય તથા સામાજિક આકાંક્ષાઓનુ તે પ્રકટીકરણ કરે છે. ગ્રામોદ્ધાર માટે ગ્રામોદ્યોગોથી માંડીને દાંપત્ય સુધીના અનેક વિષયોને આવરી લેતા અનેક પ્રસંગોને વસ્તુમા વણી લીધેલા છે તેથી વસ્તુ શિથિલ લાગે છે, પરન્તુ કલાવિધાન અને લેખકના વિચારગ્રન્થો તેની વાચનક્ષમતાને સારી પેઠે નિભાવે છે. 'ગ્રામદેવતા' (ગલીજીભાઇ પટેલ)માં ગ્રામોદ્ધાર માટે શહેરીઓ ગામડામા જઇને સેવા કરવા ઇચ્છતા હોય ત્યારે જૂના મતના લોકોનો જે વિરોધ તેમને વેઠવો પડે છે તેનુ દર્શન કરાવેલુ છે, અને મજૂરો તથા ખેડૂતોમા જાગૃતિ લાવવાની ગ્રામોદ્ધાર માટે અનિવાર્ય આવશ્યકતા છે એમ દર્શાવ્યુ છે 'દિનેશ'(હિંમતલાલ ચુ શાહ) મા ગ્રામોદ્ધાર માટે આત્મસહાય, કજોડનિવારણ, પુસ્તકાલય-પ્રવૃત્તિ, વેઠના ત્રાસનુ નિવારણ, મોટર-હોટલના શહેરી ચેપથી મુક્તિ, ઇત્યાદિ પ્રશ્નોને સમાવી લેવામા આવ્યા છે અને વસ્તુનો વેગ તથા લખાવટ સારા છે

~ 'કલ્યાણયાત્રા' (દર્શક) દેશની સેવા માટે વિદ્યાર્થી વયથી સ્વપ્ના સેવી રહેલા એક યુવકની દેશકલ્યાણ તથા નિજકલ્યાણ માટેની યાત્રાની આ રોમાંચક તથા ભાવભરી કથા છે યાત્રાકથાની આ પહેલી ટૂક છે ભાષા અને શૈલી ઠીકઠીક તેજસ્વી છે.

'ક્રાન્તિને કિનારે' (મ ન વીગ) મા મજૂરપ્રવૃત્તિમા વર્ગવિગ્રહના ઉપકારકના દાખલાને તેના સાધન રૂપે હડતાળની કાર્યસાધકતા નિરૂપી છે આખુ વસ્તુ હડતાળની આસપાસ ફર્યા કરે છે કથાવેગ મંદ છે. 'આવતી કાલ' (રમણલાલ ના. પાઠક) મા પણ સમાજવાદી વિચારસરણી છે અને મૈકુન-મજૂરની સૃષ્ટિ છે, પરન્તુ તેમા ગ્રામોદ્યોગનો પુરસ્કાર કરવામા આવ્યો છે વસ્તુવિભાગ સુઘટિત રીતે થતો નથી એટલે કથા વાસ્તવિકતાથી વેગળી રહે છે. લખાવટ તેજસ્વી છે 'આવતી કાલના ઘડવૈયા' (જગન્નાથ દેસાઈ) મા લેખકે એક કલ્પિત નગરમા વર્તમાન કાળના આર્થિક અને રાજકીય કોયડાઓ જેવા કે ગરીબાઈ, ખેડૂતોની દુર્દશા, ગુલામી, સ્ત્રીની પરતન્ત્રતા વગેરેને કલ્પી લઈને પછી સામુદાયિક ક્રાન્તિ નિવારી શકાય એમ કલ્પના કરી છે અને તેને અનુરૂપ કથાની ગૂથણી કરી છે લેખકે પ્રસંગોને ઠીક વર્ણવ્યા છે પરન્તુ વાતાવરણ અવાસ્તવિક જ રહે છે કેટલુ સ્વાતન્ત્ર્યસિદ્ધિનું ધ્યેય પણ એટલુ જ અવાસ્તવિક છે

'રાજમુકુટ' (ધૂમકેતુ) ની નવી આવૃત્તિ એ આદિથી અન્ત સુધીનું નવું સસ્કરણ છે દેશી રજવાડાની કુટિલતા, ગદકી અને તગ વાતાવરણની વચ્ચે તેજસ્વી પાત્રોના વિચાર અને કાર્યો દ્વારા તેમા તેમની સુધારણા તથા ભાવિની વિચારણા તરી આવે છે સડતુ જીવન અને પ્રકાશ વહેતુ રાષ્ટ્રમાનસ બેઉ વચ્ચેનો ભેદ વિચારનો ખોરાક પૂરો પાડે છે 'ખમ્મા બાપુ'- (ચંદ્રવદન મહેતા) મા પણ દેશી રજવાડાનું ગધાતુ વાતાવરણ કટાક્ષ, ઉપહાસ અને તિરસ્કારના પુરસ્કાર સાથે આલેખવામા આવ્યુ છે કથાવસ્તુ અને પાત્રો વચ્ચે ઘટતો મેળ જામતો નથી અને એક પછી એક બદીઓથી ભરેલા ચિત્રો આવ્યે જાય છે, પરન્તુ લેખકની દૃષ્ટિ તેમાથી સ્ફુટ થાય છે કે રાષ્ટ્રમાથી એ બદીઓનો નાશ થવો જોઈએ 'એમા શુ ?' (અવિનાશ) એ દેશી રજવાડાના સડેલા સમાજની કથા છે તરેહતરેહના વર્તમાન પ્રશ્નોની ચર્ચામા ઘૂમીને લેખકે ક્રાન્તિનુ ઉગ્ર ઝનૂન દાખવ્યુ છે વિચારસરણી યથાર્થ રીતે સ્પષ્ટ થતી નથી

'જીવનનિર્માણ' (ચિરતન) મા જમીનદારના દેશભક્ત પુત્રને નાયક કલ્પીને નવા રાષ્ટ્રીય વિચારોને કથામા વણી લેવાનો એક પ્રયોગ કરવામા આવ્યો છે આત્મકલ્યાણ વિરુદ્ધ જનસેવા, સ્થાપિત હિતો વિરુદ્ધ સમાજવ્યવસ્થા ઇત્યાદિ પ્રશ્નો તેમા મુખ્ય છે 'ક્ષિતીશ' (ઇન્દુકુમાર શહેરાવાળા). જાગીરદારોની તાનાશાહી અને ખટપટોથી ભરેલા વાતાવરણમા એક પ્રજાસેવક યુવકની લોકજાગૃતિની કામગીરી અને છેવટે તેની ફતેહ એ આ કથાનો

નિર્માણ કરવામા આવી છે નાયકની મરાઠી ગુજરાતી ભાષાની ખીચડી પણ રમૂજમા કેટલોક હિસ્સો પૂરે છે એકદરે તો એનો હાસ્યરસ સ્થૂળ પ્રકારનો જ રહે છે. 'આશાલતા' (રમાકાન્ત ગૌતમ) માં એક પરિણીત યુગલનો પ્રેમ અને તેનુ લગ્નજીવન લેખકે હાસ્યરસ ખીલવવાના સભાન પ્રયત્નપૂર્વક આલેખ્યુ છે. તેમાં માર્મિક વિનોદથી શરૂઆત થઈ છે પરન્તુ વચ્ચે કથા ઢીલી પડી જાય છે અને કૃત્રિમ હાસ્યપ્રસગોથી રસસમૃદ્ધિ નીપજી શકતી નથી

## અનુવાદિત

અનુવાદિત નવલકથાઓમાં મોટો હિસ્સો બંગાળી નવલકથાઓએ આપ્યો છે અને તેમા ય મુખ્યત્વે કરીને સ્વ શરત્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓએ આપ્યો છે. ત્યાર પછીનો હિસ્સો અંગ્રેજી નવલકથાઓનો આવે છે અને છેવટે હિંદી તથા મરાઠી નવલકથાઓનો આવે છે કેવળ કનિષ્ઠ કોટિની મૌલિક ગુજરાતી નવલકથાઓ કે જેનો ઉલ્લેખ પણ કરવા જેટલુ મહત્ત્વ આપી શકાય તેમ નથી, તે કરતા અનુવાદિત નવલકથાઓની કોટિ ઊચે આવે છે એમા શક નથી કેટલીક વાર વસ્તુવિષયક વિવિધતા મૌલિક નવલકથાઓથી પૂરી પડતી નથી તે અનુવાદિત નવલકથાઓ પૂરી પાડે છે ભાષાતર, અનુવાદ કે અનુકરણ વિશેના ઉલ્લેખો કેટલીક નવલકથાઓમા કરવામા આવતા નથી, તેથી બનવાજોગ છે કે એવી થોડી નવલકથાઓ મૌલિકની વર્ગણામા આવી ગઈ હોય

### અંગ્રેજી

'વસુધરાના વહાલા દવલા' (ઝવેરચદ મેઘાણી) વિક્ટર હ્યુગોના 'ધ લાફિંગ મેન'ના આધારે લખાયેલી આ નવલકથામા સમાજે હડધૂત કરેલા અને જીવને સાવકી માતા જેવુ વર્તન રાખ્યુ હોય તેવા ધરતીના જાયા દીન-દુખી મનુષ્યોના વીતકોના ચિત્રો આલેખાયા છે પાત્રાલેખન તેજસ્વી છે એ જ લેખકે હોલ કેઈનના 'માસ્ટર ઑફ મેન' ઉપરથી કરેલુ રૂપાતર 'અપરાધી' છે, જેમા સત્ય અને ન્યાય પ્રતિ એકનિષ્ઠ એવો જુવાન ન્યાયાધીશ પોતાના જ અપરાધ માટે પોતાની વિરુદ્ધ ચુકાદો આપીને કેદી બને છે કથાનાયકનુ મનોમથન અને પાપનો એકરાર હૃદયગમ છે ગાનવજીવ।।
પ્રશ્ન વિષયની કથાઓમા આ કથા મૂલ્યવાન ઉમેરા જેવી છે. 'બીડેલા દ્વાર' એ એ જ લેખકે અપ્ટન સિંકલેરના 'લવ્ઝ પ્રિલ્ગ્રિમેજ'નુ કરેલુ રૂપાતર છે મનનથી માંડીને બાળકના પ્રસવ સુધીના એક આદર્શભક્ત યુવાન પતિના જીવનપ્રસંગો પરત્વેની હૃદયોર્મિનુ આલેખન તેમા કરેલુ છે સમગ્ર

નવલકથાને પટનું વસ્તુ નથી, પરન્તુ આપેલાં પ્રસંગચિત્રો રસભરિત અને રોમાંચક દીર્ઘ વિભાગો ખોરાક પૂરો પાડે છે.

'પૈસાનાં વાદળ' અને 'વહેતી ગંગા' (ગજાનનભાઈ આચાર્ય) એ બેઉ નવલકથાઓ અપ્ટન સિંક્લેરની કથાઓનો અનુવાદ છે. પહેલીમાં ધનોત્પાદન, જાતીય આકર્ષણ અને સમાજસ્વાસ્થ્ય પ્રતિષ્ઠાના જ્વલંત પ્રશ્નો ઉપર ક્રાન્તિકારક વિચારો દર્શાવ્યા છે. બનાવો અને વાતાવરણ પરદેશી જ લાગે છે. બીજી નવલકથામાં એ વર્ગ પછીના આસ્તિનું કલ્પનાદૃશ્ય કથાચિત્ર છે. તેનો આશય સમાજવાદના વિકાસનો પ્રતિકાર કથારૂપે રજૂ કરવાનો છે. 'દલકિન' (મણિલાલ જ. દેસાઈ) એ અપ્ટન સિંક્લેરની કથા 'ડ્રેગન્સ ટુથ'નો અનુવાદ છે. ઉપદેશ-શાંતિનો ભયંકર રોગ પ્રગતિમાન પુરુષને કેવો દલકિન બનાવે છે તે તેમાં રોમાંચક રીતે દર્શાવ્યું છે.

'જેકિલ અને હાઈડ' (મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ): આર. એલ. સ્ટીવન્સનની એ જ નામની કથાનો આ અનુવાદ એક રૂપકકથા છે. માનવનાં દૈવી અને આસુરી પાસાંનું તેમાં પૃથક્કરણ છે. એ બેઉ સ્વભાવ જોડીમાંથી ફાવનાર માણસ છેવટે કંટાળીને આપઘાત કરે છે. કથા હૃદયંગમ છે અને માનવસ્વભાવની નૈસર્ગિકતા અને કૃત્રિમતાનાં યથાયોગ્ય દર્શન કરાવે છે.

'શયતાન' (માણેકલાલ ગોવિંદલાલ જોષી) એ ટોલ્સ્ટોયની 'ડેવિલ' કથાનો અનુવાદ છે. તેમાં કામવાસના અને જાતીય આસક્તિના પ્રશ્નની ચર્ચા છે. નાયકના મનોમંથન દ્વારા તેમાં નીતિભાન કરાવ્યું છે.

'અહંકાર' (હરજીવન સોમૈયા) એ આનાતોલ ફ્રાન્સની નવલકથા 'થેઈસ'નો અનુવાદ છે. એક ખ્રિસ્તી પાદરી વેશ્યાનો ઉદ્ધાર કરવા જાય છે, તેથી વેશ્યાનો તો ઉદ્ધાર થાય છે, પરન્તુ અહંકાર તથા વાસનાથી આસક્ત પાદરીનું પતન થાય છે, માનસિક વિકૃતિ તેને દગો દે છે, તેનું મરમ આલેખન એ કથામાં છે. 'પતન અને પ્રાયશ્ચિત્ત' (વિશ્વનાથ ભટ્ટ) એ નેથેનિયલ હોથોર્નના 'ધ સ્કાર્લેટ લેટર'નો અનુવાદ છે. એ પણ એક ખ્રિસ્તી પાદરીના પતન અને તેથી થતા માનસિક ત્રાસની હૃદયદ્રાવક કથા છે. પાપના એકરાર દ્વારા પ્રાયશ્ચિત્ત કરવાથી તે શાન્તિથી મરે છે.

'અમ્મા' (ભોગીલાલ ગાંધી) મેક્સીમ ગોર્કીની કથા 'મધર'નું રૂપાન્તર છે. કથાને બંગાળની ભૂમિ પર ઉતારી છે. ભીરુ ધરતી–અમ્મા ધીમેધીમે સ્વતન્ત્ર થઈ માથું ઊંચકી ક્રાન્તિ પોકારે છે. અમ્માનું વિરાટ સ્વરૂપ તે દર્શાવ્યું. મૂળ કથાને આત્મસાત્ કરીને કથા ગુજરાતીમાં ઉતારી છે.

'બીજો ચોટી' (રમણલાલ સોની) એ ગોએન ઑરકની કથા 'ગોટ્કે

ધ થીફ'નું કથાવસ્તુ લઈને ગુજરાતના પાત્રો તથા વાતાવરણને અનુકૂળ રહી લખાયેલી નવલકથા છે સમાજના નીચલા થરના પાત્રોની માનસતાને તે પ્રગટ કરે છે

'ધરતી' (નીરૂ દેસાઈ) એ પર્લ બકની ચીનની નવલકથા 'ગુડ અર્થ'ને આધારે લખાઈ છે સૂરત જિલ્લાના દૂબળા જાતિના ખેડૂતના ગરીબ ગમાર પર અને તેના ગામ ઉપર નવલકથા ઉતારી છે. ખેડૂતજીવનની કરુણતાને તે સારી રીતે આલેખે છે

'પશ્ચિમને સમરાંગણે' (હરજીવન સોમૈયા) એ 'ઓલ ક્વાએટ ઓન ધ વેસ્ટર્ન ફ્રંટ' એ જાણીતી અંગ્રેજી નવલકથાનો સરલ ભાષામા કરવામા આવેલો અનુવાદ છે ગત યુરોપીય મહાયુદ્ધની ભીષણતા, અમલદારોની પશુતા અને સૈનિકોની મુગ્ધતાનુ આલેખન યુદ્ધની ઐતિહાસિક પીઠિકારૂપ બને છે-અને યુદ્ધોત્તર સમસ્યાઓનો ખ્યાલ આપે છે

'અમરપતિ' (રમાકાન્ત ગૌતમ) એ 'ધી ઈમ્પેરિયન મિલ્યોનેર'નુ રૂપાન્તર છે નાખ્યા ખૂટે ન ખૂટે તેટલુ ધન કેરાવેલા અખતરાઓ કરાવીને એક ધનપતિના હૃદયમા માણસાઈ પ્રકટાવે છે તેનો ચિતાર એ કથા આપે છે

'માયાવી દુનિયા' (ચંદુલાલ વ્યાસ) એ દાણચોરીના કિસ્સાને કેન્દ્રસ્થ રાખીને લખવામા આવેલી સુવાચ્ય મનોરંજક ડિટેક્ટિવ નવલકથા છે એ જ લેખકની બીજી નવલકથા 'પ્રમદાનુ પતન' એ મિસિસ હેન્રી વૂડની જાણીતી નવલકથા 'ઇસ્ટલીન'નું સુવાચ્ય રૂપાંતર છે

'ખજાનાની શોધમા' (મૂળશંકર મો ભટ્ટ) એ સ્ટીવન્સનના 'ટ્રેઝર આઇલેન્ડ'નો અનુવાદ છે

'પિનાકિન' (સુમનલાલ તલાટી) એ દોસ્તોયવસ્કીની જગપ્રસિદ્ધ નવલકથા 'ક્રાઇમ ઍન્ડ પનિશમેંટ'નો અનુવાદ છે

'ચંદ્રલોકમા' અને '૮૦ દિવસમા પૃથ્વીની પ્રદક્ષિણા' (મૂળશંકર ભટ્ટ) એ બેઉ જુલે વર્નની જાણીતી ખગોળ ભૂગોળવિષયક વૈજ્ઞાનિક નવલકથાઓના અનુવાદ છે

'સુવર્ણા' (રમણીકલાલ જ દલાલ) એ કઈ ભાષાની કઈ નવલકથાનો અનુવાદ કે રૂપાન્તર છે તે નથી સમજાતુ બાળલગ્નમાથી જન્મેલો સ્ત્રીજીવનનો કોયડો તે રજૂ કરે છે બંગાળનું વાતાવરણ ગુજરાતમા ઘટાવવાનો યત્ન કરવામા આવેલો જણાય છે વાર્તારસ ટકી રહે છે

બંગાળી શરદબાબુ

શરદબાબુની બંગાળી નવલકથાઓએ ગુજરાતી લેખકો તેમ જ વાચકોને

ખૂબ આકર્ષ્યા છે. આકર્ષણ કરવાયોગ્ય દૈવત અને નવીનતા પણ તેમાં છે. તેમની નવલકથાઓની વસ્તુસંકલના કરતાં પાત્રનિરૂપણ વધુ સચોટ હોય છે. તેમનાં પુરુષપાત્રો પ્રેમાળ પણ અક્રિય અને ઉદાસીન હોય છે, ત્યારે સ્ત્રીપાત્રો ખૂબ જ ત્યાગી અને ક્રિયાશીલ હોય છે. પાત્રોના માનસ આલેખવાની શરદબાબુની શૈલી હૃદયંગમ છે અને ગુજરાતી લેખકોનું એ શૈલીએ એટલું આકર્ષણ કર્યું છે કે કેટલાક લેખકો એ શૈલીનું અનુકરણ કરવા પણ લલચાયા છે. શરદબાબુની નવલકથાના અનુવાદો ગુજરાતીમાં ભલે ઊતર્યા, પણ ખેદ માત્ર એટલો છે કે એક એક કથાના બબ્બે–ત્રણત્રણ અનુવાદો જુદાજુદા લેખકોએ કર્યા છે અને જુદાજુદા પ્રકાશકોએ પ્રસિદ્ધ કર્યા છે સાહિત્ય દૃષ્ટિએ એ કથાઓની ઉપકારકતાને અવગણ્યા સિવાય કહેવું જોઇએ કે તેનો વેપારી દૃષ્ટિએ લાભ લેવાય તે ખૂચે છે. છતાં બધાય અનુવાદોને વાચકોએ ઠીકઠીક અપનાવી લીધા છે તે એ કથાઓ પ્રતિના પક્ષપાતનું સૂચક ચિહ્ન બન્યા વિના રહેતું નથી. શરદબાબુની નવલકથાઓની નામાવલિ જ અહીં પૂરતી છે.

'શ્રીકાન્ત'ના ચાર ભાગ (રમણલાલ સોની અને 'સુશીલ'), 'વિપ્રદાસ' (૧ રમણલાલ સોની, ૨ ઉષા દલાલનો અનુવાદ 'સુવાસચંદ્ર'), 'દત્તા' (૧ ભોગીલાલ ગાંધી, ૨ માણેકલાલ જોષી), 'શુભદા' (૧ શાંતિલાલ શાહ અને હિમાંશુ ચક્રવર્તી, ૨ રમણલાલ સોની), 'શેષ પ્રશ્ન' (૧ માધવરાવ કર્ણિક, ૨ રમણલાલ સોનીનો અનુવાદ 'નલીના'), 'ચરિત્રહીન' (૧ માધવરાવ કર્ણિક, ૨ ભોગીલાલ ગાંધી), 'પથેર દાબી' (૧ દયાશંકર ભ. કવિ, ૨ બચુભાઇ શુક્લનો અનુવાદ 'અપૂર્વ ભારતી'), 'નવી વહુ' ('શેષેર પરિચય' . ૧ બચુભાઇ શુક્લ, ૨ દયાશંકર ભ. કવિનો અનુવાદ 'રેણુની મા'), 'અનુરાધા' (બીજી ત્રણ નવલકથાઓ સાથે, ૧ રમણલાલ સોની, ૨ દયાશંકર ભ કવિ તથા માણેકલાલ જોષી), 'બડી દીદી' (સુશીલ) એ કથાનો આ ત્રીજો અનુવાદ છે, 'અનુરાધા' નામક બેઉ પ્રકાશનોમાં એ કથા આવી જાય છે, 'ગૃહદાહ' (ભોગીલાલ ગાંધી), 'દેવદાસ' ('જયભિખ્ખુ' અને રતિલાલ દીપચંદ દેસાઇ), એ પહેલાં પ્રસિદ્ધ થયેલા અનુવાદોને સાથે ગણતાં ત્રીજો અનુવાદ છે, 'ચન્દ્રનાથ' (રમણલાલ સોની) એ ઉપરાંત એ જ કથાનો અનુવાદ 'જનાર્દન' નામે બહાર પડ્યો છે

## બંગાળી બંકિમબાબુ

શરદબાબુની નવલકથાઓએ ગુજરાતને જે ચટકો લગાડ્યો તેથી આકર્ષાઇને લેખકોએ બીજા જાણીતા બંગાળી લેખકોની નવલકથાઓ પણ

ગુજરાતીમા ઉતારવા માટી છે, તેમા બંકિમચન્દ્રની નવ કથાઓ સારા પ્રમાણમા છે એમની કેટલીક નવલકથાઓ પહેલા અનુવાદિત થઇ ગયેલી તેના પણ નવા અનુવાદો પ્રસિદ્ધ થયા છે.

'ભૂમિમાતા—આનંદમઠ' (પ્રસન્નનાથ બીમારાળી), 'દુર્ગેશનંદિની' (૧ સુશીલ, ૨ દયાશકર ભ. કવિ), 'કપાલકુંડલા' (બચુભાઇ શુક્લ), 'કૃષ્ણકાન્તનું વીલ' (૧ રમણલાલ ગામી, ૨ બચુભાઇ શુક્લ), 'મનોરમા' (સુશીલ) 'રાજરાણી' (કાન્તાદેવી), 'રાધારાણી' (ચદ્રકાન્ત મહેતા તથા કેશવલાલ પટેલ)

બગાળી · ઇતર લેખકો

ઇતર બગાળી લેખકોમાના કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાયની નવલકથાઓ મુખ્ય છે ટાગોરની નવલકથા 'નૌકા ડૂબી' (નગીનદાસ પારેખ) નો આ નવો અનુવાદ ગુજરાતીમા ઊતર્યો છે 'લાવણ્ય' (ટાગોરની 'શેષેર કવિતા'નો અનુવાદ બચુભાઇ શુક્લ) મા પ્રેમની વ્યાપકતા અને લગ્નની મર્યાદિતતાનો સરસ ભાવ જામે છે 'ચાર અધ્યાય અને માલચ' (ટાગોર · બચુભાઇ શુક્લ) ના બે કથાઓનો સમાવેશ કરેલો છે. ટાગોરની બે વધુ કથાઓ 'રાજર્ષિ' અને 'બહુરાણી' (અનુવાદક—બચુભાઈ શુક્લ) સરસ અને સરળ અનુવાદો છે સૌરીન્દ્રમોહનની 'મુક્ત પખી' (મૃદુલ) એ નવલકથા તેમણે અગ્રેજી નવલકથા The Woman who did ના આધારપૂર્વક લખેલી છે તેમની બીજી નવલકથા 'ગૃહત્યાગ' ગુજરાતીમા ઊતરી છે વિભૂતિભૂષણ બંદોપાધ્યાયની 'પથેર પાચાલી' (ઊર્મિલા) અને નિરુપમાદેવી કૃત 'બહેન' (દયાશકર ભ. કવિ) એ રસિક સામાજિક નવલકથાઓ છે બગાળીમાથી ઊતરેલી બીજી નવલકથાઓ 'પ્રિયતમા' (મોહનલાલ ધામી), અને 'કૃષ્ણા' (ભગવાનલાલ સાહિત્યવિલાસી) છે 'ઉપેંદ્રની આત્મકથા' (નગીનદાસ પારેખ) એ બગાળના એક જાણીતા વિપ્લવવાદી ઉપેંદ્રનાથ બંદોપાધ્યાય જેમણે વિપ્લવ કાવતરા માટે કાળા પાણીની સજા પણ ભોગવી હતી તેમની રોમાચક આત્મકથા છે પુસ્તકમા વિપ્લવવાદી પ્રવૃત્તિનો ઇતિહાસ પણ આપેલો છે 'અનુરાગ' (કાન્તાદેવી) પૂર્ણશશીદેવીની સામાજિક નવલકથાના આ અનુવાદમા નિરાશ થયેલા પ્રેમિકની આત્મકથા છે ભાષામા બગાળી તત્ત્વ વિશેષ પ્રમાણમા ઊતર્યું છે 'ઘરની વહુ' (લાભુબહેન મહેતા) એ પ્રભાવતીદેવી સરસ્વતીની સાંસારિક કથાનો સુવાચ્ય અનુવાદ છે

હિંદી

હિંદી નવલકથાઓમાથી ગુજરાતી અનુવાદકોએ થોડી જ પસંદગી કરી

છે અને તે મુખ્યત્વે સ્વ પ્રેમચંદજીની જ નવલકથાઓની તેમની નવલકથા 'પ્રેમાશ્રમ' (કિશનસિંહ ચાવડા) મા જમીનદારો ખેડૂતોને શોષે છે તેનો ચિતાર મુખ્ય છે 'નિર્મળા' (માણેકલાલ જોષી) મા કજોડાને અંગે ઉત્પન્ન થતી વિષાદમય સ્થિતિનુ કરુણાન આલેખન છે 'ગોદાન' (માણેકલાલ જોષી) મા ઉચ્ચ સમાજના પ્રતિનિધિઓના જીવનને પડછે દુ ખમા સબડતા અને શોષણપાત્ર ગરીબોનુ જીવન સરસ રીતે આલેખી બતા યુ છે

મરાઠી

'સુશીલાનો દેવ' (ગોપાળરા ભાગવત) એ વામન મલ્હાર જોષીની એક સારી નવલકથા છે પ્રકૃતિધર્મ સમજીને કર્મયોગી થવુ એ તેનો મધ્યાર્થ છે વાર્તારસ ઓછો છે કારણ કે ચિંતન તેમા વિશેષ ભાગ રોકે છે શ્રી ખાડેકરની નવલકથા 'દોન ધ્રુવ' (હરજીવન સોમૈયા) એ સત્યજીવન અને વાસ્તવજીવન વચ્ચેનુ ઉત્તર-દક્ષિણ ધ્રુવ જેટલુ અતર બતાવતી નવલકથા છે અનેક વર્તમાન જીવનના પ્રશ્નોની તેમા ચર્ચા છે ઇંદિરા સહસ્રબુદ્ધેની 'બાળુ તાઈ ધડા ઘે'નો અનુવાદ 'એ પત્ની કોની' (યજ્ઞેશ શુક્લ)મા પ્રચલિત લગ્નવ્યવસ્થા સુકુમાર હૃદયોને છૂદી નાખે છે તેનુ કરુણ આલેખન છે. મામા વરેરકર કૃત 'ઉમગતી કળી' નો અનુવાદ 'ખીલતી કળી' (યજ્ઞેશ શુક્લ)મા નવમતવાદ અને જૂનવાણી મા સ વચ્ચેનુ સવર્ણ નિરૂપવામા આવ્યુ છે

ઉર્દૂ

કાઝી મુહમ્મદ અબ્દુલ ગફાર કૃત 'લયલાના પત્રો' (ઇમામુદ્દીન સદરુદ્દીન દરગાહવાળા) નો અનુવાદ એ પત્રરૂપે કહેવામા આવેલી એક રૂપજીવિનીની આત્મકથા છે કથારસ ઓછો છે અને નાયિકા પોતાના પેશાની નિંદા સાથે સમાજ ઉપર અને ખાસ કરીને પુરુષવર્ગ ઉપર ધગધગતી વાણીમા પ્રહાર કરે છે સમાજની અતિશયોક્તિભરી કાળી બાજુની તે રજૂઆત કરે છે સાદીક હુસેન સિદ્દીકીની ઉર્દૂ નવલકથા ઉપરથી લખાયેલી કથા 'ક્રુઝેડ યુદ્ધ' (એમ એચ મોમીન) ઇ સ ના બારમા સૈકામા ધર્મઝનૂન હેઠળ મુસ્લિમો સામે ઈસાઈઓએ કરેલા યુદ્ધની વીર તથા કરુણ રસ રેલાવતી ઐતિહાસિક નવલકથા છે

સંસ્કૃત

'વિક્રમચરિત યાને કૌટિલ્યવિજય' (માણેકલાલ ન્યાલચંદ) શુભ શીલગણિ કૃત એ નામના સસ્કૃત ગ્રથ ઉપરથી અનુવાદ રૂપે આ નવલ કથા લખવામા આવી છે સવત ૧૪૯૯મા બે ખડ અને બાર સર્ગોમા એ ગ્રથ લખાયેલો, તેના પ્રસગો પાડીને નવી શૈલીનુ અનુકરણ કરીને

અનુવાદકે આ કથા લખી છે ભર્તૃહરિના ભાઈ વિક્રમના રાજ્યારોહણને લગતી, વેતાળ અને વિક્રમના પરાક્રમપ્રસંગોને વણી લેતી આ કથા આજે તો સામાન્ય જનતા માટેની એક મનોરંજક જૂનવાણી કથા જેવી લાગે છે.

---

## નિબંધો તથા લેખો

ચિંતન-મનનને યોગ્ય નિબંધો, નિબંધિકાઓ, લેખો, ભાષણો ને વિચાર-કણિકાઓના સંગ્રહોને આ ખંડમાં સમાવ્યા છે, પરન્તુ પ્રાથમિક કે માધ્યમિક શાળાઓ માટે નિર્માણ થયેલા વિદ્યાર્થીઓને જ ઉપયોગી એવા સંગ્રહોને ગણનામાં લીધા નથી ગંભીર અને અગંભીર બેઉ રીતે સાહિત્ય ચિંતનમનનને યોગ્ય બને છે, એટલે નર્મ શૈલીએ લખાયેલા ચિંતનપ્રધાન લેખસંગ્રહો પણ આ જ ખંડમાં આવે છે મોટે ભાગે આ ખંડમાના ગ્રંથો સંગ્રહરૂપ છે અને સંગ્રહ કરતી વખતે કેટલાક લેખકો બધા લેખોનું સ્વરૂપ સમાન પ્રકારનું છે કે નહિ તે જોતા થોભતા નથી, એટલે તેવા સંગ્રહોમાં કેટલીક સંકીર્ણતા આવી જાય છે, પરન્તુ જે સંગ્રહોનું પ્રધાન સ્વરૂપ ચિંતનક્ષમ લેખોનું જણાયું છે તે જ સંગ્રહોને અહીં લીધા છે. જે લેખસંગ્રહોનું લક્ષ્ય સાહિત્યવિવેચન પ્રધાનાંશે છે તેમનો સમાવેશ અહીં કર્યો નથી, તેમ જ જે લેખસંગ્રહોને ઇતર શીર્ષક હેઠળ વધારે બંધબેસતી રીતે લઈ શકાય તેમ જણાયું છે તે પણ અહીં લીધા નથી

આ બધા સંગ્રહો પરનો એક જ દૃષ્ટિપાત કહી આપે છે કે નિબંધ-સાહિત્યમાં ગુજરાતી લેખકોનો ફાળો મધ્યમસરનો છે, પરંતુ સાહિત્ય, ભાષા, કલા, ઇતિહાસ, શિક્ષણ, સંસાર, સમાજ, રાષ્ટ્ર, વિજ્ઞાન, ધર્મ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિ માનવજીવનને સ્પર્શતા અનેક વિષયો સંબંધે ચિંતનનો ખોરાક તેમણે પૂરો પાડ્યો છે અનુવાદિત લેખોના કેટલાક સંગ્રહો પણ આ સાહિત્યમાં સારો ઉમેરો કરે છે સંપાદિત સંગ્રહો આગલા જમાનાના લેખકોની કેટલીક સુંદર નિબંધકૃતિઓને જાળવી રાખીને અભ્યાસ માટે પ્રચારમાં મૂકવાનું કાર્ય કરે છે. ગુજરાતી ગદ્યશૈલીનો વિકાસ સાહિત્યના આ પ્રકારમાંથી વધારે સારી રીતે તારવી શકાય તેમ છે.

## મૌલિક

### - સામાન્ય

'જીવન સંસ્કૃતિ' (કાકા કાલેલકર) એ સામાજિક અને સંસ્કૃતિ-વિષયક ચિંતનાત્મક નિબંધોનો એક મૂલ્યવાન સંગ્રહ છે. સંસ્કૃતિ, સમાજના પાયા, વર્ણ અને જ્ઞાતિ, સંસારસુધારો, ગામડાના પ્રશ્નો, ગરીબાઈના પ્રશ્નો, અમજીવીઓ, સમાજસેવાની પ્રવૃત્તિઓ, હરિજનસેવા, ઈત્યાદિ વિભાગોમાં એ નિબંધોને વહેંચી નાખ્યા છે. દૃષ્ટિની સ્થિરતા વિચારણાની વિશદતા, અભ્યાસ, ચિંતન અને સ્પષ્ટ દર્શન એ બધાના સમન્વયથી જીપજેલી ધીર ગંભીર શૈલીએ લેખકના ગદ્યને સરસ અને પૂર્ણ ભાવવાહક બનાવ્યું છે. જીવન અને સમાજના ખૂણેખૂણામાં એ દૃષ્ટિ ફરી વળી છે અને વાચકની સ્વાભાવિક જિજ્ઞાસાઓ તથા પ્રશ્નો ઉપજાવીને તેનું નિરસન કરી વિષયનો સંપૂર્ણ ખ્યાલ આપવા મથી છે એ જ લેખકનો બીજો લેખસંગ્રહ 'જીવન-નો આનંદ' બીજી આવૃત્તિ પામ્યો છે જેમાં કેટલોક વધારો કરવામાં આવ્યો છે. એમાંના લેખો એવા જ પ્રભાવશાળી ગદ્યમાં કળા અને કુદરત વિશે લખાયા છે.

'મણિમહોત્સવનાં સાહિત્યમૌક્તિક' (કવિ શ્રી નાનાલાલ) એવા લેખકના મણિમહોત્સવ પ્રસંગનાં ૧૬ ભાષણોનો સંગ્રહ કરવામાં આવ્યો છે શ્રોતાઓના વર્ગ અને ભાષણનું સ્થાન એ બેઉને લક્ષ્ય કરીને એ ભાષણો અપાયેલાં એટલે તેમાં કેટલીક પ્રાસંગિકતા છે. 'કવિધર્મ,' 'જગતકવિતાનાં કાવ્ય-શિખરો', 'નારીજીવનના કાયદા' એ વ્યાખ્યાનો તેમાંના સુન્દર નમૂનાઓ છે

'ગુજરાતની અસ્મિતા અને બીજા લેખો' (કનૈયાલાલ મુનશી) ગુજરાતની સંસ્કૃતિની વિશિષ્ટતા દાખવનારો 'ગુજરાતની અસ્મિતા'નો નિબંધ અને એ જ લેખકના બીજા લેખોનો સંગ્રહ તેમના સુવર્ણમહોત્સવના સ્મારક રૂપે ગુજરાતી સાહિત્યપરિષદે પ્રસિદ્ધ કર્યો છે તેમના ગદ્યના બળ અને ભભક તેમાં તરી આવે છે

'સર્જન અને ચિંતન' (ધૂમકેતુ) માં ચોકદાર ભાષામાં લખાયેલા જીવન, સાહિત્ય તથા કળાવિષયક નિબંધો મુખ્ય છે અને ધર્મ તથા તત્ત્વજ્ઞાનને સ્પર્શતા લેખો પણ ઘણા છે. લેખકની દૃષ્ટિ જીવન અને જીવનવ્યાપાર સાથે સંબંધ ધરાવતા ક્ષેત્રોમાંની ઊણપોને સત્વર પકડી પાડે છે અને તેની ઉપ-પ્રશમ કરતા તે સત્યને તીખી પણ બનાવે છે આ નિબંધો કેવળ અભ્યાસ-નું જ પરિણામ નથી પરન્તુ ચિંતન અને નિરીક્ષણ દ્વારા દૃઢીભૂત કરેલી ભાવનાઓને તે મૂર્ત કરે છે એમના બીજા લેખસંગ્રહ 'જીવનરંગ'માં

સાહિત્યવિષયક લેખો ઉપરાંત બીજી કેટલીક સામગ્રી પણ છે. નિબંધો ઉપરાંત વિચારમૌક્તિકો, પ્રસંગચિત્રો, વાર્તાઓ, પત્ર, ભાવના ઇત્યાદિની બનેલી એ સર્વાર્ણ સામગ્રી છે.

'લલિતકળા અને બીજા સાહિત્યલેખો' (સ્વ. ચૈતન્યબાળા મજમુદાર, સં. મંજુલાલ મજમૂદાર)મા લેખિકાના નિબંધો, ભાષણો તથા લેખો સંગ્રહેલા છે. અભ્યાસ, મનન અને ચિંતનમાંથી સ્ફુરેલા સામાન્ય કોટિના વિચારોનો પ્રવાહ તેમા રેલાયેલો છે.

'નાજુક સવારી' (વિનોદકાન્ત : વિજયરાય વૈદ્ય) એ કિંચિત્ હળવી શૈલીએ લખાયેલી ૨૪ નિબંધિકાઓનો સંગ્રહ છે. વિષયોમા વૈવિધ્ય છે. 'અભ્યાસ અર્થે કરાતી વિષય-ઘોડલો ઉપરની સવારી કઠણ છતા નાજુક છે' એ દૃષ્ટિબિંદુથી સંગ્રહનુ નામ પાડવામા આવ્યુ છે. આ નાજુક હળવી શૈલીની નિબંધિકાઓ વિનોદ ઉપજાવે તેવી નથી, લેખક પોતે કોઈ વાર વક્રોક્તિદ્વારા પોતાની જાત પર થોડુ હસી લે છે એટલું જ.

'બંધુ અંબુભાઈના પત્રો' (અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી) · લેખક એક જાણીતા વ્યાયામપ્રેમી છે. હાલની કેળવણીપ્રવૃત્તિની ઊણપો વ્યાયામપ્રવૃત્તિથી દૂર કરવાનો તેમનો આદર્શ એકલા શરીરવિકાસ પૂરતો જ નથી, પરન્તુ નૈતિક શિક્ષણ, ભારતીય સંસ્કૃતિનો પરિચય, રાષ્ટ્રીય ભાવના વગેરે બાબતો પર પણ પૂર્ણ લક્ષ આપીને પવિત્ર તથા આદર્શ અંતર ધરાવતા સશક્ત નાગરિકો નિપજાવવાનો છે : આ પત્રો એ દિશામાં માર્ગદર્શક નીવડે તેવા પ્રેરણાત્મક નિબંધો જેવા છે.

'પથિકના પુષ્પો-ગુચ્છ ૨-૩' (અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી): એ બેઉમા નિબંધો, ચરિત્રલેખો, પત્રો, વાર્તાઓ, સંશોધનલેખો, સાહિત્યવિષયક લેખો વગેરે સંગ્રહેલા છે. બધા લેખોની પાછળ લેખકની ચિંતનશીલ પ્રકૃતિનું દર્શન થાય છે. ઇતિહાસ, ભૌતિકશાસ્ત્ર, અધ્યાત્મ, સાપેક્ષવાદ, માયાવાદ, સાહિત્ય, એનાએવા અનેક વિષયોને સ્પર્શતા લેખક સપાટીથી ખૂબ ઊંડે ઊતરીને તારતમ્ય કાઢી બતાવે છે. 'પથિકના પત્રો-ગુચ્છ ૧-૨-૩'મા એ જ લેખકના પત્રોનો સંગ્રહ છે. પહેલા ગુચ્છમાં કિશોરો તથા યુવકોને સંબોધીને લખાયેલા કેટલાક જીવનવિષયક પ્રશ્નોના પત્રો છે; બીજામાં જાહેર કાર્યકર્તાઓને જીવનમાં તથા જાહેર પ્રવૃત્તિમાં ઉપયોગી થાય તેવા સૂચનાત્મક તથા નીતિ, સેવા, સાધના, રાષ્ટ્રોન્નતિ એવા ચર્ચાત્મક પત્રો છે; અને ત્રીજામા યોગ ય ઉચ્ચ કોટિએ પહોંચેલા જિજ્ઞાસુઓ તથા સાધકો પ્રતિ લખાયેલા પત્રો છે.

'ગ્રામોન્નતિ' (રમણલાલ વ. દેસાઈ) આર્થિક અને સામાજિક દૃષ્ટિએ ગ્રામજીવનનુ પુનર્વિધાન કરવા માગના પહેલવાર વિચારો આ પુસ્તકમાના લેખોમા દર્શાવ્યા છે 'મારુ ગામડું' (મગનભાઈ મહેતા) તેમા ખેડા જિલ્લાના માસરા ગામમા ગ્રામોદ્ધાર પ્રવૃત્તિના પ્રયોગોની અનુભવપૂર્વક ચર્ચા કરવામા આવેલી છે ગ્રામસફાઈ, ખેતી, ઉદ્યોગ, ખોરાક, કેળવણી, વ્યસનો, વહેમો, વગેરે ઉપર પર્યેષક દૃષ્ટિ ફેરવીને લેખકે સમાજશાસ્ત્રની વહેવારુ વિચારણા કરી છે 'ખેડૂતોની દુર્દશા' (રાવજીભાઈ હેમાભાઈ ખુમાણ)મા કાઠિયાવાડના ખેડૂતોની દુર્દશાનો સચોટ ખ્યાલ આપ્યો છે લેખકે ગામડા જાતે ખૂંદીને માહિતી મેળવી છે અને ઝીણવટભરી આલોચના કરી છે 'ખેડૂતોની સમસ્યા' (લાલજી પેંડસે)મા ખેડૂતવર્ગની વર્તમાન દુર્દશા, તેના કારણો, માગણીઓ વગેરેની ચર્ચા ઐતિહાસિક દૃષ્ટિએ પ્રમાણસર આંકડાઓ આપીને કરવામા આવી છે 'ગ્રામવિચારણા' (હરભાઈ ત્રિવેદી) ગામડાઓની પુનર્ઘટના ગ્રામ-કેળવણી દ્વારા જ શક્ય છે અને તેથી સાચા ગ્રામશિક્ષકો તથા ગ્રામસેવકોની અગત્ય છે એવુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે 'ચાર કૉલેજિયનો' (નગન સુખલાલ હરિલાલ પંડ્યા) ચાર જુદીજુદી દૃષ્ટિવાળા કૉલેજિયનોને ગામડુ એ શું છે તે એક વૃદ્ધ અનુભવી સમજાવે છે, એ સમજૂતીનુ એ પુસ્તક એક સંવાદાત્મક નિબંધિકાસમુ છે 'ગ્રામપંચાયતના કાયદા' (નરહરિ પરીખ)- ગ્રામપંચાયતોને સજીવન કરવા માટેના જરૂરી માર્ગોનુ સૂચન અને કાયદા ઉપરના ટિપ્પણ એ આ પુસ્તિકાની વિશિષ્ટતા છે. 'ગ્રામપંચાયતના કાયદાને લગતા નિયમો' પણ આ જ પુસ્તિકાના એક પરિશિષ્ટરૂપ છે.

'વર્ધા શિક્ષણયોજના' (ઝાકીરહુસેન કમિટી) અને 'વર્ધા કેળવણી પ્રયોગ' (નરહરિ પરીખ) એ બેઉ પુસ્તિકાઓ એ શકવર્તી શિક્ષણયોજનાનુ સ્વરૂપ, વીગતો તથા વિશિષ્ટતાનો પરિચય કરાવે છે 'કેળવણીનો કોયડો' (મહાત્મા ગાંધીજી) અસહકાર યુગના ઇતિહાસથી માંડી વર્ધા શિક્ષણયોજના સુધીની વીગતો આ લેખસંગ્રહમા સમાવેલી છે વર્ધા શિક્ષણયોજનાની પૂર્વ પીઠિકા રૂપે એમાના વિચારો મનન કરવા યોગ્ય છે 'નવો આચાર—નવો વિચાર' (હરભાઈ ત્રિવેદી)મા ઉછરતા બાળના સર્વાંગીણ વિકાસને માટે શાસ્ત્રીય કેળવણીની વિચારણા છે અને કેળવણી વિષેના દૃષ્ટિપરિવર્તનને તે સ્ફુટ કરે છે 'સહ-શિક્ષણ' (રમુજનભાઈ એમ પટેલ)મા અનેક દૃષ્ટિબિંદુથી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીના એકત્ર શિક્ષણની પ્રથા તથા તેના લાભાલાભની ચર્ચા કરીને તથા દૃષ્ટિબિંદુઓનો સમન્વય કરવામા આવ્યો છે

'વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના ભાષણો અને લેખો—ભાગ ૨'

એ ગ્રાહમા પુસ્તકાલયો અને વાચનપ્રવૃત્તિ ા વિચાર વિશની માહિતી તેમ જ વિચાર કે સૂચનો જુદાજુદા વિદ્વા । લેખકોના સહયોગ સારી પેઠ મળેલો છે.

'જીવન અને વિચાર' (રસિક ત્રિવેદી અને ભાઈલાલ મહારી)મા જીવનદષ્ટિએ સ્પર્શતા જ્ઞાન-વિજ્ઞા ાના વિવિધ અગોનું સરળ-સુગમ નિરૂપણ છે 'જીવનપ્રવાહ' (ઇશ્વરભાઈ દેસાઈ ભાઈ પટેલ)મા જીવ ાી વિવિધ પ્રવૃત્તિ ઓ, સંસ્થાઓ, રચનાઓ તેમ જ મા ાની ા તત્વો વિશે લેખકે પોતાની રીતે વિચાર કરીને બોધ તારવ્યો છે લેખક એક વિચારી છે અ ો એ કાચી દશાની મર્યાદા વિચારામા ઉતરી ૧.

'મ ની મર્યાદા' (નરહરિ પરી ા) વર્તમા । યત્રયુગ ના ોના જીવ ામા યત્ર ા મર્યાદાને તર્કશુદ્ધ વિચારસરણીથી તેમા સમજાવેલી છે યત્રનો એકાન્ત વિરોધ નથી સૂચવ્યો, પરતુ અર્થવિજ્ઞા । જીવ ા ી મા ાસિક ભૂમિકાને સ્પર્શ્યા વિના જે વખતે દોડી રહ્યું ૭ તે વખતે આ વિચાર પ્રધાનદષ્ટિએ જ નહિ પણ તાત્વિક દષ્ટિએ ઉપયોગી ન ા છ અને દસ્તકૌશલ ા ભૂમિકા રચી આપે છે

'દેશી રાજ્યોનો પ્રશ્ન' (ગાધીજી) દેશી રાજ્યો અંગે ા વિવિધ પ્રશ્નો ગબધે સામાન્ય પ્રકાર ા અને ગુજરાત-કાઠિયાવાડ ા દેશી રાજ્યો ગબધ પ્રાસંગિક એવા લેખો ગાધીજીએ વખતોવખત લખેલા તેનો આ સંગ્રહ છ દેશી રાજ્યોના રાજકારણ તથા પ્રજાકલ્ય ા અગે ા ઊભા થતા પ્રશ્નો ગબધે ગાધીજીની દોરવણી આ બધા લખાણોમા રહેલી છે, અને જેવી રીતે ઇતર ક્ષેત્રોના પ્રશ્નો માટે ગાધીજી ા દષ્ટિ પ્રેરક ગ ા રહે છ તેવી રીતે આ ક્ષેત્રમા પણ એ દષ્ટિ ા પ્રેરકતા પૂરી પાડતી લેખસામગ્રી આ ગ્રથમા એકત્ર કરવામા આવી છે

'બારમા સાહિત્યસંમેલનનો અહેવાલ તથા નિબંધસંગ્રહ'મા સંમેલ ાના પ્રમુખ તથા વિભાગી પ્રમુખોના ભાષણો ઉપરાત સાહિત્ય ઇતિહાસ, કળા, વિજ્ઞાન સમાજશાસ્ત્ર તથા અર્થશાસ્ત્ર, ધર્મ તથા તત્વજ્ઞાન અને પત્રકારત્વ એ બધા વિભાગોમા વચાયેલા નિબંધોનો સંગ્રહ કરવામા આવે છે અભ્યાસ માટે ા સારી સામગ્રી તે પૂરી પાડે ૭

'ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ' (સ અબાલાલ બુ જાની) આ સભા ા ૭૫ ર્ષની હયાતીના ઉત્સવ નિમિત્તે પ્રસિદ્ધ કરવામા આવેલા આ ગ્રથમા સગ્રહેલા નિબંધો, લેખો તથા કા યો વગેરેમા મુખ્યત્વે ઇતિહાસ, પુરાતત્ત્વ, સાહિત્ય તથા સંસ્કૃતિવિષયક લેખો મૂ યવા ા તથા આકર્ષક છ

'કરાચી સાહિત્યસંમેલનનો અહેવાલ અને નિબંધસંગ્રહ' (ગુજરાતી

સાહિત્યપરિષદ) : કરાંચીમાં મળેલું તેરમું સાહિત્યસંમેલન એ મહાગુજરાતનું પ્રથમ સાહિત્યસંમેલન હતું. તેના અહેવાલમાં સાહિત્યવિષયક ઉચ્ચ કોટિના લેખો અને ભાષણો ગણવામાંઆવ્યાં છે. 'પરિષદ પ્રમુખોનાં ભાષણો' (ગુજરાતી સાહિત્યપરિષદ) એ પહેલી પરિષદથી માંડીને ૧૩ મા અધિવેશન સુધીના પ્રમુખોનાં અને વિભાગી પ્રમુખોનાં ભાષણોનો સંગ્રહ છે. સાહિત્યના અભ્યાસીઓ માટે એ એક મૂલ્યવાન ગ્રંથ બન્યો છે.

'મહાવીર જૈન વિદ્યાલયનો રજત મહોત્સવગ્રંથ'માં ગુજરાતી અને અંગ્રેજી લેખો સંગ્રહેલા છે અને જૈન તેમ જ જૈનેતર લેખકોએ તેમાં પોતાનો ફાળો આપ્યો છે લેખોમાં વિષયવૈવિધ્ય છે અને કેટલાક નિબંધો સાહિત્યમાં ચિરંજીવી સ્થાન લે તેવા છે

'હૈમ સારસ્વત સત્ર' (ગુજરાતી સાહિત્યપરિષદ) - ૧૯૩૯માં પાટણમાં ગુ. સા. પરિષદે ઊજવેલા હૈમ સારસ્વત સત્રનો અહેવાલ તથા તેમાં વંચાયેલા કિંવા તે નિમિત્તે લખાયેલા લેખોનો આ સંગ્રહ છે. લેખોનો એક ભાગ હેમચંદ્રના વ્યક્તિત્વનો અને વિભૂતિમત્ત્વનો ખ્યાલ આપે છે બીજો ભાગ ગુજરાતની એ કાળની સંસ્કૃતિનો ખ્યાલ આપે છે. હેમચંદ્રના સાહિત્યનિર્માણને સ્પર્શતા લેખો બહુ થોડા છે.

**વિનોદાત્મક**

'સ્વૈરવિહાર—ભાગ ૨' (રામનારાયણ વિ. પાઠક) : 'સ્વૈરવિહારી' ને વિનોદ, કટાક્ષ કે ઉપહાસ માટે જોઇતી સામગ્રી તો સામાન્ય માનવજીવન કે વિશિષ્ટ જાહેર પ્રસંગોજ પૂરી પાડે છે, પરન્તુ તેમાનું નર્મ તત્ત્વ વ્યાપક હોય છે એટલે તે ગ્રહણ કરવા માટે લેખકના તર્કપાટવને બરાબર અનુસરવું પડે છે, અને તોજ તેમાના વિનોદને યથાર્થ સ્વરૂપે પામી શકાય છે. સત્યાગ્રહની લડત, ધારીમાર, જ્ઞાનવિકાસ વગેરે બનાવોએ તેમને ઠીક–ઠીક વિનોદવસ્તુઓ આપ્યા છે તે ઉપરાંત કવિતા, ભાષા અને વ્યુત્પત્તિમાં પણ તેમણે સ્વૈરવિહાર કરીને બુદ્ધિપ્રધાન વિનોદના સફળ પ્રયોગો કરી બતાવ્યા છે

'રંગતરંગ—ભાગ ૧થી ૪' (જ્યોતીંદ્ર હ દવે)માનો વિનોદ ભાગ્યેજ પ્રસંગલક્ષી હોય છે, પરન્તુ લેખક કાલ્પનિક પ્રસંગો નિપજાવે છે, સામાન્ય વસ્તુઓની લાક્ષણિક અસામાન્યતા નિરૂપે છે તથા અસામાન્ય વસ્તુઓની અસામાન્યતા લુપ્ત કરે છે અને પછી તર્કપર પરાએ કરીને સુંદર વિનોદ નિપજાવે છે તેમાના વ્યંગ, કટાક્ષ તથા પ્રહાર અચોટ હોય છે અને નિર્દોષ હાસ્ય ઉપજાવ્યા વિના વિરમતા નથી લેખકનો તર્કવિસ્તાર જીવનમાં કર્મનું પ્રાધાન્ય સામાન્ય કરીને કર્તાનું પ્રાધાન્ય સિદ્ધ કરી શકે છે, આળસને સદ્ગુણ ગણાવી શકે છે, ભાષાની

અસત્યને ઉઘાડી દેતા હાવભાવના ગુણ ી મગનુનામાં બેસાડી શકે છે, છતા તે તર્કો હોય છે, તેની પાછળ ભૂમિકા હોય છે, કેવળ તન મર્યાદાના નથી હોતી નર્મ વિનોદ ઉપજાવન ઉગ્ર વિનોદ પણ લેખક નિપજાવી શકે છે છતા તેનો નિર્દોષ તાનો ગુણ ખંડિત થતો નથી એટલી વિશિષ્ટતા નોંધવા જેવી છે.

'પાનગોષ્ઠિ' (ધૂમકેતુ)મા હળવી શૈલીએ કટાક્ષપૂર્વક કરવામા આવેલુ જીવનનું દર્શન જોવા ગમે છે. જીવનની ઊણપો ઉપર લેખકની દૃષ્ટિ જડાયેલી રહે છે અને એ ઊણપોને કટાક્ષો વેરીને હસી કાઢતા જતા ગભીર રોગમા તથા વિષાદમા પણ લેખક કેટલીક વાર ઊતરી પડે છે તેમનો વિનોદ બુદ્ધિપ્રધાન છે અને તર્કપરંપરાએ કરીને જ્યારે તે એક વસ્તુમાથી બીજી વસ્તુમા સહજતાથી પ્રવેશ લે છે ત્યારે એ તર્કો નર્મ વિનોદની લહેર ઉપજાવતી રહે છે

'કેતકીનાં પુષ્પો' (નવલરામ ત્રિવેદી) દુનિયામા અન્યાય કરનારા કે તે નિભાવી લેનારાઓને મધુર ડંખ દઈને વાચકોને મૃદુ કે મુક્ત હાસ્યના ભોક્તા બનાવે છે. તેમના કટાક્ષ કોઈ વાર વિનોદપ્રચુરને બદલે કટુતાપ્રચુર પણ બને છે. થોડી હળવી કવિતાઓ પણ તેમા સંગ્રહેલી છે

'રામરોટી' (નટવરલાલ પ્ર બુચ)માના પ્રતિકાવ્યો, નિબધો, વાર્તા, નાટક વગેરેમા વસ્તુ ી વિકૃતિ દ્વારા નિપજાવાતા હાસ્યનો પ્રકાર છે સાહિત્ય, શિક્ષણ, સમાજ ઉપર તે ટકોર કરે છે

'વિચારવીચિ' (બળવંત ગો સઘવી)મા હળવી શૈલીમા લખાયેલા પ્રયોગદશાના નિબધો-લેખો સગ્રહ્યા છે

## અનુવાદિત

'સ્વદેશી સમાજ' (નગીનદાસ પારેખ) એ કવિવર રવીંદ્રનાથ ટાગોરના ભારતીય સમાજવિષયક નિબધો તથા ભાષણોનો સગ્રહ છે ભારતના વૈવિધ્યમા એકતા નિહાળનારી પ્રધાન દૃષ્ટિ એ નિબધોમા ઓતપ્રોત થઈ રહેલી છે 'હિંદુઓનું સમાજરચના શાસ્ત્ર' (લીલાધર જનેર) એ ગોવિંદ મહાદેવ જોશીના મરાઠી પુસ્તકનો અનુવાદ છે. તેમા હિંદુઓની સમાજ-રચનામાં તેમના પૂર્વજોનું ઊંડુ જ્ઞાન તથા નિરીક્ષણ કેટલા મર્મગામી હતા તે પ્રતિપક્ષના પુરાવાઓ સાથે બતાવી આપ્યુ છે પરિશ્રમ તથા વિદ્વત્તા બેઉનો સુન્દર સમન્વય તેમા રહેલો છે.

'નીતિશાસ્ત્રપ્રવેશ', (ગોરધનદાસ અમીન) એ વામન મલ્હાર જોશીના મરાઠી ગ્રથનો અનુવાદ છે. એમા ધર્મ તથા નીતિ, નીતિશાસ્ત્ર તથા બીજા શાસ્ત્રો વચ્ચેનો સબધ, કાર્યાકાર્યમીમાંસા વગેરે વિષયો પર મર્મગામી ચર્ચા

છે. પાશ્ચાત્ય ચિંતકો તથા તત્ત્વજ્ઞાનીઓના વિચારોને પચાવીને ગ્રંથ લખાયો છે એ ગ્રંથની વિશિષ્ટતા છે 'નીતિશાસ્ત્ર' (પ્રહ્‌લાદભાઈ ધ્રુવ) એ પ્રો. મૂરે લખેલા 'એથિક્સ'નો સુવાચ્ય ગુજરાતી અનુવાદ છે. ગંભીર તત્ત્વચર્ચા સાથે વ્યવહાર તથા નીતિના ફૂટ પ્રશ્નો તેમાં છણ્યા છે.

'પ્લેટોનું આદર્શનગર' (પ્રાણજીવન પાઠક)માં પ્લેટોના 'રિપબ્લિક'નો સરળ અનુવાદ બે ભાગમાં આપ્યો છે. પ્લેટોનું ભાવનાવાદી તત્ત્વજ્ઞાન સંવાદ અને દૃષ્ટાંતો સાથે સુવાચ્ય બન્યું છે. 'પ્રાચીન ગ્રીક ફિલસૂફી' વિશેનો નિબંધ ગ્રીસના સાહિત્ય, સંસ્કૃતિ તથા રાજનીતિશાસ્ત્રનો ખ્યાલ આપે છે.

'મારી વ્યાપક કેળવણી' (ચંદુભાઈ રાવજીભાઈ પટેલ): ટસ્કેજી સંસ્થાના સ્થાપક બૂકર ટી. વૉશિંગ્ટનની આત્મકથાના ઉત્તરાર્ધનો આ અનુવાદ છે. તેમાંના અનુભવો અને વિચારો 'કેળવણી'નો સાચો અર્થ સમજવાને તથા ખાસ કરીને 'પાયાની કેળવણી'નો વિચાર હિંદમાં જન્મ્યો છે ત્યારે સાચી કેળવણીનો મર્મ વ્યવહારમાં ઉતારવાને ઉપયોગી હોઈ એ આજન્મ કેળવણી-કારના વિચારો અભ્યાસને યોગ્ય છે.

'પશ્ચિમના દેશોની કેળવણી પુ. ૧' (ગોપાળ ગજાનન વિદ્વાંસ) - ડૉ. ગજાનન શ્રીપત ખેરે લખેલા મૂળ પુસ્તકનો આ અનુવાદ છે. અમેરિકા, રશિયા, ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની અને ઇટાલીની કેળવણીપદ્ધતિઓની હિંદી દૃષ્ટિએ આપવામાં આવેલી માહિતી તથા સમાલોચના તેમાં છે.

'આચાર્ય કૃપાલાનીના લેખો' એ ધર્મ, તત્ત્વજ્ઞાન, સત્યાગ્રહ અને રાજકારણના લેખો તથા ભાષણોનો અનુવાદિત સંગ્રહ છે. તેમાં આચાર્ય કૃપાલાનીજી તર્ક અને વિચારપૂર્વક ગાંધીજીની વિચારસરણીનું સમર્થ રીતે પ્રતિપાદન કરે છે.

'મધુકર' (વિનોબા ભાવે): મૂળ મરાઠીમાં લખાયેલા ત્રીસ લેખોનો આ ગુજરાતી અનુવાદ છે. લેખક પોતાના મતો અને મૂલ્યાંકનો વાચક ઉપર આગ્રહયુક્ત તથા તર્કશુદ્ધ રીતે ઠસાવે છે. બધા લેખોના વિષયો વર્તમાન જીવનને સ્પર્શતા છે.

'આપણા દેશની સ્થિતિ' (બાકુલાલ યાજ્ઞિક) સુપ્રસિદ્ધ દેશભક્ત લોકમાન્ય તિલકના તેજસ્વી નિબંધો જે દેશની દુર્દશા ઉપર પ્રકાશ પાડનારા તથા સ્વાતંત્ર્યદૃષ્ટિથી યુક્ત હોઈને જપ્ત થયા હતા ને ૨૭ વર્ષો બાદ મુક્ત થતાં તેનો આ ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

'ગ્રામ હિંદનો વિશેષ ઉત્કર્ષ' (ગોકળદાસ શાહ) ગામડાના લોકોનું ધાર્મિક, બૌદ્ધિક, શારીરિક, સામાજિક અને આર્થિક જીવન વધારે પૂર્ણ

કરવા સાર તેમના સંપૂર્ણ વિકાસની સિદ્ધિ થાય તે માટે કાર્યકર્તાઓએ પાળવાના સિદ્ધાન્તો તેમા આપ્યા છે અને વિવિધ ક્ષેત્રામા વિકાસ સાધવાની રીતિ સૂચવી છે મૂળ લેખક ડૉ હેચ દક્ષિણ હિંદના ગ્રામોદ્ધારકાર્યના પરિચયી હતા અને ગામકનાડના કોસગા કેન્દ્રની સ્થાપનામા તેમનો હિસ્સો હતો

'હિંદુસ્તાની ભાષા' ('ઝાર' સાકેરી) એ વિષય પર પં સુંદરલાલના એક ભાષણનું આ ભાષાન્તર છે

'ગ્રામીઝમ' (અનુ૦ મજુલાલ દવે)મા શ્રી રામરાય મુનશીની ગામડાને સ્વાયત્ત બનાવવાની યોજના રજૂ કરવામા આવી છે અને એને વિસ્તારથી સમજાવવામા આવી છે ગાંધીજીની ગામડાને સંપૂર્ણ બનાવવાની વિચાર સરણી, ઉત્પાદનની માર્ક્સીનો સામ્યવાદી સિદ્ધાંત, બ્રિટન અમેરિકાનો બહુ મતવાદ, અપરિગ્રહ અને સર્વધર્મસમભાવ, યંત્રોની શક્તિ તથા તેના લાભાલાભ ઇત્યાદિનું એવું મિશ્રણ એ યોજનામા છે કે જે પ્રયોગની સરાણે ગયા કેટલી સાર્થસિદ્ધિ કરે તે પ્રશ્ન બને છે

'કલાસૃષ્ટિ' (ઇંદુમતી મહેતા અને ભૂપતરાય મહેતા) શ્રી રવી જિનરાજદાસના અંગ્રેજી ગ્રથનો આ અનુવાદ છે કલાધામોમા પ્રવાસ કરીને કલાકૃતિઓનો સાક્ષાત્ પરિચય કર્યા પછી સૌન્દર્યતત્ત્વની પિછાન કરાવનારા નિબધોનો એ સગ્રહ છે

## સંપાદિત

'નર્મદનુ મદિર ગદ્ય વિભાગ (વિશ્વનાથ ભટ્ટ) કવિ નર્મદાશકરની ગદ્યકૃતિઓમાથી વીણણી કરીને નર્મદના ગદ્યનુ પ્રતિનિધિત્વ દર્શાવી આપે એ પ્રકારનો આ સગ્રહ છે નર્મદની દેશદાઝ, ઉત્સાહ અકળામણ, વિષાદ, અને ધર્મવિચારને સ્પષ્ટ કરે એ પ્રકારે નિબધો, પત્રો, આત્મકથા, સાહિત્ય વિચાર ઇત્યાદિ કાપી કૂપીને સુઘટિત રીતે ઉતાર્યા છે

'નવલગ્રથાવલિ' (નરહરિ પરીખ) 'નવલગ્રથાવલિનુ તારણ કરીને આ સગ્રહમા વિશેષાશે તેમના ગ્રથવિવેચનો ઉતારવામા આવ્યા છે અભ્યાસીઓને ઉપયોગી થાય એ દૃષ્ટિ આ તારણ પાછળ રહી છે

'નિબધમાળા' (વિશ્વનાથ ભટ્ટ) છેલ્લા ૭૫ વર્ષમા લખાયેલા નિબધો માથી ઉત્તમ અને પઠનીય નિબધો વીણી કાઢીને આ માળામા ગૂથવામા આવ્યા છે સાહિત્યવિવેચન અને સમાજવિવેચન સપાદક દૃષ્ટિ સમીપે રાખ્યા છે ગુજરાતી ગદ્યશૈલીનો વિકાસ અને પૃથક્ પૃથક્ કાળના વિચાર ણીય પ્રશ્નોનુ વૈવિધ્ય એ તેમા મળી આવે છે

'બુદ્ધિપ્રકાશ લેખસગ્રહ (રતનરામ ત્રિવેદી તથા જીવનલાલ નાયક)

૧૮૫૪ થી ૧૯૦૮ અને ૧૯૦૯ થી ૧૯૩૦ સુધીના 'બુદ્ધિપ્રકાશ'માં આવેલા લેખોમાંથી ભાષા, સાહિત્ય, વિવેચન, ઇતિહાસ, શિક્ષણ, જીવન, ધર્મ-તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનવિષયક લેખોનું તારણ બે વિભાગોમાં રજૂ કરવામાં આવ્યું છે ગદ્યનો વિકાસક્રમ, વિચારોની દર્શનશૈલી અને 'બુદ્ધિપ્રકાશ'નું પ્રતિનિધિત્વ એ આ તારણમાંના અભ્યસનીય તત્ત્વો છે

'સો ટકા સ્વદેશી' (નવજીવન પ્રેસ) - ખાદી પ્રવૃત્તિની પૂર્તિ રૂપે ૧૯૩૪-થી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ શરૂ કરવામાં આવેલી તેને અંગે ગાંધીજી, મહાદેવ દેસાઈ, પ્યારેલાલ, સ્વામી આનંદ, વૈકુંઠરાય મહેતા, કુમારપ્પા, ચંદ્રશંકર શુક્લ અને પ્રો. પુરાણી લખેલા લેખોનો આ સુંદર સંગ્રહ છે. કેટલાક લેખો ધ્યેયાત્મક અને કેટલાક પ્રયોગાત્મક છે 'સ્વદેશી'નો સંપૂર્ણ અર્થ અને ખાદી તથા તે સિવાયના ગ્રામોદ્યોગોને વ્યવહારુ રીતે સફળ કરવાનાં મહત્ત્વના સૂચનો તથા પ્રેરણા એ લેખસંગ્રહમાંથી પ્રાપ્ત થાય છે.

'સ્વર્ગોનું દોહન' (સં. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ) : સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારના મર્માળુ, ઉદ્બોધક અને ઉપદેશક લેખસંગ્રહો 'સ્વર્ગો'ને નામે જાણીતા છે, તેમાંથી ધર્મથી માંડીને આયુર્વેદ સુધીના લેખોની વીણણી કરીને આ ગ્રંથ સ્વ. મોતીભાઈ અમીનના સ્મરણાર્થે શરૂ થયેલી ગ્રંથમાળામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

---

## સાહિત્ય-વિવેચન

સાહિત્ય-વિવેચનના મૌલિક ગ્રંથોનું આ પાંચ વર્ષમાં થયેલું પ્રકાશન મૌલિક ગુજરાતી સાહિત્યમાં નાનોસૂનો ઉમેરો ન ગણાય, પરંતુ એમાંનો લગભગ અર્ધો હિસ્સો તો એવાં પ્રકાશનોનો છે કે જેનું અર્જન આ પાંચ વર્ષમાં થયું નથી, માત્ર પ્રકાશન જ થયું છે ઘણા ગ્રંથો સાહિત્યની મીમાંસાના, વિવેચનના તથા સમીક્ષાના લેખોના સંગ્રહો છે, અને તેમાં ઘણા ચિરંજીવી વિવેચનલેખો છે. સ્વ. નરસિંહરાવ, સ્વ. કે. હ. ધ્રુવ તથા સ્વ. આનંદશંકર ધ્રુવના લેખોના સંગ્રહો એ ગદ્ય પેઢીનો ઉત્તમ વારસો છે અને એ વારસો નવા વિવેચકો તથા અભ્યાસીઓને આરોગવા પચાવવા ન ખૂટે એટલો વિવિધ તથા વિસ્તૃત છે.

વિવેચનનું સાહિત્ય એ કેવળ ગ્રંથસમીક્ષાનું સાહિત્ય નથી, પરંતુ સાહિત્યની કોઈ પણ શાખાના પ્રકારોનો તલસ્પર્શી અભ્યાસ, નિરીક્ષણ, સૂચના અને કેન્દ્રવર્તી પ્રશ્નોની છણાવટ એ પણ વિવેચનનું સાહિત્ય છે રસિકોને

સાહિત્યના મર્મગામી મૂલ્યાંકન કરી આપવામાં તથા તેનું આસ્વાદન કરાવવામાં વિવેચનનો મહત્ત્વનો હિસ્સો હોય છે, અને જીવનને સંસ્કારી કરવાના કાર્યમાં સાહિત્યની પ્રગતિ–પરાગતિનું માપ કાઢવામાં વિવેચન જ માનદંડ બની રહે છે. આ દૃષ્ટિએ જોતાં નવું ગુજરાતી વિવેચનસાહિત્ય નિરાશા ઊપજાવે તેવું નથી. ગઈ પેઢીના વિવેચકોની કોટિમાં ઊભા રહે તેવા વિવેચકો ગુજરાતને મળી રહ્યા છે, જોકે હજી તેમણે નિપજાવેલો ફાલ થોડો છે, ચિંતનનું ઊંડાણ ઓછું છે, વૈવિધ્ય પૂરતું નથી, પરન્તુ નવું વિવેચન આશાસ્પદ તો જરૂર છે.

'મનોમુકુર–ભાગ ૩, ૪' (સ્વ. નરસિંહરાવ દિવેટિયા): વિવેચન, રસચર્ચા, ગ્રંથસમીક્ષા અને સાહિત્યવિષયક પ્રકીર્ણ લેખોના ચાર સંગ્રહગ્રંથોમાંના આ છેલ્લા બે ગ્રંથો પૂર્વેના બે ભાગો જેટલા મનનીય અને ચિંતનીય લેખોના મૂલ્યવાન ભંડાર સમા છે. તેમાંનું સાહિત્યવિવેચન પાંડિત્ય અને શાસ્ત્રીય ચોકસાઈ ઉપરાંત વેધક દૃષ્ટિ, સત્યનિષ્ઠા અને રસિકતાથી ઓતપ્રોત છે. સંગીતચર્ચા, કાવ્યચર્ચા, અલંકારચર્ચા, શબ્દચર્ચા કે ઇતર કોઈ વિષયની ચર્ચા અને મીમાંસામાં, તે પોતાની દૃષ્ટિને પુષ્ટ કરવાને ચર્ચાવિષયનાં બધાં પાસાં તપાસતા પોતાના જ્ઞાનનો ભંડાર ઠાલવે છે, અને ત્યારે તેમની ચર્ચા બીજાઓ માટે અભ્યાસનો વિષય બની રહે છે. ગુ વ સોસાયટીએ ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાનોના લેખોના સંગ્રહો સંપાદિત કરાવીને પ્રસિદ્ધ કરવાનું જે કાર્ય કર્યું છે તેની ઉપયુક્તતા તેમાંના લેખોનું વૈવિધ્ય અને ઊંડું પાંડિત્ય બતાવી આપે છે અત્યારના સાહિત્યવિષયક કૂટ પ્રશ્નોમાંના ઘણાખરાને માટે કોઈ ને કોઈ માર્ગદર્શન કે દોરવણી આ સંગ્રહમાંથી સાંપડી રહે તેમ છે

'સાહિત્ય અને વિવેચન–ભાગ ૧, ૨' (સ્વ દી બા. કેશવલાલ ધ્રુવ). ગુ. વ. સોસાયટીના સાહિત્યવિષયક લેખ-ગુચ્છોનાં પ્રકાશનોમાં આ બે ભાગ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દી બા. કેશવલાલ ધ્રુવનાં અન્વેષણો અને નવલ પ્રયોગોનો લાભ તેમના અનુવાદગ્રંથોને મળ્યો છે, પરન્તુ તેમના એ કાર્યો પાછળની દૃષ્ટિ તો તેમના સાહિત્યવિષયક લેખોમાંથી સાંપડે છે. પહેલા ભાગમાં તેમણે કરેલા કાવ્યાનુવાદોના પ્રયોગોના અને મુખ્યત્વે પ્રાચીન ઇતિહાસ તથા સંસ્કૃત સાહિત્યના જુદાજુદા અંગો સંબંધી સંશોધનાત્મક લેખો સંગ્રહેલા છે બીજા ભાગમાં ભાષાશાસ્ત્ર, ગુજરાતી ભાષા તથા સાહિત્ય, છંદ:શાસ્ત્ર તથા પ્રકીર્ણ એમ ચાર વિભાગોમાં લેખોને વર્ગીકૃત કરેલા છે 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' તથા 'પદ્યરચનાના પ્રકાર' એ બે સુપ્રસિદ્ધ લેખો એમાં સંઘરેલા છે સ્વ ધ્રુવની સ્પષ્ટ વિચારણા, નવસ્પર્શી અન્વેષણ અને ભાષાભક્તિનું પ્રતિબિંબ તેમાં પડે છે.

'કાવ્યતત્ત્વવિચાર' અને 'સાહિત્યવિચાર' સ્વ. ડૉ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ) એ બે લેખગુચ્છો પણ ગુ. વ સોસાયટીનાં જ પ્રકાશનો છે. પહેલામાના પ્રથમ વિભાગમા સાહિત્યવિષયક ચર્ચાલેખો છે અને બીજા વિભાગમા ગ્રથાવલોકનોનો સંગ્રહ છે. પૂર્વ અને પશ્ચિમનો સમન્વય કરનારી એમની વિવેચનકલા તથા સાહિત્યચર્ચાની ચાલીસ વર્ષની પ્રસાદી તેમા મળે છે. બીજા ગુચ્છમા સાહિત્યવિષયક પ્રકીર્ણ લેખોનો સંગ્રહ છે એઉ ગુચ્છોમાં પદ્યસાહિત્ય, ગદ્યસાહિત્ય કેળવણી, ગ્રથવિવેચન, ગ્રચર્ચા, સ્મરણનોંધ, ખુલાસા, ઇત્યાદિ સાથે સબધ ધરાવતા નાનામોટા અનેક લેખોને કુશળતાપૂર્વક વર્ગીકૃત કરીને આપ્યા છે પ્રત્યેક લેખમા સ્વ આનંદશંકરભાઈની સ્વસ્થ, સંયત અને સાત્વિક દૃષ્ટિનો ઓપ છે અને બહુશ્રુતતા તથા સાહિત્યરસિકતા વર્તે છે અભ્યસનીય અને ચિરંજીવી તત્ત્વોવાળા લેખોને ગ્રંથારૂઢ કરવાનુ આ કાર્ય ગુ વ. સોસાયટી જેવી સાહિત્યસેવાવતી સંસ્થા સિવાય બીજા કોઇથી કદાચ ન પણ થઇ શક્યુ હોત

'કાવ્યની શક્તિ' અને સાહિત્યવિમર્શ' (રામનારાયણ વિ પાઠક): આમાના પ્રથમ ગ્રથમા કાવ્ય વિષયની સાધકબાધક ચર્ચાવાળા જુદાજુદા લેખોદ્વારા લેખકે પોતાનાં મતવ્યોનુ પ્રતિપાદન કર્યું છે. પુસ્તકોના વિવેચન-અવલોકનમાં એકસરખો વિસ્તાર કે એકસરખું ઊંડાણ નથી લાગતુ છતા તેમનુ પ્રત્યેક કથયિતવ્ય તેમના કોઇ ને કોઇ મતવ્યનુ દર્શક હોય છે. બીજા સંગ્રહમાં વાર્તા, નાટક ઇત્યાદિ કાવ્યેતર વિષયક લેખો તથા 'યુગધર્મ' અને 'પ્રસ્થાન'માં તેમણે લખેલા સાહિત્યગ્રથોના વિવેચન-અવલોકન સગ્રહેલાં છે. એ લેખો પણ તેમના મંતવ્યોને સ્ફુટ કરી આપવામા સફળ થાય છે અને વસ્તુનિર્દેશના મર્યાદિત રહેવા છતા ચર્ચાગત મુદ્દાઓને ઘટતો સ્પર્શ કર્યા વિના રહેતા નથી. કાવ્ય અને કાવ્યેતર બેઉ વિષયો પરના તેમના મંતવ્યો અભ્યાસ, ચિંતન અને મનનના પરિપાકરૂપ હોય છે ને તેના સહૃદય પ્રતિપાદન ઉપરથી જણાઈ આવે છે.

'અર્વાચીન કાવ્યસાહિત્યના વહેણ' (રામનારાયણ વિ પાઠક) એ મુબઈ યુનિવર્સિટીની ૧૯૩૩ની ઠ ગા. વ્યાખ્યાનમાળામા અપાયેલા ભાષણોનો સંગ્રહ છે. તેમા દલપતરામથી માંડી મનસુખલાલ ઝવેરી સુધીના કવિઓની કવિતાશૈલીનુ વિવેચન છે એ પાછલાં સો વર્ષમા ગુજરાતી કવિતાના સ્વરૂપમા, રુચિમા, છંદોરચનામા, અલકારો વગેરેમા જેવો ફેરફાર થતો આવ્યો તેનુ ઐતિહાસિક નિરૂપણ કરીને વર્તમાન યુગમા વહેતી કવિતાની વિશિષ્ટતાનું તેમ જ ઊણપોનુ પણ દર્શન કરાવ્યુ છે વ્યાખ્યાનોનો એકદર

એક કવિતાની ચિંતનપ્રધાનતાને ઉત્તમ પદે સ્થાપનારો છે.

'ગુજરાતી કવિતાની રચનાકળા' (કવિ અરદેશર ફ. ખબરદાર) એ મુંબઈ યુનિવર્સિટીની ૧૯૩૯ની ઠ વ ઠા. વ્યાખ્યાનમાળામાં અપાયેલાં ભાષણોનો સંગ્રહ છે. તેમાં કવિતાની નૈસર્ગિક ઉત્પત્તિથી માંડીને જુદી જુદી ભાષાઓમાં થયેલા કવિતાપ્રયોગોનું દર્શન કરાવીને અને ગુજરાતી કવિતાની રચનામાં છંદોવિધાન કવિતાના ભાવપ્રતિપાદનમાં કેટલો મહત્ત્વનો ફાળો આપે છે તે દર્શાવીને ચિંતનપ્રધાનતા કે વિચારપ્રધાનતા કવિતાની રસનિષ્પત્તિમાં [illegible] બાધનારી બને છે એમ દર્શાવ્યું છે; આથી કરીને વ્યાખ્યાતાએ કવિતાના કલેવર સાથેના કાવ્યરસનિષ્પત્તિના સંબંધને વિસ્તારથી સ્પષ્ટ કર્યો છે અને નવીન છંદો, બ્લેંક વર્સ માટેની ઉચિત સંઘટના, છંદોરચનામાં આવશ્યક શબ્દસંગીતતત્ત્વ ઇત્યાદિ વિશે વિસ્તારથી પોતાના વિચારો જણાવ્યા છે. કવિતાના ઘટનાતત્ત્વ વિશેના વિસ્તૃત અભ્યાસ અને ઊંડા ચિંતનના ફળરૂપ એ વ્યાખ્યાનો છે. શ્રી ન. વિ. પાઠકનાં વ્યાખ્યાનો અને શ્રી ખબરદારનાં વ્યાખ્યાનો એ બેઉ કવિતાવિષય પરત્વેની બે જુદીજુદી વિચારશાખાઓનું દર્શન કરાવે છે.

'આપણી કવિતાસમૃદ્ધિ' (બળવંતરાય ક. ઠાકોર)ની નવી આવૃત્તિ જાણે એક નવું જ પુસ્તક બન્યું છે, કારણ કે જૂની આવૃત્તિ કરતાં તેમાં ઘણી નવી વાનગી અને નવાં વિવેચનો ઉમેરાયાં છે. એ કવિતાઓની પસંદગી કવિના વ્યક્તિત્વનું સ્પષ્ટ દર્શન કરાવનારા ધોરણે કરવામાં આવી નથી, પરન્તુ વર્તમાન કવિતાવિષય પરત્વે 'સમૃદ્ધિ'કારને જે કાંઈ ગુણદોષ દૃષ્ટિએ કથયિતવ્ય છે તેને અનુકૂળ આવે એ પ્રકારની પસંદગી તેમણે કરી છે. પરિણામે [illegible] પસંદગી અને તે પરનું ગુણદોષદૃષ્ટિગર્ભનું વિવેચન એ બેઉ દ્વારા કેટલાક કવિઓને અન્યાય થયો છે, પરન્તુ કર્તાને એ મર્યાદા જ અભિપ્રેત હતી એમ લાગે છે. એકંદર રીતે જોઈએ તો કવિતારીતિ પરના કર્તાના ઘણાખરા અભિપ્રાયો—છંદ, અલંકાર, પ્રાસ, ગેયતા, શબ્દલાલિત્ય, ચિંતનપ્રધાનતા ઇત્યાદિ વિશેના—તેમની કવિતાઓ પરત્વેનાં ટિપ્પણ આદિમાં સમાવિષ્ટ થઈ જાય છે.

'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના' (ભોગીલાલ સાંડેસરા) એ પુસ્તિકા એમ દર્શાવી આપવા માટે તૈયાર કરવામાં આવી છે કે ગુજરાતી ભાષાના આરંભકાળથી માંડીને દયારામ સુધીના સાહિત્યમાં અક્ષરમેળ વૃત્તોની રચના ન્યૂનાધિક અંશે થયા કરતી હતી. જૂની ગુજરાતી કવિતા સુગેય ઢાળો અને દેશીઓની અંદર જ બંધાઈ રહી હતી એવી એક માન્ય-

તાનું નિરસન કરવા લેખકે દૃષ્ટાંતો સાથે આ અભ્યાસપૂર્ણ નિબંધની રચના કરી છે.

'સાહિત્યસમીક્ષા' તથા 'વિવેચનમુકુર' (વિશ્વનાથ મ. ભટ્ટ) : વિવેચન-લેખોના એ બેઉ સંગ્રહોમાં લેખકનો તલસ્પર્શી અભ્યાસ, સમતોલ ન્યાય-દૃષ્ટિ, ઉચ્ચ અભિરુચિ, સૌંદર્યપરીક્ષક દૃષ્ટિ અને સતત સમતલ જાગ્રત-દારીનું ભાન પ્રકટ થતાં રહે છે. દલપત, નર્મદ, નરસિંહરાવ, બળ-વંતરાય, નરશંકર, ખબરદાર વગેરે સાહિત્યકારોનાં સર્જનોની મુલવણીમાં તથા વાર્ષિક ગ્રંથસમીક્ષાઓમાં તે પૂરતા વિસ્તાર સાથે પોતાની દૃષ્ટિની છાપ ઉપસાવે છે અને એ દૃષ્ટિ પાછળ રહેલી વિદ્વાનોની અનુમતિ દ્વારા તેનું સમર્થન કરે છે પ્રસંગોપાત્ત તે કડુભાષી પણ બને છે પરંતુ તેમ કર-વામાં વિવેચક તરીકેની શુદ્ધ કર્તવ્યનિષ્ઠા તેમને દોરતી હોય છે. સાહિત્યના સમદર્શી અને તલસ્પર્શી વિવેચનોમાં આ બેઉ ગ્રંથો પ્રથમ કોટિમાં આવે તેવા છે.

'જીવનભારતી' (કાકા કાલેલકર) મા લેખકના સાહિત્યવિષયક લેખો અને વ્યાખ્યાનોનો સંગ્રહ કરવામા આવેલો છે અભ્યાસ, ચિંતન અને વિશેષ તો પ્રત્યેક સાહિત્યકૃતિને જીવનદૃષ્ટિએ મુલવવાની તેમની વિવેચન શૈલી આમાના પ્રત્યેક લેખની વિશિષ્ટતા છે. સાહિત્યવિવેચનાની તત્ત્વ-ચર્ચા અને કેટલાક ગુજરાતી પુસ્તકોનાં તેમણે લખેલાં પરિચય, પ્રસ્તાવના, સમીક્ષા વગેરે પ્રકાર તેમની બહુશ્રુતતા અને જીવનદર્શનનો સરસ રીતે પરિ-ચય કરાવે છે આ લેખોમા લેખકનું પાંડિત્ય દેખાઈ આવે છે, પરન્તુ પાંડિત્યનો વિનિયોગ તેના પ્રભાવ દર્શન માટે નહિ, કથયિતવ્યને મૂર્ત બનાવવા માટે કરવામા આવ્યો છે, એટલે એ લલિત પ્રાસાદિક શૈલી ગદ્યની ચારુતામા ઉમેરો કરે છે

'વિવેચના' (વિષ્ણુપ્રસાદ ત્રિવેદી)માના ગ્રંથવિવેચનો તેમ જ ગ્રંથકારો ની સાહિત્યશૈલી વિશેના સંદર્શનો વેધક દૃષ્ટિથી સ્વારસ્યને તારવીને સુઘટિત સંક્ષેપમા રજૂ કરાયેલા છે તેમાં દીર્ઘસૂત્રિતા નથી હોતી, વિશેષાંશે તાત્ત્વિકતા હોય છે. પરિણામે તેમા વિવેચનના ચિરજીવી તત્ત્વો સાંપડે છે, પરન્તુ એ વિવેચનોનો સાચો પ્રસાદ પૃથક્કરણશક્તિ કે ભાવગ્રાહક શક્તિવાળો અધિકારી વાચક જ પામી શકે તેવી લેખકની શૈલી છે.

'અખો એક અધ્યયન' (ઉમાશંકર જોશી) - સશોધન, અધ્યયન અને વિવેચન એ ત્રણે પ્રવૃત્તિઓનો સુમેળ આ ગ્રંથમા સધાયો છે અખાના જીવન અને સાહિત્યનુ મૂલ્યાંકન સશોધકની ઝીણી અને વિવેચકની ક્રાન્ત

દૃષ્ટિથી કરવામાં આવ્યું છે, અને કેટલીક પ્રચલિત માન્યતાઓને ઇતિહાસ દૃષ્ટિએ કરીને સુધારી કે નિવારી છે. અખાની એક તત્ત્વજ્ઞાની કવિ તરીકેની તેજસ્વી મૂર્તિનો સાક્ષાત્કાર તે કરાવે છે. અખાની સુપ્રસિદ્ધ 'અખે ગીતા'નું વિવેચન રસભર્યું છે આપણા જૂના કવિઓના સાહિત્યિક જીવનના સ્વતંત્ર વિવેચનગ્રંથોને માટે આ ગ્રંથ એક નમૂનો પૂરો પાડે તેવો બન્યો છે.

'લોકસાહિત્ય' (ઝવેરચંદ મેઘાણી): એ લોકગીતોનાં અંતરંગ અને બહિરંગની ચર્ચા કરનારા લેખોનો સંગ્રહ છે, જેમાં લેખકે સંપાદિત કરેલાં લોકસાહિત્યનાં જુદાંજુદાં પુસ્તકોની તેમણે લખેલી પ્રસ્તાવનાઓનો પણ સમાવેશ થાય છે. ભૂતકાળના જીવનને ભાવભરી વાણીમાં મૂર્ત કરનાર લોકસાહિત્યમાંની દૃષ્ટિને તે રસભરિત શૈલીએ પૃથક્કરણપૂર્વક રજૂ કરે છે અને તેમ કરતાં દેશના, પ્રાંતોના અને દુનિયાના દેશોના લોકસાહિત્ય સુધી ફરી વળે છે.

'જીવન અને સાહિત્ય—ભાગ ૨' (રમણલાલ વ. દેસાઈ): સાહિત્યને જીવનદૃષ્ટિએ નિરીક્ષીને લેખકે પ્રાસંગિક વિવેચનો લખેલાં તેનો આ ગ્રંથમાં સંગ્રહ કર્યો છે. લેખકે જુદાજુદાં સાહિત્યક્ષેત્રોમાં—નવલકથા, નવલિકા, નાટક, કવિતામાં સર્જક તરીકે વિહાર કર્યો છે, એટલે તેમનું સાહિત્ય-નિમજ્જન વિશાળ છે. એ વિશાળતા આ લેખોની અંદર પ્રતિબિંબિત થાય છે

'સાહિત્યકલા','કાવ્યકલા' અને 'વિવેચન' (મોહનલાલ પાર્વતીશંકર દવે)-માંના પહેલા ગ્રંથમાં સાહિત્યવિષયક નિબંધોનો સંગ્રહ છે. સાહિત્ય સંબંધી તેમના વિચારોમાં અદ્યતનતા નથી, કારણ કે વીસેક વર્ષો પૂર્વે લખાયેલા લેખો મોટે ભાગે તેમાં છે. બીજા ગ્રંથમાં કાવ્ય અને કલાના સ્વરૂપના કેટલાક પ્રાથમિક સિદ્ધાંતોની વ્યાખ્યાઓ તથા દૃષ્ટાંતો છે. તેમાંના નિબંધોનું મૂલ્ય આજે ઓછું લાગે એ સ્વાભાવિક છે, પરન્તુ જ્યારે તે લખાયા હતા ત્યારે તત્કાલીન સામયિકોમાં કેટલાક લેખો આકર્ષક નીવડ્યા હતા. ત્રીજા ગ્રંથમાં જુદીજુદી સાહિત્યકૃતિઓ પરનાં પ્રાસંગિક વિવેચનો, કેટલાંક વ્યક્તિચિત્રો અને 'ગ્રંથવિવેચનનું સાહિત્ય' એ વિશેનો સરસ નિબંધ છે સુરતના ત્રણ નબરા, કવિ ખબરદાર, રણછોડભાઈ ઉદયરામ ઇત્યાદિની જીવન-રેખાઓ પણ તેમાં છે. બધા લેખોમાં શૈલીની સમાનતા જળવાઈ નથી. કેટલાકમાં પ્રાસંગિકતા પણ છે. કેટલાંક વિવેચનો ઠીક લખાયેલાં છે.

'નવાં વિવેચનો' (નવલરામ ત્રિવેદી): નવલકથાનો વિકાસ, ગુજરાતનું હાસ્ય, નર્મદ-કાન્ત-કલાપી—નાનાલાલનું સાહિત્યિક તથા વૈયક્તિક જીવન, આત્મલગ્નની ભાવના, સાહિત્યમાં નારીજીવન ઇત્યાદિ પંદર લેખોનો આ

સંગ્રહ છે તેમાંના કેટલાક શુદ્ધ વિવેચનના છે તો કેટલાક સાહિત્યના કોઈ વિશિષ્ટ ક્ષેત્ર પરના ઐતિહાસિક દૃષ્ટિપાત કે નિબંધનું સ્વરૂપ ધારણ કરે છે. બધા લેખો સાહિત્યવિષયને જ સ્પર્શે છે અને માહિતીથી ભરપૂર છે.. એ જ લેખકે સંપાદિત કરેલા 'જયંતી વ્યાખ્યાનો'નો ગ્રંથ ગુજરાત સાહિત્ય સભાએ ઊજવેલી જયંતીઓ પ્રસંગેના વ્યાખ્યાનોનો બનેલો છે.- મીરાંબાઈ, અખો, પ્રેમાનંદ, મણિલાલ નભુભાઈ, ધીરો, દલપતરામ, નર્મદ, કવિ બાલ, ગોવર્ધનરામ અને કલાપી વિશેના વ્યાખ્યાનો તેમાં સમાવેલા છે તેમાંના કેટલાંક ઉત્તમ પ્રકારના છે 'વ્યાખ્યાન' તરીકેના શિથિલ અંશોને ગાળી કાઢીને અને ટિપ્પણ ઉમેરીને સંપાદકે વ્યાખ્યાનોની સુવાચ્યતા સાધી આપી છે.

'જૂઈ અને કેતકી' (વિજયરાય વૈદ્ય) : એ વિવેચનો, અવલોકનો તથા પુસ્તકોની ટૂંકી-મોટી નોંધોનો સંગ્રહ છે. વિવેચનોમાંના કોઈ રૂઢ તો કોઈ અરૂઢ શૈલીનાં પણ છે. ગ્રંથોના બધાં પાસાં સમભાવપૂર્વક અવલોકીને લખાયેલાં સ્વસ્થ વિવેચનો થોડાં છે. લેખકના ચિત્ત પર કોઈ નોંધપાત્ર વીગત ઝિલાઈ જાય છે ત્યારે તે તેને ઝડપી લઈને ત્યાં ઊંડું અવગાહન કરે છે અને તે દ્વારા જે કાંઈ મળે તે તારવી આપે છે.

'સાહિત્યદર્શન' (શંકરલાલ ગ. શાસ્ત્રી)ના પ્રથમ ખંડમાં અભ્યાસ, અવલોકન અને ચિંતનના ફળરૂપ પત્રરૂપે લખેલા સાહિત્યવિષયક લેખો છે. વિદ્યાર્થિવર્ગને સંબોધીને એ પત્રો લખાયા છે. બીજા ખંડમાં પ્રેમાનંદ, શામળ, કૃષ્ણલાલ ઝવેરી, બળવંતરાય ઠાકોર, રમણલાલ દેસાઈ અને લલિતના પરિચયાત્મક લેખો છે. આ રેખાચિત્રોમાં સમતોલતા અને સ્વસ્થતાનો સુમેળ છે.

'મીઠી નજરે' (ધનસુખલાલ મહેતા)માં ચિત્રકલા, નૃત્ય અને અભિનયના વિવેચનો સંગ્રહ્યા છે, તે લેખકની રસપરીક્ષક દૃષ્ટિનો પરિચય કરાવે છે

'પરાગ' (વ્યોમેશચંદ્ર પાઠક) એ હળવી શૈલીમાં લખાયેલા વિવેચન લેખો અને બીજા નિબંધોનો સંગ્રહ છે.

'ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો' (સ્વ. ડાહ્યાભાઈ દેરાસરી)માં પંદરમીથી ઓગણીસમી સદી સુધીમાં હિંદી લખનારા ગુજરાતી કવિઓની માહિતી આપવામાં આવી છે.

'સાહિત્ય અને પ્રગતિ' (ભાગ્ની સાહિત્યસંઘ) સાહિત્યમાં પ્રગતિ શાધના કઈ, તેનું કોઈ સ્પષ્ટ ધોરણ કિંવા વ્યાખ્યા નક્કી કરવાના હેતુપૂર્વક આ ગ્રંથના ૭ સંપાદકોએ મંથન કરેલું અને પછી જુદાજુદા ગ્રંથકારોને પરિપત્ર મોકલીને 'સાહિત્ય અને પ્રગતિ' વિશેના તેમના વિચારો

જાણવા માંગેલા આ ગ્રંથમાં એના નીમેલ લેખકોના અભિપ્રાયો ઉતારવામાં આવ્યા છે. તે ઉપરાંત સંપાદકોએ સ્વદૃષ્ટિએ પ્રગતિશીલ એવી કથાઓ અને નિબંધો આપેલા છે એક જ દૃષ્ટિપૂર્વક અનેક કલમોએ ફાળો આપીને નિપજાવેલો આ ગ્રંથ સાહિત્ય પ્રતિની દૃષ્ટિની નવીનતાને કારણે મહત્ત્વવાન લેખાય તેવો છે

'ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી', (૧૯૩૭ થી ૧૯૪૦)મા પ્રત્યેક વર્ષના 'ગ્રંથસ્થ વાઙ્મય'ની સમીક્ષા ઉપરાંત સભામાં પ્રત્યેક વર્ષે, દરમ્યાન અપાયેલા વ્યાખ્યાનો સંગ્રહેલા છે સાહિત્યના વાર્ષિક વિવેચનોમાં આ કાર્યવહીના ગ્રંથોએ મોખરાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે પ્રત્યેક વર્ષે જુદાજુદા વિદ્વાન વિવેચકોને સમીક્ષાનું કાર્ય સોંપવામાં આવે છે અને તેથી સમીક્ષાને અંગે તે તે વિવેચકોના મંતવ્યો, અભ્યાસનો વિસ્તાર અને ગુજરાતી સાહિત્યની વિવિધ પૂર્ણતાન્યૂનતા વિશેના અભિપ્રાયો જાણવા મળે છે આ રીતે આ પાંચ વર્ષોમાં ડોલરરાય માંકડ (૧૯૩૬), અનંતરાય રાવળ (૧૯૩૭), મજુભાઈ મજમુદાર (૧૯૩૮), વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા નગરાય દેસાઈ (૧૯૩૯) અને રવિશંકર જોશી (૧૯૪૦) એ પાંચ – બધાએ જુદીજુદી કૉલેજોના ગુજરાતીના પ્રાધ્યાપકોએ આ સમીક્ષાઓ લખીને ગુજરાતી સાહિત્યનો વિસ્તાર તથા ઊંડાણનાં સરવૈયાં સમભાવપૂર્વક આપ્યા છે અને વાચકો તથા અભ્યાસીઓને સાહિત્યના રસાસ્વાદન માટે માર્ગદર્શન કરાવ્યું છે. પાંચ વર્ષોમાં આશરે કોઈ હજાર ગ્રંથો એ સમીક્ષકોની દૃષ્ટિ હેઠળથી પસાર થઈ ગયા છે આ વિશે એક નોંધવાજોગ ત્રુટિ એ જણાય છે કે સમીક્ષકોને જે ગ્રંથો સમીક્ષા માટે મળે તેનું જ અવલોકન તે કરી શકે છે અને પરિણામે કેટલીક સારી કૃતિઓ સમીક્ષકની દૃષ્ટિ બહાર રહી જાય છે સમિતિ તેવી કૃતિઓની નોંધ રાખીને કોઈ પણ રીતે મેળવી–વાંચીને તેને ન્યાય આપ્યો હોય તો આ સમીક્ષાઓની એ પ્રકારની ઊણપ ટળી જાય. નાનાનાના પાઠ્ય પુસ્તકો કે અભ્યાસના પુસ્તકોની ગાઈડો અને નોટો પણ કોઈ કોઈ વાર સમીક્ષામાં આવી જાય છે. તેવી કૃતિઓનું શિક્ષણદૃષ્ટિએ મૂલ્ય હોઈ શકે–સાહિત્યદૃષ્ટિએ નહિ, તેથી તેમને ગાળી નાખનારી સમીક્ષક ઉપરનો વૃથા ભાર દૂર થવા પામે અને તેટલા પૂરતી ગુણવત્તા સમીક્ષામાં ઉમેરાય સમીક્ષા ઉપરાંત આ કાર્યવહીઓમાં સાહિત્ય સાથે સંબંધ ધરાવનારા જે વ્યાખ્યાનો આપવામાં આવેલા છે તેમાંના ઘણાખરા વિવેચન તથા નિબંધસાહિત્યમાં સારો ઉમેરો કરનારા છે

'આપણું વિવેચનસાહિત્ય' (હીરા મહેતા) એ વિવેચનસાહિત્ય

ઉપર વિવેચન કરનારો ગ્રંથ છે. કવિ નર્મદથી માંડીને મુનશી અને પાઠક સુધીના સાહિત્યકારોનાં કાવ્યાદિ કલાનો તથા તેમના વિવેચનોના સિદ્ધાન્તો સંબંધી મંતવ્યોનું નિરૂપણ તેમાં કરેલું છે. સમકાલીન વિવેચકોને તેમાં બરાબર ન્યાય નથી મળ્યો. તેની મર્યાદા અને ઊણપો છતાં આ પ્રકારનો તો આ પહેલો જ ગ્રંથ છે એટલું નોંધવું જોઈએ.

---

## જીવનચરિત્ર

જેને સાચા અર્થમાં જીવનચરિત્ર કહી શકાય, તેવાં પુસ્તકો બહુ થોડાં લખાય છે, એટલે એ પ્રકારનું સાહિત્ય આપણે ત્યાં પૂરતું નથી અને પૂરું ખીલ્યું પણ નથી. પરદેશીય વીરો અને મહાનુભાવ વ્યક્તિઓનાં જીવનચરિત્રો ઇતર ભાષાઓમાંથી ઉતારાઓમાં આવેલાં છે, જેમાંનાં કેટલાંક સારી કોટિનાં છે; પરન્તુ જે સ્વદેશીય વીરો, નેતાઓ, વિદ્વાનો, મહાનુભાવો ઇત્યાદિનાં જીવન લખાયાં છે તેમાં અનેક પ્રકારના પ્રયોગો થયેલા છે. તેમાં એક પ્રકાર અણીશુદ્ધ જીવનકથાનો છે, બીજો આત્મકથાનો છે, ત્રીજો સ્મરણલેખોના સંગ્રહરૂપે જીવનવૃત્તાંત રજૂ કરવાનો છે, ચોથો સંક્ષિપ્ત જીવનરેખાઓ આંકી આપવાનો છે અને પાંચમો અહોભાવયુક્ત પ્રશસ્તિકથાઓનો છે. આ બધા પ્રકારોનાં સ્વદેશી અને વિદેશી મહાનુભાવોનાં મૌલિક તથા અનુવાદિત એવાં પચીસેક નાનાં-મોટાં જીવનકથાનકો આ પાંચ વર્ષમાં બહાર પ્રસિદ્ધ થયાં છે. માહિતીની સુઘટિત ગોઠવણી, સંશોધન આદિની ખંત, કથાનાયક અને તેનાં પરિચયી પાત્રોનું સહજ આલેખન, પાત્રોના માનસનો વેધક અભ્યાસ અને જીવનપ્રસંગોના અનુસંધાન માટેની ભૂમિકાનું યોગ્ય ચિત્રણ: એ બધા દ્વારા જીવનકથાનું લેખન અત્યંત શ્રમની અપેક્ષા રાખે છે; એવાં સુપ્રસિદ્ધ મૌલિક જીવનચરિત્રો ઓછાં લખાયાં છે. અનુવાદ કે તારવણી દ્વારા તૈયાર કરેલી જીવનકથાઓ કે જીવનરેખાઓના સંગ્રહો વિશેષ પ્રમાણમાં થયાં છે.

પુસ્તક છે. ઐતિહાસિક, સામાજિક અને ધાર્મિક વાતાવરણની જે ભૂમિકા હેમચંદ્રને પ્રાપ્ત થઈ હતી તેના વિસ્તૃત પટ ઉપર લેખકે પાથરેલું એ જીવન વધારે દીપી નીકળે છે. હેમચંદ્રાચાર્યની કેટલીક અલૌકિક જીવનઘટનાઓ માનનારી જૈન સાંપ્રદાયિકતાને લેખકે વૈજ્ઞાનિક રીતે ઘટાવવાનો યત્ન કર્યો છે ત્યાં ચરિત્રનાયકની અતિમાનવતા દેખાય છે. 'હેમચંદ્રાચાર્યનું શિષ્યમંડળ' (ભોગીલાલ જ. સાંડેસરા) એ એ જૈનાચાર્યના શિષ્યો સંબંધી પ્રાચીન ગ્રંથોમાંથી તારવેલી માહિતીની પુસ્તિકા છે.

'બાપુ' (ઘનશ્યામદાસ બિરલા). લેખકે ગાંધીજી સાથેના પચીસ વર્ષના સમાગમ દરમિયાન એમની નજીકથી કરેલા અભ્યાસના ફળરૂપ આ પુસ્તક છે. ગાંધીજીના જીવનના પોતાને પરિચિત પાસાઓનું બયાન સારગર્ભ શૈલીથી આપવામાં આવ્યું છે. લેખકે ગાંધીજીના વ્યક્તિત્વનું તારતમ્ય કાઢ્યું છે તેમાં વણિકની દૃષ્ટિની ઉણપોનું પણ પ્રતિબિંબ છે અને તેથી ગાંધીજી પ્રત્યેનો તેમનો અહોભાવ પણ કેટલેક અંશે ઉતર્યો છે. ગાંધીજીના જીવનનો પચીસ વર્ષનો ખંડ એ પુસ્તકમાં આલેખાયો છે તેવો બીજો ખંડ—ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના એકવીસ વર્ષના જીવનને લગતો ખંડ—'ગાંધીજીની સાધના' (રાવજીભાઈ મણિભાઈ પટેલ)માં આલેખાયો છે. પ્રાસાદિક શૈલી, ચિંતનીય પ્રસંગકથાનકો અને ગાંધીજીના કેટલાક પત્રો એ બધું સારી પેઠે રસ નિભાવી રાખે છે.

'કવિવર રવીન્દ્રનાથ ઠાકુર' (કાન્તિલાલ મ. શાહ) એ એ કવિવરના જીવન અને કવનનો પરિચયાત્મક ગ્રંથ છે એટલે તેમાં જેવી રીતે તેમના જીવનની માહિતી અપાઈ છે તેવી રીતે તેમના સાહિત્યની સૌરભનો પણ અહોભાવયુક્ત પરિચય આપ્યો છે. કાકા કાલેલકરનો પ્રસ્તાવનાલેખ ગ્રંથની દીપ્તિમાં ઉમેરો કરે તેવો છે.

'એ ખુદાઈ ખીદમતગાર' (મહાદેવ દેસાઈ) સરહદ પ્રાંતની પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસભૂમિકાની વચ્ચે બે પઠાણ નરવીરો ખાન અબ્દુલ ગફારખાન (સરહદના ગાંધી) અને તેમના મોટા ભાઈ ડૉ. ખાનસાહેબ એ બેઉ વીરોની આ રોમહર્ષણ કથા છે. જીવનના નાનામોટા પ્રસંગોને તેમાં સરસ રીતે ગૂંથી લેવામાં આવ્યા છે.

'ભારતસેવક ગોખલે' (જુગતરામ દવે) એ ગોપાલ કૃષ્ણ ગોખલેના જીવનપ્રસંગોમાં વિગતોની વિશેષતા કરતાં ચૂંટી કાઢેલા પ્રસંગોનું નિરૂપણ ધાર રસમય શૈલીથી કરવામાં આવ્યું છે, અને કથાનાયકનું દેશસેવામય માનસ દીપી નીકળે છે.

'[illegible] સુભાષ' (ગુણવંતરાય આચાર્ય) એ હરિપુરાની રાષ્ટ્રીય

મહાસભાને પ્રસંગે લખાયેલી સુભાષબાબુની સંક્ષિપ્ત જીવનકથા છે અને તેજસ્વી શૈલીથી લખાયેલી છે. 'સુભાષચંદ્ર' (સંપાદક કકલભાઈ કોઠારી)માં સુભાષબાબુના વિચારો તેમનાં ભાષણો તથા પત્રોમાંથી તારવીને તેમના રાષ્ટ્રીય માનસનો પરિચય કરાવવામાં આવ્યો છે.

'કાઠિયાવાડના ધડવૈયા' (નિરંજન વર્મા અને જયમલ પરમાર)માં વઢવાણના તેજસ્વી કર્મયોગી મુનાનો મોતીલાલ દરજી, ચમનલાલ વૈષ્ણવ અને ફૂલચંદ શાહ એ ત્રણના જીવનચરિત્ર રસભરી અને પ્રેરણાત્મક શૈલીથી લખવામાં આવ્યા છે.

'અમારા ગુરુદેવ' (સુશીલ) : જાણીતા સ્વ. જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિના જીવનના આ સંસ્મરણો છે, પરંતુ તેમાંથી એ મહાન ધર્મગુરુની મુખ્ય જીવનરેખાઓ, તેમનો વિદ્યાપ્રેમ, શિક્ષણ તથા સાહિત્ય પ્રત્યેનો તેમનો પક્ષપાત, તેમની ચારિત્ર્યવિશુદ્ધિ આદિ અનેક શક્તિઓનો પરિચય થાય છે. સાંપ્રદાયિકતાથી દૂર રહીને લેખકે એ પ્રભાવક પુરુષનો પરિચય રસભરિત શૈલીએ કરાવ્યો છે.

'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકલા' (ગોવર્ધનભાઈ પટેલ) : એ શ્રીમદ્ રાજચંદ્રના આધ્યાત્મિક જીવનને અનન્ય ભક્તની દૃષ્ટિએ આલેખી બતાવનાર એક વિસ્તૃત જીવનચરિત્ર છે.

'ચંદ્રગુપ્ત મૌર્ય' (ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય)માં સમ્રાટ્ ચંદ્રગુપ્ત મૌર્યના રાજત્વનો, તેનાં પરાક્રમોનો અને તાત્કાલીન પ્રજાજીવન તથા સંસ્થાઓનો પરિચય સંક્ષેપમાં આપેલો છે.

'સ્મરણયાત્રા' (કાકા કાલેલકર)માં લેખકે પોતાની બાળવયના સંભારણા આલેખ્યા છે એ આત્મકથા નહિ હોવા છતાં લેખકે આત્મપરીક્ષણ કરીને પોતાની બાળવયની વિલક્ષણતાઓ, ત્રુટિઓ અને વિશિષ્ટતાઓ એવી રીતે આલેખી છે કે સાહેજે કિશોરો અને કુમારોને માટે એક બોધક જીવનકથા બને તેમાંની હાસ્યગંભીરતા વાચનને રોચક બનાવે તેવી છે.

'મારી હકીકત-ભાગ ૨' (કવિ નર્મદ) એ 'ઉત્તર નર્મદચરિત્ર' છે નર્મદના વિસ્તૃત જીવનચરિત્ર માટે વિશિષ્ટ રેખાઓ પૂરી પાડે તેવી સંશોધિત માહિતી તેમાં સંગ્રહેલી છે.

'જીવનસંભારણાં' (શારદાબહેન મહેતા) : પચાસ વર્ષના જીવનપટ પર પથરાયેલા આ સંસ્મરણો લેખિકાના વ્યક્તિત્વની આસપાસ પરિભ્રમણ કરે છે, છતાં વસ્તુતઃ ગુજરાતની સ્ત્રીજાગૃતિની કથા કહી રહ્યા હોય છે. કૌટુંબિક જીવનમાં રહીને પણ એક સંસ્કારી નારી નિજ અસ્તિત્વને સમૃદ્ધિને માટે

કેવી રીતે ઉપયોગી બનાવી શકે તેનું પ્રેરક દર્શન પણ આ સંસ્મૃતિઓનો સંગ્રહ કરાવે છે. નિરાડંબર, નિખાલસતા અને સંયમ એ એના લેખનના મુખ્ય ગુણો છે.

'મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી' (સં. પુષ્પલતા પંડ્યા): નિબંધો, વાર્તાઓ, કવિતાઓના વિવિધ પ્રયોગો કરનાર સ્વ. કનુભાઈ દવેનાં જીવન-સંસ્મરણોનો આ સંગ્રહ છે. તેમાં નિખાલસતા, ઊર્મિશીલતા અને સારાં-માઠાં સંવેદનોની છાપ છે.

'દી. બા. રણછોડભાઈ ઉદયરામ શતાબ્દી સ્મારક ગ્રંથ' અનેક લેખકોના સહકારથી તૈયાર થયેલો છે. 'રણપિંગળ'ના લેખક, 'રાસમાળા'ના અનુવાદક, 'લલિતા દુઃખદર્શક' આદિ નાટકોના રચયિતા અને બીજા સંખ્યાબંધ ગ્રંથોના કર્તા દી. બા. રણછોડભાઈ ઉદયરામનું આંતર જીવન તેમના સાહિત્યાનુરાગથી જ પ્રકટ થાય છે. આ ગ્રંથમાં તેમના જીવનનાં અને તેમની કૃતિઓનાં સંસ્મરણો દ્વારા તે સમયના વાતાવરણની વચ્ચે તેમનું સાહિત્ય-રસિક વ્યક્તિત્વ ઊપસી આવતું જોઈ શકાય છે.

'ગિજુભાઈને સ્મરણાંજલિ' (સં. નાનાભાઈ ભટ્ટ તથા તારાબેન મોડક): બાલશિક્ષણશાસ્ત્રી સ્વ. ગિજુભાઈના અવસાન પછી તેમનાં સગાં, સ્નેહીઓ, વિદ્યાર્થીઓ અને સહકાર્યકર્તાઓએ લખેલા ૬૦ સ્મરણલેખોનો આ સંગ્રહ છે. તેમાં ગિજુભાઈના જીવનકાર્યની, તેમના વાત્સલ્યની, તેમની પ્રયોગ-સાધનાની અને તેમના વ્યક્તિત્વની પિછાન આપતા લેખો મળી રહે છે. સમાન વાતોનું થોડું પુનરાવર્તન પણ થાય છે. સળંગ જીવનચરિત્ર માટેની સામગ્રીરૂપ આ સંગ્રહ બન્યો છે.

'પંડ્યાજીને સ્મરણાંજલિ' (સં. શંકરલાલ પરીખ)માં પ્રસિદ્ધ રાષ્ટ્ર-કાર્યકર્તા સ્વ. મોહનલાલ પંડ્યાની સંક્ષિપ્ત જીવનકથા સાથે તેમને આપવામાં આવેલી ભાવાંજલિઓ છે.

'દુર્લભ જીવન' (સં. શાન્તિલાલ વનમાળી શેઠ): શ્રી દુર્લભજી ત્રિભુવનદાસ ઝવેરીના સ્મરણાર્થે જુદાજુદા લેખકોએ તેમને આપેલી અંજલિ, તેમના પરિચયનાં સંસ્મરણો અને તેમની વિવિધ પ્રવૃત્તિઓનું દર્શન આ પુસ્તક કરાવે છે. સ્થા. જૈન સમાજના એક સહૃદય દષ્ટિવાળા સજ્જન, ખંતીલા કાર્યકર, સંસ્કારી વ્યક્તિત્વવાળા એ હતા એવી છાપ આ પુસ્તકમાંની વીગતો પાડે છે.

'કવિચરિત ભાગ ૧-૨' (કેશવરામ કાશીરામ શાસ્ત્રી): સંશોધકની છાજે તેવી ચીવટ અને નિષ્પક્ષપાતયુક્ત રીતે મધ્ય કાળના ગુજરાતી

કવિઓનાં જીવન સંબંધી મળી શકે તેટલી માહિતી આ બેઉ ભાગોમાં આપી છે. એ કાળની કવિતા, સાહિત્ય, વિચારસરણી તથા જીવનકળાના ઇતિહાસ માટેનુ સુંદર પ્રાથમિક કાર્ય આ ગ્રંથોદ્વારા ઉપલબ્ધ થયું છે. પ્રથમ ગ્રંથમાં ૪૦ કવિઓનો અને બીજા ગ્રંથમા ૬૨ કવિઓનો પરિચય આપ્યો છે. વિક્રમની આઠમી સદીના પ્રારંભિક કાળના કવિઓ સુધી આ ચરિતો પહોંચ્યા છે.

'સાહિત્યને ઓવારેથી' (શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી)માં વર્તમાન યુગના ચૌદ સાહિત્યસેવિઓના રેખાચિત્રો છે. તેમાં મહાનુભાવનિર્ભર્યુ ગુણદર્શન છે, પરન્તુ નરી પ્રશસ્તિ નથી એટલી તેની વિશેષતા છે. સાહિત્યકાર, સહૃદયસ્થ, અભ્યાસી અને સંસ્કારપ્રેમી તરીકે એ ચરિત્રનાયકો કેવા દેખાય છે તે લેખકે સમભાવપૂર્વક દર્શાવ્યુ છે.

'ગુરુને કાજે' (ઉમાશંકર ઠાકર): ગુરુને માટે અને ગુરુની આજ્ઞાથી પુરાણ-ઇતિહાસમા શિષ્યોએ કરેલા સાહસોની અને તેમના ગુરુપ્રેમની આ કથાઓ છે. ચારિત્ર્યઘડતરમા પ્રેરક બને તેવી રીતે તે લખાઇ છે. શ્રીકૃષ્ણ, ઉપમન્યુ, કર્ણ, એકલવ્ય, કુમારપાળ, કબીર, શિવાજી વગેરેના શિષ્યત્વના પાસાને બધી કથાઓ સ્પર્શે છે.

'પ્રતાપી પૂર્વજો' (દુર્લભજી ધરમશી ગંપટ): વર્તમાન યુગના પ્રતાપી જૈન પુરુષોનાં જીવનકથાનકોનો આ સંગ્રહ છે. વિશેષતા એ છે કે એક જૈનેતર લેખકે શ્રમ અને સંશોધનપૂર્વક તે નિરૂપેલા છે

'મહાન મુસાફરો' (મૂળશંકર ભટ્ટ)માં દક્ષિણાપથમા વસાહત કરનાર આર્ય ઋષિ અગસ્ત્યથી માંડીને એવરેસ્ટના હિમશિખરો પર ચડાઇ માંડનાર સાહસવીરોની પ્રોત્સાહક જીવનકથાઓ આપવામા આવી છે.

'ભારતના વૈજ્ઞાનિકો' (રેવાશંકર સોમપુરા)માં ચરક, સુશ્રુત, પતંજલિ, અગસ્ત્ય, વરાહમિહિર, નાગાર્જુન અને ભાસ્કરાચાર્ય એ ભારતના પ્રાચીન વૈજ્ઞાનિકો તથા અર્વાચીન વૈજ્ઞાનિકો જેવા કે ઝંડુ ભટ્ટ, ગજ્જર, જયકૃષ્ણ ઇંદ્રજી, જગદીશ બોઝ, પ્રફુલ્લચંદ્ર રૉય, રામન વગેરેનાં સંક્ષિપ્ત જીવનચરિત્રો અને તેમના મહત્ત્વના સંશોધનો સરળ શૈલીમા આપ્યાં છે.

'મહાસભાના પ્રમુખો' (સોમાભાઇ પટેલ) ઇ સ ૧૮૮૫ થી ૧૯૩૭ સુધીના રાષ્ટ્રીય મહાસભાઓના પ્રમુખોની સામાન્ય જીવનરેખાઓ અને તેમના ચિત્રો એમાં સંગ્રહેલા છે

'ગ્રંથ અને ગ્રંથકાર: ગ્રંથ ૮ મો' (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી)મા દિવંગત અને વિદ્યમાન ૨૭ ગ્રંથકારોના સંક્ષિપ્ત ચરિત્ર આપેલા છે. આ

ગ્રંથોમાં મળીને ૩૪૦ ગુજરાતી ગ્રંથકારોની જીવનનોંધો એ રીતે પ્રાપ્ત થાય છે

'રામચંદ્ર દત્ત' (કાન્તિભાઈ ગ. મહેતા) એ રામકૃષ્ણ પરમહંસના એક તેજસ્વી શિષ્યની કથા છે 'મા શારદા' (સ્વામી જયાનંદ) અને 'શ્રી માતાજી' (રત્નેશ્વર ભવાનીશંકર) એ બેઉ શ્રી રામકૃષ્ણ પરમહંસના–પૂર્વાશ્રમના ગૃહ ધરના સહધર્મચારિણી શ્રી શારદામણિ દેવીનું સંક્ષિપ્ત જીવન આપે છે 'શ્રી મહર્ષિ' (નિરંજનાનંદ સ્વામી) એ મદ્રાસના રમણ મહર્ષિની પ્રભાવદર્શિકા કથા છે. 'શ્રી નાથચરિતામૃત' (આનંદાશ્રમ–બીલખા)મા શ્રી નથુરામ શર્માનો ધાર્મિક જીવનવિકાસ રસભર શૈલીએ આલેખ્યો છે.

'ઝાંસીની રાણી' (ખડેરાવ પવાર) એ કથાનાયિકાનુ વીરત્વ દાખવતી નાની પુસ્તિકા છે. 'વિમાની ગીતાબાઈ' (સ્ત્રીશક્તિ કાર્યાલય)મા એક મહા રાષ્ટ્રીય મહિલાએ પોતાના ઘર ઉપર થઈને દરરોજ ઊડતું વિમાન જોઈને વિમાની બનવાની મહત્ત્વાકાંક્ષા સેવેલી તે કેવા યત્નથી અને ખંતથી પૂરી કરી તેનો પ્રેરણાદાયક વૃત્તાંત છે 'મકરિયો નીડર' (રામચંદ્ર ઠાકુર) એ સ્વ ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટની અને 'મૌ મહમદઅલી' (ગરીબ) એ જાણીતા મુસ્લીમ રાષ્ટ્રીય નેતાની ગુણાનુરાગી નાની જીવનકથાઓ છે

## વિદેશ

'એક સત્યવીરની કથા' (ગાંધીજી)મા સત્યાગ્રહી સાક્રેટીસે પોતાનો ઘાત થયા પૂર્વે બચાવમા આપેલા ભાષણોની પ્લેટોએ લીધેલી નોંધનો સાર સચોટ અને માર્મિક વાણીમા આપવામા આવ્યો છે.

'મારુ જીવન અને કાર્યક્ષેત્ર' (રમણલાલ વ દેસાઈ) એ આત્મકથામા સુપ્રસિદ્ધ અમેરિકન કોટયધિપતિ હેનરી ફોર્ડ પોતાના જીવનપ્રસગો રજૂ કરીને જીવનકલાવિષયક કેટલાક પ્રેરણાત્મક નક્કર સત્યો દર્શાવે છે પુસ્તક સુવાચ્ય બન્યુ છે

'રૂપરાણી' (વજુ કોટક) વીસમી સદીની પહેલી પચ્ચીસીમા પોતાના નૃત્યો વડે જગરો ઊહાપોહ મચાવનારી કલારાણી ઈસાડોરા ડિંકનની એ આત્મકથા છે. 'નૃત્યના હાવભાવમાથી માનવીની પવિત્રતા અને સૌન્દર્યનું જ્ઞાન આપવા હું આવી છુ'- એવી જીવનભાવના સાથે નાયિકાના મનો મથનો અને અનુભવોનો સમન્વય તેમા વાચનીય બને છે અનુવાદમા કાંઈક શિથિલતા છે

'બળવાખોર પિતાની નસીબ' (કકલભાઈ કોઠારી) આયર્લાંડના શહીદ જેમ્સ કોનોલીની પુત્રી નોરાએ લખેલી પોતાના પિતાની આ જીવનકથા છે. ટૂંકા શબ્દચિત્રો ભાવવાહક બન્યા છે તેમા લેખિકાનો પિતૃપ્રેમ ઓતપ્રોત

નણાયાં છે. કોનોલીનો જીવનસંગ્રામ અને શ્રી ઇંદુલાલ યાજ્ઞિકનો લેખ 'પ્રેરણા' એ શબ્દચિત્રોમાં રહેલી ચરિત્રકથાની ઊણપને પૂરી કરે છે

'કમાલ પાશા' (રમણિકલાલ દલાલ): તુર્કીના રાષ્ટ્રવિધાયક મુસ્તફા કમાલની આ જીવનકથામાં તેના જીવનના પ્રસંગોને ઐતિહાસિક તથા ભૌગોલિક પરિસ્થિતિની પછીત પર રસભરિત રીતે આલેખવામાં આવ્યા છે. જીવનની રોમાંચકતા પૂરી રીતે ઊપસી આવે છે એ જ વીર પુરુષનું બીજું જીવનચરિત્ર 'મુસ્તફા કમાલ' (કાન્તિલાલ શાહ) એ નામથી પ્રસિદ્ધ થયું છે એ પણ સળંગ જીવનકથાનો રસ પૂરો પાડતું એક સુવાચ્ય પુસ્તક છે

'જંગીઝખાન' (રમણિકલાલ દલાલ) મોગલ વીર જંગીઝખાનનું આ જીવનચરિત્ર હેરોલ્ડ લેમ્બના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે. જીવનચરિત્ર એક કથાની પેઠે રસપૂર્વક વાંચી જઈ શકાય તેટલું ઉત્કૃષ્ટ છે

'ધીરપૂજા' (મોહનલાલ પાર્વતીશંકર દવે)માં જગતના ચાર મહાન ધર્મોના પ્રતિનિધિઓ મહમદ પેગંબર, માર્ટિન લ્યુથર, મહારાજા અશોક, અને દયાનંદ સરસ્વતીનાં ચરિત્રો આપેલાં છે. આમાંનાં પહેલાં બે ચરિત્ર કાર્લાઈલના લખાણને આધારે અને ત્રીજું વિન્સન્ટ સ્મિથના લેખોને આધારે લખાયેલું છે, પરિણામે તે તે લેખકોની દૃષ્ટિઓ મુખ્યત્વે આ ચરિત્રોમાં ઊતરી છે

'વિભૂતિમંદિર' (અશોક હર્ષ)માં ન્યૂટન, માઝીની, ગેરીબાલ્ડી, કર્નલ લ્હોરેન્સ ઇત્યાદિ આઠ વિદેશીય અને લાલા હરદયાળ તથા ડૉ. કતકર એ બે સ્વદેશીય એમ એકંદરે દસ મહાનુભાવોનાં સંક્ષિપ્ત ચરિત્રો આપ્યાં છે શૈલી તાજગીભરી છે અને કથાની પેઠે રસ પૂરો પાડે છે

'અમર મહાજનો' (શારદાપ્રસાદ વર્મા)માં 'કમાલ આતાતુર્ક અને મુસોલીની'નાં ચરિત્રો આપવામાં આવ્યાં છે જીવનની છૂટક છૂટક પણ પ્રેરક રેખાઓના આલેખનથી પણ સજીવ જીવનચિત્ર ઊપસી આવે છે તેના નમૂના રૂપ આ કથાઓ છે

'વિજ્ઞાનના વિધાયકો' (છોટાલાલ પુરાણી)માં એરિસ્ટોટલથી માંડીને લૉર્ડ કેલ્વિન સુધીના પંદર વિજ્ઞાનવીરોની જીવનકથાઓ તેમનાં સંશોધનો તથા સિદ્ધાંતોની માહિતી સાથે આપવામાં આવી છે આજસુધીના વિજ્ઞાનના વિકાસનો પણ તે ખ્યાલ આપે છે

'કુમિસો-કવૂર' (વિદ્યારામ ત્રિવેદી) એ ઇટાલીનું નૂતન રાષ્ટ્ર સર્જવામાં મહત્ત્વનો ફાળો આપનાર મુત્સદ્દી વીર હતો, તેનું આ નાનું જીવનચરિત્ર ક નન। પોલાકના સર્જક વિસ્મૃદરશીની રોમાંચક જીવનકથા એ

નામે (હરિશ્ચંદ્ર ભટ્ટ) સરળ રીતે લખાઈ છે. રશિયન ક્રાન્તિના એક આત્માની જીવનકથા 'ટ્રોટ્સ્કી' (રતિલાલ મહેતા) રોમાંચક તથા સજીવ શૈલીએ લખાઈ છે. 'એડોલ્ફ હિટલર' (શ્રી એમ. શાહ) એ જર્મન સરમુખત્યાર હિટલરના જીવનની સંક્ષિપ્ત માહિતી આપતી પુસ્તિકા છે. 'માર્ટિન લ્યુથર' (વિદ્યાગમ નં. ૧૭)ની સંક્ષિપ્ત કથામાં ધર્મવિષયક [illegible] જોડવામાં આવ્યો છે.

'યુરોપની ભીતરમાં' (ચંદ્રભાઈ ભટ્ટ) એ સુપ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તક Inside Europe નું ભાષાંતર છે. એમાં જર્મની, ઇટાલી, ઇંગ્લાંડ, રશિયા, આયર્લાંડ અને તુર્કીના આગેવાન રાજપુરુષોના જીવન અને ધ્યેય વિશેની માહિતી રસિક શૈલીથી આપવામાં આવી છે.

---

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

ધર્મોને સાંપ્રદાયિક દૃષ્ટિએ જોઈએ તો પૃથક્ પૃથક્ ધર્મો અને સંપ્રદાયોનાં પરંપરાગત પુસ્તકો અને તેની નવી નવી આવૃત્તિઓ દર વર્ષે મોટા પ્રમાણમાં બહાર પડતી જ રહે છે. સાંપ્રદાયિક કે અસાંપ્રદાયિક જે ધર્મગ્રંથો તાત્ત્વિક કે કાંઈક નવીનતાવાળા છે, વિશિષ્ટ દૃષ્ટિપૂર્વક અનુવાદિત કે સંપાદિત થયા છે તે ઉપર જ આ વિભાગમાં દૃષ્ટિપાત કર્યો છે.

આવાં પુસ્તકોનું આપણું મૌલિક ધન થોડું તથા અનુવાદિત સંપાદિત ધન વિશેષ છે. એ બીજા પ્રકારનું ધન જ ગુજરાતી ધર્મતત્ત્વજ્ઞાનના સાહિત્યની ખરી સમૃદ્ધિરૂપ છે એમ કહી શકાય. આથી એ ખરી સમૃદ્ધિ વડે સાંપ્રદાયિક દૃષ્ટિનો હ્રાસ અને અસાંપ્રદાયિક સમન્વયકાર દૃષ્ટિનો વિકાસ થતો જોઈ શકાય છે. ધર્મ તથા વિજ્ઞાનનો સુમેળ સાધતી દૃષ્ટિ ધર્મચિંતકોમાં વિશેષ ખીલતી જાય છે તેમ તેમ એ સાહિત્ય સાંપ્રદાયિકતાનો કિનારો છોડીને ધર્મની વિશાળ ભાવના તરફ વળતું જાય છે. એનાં ચિહ્નો આ પાંચ વર્ષની એ વિષયની સાહિત્યસમૃદ્ધિ ઉપરથી તારવી શકાય છે. એ દૃષ્ટિ જેટલી પશ્ચિમમાં ખીલી છે તેટલી પૂરતા પ્રમાણમાં હજી આપણે ત્યાં ખીલી નથી; પણ જે કાંઈ અંશે ખીલી છે તેના પરિણામે પ્રાપ્ત થયેલું થોડું પણ મૌલિક અને અનુવાદિત સાહિત્ય ઉચ્ચ કોટિનું છે.

### સામાન્ય ધર્મ

વ્યાપક ધર્મભાવના (ગાંધીજી) આ સંગ્રહ [illegible] રાજકારણ, સમાજ તથા સ્વદેશી જેવા [illegible] પણ ધર્મભાવ

નામાં રોપીને લખાયેલા લેખો સંગ્રહેલા છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સર્વધર્મસમભાવની ઉદાર દૃષ્ટિ ધારણ કરવા એ લેખો શીખવે છે. ધર્માનુરાગી સાધકોની દૃષ્ટિને પવિત્ર અને ઉદાર બનાવવાનો ધર્મગુણ પણ તેમાં રહેલો છે.

'અધ્યાત્મજીવન' (ગજ): જીવનને સંસ્કારી અને ઉન્નત બનાવે તેવી ગુણવત્તા આ ગ્રંથના લેખોમાં રહેલી છે. શ્રી. જિનરાજદાસના અંગ્રેજી લેખોનો એ સુવાચ્ય અનુવાદ છે અને જોકે તેમાંની મુખ્ય દૃષ્ટિ થિયોસૉફિસ્ટ તત્ત્વજ્ઞાનની છે તોપણ થિયોસોફીનો સર્વધર્મસમન્વય ગુણ તેમાં નિતર્યો હોઈને તેને સાંપ્રદાયિક લેખી શકાય તેમ નથી. શ્રી. જિનરાજદાસના જ બીજા પુસ્તક Mysticismનો અનુવાદ 'યોગજીવન' (ભૂપતરાય મહેતા) પવિત્ર આધ્યાત્મિક જીવનના માર્ગો દર્શાવે છે. સામાન્ય યૌગિક ક્રિયાઓથી જ સાચા યોગી બનાતું નથી પરન્તુ માનસયોગની ઉચ્ચ ભૂમિકાએ પહોંચવાથી યોગજીવન જીવી શકાય છે એ આ ગ્રંથનો ધ્વનિ છે.

'માનવધર્મ' (જયન્તીલાલ આચાર્ય): એ રવીન્દ્રનાથ ટાગોરના એક વ્યાખ્યાનનો સુવાચ્ય અનુવાદ છે. ત્યાગ તથા તપશ્ચર્યામાં જ માનવતા રહેલી છે એ તેનો પ્રધાન સૂર છે.

'હિંદી સંસ્કૃતિ અને અહિંસા' (ભાસ્કરરાવ વિદ્વાંસ) શ્રી. ધર્માનંદ કોસંબીના એ નામના મરાઠી પુસ્તકનો અનુવાદ છે. વૈદિક, શ્રમણ, પૌરાણિક અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓની ઐતિહાસિક તુલના કરીને તેમાં ઉત્તરોત્તર વિકસતી રહેલી અહિંસાદૃષ્ટિનો ક્રમિક વિકાસ મૌલિક વિચારણાપૂર્વક રજૂ કરવામાં આવ્યો છે. વિષય ધર્મને સ્પર્શતો હોવા છતાં ઇતિહાસદૃષ્ટિ પ્રધાન છે

'પૂર્ણયોગ નવનીત ભા. ૧-૨', 'પૂર્ણયોગની ભૂમિકાઓ', 'યોગસાધનાના પાયા', 'યોગ પર દૃષ્ટિઓ' અને 'જ્ઞાનપ્રાપ્તિનું દ્વિતીય કેન્દ્ર' (અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી) : એ પાંચે શ્રી. અરવિંદ ઘોષના યોગતત્ત્વજ્ઞાનને પ્રસન્નગંભીર શૈલીએ રજૂ કરનારાં નાનાં-મોટાં પુસ્તકો છે કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, આત્મસિદ્ધિ અને વિજ્ઞાનયોગ-એ પૂર્ણયોગનું નવનીત પ્રથમ બે ભાગમાં આપ્યું છે. બીજામાં અરવિંદ ઘોષના યોગતત્ત્વોની સંક્ષિપ્ત સમજૂતી અને સાધક માટેનું માર્ગદર્શન છે. ત્રીજા-ચોથા પુસ્તકમાં પણ યોગની સમજૂતી અને અભ્યાસ માટે ઉપયોગી ચર્ચા તથા માર્ગદર્શન રહેલું છે. પાંચમી પુસ્તિકા જેને 'ફોર્થ ડાઇમેન્શન' કહે છે તે ચતુર્થ દિશામાન સમજાવ્યું છે જે ઇંદ્રિયાતીત હોઈ જ્ઞાનચક્ષુથી જ જોઈ-અનુભવી શકાય છે. ગુજરાતના તત્ત્વજિજ્ઞાસુઓમાં અરવિંદ ઘોષના તત્ત્વજ્ઞાન માટેની રુચિ વધતી જાય છે તેમાં આ લેખકના ગ્રંથોએ સારો જેવો હિસ્સો આપ્યો છે

'સ્વાધ્યાય' (ડૉ હરિપ્રસાદ દેસાઈ)માં અનેક તત્ત્વજ્ઞોના તત્ત્વદર્શનના સ્વાધ્યાય-મનન-પરિશીલન કરીને તેમાંથી તારવેલી વૈજ્ઞાનિક જીવનદૃષ્ટિનો ખ્યાલ આપનારા સરસ લેખોનો સંગ્રહ કરવામાં આવેલો છે.

'એશિયાના મહાન ધર્મો' (ધીરજલાલ ચા દેસાઈ) માં જુદાજુદા ધર્મોના સિદ્ધાંતોની તથા તેમના પ્રવર્તકોના જીવનની ટૂંકી હકીકત આપી છે. સર્વધર્મસમભાવને પુષ્ટ કરવાની દૃષ્ટિ તેમાં પથરાયેલી છે.

'કર્મનો નિયમ' (હરજીવન કાલિદાસ મહેતા)માં કર્મબંધન અને કર્મક્ષયની સમજૂતી એવી રીતે રજૂ કરી છે કે જેથી કર્મવાદનો બુદ્ધિમાન શ્રદ્ધાળુ નિષ્ક્રિય ન બને અને પુરુષાર્થને ત્યજી ન બેસે પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ કર્મની ફિલસૂફી સુગમ્ય રીતે સમજાવી છે. 'કારણસંવાદ' (પં. શ્રી રત્નચંદ્રજી)માં પણ કાર્યકારણને નિપજાવનાર અદૃષ્ટ બળોને જૈન સાંપ્રદાયિક દૃષ્ટિએ પણ સુગમ્ય અને રોચક શૈલીએ સંવાદદ્વારા સમજાવેલાં છે

'ઉચ્ચ જીવન' (નાશાકજી પાવા) એ નીતિધર્મની દૃષ્ટિએ જીવનને ઉન્નત બનાવવાનો સંદેશો આપે છે. 'યોગામૃત' (જમિયતરામ આચાર્ય) એ જાતિ, ધર્મ, પ્રાંત કે સંપ્રદાયની મર્યાદિત દૃષ્ટિને ટાળીને સત્યધર્મનો માર્ગ દર્શાવવાનો એક સામાન્ય પ્રયત્ન છે 'વાતોમાં બોધ' (જયંતીલાલ મહેતા) એ તત્ત્વજ્ઞાનને વાર્તાદ્વારા સુગમ્ય રૂપે રજૂ કરવાનો સરસ પ્રયત્ન છે અને 'એક વૃદ્ધની વિચારપોથી'માંથી તેની તારવણી કરવામાં આવી છે.

## વેદાંત

'હિંદુ ધર્મનાં મૂળતત્ત્વો' (પ્રો પ્રતાપરાય મોદી)માં ઉપનિષદો, ગીતા,

મનુસ્મૃતિ આદિ ધર્મગ્રંથોના જ્ઞાનનું અભ્યાસપૂર્વક કરેલું દોહન સુવાચ્ય શૈલીએ અર્થબોધક સરલ ભાષામાં ગૂંથવામાં આવ્યું છે.

'વેદધર્મ વ્યાખ્યાનમાળા' (પં. પુરુષોત્તમ ભટ્ટાચાર્ય)માં વેદોક્ત આર્ય-ધર્મનું પ્રતિપાદન કરવા માટે આપવામાં આવેલાં ઉપદેશાત્મક વ્યાખ્યાનોનો સંગ્રહ કરેલો છે.

'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ' (સ્વ. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી): લેખક શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના સારા અભ્યાસી હતા. આ ગ્રંથમાં શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું નિરૂપણ અને પ્રતિપાદન ઇતર મતોની ભેદાભગ્નતાના દર્શનપૂર્વક કરવામાં આવ્યું છે. આ નવી આવૃત્તિમાં ટિપ્પણો ઉમેરીને નવેસરથી સંશોધન કરવામાં આવ્યું છે.

'શ્રી પુષ્ટિમાર્ગીય કીર્તનપ્રકાર' (કેશવરામ કા. શાસ્ત્રી)માં કીર્તન-ભક્તિનું મહત્ત્વ અને જીવનમાં કીર્તનસંગીતનું સ્થાન એ બેઉનો સમન્વય કરવામાં આવ્યો છે.

'સ્વરૂપદર્શન' (દલપતરામ જગન્નાથ મહેતા)માં આત્મા, પરમાત્મા અને જગતની માયારૂપાત્મકતાનો પરિચય ગુરુશિષ્યસંવાદરૂપે કરી ગીતાના આધારે બોધતત્ત્વનું સમર્થન કર્યું છે. સંસારને મિથ્યા માનીને તેના ત્યાગમાં સનાતન સુખ દર્શાવ્યું છે.

'ભક્તિ તત્ત્વ' (સ્વામી જયાનંદ તથા જયંતીલાલ ઓઝા) : એ શ્રી રામકૃષ્ણ પરમહંસના ઉપદેશોના પરિશીલનને પરિણામે ઉદ્ભવેલું ભક્તિ સંબંધી ચિંતનોનું વિવેચન છે.

'કૃષ્ણગીતા' (પ્રાણશંકર જોશી) સાધુ વાસવાણીના અંગ્રેજી પુસ્તક ઉપરથી લખાયું છે. તેમાં નવયુગની દૃષ્ટિએ ગીતાનું રહસ્ય સમજાવ્યું છે અને રાષ્ટ્રચિંતન તથા ધર્મચિંતનનો સમન્વય કરવામાં આવ્યો છે.

'પ્રશ્નોપનિષદ' (મણિલાલ છબારામ ભટ્ટ) સદાશિવ શાસ્ત્રી ભીડેના મરાઠી પુસ્તકનો અનુવાદ છે.

'કલ્પનાસૃષ્ટિ અને બ્રહ્મકલ્પના,' 'અલૌકિક અમૃત,' તથા 'પર અને અપર' (મૂળજી રણછોડ વૈદ) એ વેદાન્તના તે તે વિષયોની સમજૂતી આપ-નારી પુસ્તિકાઓ છે.

'યતીન્દ્રમતદીપિકા' અને 'તત્ત્વત્રય' (માધવલાલ હરસુખરામ કોઠારી): એ રામાનુજ સંપ્રદાયના બે મહત્ત્વના પુસ્તકો છે. પહેલું પુસ્તક પં. શ્રી નિવાસદાસે લખેલું રામાનુજાચાર્યના સિદ્ધાન્તનું પ્રતિપાદન અને તેના પરની પં. વાસુદેવની ટીકાના ગુજરાતી અનુવાદનું છે. સ્વામિનારાયણ સંપ્રદાયને

લેખકે ઉત્તરાધ્યયન સૂત્રનો કરેલો છાયાનુવાદ છે. 'સમીમાજનો ઉપદેશ' એ દશવૈકાલિક સૂત્રનો છાયાનુવાદ છે. 'ભગવતીસાર' એ અત્યંત મોટા 'ભગવતી સૂત્ર'નો લોકોપયોગી દૃષ્ટિએ તારવી કાઢેલો સારસંગ્રહ છે. આ જ લેખકે જૈન ધર્મના સાહિત્યના અભ્યાસ અને અનુવાદરૂપે તૈયાર કરેલા બીજા ગ્રંથો 'પાપ, પુણ્ય અને સંયમ', હેમચંદ્રના 'યોગશાસ્ત્ર'નો અનુવાદ અને કુંદકુંદાચાર્યનાં 'ત્રણ રત્નો' સમયસાર, પ્રવચનસાર, તથા પંચાસ્તિકાયનો અનુવાદ છે.

'જૈનાગમ કથાકોષ' (જીવનલાલ છ. સંઘવી): જૈન સૂત્રગ્રંથોમાં આવતી ધાર્મિક કથાઓ અને ચરિત્રો સંક્ષિપ્ત સ્વરૂપે આ પુસ્તકમાં આપેલાં છે. કેટલીક કથાઓ દૃષ્ટાંતરૂપ હોઈને કલ્પિત અને કેટલીક પ્રાગૈતિહાસિક કાળની તથા ઉપદેશપ્રધાન છે.

---

## ઇતિહાસ અને રાજતંત્ર

ઇતિહાસના સંશોધન તથા લેખનને છેલ્લાં થોડાં વર્ષોથી જે વેગ મળ્યો છે તેથી આ વિભાગમાં પચાસેક પુસ્તકો દૃષ્ટિ સામે આવીને ઊભાં રહે છે. ઇતિહાસ બહુધા રાજકારણથી મર્યાદિત થઈને આપણી સામે આવે છે; તેથી સંશોધન, અભ્યાસ કે અનુવાદદ્વારા પ્રાચીન અને અર્વાચીન રાજપ્રધાન ઇતિહાસો કે ઐતિહાસિક નિબંધો વિશેષ લખાયા છે અને સંસાર, સમાજ, ધર્મ ઇત્યાદિના ઇતિહાસથી મોટે ભાગે એ પ્રકારનું સાહિત્ય વંચિત રહે છે. આ પ્રકારના એકેક-બબ્બે પુસ્તકો માત્ર જોવા મળે છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસના સંશોધન તરફ લેખકોની દૃષ્ટિ જેટલી ગઈ છે તેટલી અર્વાચીન ઇતિહાસ તરફ ગઈ નથી. તેથી ઊલટું હિંદુસ્તાનના અર્વાચીન રાજકારણને સ્પર્શતા ઇતિહાસગ્રંથો જેટલા લખાયા છે તેટલા પ્રાચીન સંશોધનના ગ્રંથો લખાયા નથી. હિંદુસ્તાનના ઇતિહાસનું સંશોધન અંગ્રેજ ઇતિહાસગ્રંથોના લેખકોને આગવું સોંપીને આપણે માત્ર તેના અનુવાદોથી જ સંતુષ્ટ રહેવાનું હોય એવી પરિસ્થિતિ વર્તે છે.

પરદેશના ઇતિહાસગ્રંથોમાં વર્તમાન આધુનિક કાળનો ઊહાપોહ જોવામાં આવે છે. પરદેશના જૂના કાળના ઇતિહાસના એકાદ-બે પુસ્તકોને બાદ કરતાં બાકીનાં બધાં પુસ્તકોમાં રશિયા, જાપાન, જર્મની, ચીન કે બ્રિટનના વર્તમાન રાજકારણના તથા તેના પ્રત્યાઘાતોના પડઘા પડેલા છે.

### ગુજરાત

'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ-ભાગ ૧-૨' (દુર્ગાશંકર

ક. શાસ્ત્રી) : રાસમાળા, પ્રબંધચિંતામણિ અને બોમ્બે ગેઝેટિયરમાંથી ગાંપડના ગુજરાતના ઇતિહાસની ઊણપો ટાળવા માટે આ બેઉ ગ્રંથો ઉપયોગી બને છે. એ ઇતિહાસમાંની ઘણી બાબતોનાં નવાં મૂલ્યાંકનો લેખકે કર્યાં છે અને તે માટે જરૂરી જેટલા ગ્રંથોનો આધાર લઈને પુષ્કળ સંશોધન-પરિશીલન કર્યું છે. ગુજરાતના નવેસરથી લખાયેલા સળંગ ઇતિહાસની ઊણપ હજી પૂરી નથી, પરંતુ તે માટેની રાજપૂતકાળ પૂરતી સુંદર પ્રામાણિક સામગ્રી તરીકે આ ગ્રંથો મૂલ્યવાન બન્યા છે.

'પુરાતન દક્ષિણ ગુજરાત' (મણિભાઈ દ્વિવેદી) : દક્ષિણ ગુજરાતના જૂના ઇતિહાસ પર પ્રકાશ પાડતા છૂટક લેખોનો આ સંગ્રહ છે અને ગુજરાતના સળંગ ઇતિહાસના લેખન માટે આ પણ મૂલ્યવાન સામગ્રી છે. રાજકીય ઉપરાંત આર્થિક અને સામાજિક દૃષ્ટિએ પણ પોતાના વિષય ઉપર લેખકે ઠીક પ્રકાશ પાડ્યો છે.

'સરસ્વતી પુરાણ' (કનૈયાલાલ ભાઈશંકર દવે) : આ તીર્થવર્ણનનો ગ્રંથ મુખ્યત્વે ઐતિહાસિક અને ભૌગોલિક દૃષ્ટિએ જે અગત્ય દર્શાવે છે તેને અનુરૂપ સંશોધનો તથા પ્રાચીન લેખોથી સંશોધકે તેને સમૃદ્ધ કર્યો છે. [illegible], ચાવડાઓ, કર્ણ, મીનળ, સિદ્ધરાજ અને સહસ્રલિંગનો ઇતિહાસ આપવા ઉપરાંત સરસ્વતીને તીરે આવેલાં તીર્થસ્થાનોની પૌરાણિક તથા ભૌગોલિક માહિતી આપી છે.

'વાઘેલાઓનું ગુજરાત' (ભોગીલાલ જ. સાંડેસરા)માં વાઘેલા વંશના રાજાઓના સમયના ગુજરાતની રાજકીય અને બીજી માહિતી સાંસ્કૃતિક દૃષ્ટિએ તારવી આપવામાં આવી છે.

'ગુજરાતના મુસલમાનો—ભાગ ૧' (કરીમ મહમદ માસ્તર) એ મુંબઈ ગેઝેટિયરમાંથી કરવામાં આવેલો અનુવાદ છે, જેમાં અનુવાદકની નોંધો અને પરિશિષ્ટો એ વિશિષ્ટતા છે.

'મહમુદ બેગડો' (વાંસંડવાળા) એ ગુજરાતના સુલતાન મહમુદ બેગડાનાં પરાક્રમો તથા ઇતિહાસનું દર્શન કરાવનારું નાનું પુસ્તક છે

'ઈડર સંસ્થાનના કેટલાક પુરાતન અવશેષો' (પંઢરીનાથ ઇનામદાર) ગુજરાતના ઇતિહાસલેખનમાં મદદગાર બને તેવી રીતે ઈડર સંસ્થાનના ઐતિહાસિક અવશેષોનું વર્ણન અને ચિત્રોની સમૃદ્ધિ તેમાં ભરેલાં છે.

'હિમાંશુવિજયજીના લેખો' (સં. મુનિ વિદ્યાવિજયજી) : સ્વ. જૈન મુનિ હિમાંશુવિજયજી ગુજરાતના ઐતિહાસિક સ્થાનો અને અવશેષોના ઊંડા અભ્યાસી તથા સંશોધક હતા. એ સાહિત્યના વિદ્યાવ્યાસંગથી તેમણે ઇતિ-

સંશોધનદૃષ્ટિ જેટલી તીવ્ર દેખાય છે તેટલી તીવ્ર ઐતિહાસિક દૃષ્ટિ નથી તેથી તેમણે કેટલાંક પ્રચલિત વિધાનોને અન્યથા નિરૂપ્યાં છે અને એ નિરૂપણ માટેના તેમના પુરાવાઓ તથા તેના પ્રતિપાદન અનૈતિહાસિક હોવાને કારણે તે વિશે ઠીક–ઠીક ઊહાપોહ જાગ્યો છે. આ ઊહાપોહ દરમિયાન ઉપસ્થિત કરવામાં આવેલી શંકાઓનું નિરસન કરવા તેમણે છેલ્લા ભાગમાં વિસ્તારથી પ્રયત્ન કર્યો છે. એકંદરે તો પ્રાચીન ઇતિહાસના મંથન માટેની સામગ્રીમાં ઉમેરો કરનાર આ ઇતિહાસના બધા ગ્રંથો બન્યા છે અને તેટલાપૂરતી તેની ઉપયોગિતા નોંધપાત્ર બને છે. ઇતિહાસવિષયક જૈન સામગ્રીનો જેટલો વિશાળ ઉપયોગ તેમણે કર્યો છે તેટલો ઉપયોગ આ કાળના બીજા ઇતિહાસગ્રંથોમાં આજસુધી થયો નથી, એ પણ તેની એક વિશેષતા છે.

'સ્વાધ્યાય–ખંડ ૨' (પ્રો. કેશવલાલ હિં. કામદાર): અભ્યાસપૂર્ણ ઐતિહાસિક નિબંધોના આ બેઉ સંગ્રહો છે 'સરસ્વતીચંદ્રનું રાજકારણ', 'ગુજરાતના સંસ્કારિત્વનું ઘડતર', 'સમયમૂર્તિ નર્મદ', 'ગુજરાતનો સોલંકી યુગ', 'દિગ્વિજયી જહાંગીરખાં', 'અકબર' એવા રાજકીય અને સામાજિક ઇતિહાસલેખો અને ઐતિહાસિક વ્યક્તિઓ વિશેના પુસ્તકોની લેખકે કરેલી સમાલોચના ઉપરાંત 'ઇતિહાસનું પરિશીલન' જેવા કેટલાક એવા નિબંધો છે કે જે લેખકની નિર્મળ ઇતિહાસદૃષ્ટિનો પરિચય કરાવે છે. લેખકના મંતવ્યોની પાછળ ઐતિહાસિક એકનિષ્ઠ દૃષ્ટિ છે, એટલે હેમચંદ્ર, સિદ્ધરાજ કે પ્રતાપ ઇત્યાદિને તે યુગબળોના ઘડનારાઓ લેખે છે અને વીરપૂજાના મિથ્યાડંબરને અનિષ્ટ માને છે. એમના મંતવ્યો ચિંતનીય છે.

'ઐતિહાસિક સંશોધન' (દુર્ગાશંકર કે. શાસ્ત્રી): કેવળ રાજકીય ઇતિહાસ જ નહિ પણ દેશ, નગર, ધર્મ, સમાજ, જાતિ, વ્યક્તિ, વિદ્યા–શાસ્ત્ર, ઇત્યાદિ વિષયક ઐતિહાસિક સંશોધનલેખોનો આ સંગ્રહ છે અને તેને જુદા-જુદા ખંડોમાં વહેંચેલો છે. લેખકની ઇતિહાસરસિકતા ઉપરાંત સંશોધન માટેની ખંત તથા ચીવટનું તે દર્શન કરાવે છે. કેટલાક લેખો પ્રાસંગિક ચર્ચાને અંગે લખાયેલા હોવા છતાં તેનું મુખ્ય ઇતિહાસદૃષ્ટિએ ઓછું નથી.

'ઋગ્વેદકાલીન જીવન અને સંસ્કૃતિ' (વિજયરાય વૈદ્ય): એ જુદાજુદા સંશોધક–લેખકોના ઋગ્વેદકાલીન સંશોધનગ્રંથોનાં પરિશીલનપૂર્વક લખાયેલો ગ્રંથ અભ્યાસીઓને ઉપયોગી થાય તેવા પ્રકારનો છે. ગ્રંથનો ફલિતાર્થ એ છે કે જગતની ઉત્તમ સંસ્કૃતિ મધ્ય એશિયામાં કે બીજે ક્યાંય નહિ પણ ભારતવર્ષમાં જ જન્મી હતી અને સપ્તસિંધુના આર્યો તે ભારતનાં જ સંતાનો હતાં. અવિનાશ દાસ અને અક્ષય મઝમુદારની માન્યતાઓને જ લેખકે સત્ય રૂપે સ્વીકારી છે.

'ભારતમાં અંગ્રેજી રાજ્ય—ભાગ ૧-૨' (અનુ. ભાસ્કરરાવ વિદ્વાંસ) પંડિત સુન્દરલાલજીએ મૂળ હિંદીમાં લખેલા ગ્રંથનો આ અનુવાદ હિંદમાંના અંગ્રેજી રાજ્યની સમાલોચના છે. આ સમાલોચના પ્રચલિત ઇતિહાસગ્રંથો અને તેના તારતમ્યોથી સારી પેઠે જુદી પડે છે અને અંગ્રેજી તંત્રના અપકારો તથા ઉપકારો ઉપર નિરીક્ષકની ઊંડી નજર નાખે છે. સમાલોચનામાંના પ્રત્યેક મહત્ત્વના ધ્વનિ પાછળ બીજા ઇતિહાસકારોના નિર્ણયો આધારભૂત રહેલા છે તે દર્શાવીને લેખક પોતાનાં વિધાનો પ્રતિપાદે છે. પુસ્તકના પ્રારંભમાં જોડેલી આશરે દોઢસો પાનાની પ્રસ્તાવના લેખકને દેશના વર્તમાન ઇતિહાસકાર તરીકે સ્થાપિત કરે તેવી ગુણવત્તા તેમાં રહેલી છે. આ કડક સમાલોચનાને કારણે જ પુસ્તકને સરકારે જપ્ત કરેલું પણ પાછળથી જપ્તી ઉઠાવી લેવામાં આવેલી.

'હિંદુસ્તાનની ગરીબાઈ' (ગોપાલદાસ જીવાભાઈ પટેલ)માં લેખક દાદાભાઈ નવરોજીના પુસ્તક 'પોવર્ટી ઍન્ડ અનબ્રિટિશ રૂલ ઇન ઇંડિયા' એ પુસ્તકનો નિચોડ આપીને બ્રિટિશ કાળમાંના હિંદની ગરીબાઈનો ઇતિહાસ આપ્યો છે. આ જ રીતનું બીજું પુસ્તક હિંદહિતૈષી પાદરી ડિગ્બીનું છે જેના નિચોડરૂપે એ જ લેખકે 'આબાદ હિંદુસ્તાન' પુસ્તક તૈયાર કરેલું છે. બેઉ પુસ્તકો હિંદના આર્થિક શોષણના ઇતિહાસગ્રંથો સમા છે.

'સત્તાવન' (નગીનદાસ પારેખ) હિંદનો ૧૮૫૭નો કહેવાતો બળવો એ બળવો નહોતો પરન્તુ સ્વતંત્રતા માટેનો વિપ્લવ હતો એવું પ્રતિપાદન સબળ આધારભૂત સામગ્રીને આધારે આ પુસ્તકમાં કરવામાં આવેલું છે.

'ગુલામીની શૃંખલા' (ધનવંત ઓઝા) વેદકાળની ભારતીય રાજ્યવ્યવસ્થાથી માંડીને ૧૯૩૫ના હિંદના રાજકીય શાસનસુધારાના કાયદા સુધીના રાજ્યબંધારણનો ઇતિહાસ આ પુસ્તકમાં આપેલો છે. તે સંક્ષિપ્ત છે પણ અભ્યાસીઓને ઉપયોગી થાય તેવો છે.

'મહારાષ્ટ્રીય ઇતિહાસનાં મુખ્ય વલણો' (અનુ. ગ. મો. પાઠક) આ નિબંધ સ્વ. શ્રી ગોવિંદરાવ સરદેસાઈના છ વ્યાખ્યાનોનો ગુજરાતી અનુવાદ છે. મહારાષ્ટ્રના ઐતિહાસિક સંશોધનોનો પણ તે ઠીક ખ્યાલ આપે છે.

'હ્યુએનસંગ' (ડૉ. દેવેન્દ્ર મજમુદાર) આ જાણીતા ચીની યાત્રાળુની જીવનકથા અને સાહસકથા કરતાં વિશેષ તો તેની આ સંક્ષિપ્ત પ્રવાસકથા છે. તેમાંથી હિંદની તત્કાલીન સામાજિક, આર્થિક, ધાર્મિક સ્થિતિના ઇતિહાસની રેખાઓ મળે છે.

'ચંદ્રગુપ્ત મૌર્ય' (ગિરિજાશંકર આચાર્ય) એ સમ્રાટ્ ચંદ્રગુપ્તની સંક્ષિપ્ત

નવલકથા છે જે તાત્કાલીન ઇતિહાસની ભૂમિકા પર આલેખાઈ છે.

'મારી સિંધયાત્રા' (જૈન મુનિ શ્રી વિદ્યાવિજયજી): સિંધના પાટનગર કરાંચીમાં બે ચાતુર્માસ, કરીને અને મુખ્યત્વે ગુજરાતીઓથી વસેલાં કેટલાંક નગરોમાં પ્રવાસ કરીને સિંધના ઇતિહાસ, ભૂગોળ, સમાજ, સંસાર, સાહિત્ય ઇત્યાદિનું જે અવલોકન લેખકે કરેલું તેનું પ્રતિબિંબ આ મોટા ગ્રંથમાં પાડવામાં આવ્યું છે. યાત્રાગ્રંથ કરતાં વિશેષાંશે તે સિંધના વર્તમાન સામાજિક ઇતિહાસનો ગ્રંથ છે. લેખકે પોતાની જાહેર પ્રવૃત્તિની કથા પણ સાથે સાથે કહી છે પણ મુખ્ય દૃષ્ટિબિંદુ સિંધના જનસમાજની ખૂબીઓ અને વિશેષતાઓથી ગુજરાતી વાચકોને પરિચિત કરવાનું છે.

### સમાજ

'સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન' (પ્રભુદાસ પટવારી): એ પુસ્તકમાં દુનિયાની સ્ત્રીઓના વિકાસ માટેના મથનોનું તારતમ્ય રહેલું છે. વેદકાળથી માંડીને આજસુધીના નારીજગતના એ મથનનો સંક્ષિપ્ત ઇતિહાસ તેમાં આપેલો છે.

'ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિની તવારીખ' (દીનબંધુ): જ્ઞાતિઓના ઇતિહાસ સમાજશાસ્ત્રનું એક મહત્ત્વનું પ્રકરણ છે. આ તવારીખને ઇતિહાસની વાસ્તવિક દૃષ્ટિ સાંપડી નથી પણ ઇતિહાસ લખવા માટેની કાચી સામગ્રી તેમાં આપેલી છે. ઉના, મચ્છુન્દ્રી તથા સ્થલકેશ્વરનાં પુરાણોક્ત માહાત્મ્ય દર્શાવ્યાં છે.

'વડોદરા રાજ્યની સામાજિક સેવા' (ગણેશનાથ ધારેખાન): વડોદરા રાજ્યની રાજકારણથી જુદી પડતી એવી બહુવિધ સામાજિક પ્રવૃત્તિઓનો આ ઇતિહાસ છે. રાજ્યની શિક્ષણપ્રવૃત્તિ, વૈદ્યકીય તથા આરોગ્યરક્ષણ, ગ્રામોન્નતિ, ઔદ્યોગિક પ્રવૃત્તિ, અંત્યજોન્નતિ, વ્યાયામપ્રચાર અને સાહિત્યોપાસનાનો પરિચય તેમાંથી મળે છે. બીજા દેશી રાજ્યોને ઉદ્બોધક બને એવી વીગતો તેમાં છે.

'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' (દુર્ગાશંકર શાસ્ત્રી): આ પુસ્તકની નવી આવૃત્તિમાં પુષ્કળ ઉમેરો કરવામાં આવ્યો છે. ભક્તિમાર્ગનું સાંસ્કૃતિક દૃષ્ટિએ મૂલ્યાંકન, સ્વામિનારાયણ સંપ્રદાય, ભક્તિમાર્ગની ઐતિહાસિક કૃતિઓનો સાર, ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો ફેલાવો, ઇત્યાદિ નવાં પ્રકરણો લેખકના ઊંડા અભ્યાસના ફળરૂપ છે.

'જૈન કોન્ફરન્સની ચડતીપડતીનો ઇતિહાસ' (શ્વે. સ્થા. જૈન કૉન્ફરન્સ

પ્રમુખોનાં વ્યાખ્યાનોમાંથી કરેલી તારવણીદ્વારા આ પુસ્તક એ જગના સામાજિક ઇતિહાસની માગણી પૂરી પાડે છે.

### રાજતંત્ર

'રાજ્ય અને રાજકારણ' (હરિકાન્ત શુક્લ): રાજકારણના ક્ષેત્રમાં રાજ્યની કલ્પના અને ઉત્પત્તિથી માંડીને આજની દુનિયાના જુદાજુદા દેશોની રાજ્ય-પદ્ધતિઓનો ઇતિહાસ લેખકે ત્રણ ખંડોદ્વારા વિસ્તારથી આપ્યો છે. રાજ્યની ઉત્ક્રાન્તિ સાથે તેનું સર્વક્ષેત્ર અને કર્તવ્યક્ષેત્ર કેવી રીતે વિસ્તરતું ગયું અને અનેક વાદો તથા સંસ્થાઓ જન્મતી ગઈ તેની સમજૂતી તે આપે છે. ઇતિહાસના અભ્યાસની દૃષ્ટિ તેમાં વણાઈ ગયેલી છે. એ જ લેખકનું 'હિંદનું ફેડરલ રાજ્યબંધારણ અને દેશી રાજ્યો' એ પુસ્તક ૧૯૩૫ના બંધારણની વિસ્તૃત સમજૂતી ઇતિહાસદૃષ્ટિએ આપે છે.

'એક વૃદ્ધના વિચારોમાંથી' (પ્ર. જયન્તીલાલ મોરારજી મહેતા) જે વૃદ્ધના આ વિચારો છે તે સ્વ. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી. રાજ્યસંચાલન, રાજનીતિ, નરેન્દ્રમંડળ અને સાર્વભૌમ સત્તા, નરેન્દ્રમંડળ (૧૯૩૦)માં પોતે દર્શાવેલા વિચારો, કેટલાક સાદા પત્રો અને રાજકારણ સમેત વગેરેના બીજા લેખો, એ બધાનો આ સંગ્રહ છે. હિંદના રાજકારણના અને ખાસ કરીને દેશી રાજ્યોના બ્રિટન સાથેના કાર્યક્ષેત્રના સંબંધના ઇતિહાસના અભ્યાસીઓને માટે આ સરસ લેખસંગ્રહ છે.

'દેશી રાજ્યો અને ફેડરેશન' (ચુનીલાલ શામજી ત્રિવેદી)માં લેખકે દેશી રાજ્યોના હિતની દૃષ્ટિએ ફેડરેશનની ચર્ચા કરેલી છે.

'આપણું સમવાયતંત્ર' (ત્રિભુવનદાસ મણિશંકર ત્રિવેદી)માં સમવાયતંત્રના જુદાજુદા વિભાગોનું વિવરણ તથા તેના અમલથી નીપજતા પરિણામોનું દર્શન કરાવવામાં આવ્યું છે. બીજાં સમવાયતંત્રોની સાથે હિંદના સમવાયતંત્રના કાયદાની તુલના પણ કરી છે.

'હિંદુસ્તાનનો રાજ્યકારભાર' (ચીમનલાલ મગનલાલ ડોક્ટર): હિંદના વર્તમાન રાજ્યવહીવટનો તેમાં ખ્યાલ આપ્યો છે અને ૧૯૩૫ના બંધારણના કાયદાને હિંદના ભાવી બંધારણ રૂપે ખ્યાલમાં રાખીને સમજૂતી આપી છે.

'રાજકોટનો સત્યાગ્રહ' (રામનારાયણ ના. પાઠક) રાજકોટનો સત્યાગ્રહ એ હિંદના સત્યાગ્રહનું એક ઐતિહાસિક પ્રકરણ છે. એ પ્રસંગનું તાદૃશ ચિત્ર આ પુસ્તકમાં રજૂ કરેલું છે.

### પરદેશ

'રશિયા' (ઉછરંગરાય ઓઝા)માં ઈ. સ. ૧૯૧૬ થી આગેના યુગ

'રંગદ્વીપનો દુર્ગ ભાગ ૧–૨' (પ્રાણશંકર જોષી)માં દક્ષિણ આફ્રિકાને સમૃદ્ધ કરનાર હિંદી પ્રજાને હાંકી કાઢનારા ગોરા વસાહતીઓના રંગદ્વેષનો ઇતિહાસ રજૂ કરવામાં આવ્યો છે.

'ટસ્કેજી અને તેના માણસો' એ બુકર ટી. વૉશિંગ્ટનની ટસ્કેજી સંસ્થાનું ધ્યેય, તેની કાર્યપદ્ધતિ તથા સિદ્ધિની માહિતી આપનારું પુસ્તક છે.

---

## પ્રવાસ અને ભૂગોળ

ભૂગોળનાં પાઠ્ય પુસ્તકોને બાદ કરીએ તો ભૂગોળ વિજ્ઞાનને લગતાં પુસ્તકો બહુ જૂજ લખાય છે અને આ પાંચ વર્ષમાં તેવાં બે જ પુસ્તકો મળ્યાં છે. પ્રવાસનાં પુસ્તકો પ્રમાણમાં ઠીક લખાય છે અને એમાં કેટલીક નવીનતા પણ હોય છે. પ્રવાસીઓને કે યાત્રાળુઓને મદદગાર થાય તેવી માત્ર માહિતી એકત્ર કરીને—વિના પ્રવાસ કર્યે લખેલાં પુસ્તકો હવે ભાગ્યે જ બહાર પડે છે, અને તેને બદલે પ્રવાસ કરીને પ્રવાસના પ્રદેશની છાપ વાચકના ચિત્તમાં ઊઠી શકે તેવાં પ્રવાસવર્ણનો, સૌન્દર્યનિરીક્ષણ, સમાજદર્શન ઇત્યાદિ આપનારાં પુસ્તકો પહેલાં કરતાં વધુ લખાતાં થયાં છે. સાહિત્યદૃષ્ટિએ એવાં પુસ્તકો વાચકને ચેતવનારા સહપ્રવાસીના જેવો આનંદ ઉપજાવે છે અને પ્રવાસ માટેનો રસ જગાડે છે. પોતાના જ દેશસંબંધી જ્ઞાનની ખોટ તેથી એક રીતે પૂરી પડે છે. જે દેશમાં હજારો માણસો ધર્મનિમિત્તે યાત્રા કરે છે તે દેશના મશીગર લેખકો અને નિરીક્ષકો જ પોતાના ચિત્ત પરની છાપને અક્ષરોમાં ઉતારે છે એ વાત આનંદ ઉપજાવે તેવી છે, છતાં તેમાંય સંતોષનું કારણ એ છે કે તરુણ પ્રવાસવર્ણનો પૂરા રસથી વંચાય છે અને તેને પરિણામે 'હિમાલયનો પ્રવાસ' પાંચમી, 'લોકમાતા' બીજી અને 'સૌરાષ્ટ્રના ખંડેરોમાં' બીજી આવૃત્તિ પામ્યા છે.

'સ્મૃતિ અને દર્શન' (રતિલાલ ત્રિવેદી) એ નદીઓ, પહાડો અને ગિરિશિખરોના પ્રાકૃતિક સૌન્દર્યથી ભરેલા પ્રદેશમાં કરેલા પ્રવાસનાં સંસ્મરણો અને ભાવાન્તર દર્શનોનો ભાવવાહી વાણીમાં આપવામાં આવેલો પ્રસાદ છે. પ્રવાસવર્ણન કરતાંય વિશેષાંશે તેમાં લેખકના અંતરમાં ઊઠેલી ભવ્ય-દિવ્ય છાયાનું રેખાંકન અને ચિંતન છે

'પગદંડી' (ગૌરીશંકર જોષી 'ધૂમકેતુ') એ લેખકે કરેલા પ્રવાસની વર્ણનાત્મક અને ચિંતનાત્મક નિબંધિકાઓનો સંગ્રહ છે. લેખકમાં પ્રકૃતિ-સૌન્દર્યની દૃષ્ટિ છે, સ્થાપત્યકલાનો પ્રેમ છે અને સમાજદર્શનનો શોખ

છે, એટલે લેખકના ગમા-અણગમાની રેખાઓ પણ એ વર્ણન-ચિંતનમાં આલેખાતી રહે છે. પ્રવાસના અનુભવોનું તત્ત્વ તેમાં વિશેષ છે, પરન્તુ એ અનુભવો એક સુજ્ઞ નિરીક્ષકના છે.

'દક્ષિણાયન' (ત્રિભુવનદાસ લુહાર 'સુન્દરમ્'): 'શિલ્પ-સ્થાપત્યના તથા જનનારાયણના સૌંદર્યભક્ત તથા ભાવભક્ત' તરીકે લેખકે દક્ષિણ હિન્દનો -જોગના ધોધથી વિજયનગરમ્ સુધીનો પ્રવાસ કરેલો તેનો આ રસભર્યો વર્ણનગ્રંથ છે. પ્રવાસની સાથેસાથે લેખકના હૃદ્ગત ભાવો, ઉચ્ચ સંસ્કારો અને સૌંદર્યદૃષ્ટિનો પ્રવાહ પણ રેલાતો રહે છે

'ભારતનો ભોમિયો' (હરિદાસ શુક્લ): હિન્દના પ્રવાસીને જરૂરી થઈ પડે તેવી માહિતી, ચિત્રો તથા નકશાઓ સાથેનું આ પુસ્તક છે તેની વિશેષતા તેના રસભર્યાં વર્ણનોમાં રહેલી છે. ઇતિહાસ અને પ્રવાસ બેઉના રસિકોને તે સંતોષી શકે તેમ છે.

'ભારતદર્શન' (સાગરબાઈ ભોગીલાલ ચોકસી): લેખકે આબુથી કાશ્મીર, સરહદપ્રાંત, પંજાબ, યુક્તપ્રાંત, બંગાળ વગેરે પ્રાંતોમાં કરેલા પ્રવાસનું વર્ણન તેમાં આપેલું છે પ્રવાસનાં સ્થાનોના સૌંદર્ય, વિશિષ્ટતા કે ઇતિહાસમાં ઊંડા ઊતરવા કરતાં લેખક પ્રસંગોપાત્ત સંસાર, ધર્મ, રાજકારણ અને બીજી બાબતોની ચર્ચામાં વધુ ઊતરે છે, તેથી વર્ણનને થોડું વૈવિધ્ય મળે છે પરન્તુ તે બધું મૂર્ત થતું નથી અને ચર્ચામાં પણ ઊંડાણ નથી.

'ગિરિરાજ આબુ' (શંકરલાલ પરીખ) પ્રવાસીઓને ઉપયોગી થઈ પડે તેવી આ આબુ માટેની ભોમિયાપોથી છે. તેમાં સારી પેઠે માહિતી અને ઇતિહાસ પણ આપેલ છે

'કાઠિયાવાડથી કન્યાકુમારી' (દરબાર સુરગ વાળા): વડિયા દરબારે કાઠિયાવાડથી દક્ષિણમાં ૬૦૦૦ માઈલનો મોટર વડે પ્રવાસ કરેલો તેના સામાન્ય અનુભવો ને માહિતી એમાં આપેલા છે.

'ઉદયપુર - મેવાડ' (નટવરલાલ બુચ). એ એક નાના સરખા પ્રવાસનું અને દર્શનીય સ્થાનોની માહિતીનું રસિક અને રમુજી વર્ણન છે

'વડનગર' (કનૈયાલાલ ભા. દવે). 'ભરૂચ' (કાજી સૈયદ નૂરુદ્દીન હુસેન) અને 'આબુ અને આરાસુર' (મણિલાલ જ. દ્વિવેદી): એ ત્રણે પુસ્તકો ત્રણે જાણીતા સ્થાનોના પ્રાચીન સંક્ષિપ્ત ઇતિહાસ તથા ભૌગોલિક રચનાની સંક્ષેપમાં માહિતી પૂરી પાડે છે.

'ઈશ્વરની શોધમાં' (સ્વામી રામદાસ). એસ. આઈ. રેલ્વેના કાન્હનગઢ

આગ્રહને નિભાવી શકતા નહોતા, તેઓને નાના કદનો આ જોડણીકોશ મદદગાર બને તેવો છે થોડા વખતમાં તેની બે આવૃત્તિઓ થઈ છે

'રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ' (મગનભાઈ દેસાઈ) રાષ્ટ્રભાષાનો પ્રચાર ગુજરાતમાં વધતો જાય છે તે વખતે આ કોશ વેળાસર બહાર પડ્યો છે હિંદુસ્તાનીમાં આવતા ફારસી–અરબી શબ્દોના પર્યાયવાચક શબ્દો અર્થની સમજમાં સરળતા આણે છે

'દાર્શનિક કોશ–ભાગ ૧–૨' (સ્વ [illegible]) દર્શનશાસ્ત્રના અધ્યયનમાં ઉપયોગી અને તેના મુખ્ય પારિભાષિક શબ્દોની સમજૂતી તેમાં આપી છે ગ્રંથ હજી અધૂરો છે.

'અર્થવિદ્યાનો પારિભાષિક કોશ' (ભૂપતરાય મહેતા) [illegible] અંગ્રેજી ગ્રંથોમાં યોજાતી પરિભાષાના શબ્દોના ગુજરાતી પર્યાયવાચક શબ્દો તેમાં આપેલા છે

'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી' (કેશવરામ શાસ્ત્રી) પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોના [illegible] ભંડારોમાંના પુસ્તકોની આ સંકલિત યાદી સાહિત્ય, ઇતિહાસ તથા પુરાતત્ત્વના સંશોધકો અને અભ્યાસીઓને તેમના કાર્યમાં સરળતા કરી આપે તેવી છે

## વ્યાકરણાદિના ગ્રંથો

'ભાષાવિજ્ઞાન પ્રવેશિકા' (વસુભાઈ શુક્લ)માં ઉચ્ચાર, ભાષા, વ્યાકરણ, શબ્દ અને લેખનવિદ્યાની શાસ્ત્રીય બાજુની વિચારણા દૃષ્ટાંતો સાથે કરવામાં આવી છે

'ભારતીય ભાષાઓની સમીક્ષા' (કેશવરામ શાસ્ત્રી) 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇંડિયા'માં ગ્રિયર્સને ગુજરાતી ભાષાની જે માહિતી આપી છે તેનો આ અનુવાદ છે અનુવાદક ભાષાશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે એટલે તેમણે સ્થળે સ્થળે પોતા તરફથી ટીકા, વિવેચના અને સુધારા ઉમેરીને જૂની ભાષાના અભ્યાસીઓને માટે એક ઉપયોગી પુસ્તક તૈયાર કરી આપ્યું છે

'હિંદુસ્તાની પ્રવેશિકા' (પરમેષ્ઠીદાસ જૈન અને વલ્લભદાસ અક્કડ) એ ગુજરાતી દ્વારા હિંદુસ્તાની ભાષાનું વ્યાકરણ અને શુદ્ધ લેખન શીખવા માટેનું પ્રારંભિક પુસ્તક છે. 'હિંદુસ્તાની પ્રારંભ' (ગોકુલભાઈ ભટ્ટ) એ હિંદુસ્તાનીના અભ્યાસ માટે વ્યાકરણના નિયમોની સમજૂતી તથા નાના કોશ સાથેનું પુસ્તક છે 'એક માસમેં હિંદી' (હરિકૃષ્ણ વ્યાસ)માં શિક્ષકની નહિ પણ નિર્દેશકની ભૂમિકા સ્વીકારીને તથા શિક્ષણાર્થીને વિચાર તથા તર્કશક્તિ માટે પૂરતો અવકાશ આપીને લેખકે એક માસમાં હિંદી ભાષા

શીખનારા માટે આ પુસ્તક તૈયાર કર્યું છે સામાન્ય ભાષાશિક્ષણના પ્રથાથી જુદી જ પદ્ધતિ તેમાં અંગીકારેલી છે. 'હિંદી ભાષાનું સુગમ વ્યાકરણ' (ખંડેરાવ મૂળે અને નગેંદ્ર નાયક) ગુજરાતીદ્વારા હિંદી શીખનારા માટેનું એ વ્યાકરણ છે

'બેઝિક ઈંગ્લીશ ગ્રંથમાળા' (હરિકૃષ્ણ વ્યાસ) ૮૫૦ શબ્દોથી અંગ્રેજી ભાષા—બેઝિક ઇંગ્લિશ શીખનારાઓના અંગ્રેજી પુસ્તકો રચ્યાં છે આ ગ્રંથમાળા ગુજરાતીદ્વારા સરળ રીતે અંગ્રેજી શીખનારા માટે તૈયાર કરવામાં આવી છે

---

## વિજ્ઞાન

વિજ્ઞાનની અસંખ્ય શાખાઓ અને પ્રશાખાઓ છે, એ બધી શાખાઓને આવરી લે તેટલું વિજ્ઞાનસાહિત્ય મુખ્યત્વે અંગ્રેજી ભાષામાં છે, પણ તેમાંથી જૂજ શાખાઓને સ્પર્શતાં ગણ્યાં ગાંઠ્યાં પુસ્તકો જ આપણી ભાષામાં ઊતર્યાં છે. વિજ્ઞાનનાં મૌલિક પુસ્તકો જે કાંઈ છે તે મુખ્યત્વે કૃષિ, આરોગ્ય અને ઉદ્યોગોને લગતાં છે અને બાકીનામાં થોડાંક મૌલિક અને વિશેષાંશ અનુવાદિત છે એ સાહિત્યની ઉણપ વિજ્ઞાનના અભ્યાસી લખનારાઓ અને તેના રસિક વાચકોની ઉપેક્ષાને આભારી છે અભ્યાસ કે વ્યવસાયને અંગે વિજ્ઞાનની જુદીજુદી શાખાઓનો પરિચય સાધવા ઇચ્છનારાઓ તે તે શાખાઓનાં અંગ્રેજી પુસ્તકોથી ચલાવી લે છે, એ આજની વસ્તુસ્થિતિ છે

**કલાવિજ્ઞાન**

લલિત કળામાં સંગીત, ચિત્ર અને અભિનયનાં થોડાંથોડાં પુસ્તકો આ પાંચ વર્ષમાં પ્રસિદ્ધ થયાં છે અને ગણ્યાં ગાંઠ્યાં પુસ્તકો પ્રકીર્ણ લલિત કળાઓનાં છે ગુજરાતમાં સંગીત કળાનો અભ્યાસ વધ્યો છે પરન્તુ એ વિષેનાં પુસ્તકોનો ફાળો પહેલાં કરતાં ઘટ્યો છે ચિત્રકળા જેટલા પ્રમાણમાં ખીલી છે તેટલા પ્રમાણમાં ગ્રંથસ્થ પ્રકાશનો વધ્યાં નથી અભિનય કળાના વિકાસનો ભોગવટો તો નટો જ મોટે ભાગે કરી રહ્યા છે મુદ્રણકળામાં આપણે ભલે પ્રયોગો કરતા પછાત નથી પણ એ કળાનું શાસ્ત્રીય જ્ઞાન તો અંગ્રેજી પુસ્તકોમાંથી જ લેવું પડે છે

'પ્રાચીન અને અર્વાચીન ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા' (નટુભાઈ રાવત) માં પ્રાચીન કાળની ચિત્રલિપિથી માંડીને આધુનિક ગ્રંથોના પુસ્તકમાં વપરાતાં શોભાચિત્રો તથા કળાચિત્રો આદિના પ્રકાર અને વૈવિધ્યનું દર્શન, યોગ્ય પૃથક્કરણ અને આકૃતિઓદ્વારા કરાવ્યું છે

'રંગનર્તરી' (કનુ દેસાઈ) : એ રંગ અને રેખામાં ઉતારેલાં આઠ જલરંગી ચિત્રોનો સંગ્રહ છે. ચિત્રોમાં સાંગોપાંગ ગુજરાતી જીવન તેમણે ઉતાર્યું છે અને તેના સુકુમાર ભાવોને વ્યક્ત કર્યા છે.

'ચિત્રસાધના' (રસિકલાલ પરીખ)માં ચિત્રકારનો સંક્ષિપ્ત જીવન-પરિચય આપ્યો છે અને એક જીવનના ચિત્રકારના સાહસીપણા તથા ખંતનો મહિમા દાખવવામાં આવ્યો છે અને તેમની ૩૪ કલાકૃતિઓ આપેલી છે, જેમાં વૂડકટ, સ્કેચો, સાદા તથા રંગીન ચિત્રોનો સમાવેશ થાય છે.

'રાગમંજૂષા' (કુમાર શ્રી જીગરસિંહજી)માં આઠ રાગરાગિણીઓનાં રંગીન ચિત્રો આપવામાં આવેલાં છે. રાજપૂત કાળની ચિત્રકલામાં ઉતરેલાં આવાં ચિત્રોમાં આ ચિત્રકારે કેટલોક ફેરફાર કર્યો છે તે વિશિષ્ટ અભ્યાસ તથા ઊંડી દૃષ્ટિથી કરેલો જણાય છે. ચિત્રોને સમજવા માટે વર્ણન પણ સાથે જોડ્યું છે.

'મુદ્રણકલા' (છગનલાલ ઠા. મોદી) - છાપવાના કામમાં પણ બીબાં, શાહી, કાગળ, વગેરેની યોગ્ય મેળવણીમાં જે કલા-કારીગરીને સ્થાન રહેલું છે તેનો ખ્યાલ આ પુસ્તક સંક્ષેપમાં આપે છે.

'સંગીતની પ્રાથમિક માહિતી' (સ્વ. નારાયણ ખરે) દ્વારા પ્રશ્નોત્તરરૂપે સ્વરસપ્તક, માત્રા, રાગ ઇત્યાદિ વિશેના પાઠો દ્વારા શાસ્ત્રીય સંગીતના શિક્ષણની ભૂમિકા લેખકે તૈયાર કરી છે. 'અભિનવ સંગીત' (મૂળશંકર લાલાભાઈ)માં પ્રાથમિક સંગીતશિક્ષણ ઉપરાંત ભાતખંડેની પદ્ધતિ અનુસાર નોંધો તથા રાગોનાં સ્વરાંકન આપેલાં છે. 'સંગીત લહરી' (ગોકુળદાસ રાયચુરા અને શંકરલાલ ઠાકર) એ શ્રી રાયચુરાએ લખેલાં કેટલાંક ગીતો તથા તેમનું સ્વરાંકન છે.

'અંશુક્રિયા' (અનિલ ભટ્ટ) સિનેમાના ઉદ્યોગની માહિતી આપનારું આ પુસ્તક છે. તેમાં વાર્તાલેખનથી માંડીને ફિલ્મ દેખાડવા સુધીના જુદા-જુદા તબક્કા સુધી લેખકની દૃષ્ટિ ફરી વળી છે. 'અભિનયના હુન્નરનું વહેવારુ શિક્ષણ' (ફીરોજશાહ મહેતા) - અભિનય સંબંધી નાયકોને વહેવારુ જ્ઞાન આપવા માટે આ પુસ્તક લખાયું છે. દૃષ્ટિ એમેચ્યુઅરની છે.

'શિલ્પરત્નાકર' (નર્મદાશંકર મૂળજી સોમપુરા) લેખક ભારતીય શિલ્પ સ્થાપત્યના જુનવાણી અભ્યાસી છે. તેમની દેખરેખ હેઠળ એ વિદ્યાનુસાર અનેક ધર્મમંદિરો બંધાયાં હોઈને તેમણે એ કલાને સજીવ રાખવામાં સારો હિસ્સો આપ્યો છે. લેખકે ગ્રંથરચનામાં પાછળ ૧૨ વર્ષ ગાળ્યાં છે અને તે વિશેના અનેક પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ કરીને તથા સામગ્રી એકઠી કરીને આ-

કૃતિઓ તથા છાયાચિત્રો સાથે આ ગ્રંથ તૈયાર કર્યો છે. મૂળ શ્લોકો, તેનો અનુવાદ, પારિભાષિક કોશ વગેરેમાં પૂરતી શુદ્ધિ જળવાઈ છે.

'ગૃહવિધાન' (વીરેન્દ્રનાથ મહેતા). આ ગ્રંથના કર્તા પણ એક જાણીતા સ્થપતિ છે અને મકાનોના રેખાંકનથી માંડીને તે બાંધવા સુધીનાં બધા કાર્યોમાં નિષ્ણાત છે. તેમનું આ પુસ્તક લોકોને આરોગ્ય તથા ઉપયોગિતાની દૃષ્ટિએ ગૃહવિધાનનો–ઘર બાંધવાનો સરસ ખ્યાલ આપનારું છે. ગૃહવિધાનની વિચારણામાં આપણી પ્રકૃતિ, આચારવિચાર ઇત્યાદિનો જરૂરી ખ્યાલ રાખવામાં આવ્યો છે.

'લઘુલિપિ' (હરિકૃષ્ણ વ્યાસ) 'ગુજરાતી શોર્ટ હેન્ડ'ના સંશોધનોમાં અનુભવને આધારે વધુ વહેવારુ બનેલી આ લિપિ છે, અને તે પાછળ યોજકે ખૂબ પરિશ્રમ લીધો છે એમ જણાઇ આવે છે.

'પતંગપુરાણ અથવા કનકવાની કથની' (પ્રો. હીરાલાલ કાપડિયા): પતંગ ઉડાડવાની કળાનો ઇતિહાસ અને પતંગ બનાવવા, ઉડાડવાની રીતો, તેના લાભાલાભ,–વગેરે વિશેની પુષ્કળ માહિતી આ પુસ્તકમાં સંશોધનદ્વારા સંગ્રહેલી છે. પતંગની લૌકિક પરિભાષા પણ આપી છે.

## આરોગ્યવિજ્ઞાન

આરોગ્યવિજ્ઞાનનું આપણું સાહિત્ય વધ્યું છે અને વધતું જાય છે. પહેલાં એ સાહિત્ય વૈદકશાસ્ત્રના અને તેના ઉપચારના ગ્રંથોમાં જ સમાઇ જતું હતું, તેને બદલે હવે નૈસર્ગિક આરોગ્યપ્રાપ્તિ માગના ઉપચારોના નાના–મોટા પુસ્તકો ઇતર ભાષાઓના સાહિત્યમાંથી ઊતરી રહ્યા છે અને તેના અનુભવો પણ મૌલિક પુસ્તકોમાં સમાવા લાગ્યા છે. તે ઉપરાંત ખોરાક, ખોરાકોના પદાર્થો, કપડાં, વ્યાયામ, સાર્વજનિક આરોગ્ય ઇત્યાદિ વિશે વિચારણા અને જનતાની દોરવણી કરનારા પુસ્તકો વધવા લાગ્યા છે તેમ જ તેનો વિચાર તથા પ્રચાર પણ ઠીક થવા લાગ્યો છે.

'માનવ દેહમંદિર' (ડૉ. સાંકળચંદ પટેલ) શરીરરચનાની શાસ્ત્રીય માહિતી આપનારું આ પુસ્તક સરલ અને રસિક શૈલીએ લખાયેલું છે. અભ્યાસીઓ અને સામાન્ય વાચકો માટે દેહરચનાના પ્રાથમિક તત્ત્વોનું જ્ઞાન તે પૂરું પાડે છે. 'શરીરરચનાનું રહસ્ય' (ધનવંત ઓઝા)માં શરીરના અંગોની ક્રિયાઓ અને પોષણ તથા આરોગ્ય સાથેનો તેમનો સંબંધ સરલતાથી સમજાય તેવી શૈલીએ આપ્યા છે. એ વિષયના અંગ્રેજી ગ્રંથોને આધારે પુસ્તક લખાયું છે અને શરીર-વિજ્ઞાનની પ્રાથમિક માહિતી તે સારી રીતે પૂરી પાડે છે.

'અખંડ યૌવન' અથવા 'આરોગ્યમય જીવનકળા' (ડૉ. રવિશંકર અંતરિયા)–એ ડૉ. જેક્સનના 'ધ બૉડી બ્યુટિફુલ' નામના પુસ્તકનો અનુવાદ છે દેહના આરોગ્યની સાધના માટેની જીવનચર્યા તેનું લક્ષ્ય છે.

'માનવીનું આરોગ્ય' (નાથાભાઈ પટેલ) : શારીરિક આરોગ્યરક્ષક વિષયોની વિસ્તૃત ચર્ચા ઉપરાંત માનસિક આરોગ્ય સાથે શારીરિક આરોગ્યનો સંબંધ અને માનસિક આરોગ્ય માટે મનોબળ કેળવવાના સાધન-સૂચન તેમાં આપેલાં છે

'ગામડાનું આરોગ્ય કેમ સુધરે ?' (કેશવલાલ ચ. પટેલ) : આદર્શ ગામડાની કલ્પના કરીને વર્તમાન ગામડાના લોકજીવનને આરોગ્યદૃષ્ટિએ તેઓને સુધારણાના માર્ગોનું તેમાં સૂચન કર્યું છે.

'લાઇફ ફૉર ઑલ' (ડાહ્યાલાલ જાની) : હિંદીઓનું આયુષ દુનિયાના દેશોના માનવજીવનની સરાસરીએ તદ્દન ઓછું છે અને ઉત્તરોત્તર તે ઓછું થતું જાય છે, એમ દર્શાવીને આયુષની સરાસરી વધે તે માટે સામાજિક આરોગ્ય સુધારવાના અને આયુષ વધારવાના ઉપાયો તેમાં દર્શાવ્યા છે

'બ્રહ્મચર્ય મીમાંસા' (ડૉ. જટાશંકર નાન્દી) ધર્મ તથા વિજ્ઞાન બેઉની દૃષ્ટિએ બ્રહ્મચર્યપાલનનું મહત્ત્વ તથા તેની હાનિથી થતા ગેરલાભોનું તેમાં નિદર્શન કરવામાં આવ્યું છે. એ જ લેખકનું બીજું પુસ્તક 'સો વર્ષ જીવવાની કળા' છે જેમાં નિસર્ગોપચારની દૃષ્ટિએ તેમ જ આંતર તથા બાહ્ય નીરોગિતાનો પુરસ્કાર કરીને દીર્ઘાયુષી બનવાની કળા બતાવી છે દીર્ઘ શ્વાસોચ્છ્વાસથી માંડીને વ્યાયામ અને હિત-મિત આહાર, સર્વ પ્રકારની અતિશયતાનો ત્યાગ, સંયમ ઇત્યાદિને દીર્ઘાયુષી બનવાના ઉપકરણો બતાવ્યાં છે લુઇ કૉર્નેરો નામના ઇટાલિયનની આત્મકથા તેનો એક ભાગ રોકે છે

'આપણો આહાર' (કાન્તિલાલ પંડ્યા) : આહારશાસ્ત્રના પ્રશ્ન પર શાસ્ત્રીય ચર્ચા કરીને અને આપણા આહારની તાત્ત્વિકતા તથા ત્રુટિઓ દર્શાવીને તેમાં આહાર વિશે ઉપયોગી માહિતી આપવામાં આવી છે

'પ્રજાજીવનની દૃષ્ટિએ દૂધ અને ઘી' (ડૉ. હરિપ્રસાદ દેસાઈ) : પ્રજાજીવન માટે દૂધની આવશ્યકતા તેમાં સમજાવેલી છે અને ચોખ્ખા દૂધની વપરાશ વધારવાના સૂચનો કરેલાં છે 'દૂધ' (ડૉ. નરસિંહ મૂળજીભાઈ) : એ પુસ્તકમાં દૂધ એક સંપૂર્ણ ખોરાક તરીકે કેટલું સાત્ત્વિક છે તેનો આરોગ્ય-વિજ્ઞાનની દૃષ્ટિએ ખ્યાલ આપેલો છે

'દક્ષિણી રાંધણકળા' (શ્રીશક્તિ કાર્યાલય)માં દક્ષિણીઓના ખોરાક-ના કેટલાક પદાર્થો તૈયાર કરવાની રીતો સૂચવી છે.

'સ્ત્રીઓનો પહેરવેશ' (ઇન્દિરા કાપડિયા) માં વર્તમાન ગુજરાતના સ્થળભેદે કરીને સ્ત્રીઓના બદલાતા પોશાકની માહિતી આપવામાં આવી છે.

'ઉપવાસ કેમ અને ક્યારે' (હરજીવન સોમૈયા) : જુદાંજુદાં દર્દો નિવારવાના ઉપચાર તરીકે ઉપવાસનો ઉપયોગ કરવાના પ્રયોગો તથા તેની અસરનું દર્શન કરાવવાને અંગ્રેજી અને દેશી ભાષાનાં પુસ્તકોને આધારે આ પુસ્તક લખાયું છે અને લેખકે પોતાના અનુભવોનો પણ તેમાં ઉમેરો કર્યો છે. ઉપવાસદ્વારા આરોગ્ય પ્રાપ્ત કરવાની વિશિષ્ટ ઉપચારપદ્ધતિ અને તેના ઇતિહાસની જરૂરી સમજ પણ આ પુસ્તક આપે છે.

'દર્દો, દવાઓ અને નુકતરો' (રમણલાલ એન્જિનિયર)માં દર્દો મટાડવાને દવાઓ કરતા કુદરતી ચિકિત્સા વધુ અસરકારક છે એ વાતનું સમર્થન કરવામાં આવ્યું છે અને નિસર્ગોપચારનું ઊંચું મૂલ્ય આંકી બતાવ્યું છે. નિસર્ગોપચારના પુરસ્કારને લગતાં એ જ લેખકના બીજા નાના પુસ્તકો જનતામાં પ્રચારને યોગ્ય છે તેનાં નામો નીચે મુજબ છે: 'શરદી અને સળેખમ', 'નિસર્ગોપચાર અને જલોપચાર', 'કબજિયાતના રોગો', 'લાંબુ આયુષ્ય અને લાંબું જીવો', 'વેક્સીનેશન અને ઇનોક્યુલેશન', 'નિસર્ગોપચાર : વિચાર અને વ્યવહાર' તથા 'નિસર્ગોપચાર સંગ્રહ' એ નામો હેઠળ લેખકે બે વિભાગોમાં ખોરાક, દર્દ, શરીરશાસ્ત્ર અને કુદરતી ઉપચારોને લગતા લેખોના સંગ્રહ કરેલા છે.

'વ્યાયામ જ્ઞાનકોશ—ખંડ ૧' (દત્તાત્રેય ચિંતામણ મજમુદાર) : વેદકાળથી માંડીને આજસુધીનો વ્યાયામનો ઇતિહાસ, દેશવિદેશી રમતો અને સામાન્ય જીવનમાં આવતા વ્યાયામ યોગ્ય ગરબાનૃત્યાદિ પ્રસંગો સુધીની માહિતી પુષ્કળ ચિત્રો સાથે આ પુસ્તકમાં આપી છે. મરાઠીમાંથી તેનું ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે અને પુસ્તક ખૂબ જ માહિતી તથા વહેવારુ ઉપયોગિતાથી ભરપૂર છે.

'ભારતીય કવાયત' (પ્રો. માણિકરાવ)માં સમૂહવ્યાયામની તાલીમ માટે કવાયતની દેશી પરિભાષા સમજૂતી સાથે યોજવામાં આવી છે.

'પ્રાચીન ભારતની દંતવિદ્યા' (ડૉ. [illegible]) : દંતવિદ્યા તક્ષશિલા વિદ્યાપીઠમાં શીખવાતી હતી અને આજે તેનો ધ્વંસ થયો છે તે વિશેનો ઇતિહાસ આ પુસ્તકમાં આપ્યો છે. એ જ લેખકનું બીજું પુસ્તક 'મોઢાનો બગીચો' દાંતના આરોગ્ય માટે દાંતની રચના તથા માવજત વિશેની માહિતીથી ભરેલું છે. તેમનું ત્રીજું પુસ્તક 'સૌંદર્યનો આનંદ' છે તેમાં પ્રાચીન સમયમાં દાંત માટેના વિવિધ ઉપચારો દર્શાવ્યા છે અને દાંતની બનાવટ, જતન તથા પોષણ વિશેની માહિતી આપી છે. 'દાંતની સંભાળ' (ડૉ.

કેખુશરુ જીના તથા ન્યુઝીલાન્ડ પ્રદેશ) દાંતની માવજત માટેની વહેવારુ મસાલો આપે છે.

'સાનમાં સમજવું-ભાગ ૧' (ડાહ્યાભાઈ જાની) : સ્ત્રીઓનું સામાન્ય આરોગ્ય બગડતું જાય છે અને અનારોગ્ય પામ્યા કરે છે તે કારણે તેમના દર્દો અને ચિંતાઓમાંથી તેમને મુક્ત કરવાની દૃષ્ટિએ કેટલાક ઉપાયોનું અને માહિતીનું દર્શન તેમાં કરાવેલું છે

'બાળકોની માવજત' (ડૉ રઘુનાથ કરમ)માં બાલચિકિત્સા તથા બાલઉછેરની માહિતી આપી છે

'કાયાકલ્પ વિજ્ઞાન' (વૈદ્ય રવિશંકર ત્રિવેદી) : આયુર્વેદિક ચિકિત્સાપદ્ધતિને અનુસરીને, શરીરના તત્ત્વો કે જે વૃદ્ધાવસ્થાને કારણે ઘટ્યાં હોય, તેને નવેસરથી સર્જવાનું શિક્ષણ તથા ઉપચારોનું દર્શન આ પુસ્તક આપે છે

'પુત્ર અને પારણું' (વૈદ્ય જગજીવન નરભેરામ) : નવોઢાનું પ્રથમ માતૃત્વ એ આ પુસ્તકનો વિષય છે સ્ત્રીના શારીરિક આરોગ્યને જીવનના બીજા પાસાઓને સ્પર્શતા રહીને તેમાં છણ્યું છે એટલે પુસ્તક આરોગ્ય-વિજ્ઞાનનું હોવા છતાં વાચનક્ષમ બન્યું છે પતિના મિત્ર તરીકે અને પત્નીના ભાઈ તરીકે લેખક દરેક વિષયની ચર્ચા સાથે દોરવણી આપે છે

'વૈદ્યોનું વાર્ષિક' (મ પ્રતાપકુમાર વૈદ્ય) એ આરોગ્ય તથા આયુર્વેદ સંબંધી જ્ઞાનપ્રચુર નિબંધોનો સંગ્રહ છે, અને નિબંધો જુદાજુદા નિષ્ણાતોને હસ્તે લખાયેલા છે. ઘણા લેખો પ્રચારને દૂર રાખીને નવીન દૃષ્ટિપૂર્વક લખાયેલા છે

## જાતીય વિજ્ઞાન

આ પૂર્વેના પાંચ વર્ષમાં જાતીય વિજ્ઞાનને નામે જાતીય જીવનની તરેહવાર બાબતો ચર્ચનારાં પુસ્તકો સારી પેઠે પ્રસિદ્ધ થયાં હતાં, આ પાંચ વર્ષમાં એવાં પુસ્તકો થોડાં પ્રસિદ્ધ થયાં છે, તેનું કારણ કદાચ એ પણ હોય કે એવાં પુસ્તકો મોટે ભાગે વૈજ્ઞાનિક અને સાચે માર્ગે દોરવનારાં હોવાને બદલે રોમાંચક તથા કુતૂહલપોષક વાચન પૂરું પાડનારાં ઊતરતી કોટિનાં પુસ્તકો હતાં અને તે સાચી રીતે આરોગ્યપ્રદ નહોતાં, એમ જનતા સમજી ગઈ છે, અને તેથી તેને મળતું ઉત્તેજન ઘટ્યું હોવાને કારણે એના વધુ પ્રકાશનો આવકાર્ય હોવા જોઈએ, આ પાંચ વર્ષમાં એ પ્રકારનાં પુસ્તકો થોડાં છે

'વાત્સ્યાયન કામસૂત્ર' (શ્રી નાગિન શાસ્ત્રી) કામવિજ્ઞાનના એ સંસ્કૃત પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે 'તે પુસ્તક સામાન્ય પ્રચાર માટે નથી

## અર્થવિજ્ઞાન

આ શાખામાં આવે તેવાં માત્ર ત્રણ પુસ્તકો આ ગાળામાં પ્રસિદ્ધ થયાં છે. એ શાસ્ત્રના અભ્યાસમાં રાષ્ટ્રીય દૃષ્ટિ પ્રવેશી છે અને પાશ્ચાત્ય અર્થશાસ્ત્રીઓના શાસ્ત્રીય સિદ્ધાંતો હિંદ જેવા રાષ્ટ્રને માટે પૂર્ણત ઉપયોગી થઈ પડે તેમ નથી એ નિર્ણય વિચારકો પામી ગયા છે એમ એ વિષયની ચર્ચાનાં પુસ્તકો પરથી ફલિત થાય છે.

'ભારતીય અર્થશાસ્ત્ર' (શોભનલાલ ઠક્કર) વર્તમાન દૃષ્ટિપૂર્વક અને હિંદને અનુકૂળ આર્થિક વિચારસરણીના નિદર્શનપૂર્વક આ ગ્રંથ લખાયો છે અને વિષયનિરૂપણ ઐતિહાસિક તથા શાસ્ત્રીય બને તેવું છે. ખેડૂત, મજૂર, વેપારી, બૅંકો, ઇત્યાદિ વર્તમાન અર્થશાસ્ત્રના અંગોની વિચારણા તેમાં કરેલી છે.

'આપણા આર્થિક પ્રશ્નો' (જગન્નાથ જોષી)માં હિંદના આર્થિક પ્રશ્નોની છણાવટ વહેવારુ દૃષ્ટિએ કરવામાં આવી છે.

'વેપારના નફા ઉપર કર' (વૃંદાવનદાસ જે. શાહ): નફા પરનો કરના કાયદાની ગૂંચવણોને ઉકેલવા માટેની સમજૂતી આ પુસ્તકમાં આપેલી છે.

'વ્યાપારી નામું' (રવિશંકર મહેતા તથા દલપતરામ દવે) નામું, હૂંડી, વ્યાજ, વગેરે વેપારીને ઉપયોગી જ્ઞાનના સર્વસંગ્રહ જેવું આ પુસ્તક છે

## ઉદ્યોગ

જુદાજુદા ઉદ્યોગોને લગતા શાસ્ત્રીય અને વહેવારુ માહિતીવાળા પ્રકાશનોમાં ખેતીના ઉદ્યોગને લગતા પુસ્તકો વધારે છે અને તેથી ઊતરતું પ્રમાણ પ્રકીર્ણ હુન્નરઉદ્યોગના તથા ખાદી જેવા રાષ્ટ્રીય ઉદ્યોગના પુસ્તકોનું છે. ખેતી જેવા દેશવ્યાપી ઉદ્યોગના પુસ્તકો ઓછા છે, કારણકે ખેડૂતો મોટે ભાગે અભણ છે અને ખેતીમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ હજી આવી નથી. ફળ અને શાકભાજીના ઉદ્યોગમાં એ દૃષ્ટિ આવતી જાય છે તેનું સૂચન ખેતી માટેના પુસ્તકોમાં સૌથી વધારે પુસ્તકો એ વિષેના છે તે ઉપરથી થાય છે

'ખેતીના મૂળ તત્ત્વો જમીન, પાણી અને ઓજાર' (માર્તંડ પંડ્યા) એ ખેતીના ઉદ્યોગ અંગેની પ્રાથમિક માહિતીવાળું પુસ્તક છે અને લેખક ખેતીવાડી વિષયના એક ગ્રેજ્યુએટ છે 'ખાતરોની માહિતી' (સોમાભાઈ કી. પટેલ) એ ખેતીના પ્રાણરૂપ મુદ્દા અને રાસાયનિક ખાતરો સંબંધી સારી પેઠે માહિતી આપનારું પુસ્તક છે

'ફળબાગ સર્જન' (ભાનુપ્રસાદ દેસાઈ)માં ફળાઉ વૃક્ષોના ઉછેર અને માવજત સંબંધી લેખકે અનુભવપૂર્વક એકઠી કરેલી માહિતી આપવામાં

છે. લેખકને પોતાના ગુરુ સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજી પાસેથી જે પ્રેરણા મળેલી તે આ મોટા ગ્રંથ પાછળના પરિશ્રમને સાર્થક બનાવી શકી છે. વનસ્પતિઓના અભ્યાસ અને સંશોધન પાછળ લેખકે ઉઠાવેલી જહેમતનો ખ્યાલ તેમના આત્મકથનમાંથી પ્રાપ્ત થાય છે

---

## બાલ-વાઙ્મય

બાળકો, કિશોરો અને કુમારો માટેના પાઠ્ય પુસ્તકો સિવાયનું ઇતર વાચન 'દક્ષિણામૂર્તિ ભવન'ના પ્રકાશનોની પ્રેરણાથી ગુજરાતમાં ઠીક ફૂલ્યું-ફાલ્યું છે હાલમાં આવા વાઙ્મય માટેની આર્થિક ગ્રંથમાળાઓ ચાલી રહી છે, અને આ વિભાગ દેખાતા નાના-મોટા પુસ્તકો ઉપરથી કહી શકાય તેમ છે કે તેમાંની કેટલીકે તો પ્રેરક સંસ્થા કરતાં પણ કેટલાક પ્રમાણમાં સરસાઈ કરી બતાવી છે. દુર્ભાગ્યે 'દક્ષિણામૂર્તિ' સંસ્થા બંધ થઈ છે તેનાં જૂનાં પ્રકાશનો ચાલુ રહ્યાં છે, તો પણ નવાં પ્રકાશનો અટકી ગયાં છે અને વિદ્યાર્થીઓ સાથેના ગાઢ સંપર્કમાંથી ઉત્પન્ન થયેલી બાલવાઙ્મય માટેની દૃષ્ટિની ઊણપ બીજી સંસ્થાઓના બાલવાઙ્મયમાં જણાયા વિના રહેતી નથી. સામાન્ય રીતે એ વાઙ્મયના કેટલાક લેખકો એમ માને છે કે બાલરોચક વિષયો પર કવિતા, નાટિકા કે કથા લખીને મોટા અક્ષરે પ્રસિદ્ધ કરી હોય તો તે 'બાલવાઙ્મય બની જાય' ભાષાની સરળતા અને બાલબોધક શૈલી એ બેઉની ઊણપ મોટા પ્રમાણમાં દેખાતી હોઈને લેખકોની આ સામાન્ય માન્યતા ટીકાને પાત્ર બને છે બાલશિક્ષણ અને બાળકોના સંપર્કવાળા શિક્ષકો એ દિશામાં સારું કાર્ય કરી શકે પરંતુ થોડા લખનારામાં જ વાઙ્મય માટેની મૌલિક દૃષ્ટિ જણાય છે અને જેમનાં લખાણોમાં એ દૃષ્ટિ છે તેઓ લોકપ્રિય પણ નીવડ્યા છે

આ પાંચ વર્ષોમાં બાળકો માટેની કવિતા બહુ જ થોડી લખાઈ છે અને અને તેમાંય થોડી કવિતા સાચી બાલકવિતા છે જાણીતા કવિઓની બે-ચાર કૃતિઓને બાદ કરીએ તો આપણા ઘણાખરા જાણીતા કવિઓ આ ક્ષેત્રની ઉપેક્ષા કરતા જણાયા વિના નહિ રહે. બાળનાટકની પણ એ જ સ્થિતિ છે. બાળકો માટેની ગ્રંથમાળાઓ વિવિધતાને માટે થોડાં નાનાં નાટકો કે સંવાદો આપે છે એટલું જ આ વિભાગમાં 'ચાલો ભજવીએ' નો હિસ્સો કાંઈક વિશેષ લેખાય

બાળકો માટેનું કથાવાઙ્મય ભરપટ્ટે પ્રસિદ્ધ થયે જાય છે અને વાઙ્મય

ખૂબ લોકપ્રિય પણ છે  બૃહત્ કથાઓ અથવા તો બાળકો માટેની નવલ-કથાઓ થોડી જ છે, પરન્તુ ચરિત્રકથાઓ અને બોધ તથા વિનોદની કથાઓ સારી પેઠે પ્રસિદ્ધ થઇ છે  એકવાર પરીકથાને જ બાળકો માટેની કથા લેખવામાં આવતી તે માન્યતા હવે દૂર થઈ છે અને અનેક પરીકથાઓ પણ પ્રસિદ્ધ થતી રહે છે, તોપણ સાહસકથાઓ, પ્રવાસકથાઓ, ચરિત્રકથાઓ, પ્રાણીકથાઓ ઇત્યાદિના વૈવિધ્યથી આ વાઙ્મયવિભાગ સમૃદ્ધિવંત બન્યો છે

સામાન્ય જ્ઞાન અને વિજ્ઞાનની પુસ્તિકાઓ પ્રમાણમાં ઠીક મળી છે  પ્રકૃતિસૌન્દર્ય, જગતની નવાઈઓ, પશુજીવન, પક્ષિજીવન, માનવજીવન, ભૂગોળ, યંત્ર, વિમાન, જ્વર ઇત્યાદિને સ્પર્શતી અનેક બાબતો આ પુસ્તિકાઓમાં આવરી છે  જ્ઞાન કરતાં કુતૂહલને વધારે ઉશ્કેરતું વાઙ્મય બાળ વાચકોની રસવૃત્તિ ઉત્પન્ન કરી શકે પરન્તુ આ વાઙ્મયમાં હજી તો પહેલાં પગલાં જ મંડાયાં લેખાય  કેવળ સામાન્ય જ્ઞાન અને વિજ્ઞાનની બાળ ગ્રંથમાળા જો સરસ રીતે પ્રસિદ્ધ થાય તો કથા વિનોદ જેટલી જ તે લોકપ્રિય બની શકે તેમ છે

બાળકો માટેની ગ્રંથમાળાઓમાં એ થી ચરિત્રકથાઓ 'કિશોર ચરિત્રમાળા'માં અને 'કૌસ્તુભ ગ્રંથાવલી'માં હોય છે  'વિદ્યાર્થી વાચનમાળા'માં ચરિત્રકથાઓ તથા વાર્તાવર્ણનોનું મિશ્રણ છે  બાકીની બધી ગ્રંથમાળાઓ કવિતા, નાટક, વાર્તા, ચરિત્ર, પ્રવાસ, વિનોદ, વિજ્ઞાન ઇત્યાદિના વૈવિધ્યથી યુક્ત છે  ચિત્રો, મુદ્રણ અને રંગરૂપમાં બધી બાળગ્રંથાવલીઓ આગળ ને આગળ વધી રહી છે, તેમાં 'બાલવિનોદમાળા' અને 'અશોક બાલ પુસ્તકમાળા'એ સૌથી વિશેષ આકર્ષણ જમાવ્યું છે

બાલ, કિશોર અને કુમાર એ ત્રણે વયના વાચકો માટેના વાઙ્મયને આ બાલવાઙ્મયના વિભાગમાં સમાવ્યું છે  'સયાજી બાલ જ્ઞાનમાળા'નાં પુસ્તકો બાલ હોવા છતાં એ બધાંય બાળકો કે કુમારો માટે નહિ પણ મોટી વયના માટે લખાયેલાં બાળ પુસ્તક હોય એમ જણાવાથી તે ગ્રંથમાળાનાં પુસ્તકો તથા બીજાં કેટલાંક પુસ્તકોને બાલવાઙ્મયને બદલે સામાન્ય સાહિત્યવિભાગમાં નોંધવાનું સુસંગત માન્યું છે  ગ્રંથમાળાઓની બહારની છૂટક પ્રસિદ્ધ થયેલી બાળકો માટેની પુસ્તિકાઓને પણ બને તેટલા પ્રમાણમાં આ નોંધમાં સમાવી છે, છતાં સંભવિત છે કે કોઈકોઈ દૃષ્ટિની બહાર રહી જવા પામી હોય

## કવિતા

'રંગ રંગ વાદળિયાં' (સુંદરમ્ : અરુણ પુસ્તકમાળા) બાલહૃદયને ઉત્સાહ આપે તેવાં બાલકલ્પનાગૂંથ્યાં ગીતોનો સંગ્રહ. 'નગીના વાડી' (રમણિક અરાલવાળા: અશોક બાલ પુસ્તકમાળા) બાળકોને રુચે તેવા વિષયો પર બાલભોગ્ય શૈલીનાં ૧૬ ગીતોનો સંગ્રહ. 'સોમાભાઈ ભાવસારનાં કાવ્યો' વિશેષ ગેય તત્ત્વવાળાં બાળગીતો. 'ફુલદાની' (ચંદ્રકાન્ત મ. ઓઝા) કિશોર વયના વિદ્યાર્થીઓ માટે નૃત્યગીતો, ભાવગીતો અને ઊર્મિગીતો એ ૪૮ લેખકનું 'મંગળ ગરબાવળી' લોકગીતોના ઢાળવાળા ગરબાઓ. 'ગુંજન' (ધૈર્યચંદ્ર બુદ્ધ) પ્રયત્નપૂર્વક યોજેલાં સરલ ગીતો. 'ગુંજારવ' (ત્રિભુવન વ્યાસ) બાલગીતો. 'છીપલાં' (મોહન ઠક્કર) બાલગીતો. 'ચાલો ગાઈએ' (મૃગાંગ્મલાલ દીવાન) સંગીત દૃષ્ટિએ યોજેલા બાળગીતો 'કિલકિલાટ' ન્યૂ એરા સ્કૂલનાં બાલ ગીતો. 'તલસાંકળી' (જયંત શંકર જોષી) મોળ બાલગીતો. 'સંગીત પ્રવેશપોથી' (રતિલાલ અધ્વર્યુ) સ્વરાંકન સાથે બાળકોનાં સરલ ભાવગીતો. 'ગીત-કથાઓ' (અશોક બાલપુસ્તકમાળા. ચંદ્રકાન્ત મં ઓઝા). 'પદ્યકથાઓ' (બાલજીવન કાર્યાલય).

## નાટક

'રૂપાની ગાય' (રમણલાલ સોની) કિશોરોએ ભજવવાયોગ્ય સ્ત્રીપાત્રો વિનાની નાની નાટિકાઓનો સંગ્રહ. 'પન્નાકુમારી' (ભાસ્કરરાવ કર્ણિક તથા જ્યોત્સ્ના ઠાકોર)માં બે નાટિકાઓ છે: 'પન્નાકુમારી' અને 'મનરંજન'.

'ચાલો ભજવીએ' (ગાંડીવ) ભાગ ૧૧ (હરિપ્રસાદ વ્યાસ) અને ભાગ ૧૨ (ભાનુપ્રસાદ વ્યાસ) બાળકો, કિશોરો અને કુમારો ભજવી શકે તેવી નાની નાટિકાઓના લોકપ્રિય નીવડેલા સંગ્રહો છે.

'આપણે ભજવીએ' (આપણી બાલગ્રંથમાળા-ભાગ) માં ભજવવા યોગ્ય નાની નાટિકાઓ આપી છે.

'સુંદર સંવાદો' (અશોક બાલ પુસ્તકાવલિ · ચંદ્રકાન્ત ઓઝા).

'ચાર સુંદર સંવાદો' (ગૂર્જર બાલગ્રંથાવલિ).

## બૃહત્ કથાઓ

'ગોપટની વાર્તા' (શાન્તિલાલ સાગરભાઈ ઓઝા) એ 'કાદંબરી' પરથી સરલ શૈલીમાં ઉતારેલી કથા છે અને વિદ્યાર્થીઓ રસપૂર્વક તેનો ઉપયોગ કરી શકે તેમ છે.

'વીર શાલિવાહન' (જીવરામ જોશી : ગાંડીવ બાલગ્રંથમાળા) : એ નામના ઇતિહાસપ્રસિદ્ધ રાજાની આ ઐતિહાસિક નવલકથા છે અને વિદ્યાર્થીઓ

માટે સુગમ્ય રીતે લખાઈ છે. આવી બીજી સળંગ બૃહત્ કથાઓ મોટે ભાગે 'આદીવ' ની 'કુમારમાળા'માં પ્રસિદ્ધ થઇ છે અને તે વિશેષાંશે સાહસ-કથાઓ છે તથા અનુવાદિત છે: 'આકતે મર્દ' (બાલકૃષ્ણ જોષી), 'ગોતના પંજામાં' (બાલકૃષ્ણ જોષી), 'ગાબગારી' (ભાનુપ્રસાદ વ્યાસ), 'લક્ષ્ય' (શ્રીરામ) 'મકટની શોધમાં' (બીમભાઇ દેસાઇ), 'માયાવી દેશ' (ભાનુપ્રસાદ વ્યાસ), 'ટોમી અને બીજી વાતો'(ગજાનન ભટ્ટ), 'ગિકારિકા—ભાગ-૩'(બાલકૃષ્ણ જોષી).

'બાલવિનોદ ગ્રંથાવલિ' (મવાડ)મા પ્રસિદ્ધ થયેલી ત્રણ બૃહત્ કથાઓ વિનોદપ્રચુર અને સચિત્ર છે: 'હાથીનું નાક', 'ગંગીનશાસ્ત્રી' અને 'ચિત્ર-લેખા' (નાગરદાસ પટેલ)

'અરુણ પુસ્તકમાળા'માં 'ભરદરિયે' (દરજીવન મોગિયા) અને 'જંગલની વાટે' (છટ વસાવડા) એ બે સાહસકથાઓ પ્રસિદ્ધ થઈ છે.

'બાળકોનું રામાયણ' (રમણલાલ ના શાહ: બાલજીવન કાર્યાલય) એ ભાગમાં અન્ય રામાયણકથા છે.

## ચરિત્રકથાઓ

'ચરોતર એજ્યુકેશન સોસાયટી' તરફથી પ્રસિદ્ધ થતી 'કિશોર ચરિત્ર માળા'ના ગુચ્છોમાં નાની ચરિત્રકથાઓ હોય છે. એના ત્રીજા ગુચ્છમાં નીચેનાં ચરિત્રો શ્રી. રમણલાલ ન. વહોરાએ લખેલાં આપવામાં આવ્યા છે: 'રાજા રામમોહનરાય', 'ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર', 'મહાદેવ ગોવિંદ રાનડે', 'સર ફિરોજશાહ મહેતા', 'સર સુરેન્દ્રનાથ બેનરજી', 'લોકમાન્ય ટિળક', 'સ્વામી શ્રદ્ધાનંદ', 'સર જગદીશચંદ્ર બોઝ', 'પંડિત મોતીલાલ નેહરુ', 'લાલા લજપતરાય', 'ગોપાલ કૃષ્ણ ગોખલે', 'દેશબંધુ દાસ'. એ ઉપરાત એ સંસ્થાની 'બાલ સાહિત્યમાળા'માં 'વીર વિઠ્ઠલભાઇ' અને 'મોતીભાઇ અમીન' એ બે ચરિત્રકથાઓ પ્રસિદ્ધ થઇ છે. તે પૂર્વેના બે ગુચ્છોમા પરદેશના અને ગુજરાતના બાર-બાર મહાન પુરુષોની ચરિત્રકથાઓ અપાઈ હતી.

'વર્તમાન યુગના વિધાયકો' (શારદાપ્રસાદ વર્મા): એ 'અમર મહા-જનો'ની શ્રેણીમા વિદ્યાર્થીઓને માટે પ્રસિદ્ધ કરવામાં આવેલુ નાની ચરિત્ર-કથાઓનુ પુસ્તક છે. માદામ ક્યુરી, પાશ્ચર, માર્કોની, લિસ્ટર, રેનોલ્ડ રોસ, પ્રે. વિલ્સન, વીલ્બરફોર્સ, કેકસ્ટન અને સ્ટીવન્સનના સંક્ષિપ્ત ચરિત્રો તેમા આપ્યા છે. એ જ ગ્રંથકારની 'ફોરમ'ની ૧૦–૧૧–૧૨ લહરીઓમાં પણ નાની ચરિત્રકથાઓ વાર્તાલાપની શૈલીએ આપી છે - 'સમાજસેવકો', 'વિસરાની સ્મૃતિઓ' અને 'જીવનપ્રસંગો'.

શ્રી. ધૂમકેતુની 'અમની આદિત્યવાટિકા'માં કુમારોપયોગી બે ચરિત્ર-કથાઓ પ્રસિદ્ધ થઈ છે: 'નરકેસરી નેપોલિયન' અને 'પરશુરામ'.

'શ્રી રામાનુજાચાર્ય' (પ્રો. પ્રતાપરાય મોદી) અને 'લવ-કુશ' (શ્રીમતી મજમુદાર): એ બે ચરિત્રકથાઓ સયાજી બાલ જ્ઞાનમાળામાં પ્રસિદ્ધ થઈ છે.

'બાળકોના વિવેકાનંદ' (પ્રફુલ્લ પ્રા. ઠાકોર); સ્વામી વિવેકાનંદના સત્યેન્દ્રનાથ મજમુદારે લખેલા ચરિત્રનો બાલભોગ્ય શૈલીએ કરેલો અનુવાદ છે.

'લોકનાયકો' (કરસનજી મણિભાઈ દેસાઈ)માં બાળકો માટે વિવેકાનંદ, જગદીશ બોઝ, ગોખલે, ટિળક, રાનડે, બંકિમ, જવાહર, ટાગોર વગેરેનાં જીવનચરિત્રો છે. 'રાજમાતા રૂપસુંદરી' (ચંદ્રભાઈ ભટ્ટ), 'શંકરાચાર્ય' (હરજીવન સોમૈયા), 'વીર જવાહરલાલ' (લાભુબહેન મહેતા), 'સાચી વાતો' (આપણી બાલગ્રંથમાળા-બારમું)માં મોતીભાઈ અમીન, ગીજુભાઈ અને ત્રણ મહારાષ્ટ્રીયોની જીવનકથાઓ છે 'તુલસીદાસ' (ગૂર્જર બાલગ્રંથાવલિ: કીર્તિદાબહેન દીવાનજી).

'અશોક બાલપુસ્તકમાળા' (સં. નાગરદાસ પટેલ)માંની બાલબોધક ચરિત્રકથાઓની નામાવલિ નીચે મુજબ છે—રાજભોજ (રમણલાલ નાનાલાલ શાહ), સમ્રાટ સિકંદર (નાગરદાસ પટેલ), મીરાંબાઈ (નાગરદાસ પટેલ), ક્ષેમરાજ (માધવરાવ કર્ણિક), રાણા પ્રતાપ (નાગરદાસ પટેલ), લેનિન (કપિલા ઠાકોર), નરસૈંયો (નાગરદાસ પટેલ), ગલો ગાંધી (રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ).

'વિદ્યાર્થી વાચનમાળા' (ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય)ની નાની પુસ્તિકાઓની એકંદરે ૧૦ શ્રેણીમાં ૨૦૦ પુસ્તિકાઓ બહાર પડી છે. આ પાંચ વર્ષમાં તેની પાંચ શ્રેણીની ૧૦૦ પુસ્તિકાઓ જુદાજુદા લેખકોને હાથે લખાઈને પ્રસિદ્ધ થઈ છે જેમાંની મોટા ભાગની ચરિત્રકથાઓ છે અને બીજી ભૂગોળ તથા સ્થળવર્ણનની છે તેમાંની ચરિત્રકથાઓની નામાવલિ નીચે મુજબ છે (શ્રેણી ૬) મહાદેવી સીતા, નાગાર્જુન, કર્માદેવી, વીર વનરાજ, હૈદર અલી, મહાકવિ પ્રેમાનંદ, નરવીર માધવરાવ, સમુદ્રગુપ્ત, ઝંડુ ભટ્ટજી, શિલ્પી કરમારકર, કવિ દલપતરામ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય, વીર વઘાભા (૭) શ્રી ઋષભદેવ, ગોરક્ષનાથ, વીર કુણાલ, અકબરશાહ, મહામંત્રી મુંજાલ, કવિ દયારામ, જયકૃષ્ણ ઇંદ્રજી, શ્રી સયાજીરાવ ગાયકવાડ, મહાવીરપ્રસાદ દ્વિવેદી, મહાકવિ નાનાલાલ, આચાર્ય ગિદવાણી, અબદુલ ગફારખાન, શારદા મહેતા. (૮) ગુરુ દત્તાત્રય, ઉદયન-વત્સરાજ, મહાત્મા આનંદઘન, વસ્તુપાલ-તેજપાલ, શામળ ભટ્ટ, કવિ નર્મદ, વીર સાવરકર, જમશેદજી તાતા, કવિ

કલાપી, પ્રો શ્રી વી નગન, શાહ સોદાગર જમાલ, શ્રી રાજગોપાલાચાર્ય, શ્રીમતી કસ્તુરબા (૯) શ્રી જ્ઞાનદેવ, શ્રી સિદ્ધસેન દિવાકર, ઉપા૦ યશોવિજયજી, વીર બાલાજી, નાના ફડનવીસ શ્રી દ્વિજેન્દ્રલાલ રોય, રાજા રામમોહનરાય, શ્રી અમૃતલાલ ઠક્કર, પં વિષ્ણુ દિગંબર, શ્રી રમાન ચેટરજી, ભગવાનલાલ ઇન્દ્રજી, શ્રી પ્રફુલ્લચંદ્ર રોય, શ્રી અબુલકલામ આઝાદ, (૧૦) શ્રી એકનાથ, હજરત મહમ્મદ પયગમ્બર, જશો જરથુસ્ત, અહલ્યાબાઈ, શ્રી અવનીંદ્રનાથ, શ્રી રમેશચંદ્ર દત્ત, શ્રી ગૌરીશંકર ઓઝા, શ્રી દૂષ્ણ મૂર્તિ, મંતકવિ પઢિયાર, ચિત્રકાર રવિવર્મા, ડૉ અન્સારી, હિંદના અદ્ભુત યોગીઓ

## બોધ-વિનોદની કથાઓ

"અરુણ પુસ્તકમાળા"–'હૃદય મને સાભરે છે' (ગીજુભાઇ) બાળવયના સભારણા, 'નાના છોકરા', 'આપણા ભાઇઓ' સર્વ મમો અને વર્ગોનું ઐક્ય પોષતી વાર્તાઓ, 'કલગી' (સોમાભાઈ ભાવસાર) ટૂંકી વાર્તાઓ, 'સૌ ની વાતો' (૧–૨) જુદાજુદા લેખકોની બાલવાર્તાઓનો સંગ્રહ, 'જગતના મુગલ' (૧–) (હરજીવન સોમૈયા) પ્રાણીકથાઓ, 'કસુંબો' (ગુલાબસિંહ બારોટ) બાલવાર્તાઓ, 'તુલસીના પાન (લાભુબહેન મહેતા) બાલવાર્તાઓ, 'એન નામ નરેન્દ્રકુમાર' (લાભુબહેન મહેતા) બાલકથા

'ગૂર્જર બાલગ્રંથાવલિ'–'ચાંદની' (મોઘી રેન) 'શિકારકથાઓ' (જી રામ જોષી), 'રમકડાં (પ્રિયવદન બક્ષી), 'કાઠિયાવાડ અને બીજી પ્રાણિકથાઓ (મનુભાઇ જોધાણી) નર જંગલી પ્રાણીઓ ની રોમાંચક સાહસકથાઓ, 'શરદબાબુની બાળવાતો' (રમણલાલ સોની)

'બાલ વિનોદમાળા'–'અનકા 'મેનાવતી' (મેઉ પરીખ્યણો), 'રેત નાતો', 'કાગમની' (પ્રાણીખ્યાઓ), 'ધરતીમાતા', 'ગોરિયો' (પ્રાણીકથા) 'બાપના વેણ', 'દુલારી' (સુમતિ ના પટેલ), 'સોનાના પગલા', 'વર્હોનિયો', 'લકાની લાડી', 'કનૈયો', 'રાજહંસ', 'ધનિયો (આમાની એક સિવાયની બધી પુસ્તિકાઓના લેખક શ્રી નાગરદાસ પટેલ છે)

'અશોક બાલ પુસ્તકમાળા'–'ચિત્તાનો શિકાર' (જીવરામ જોષી) સાહસ કથા, 'મહાયો' (ભાનુશંકર પંડ્યા) પ્રાણિકથા, 'ફૂલગજરી' (ઉમિયાશંકર પંડ્યા) મનુષ્ય, પશુ પક્ષી વિશે બાલપાઠો. 'નાની મોટી વાતો' (રમણલાલ ના શાહ), 'અમારી વાર્તાઓ ખંડ ૧ થી ૬' (નાગરદાસ પટેલ તથા સુમતિ ના પટેલ), 'હાસ્યતરંગ ખંડ ૧–૨–૩' (નાગરદાસ પટેલ) રમૂજી ટુચકાઓ, 'ગતુડિયા' (કેશવલાલ ન શાહ) 'નીર ની નોંધપોથી' (રમણ

લાલ શાહ) સામાજિક શબ્દચિત્રો, 'ચિત્રરેખા' (નાગરદાસ પટેલ), 'સાગરની રાણી' (સોમાભાઈ પટેલ), કુદરતના જ્ઞાનની કથાઓ, 'ત્રણ ઠગ' (શિવપ્રસાદ ત્રિવેદી), 'લાલાનો ભેળ' (નાગરદાસ પટેલ).

'ગાંડીવ બાલોદ્યાનમાળા'ના બોધવિનોદના કથાવાઙ્મયમાંથી સૌથી વધારે મહત્ત્વનો ભાગ 'બકોર પટેલ' ના ૨૦ ભાગો રોકે છે. પ્રાણીપાત્રોના ઓઠા નીચે વાસ્તવ જીવનના પ્રસંગો તથા હકીકતોને તેમા રમૂજી રીતે ઉતારવામાં આવે છે. વહેવાર-કુશળતાપૂર્વક જીવનના કેટલાક કોયડાઓનો ઉકેલ તે બાલવાચકો સમીપે રમૂજી રીતે કરે છે. કથા સચિત્ર છે અને બધા ભાગો શ્રી. હરિપ્રસાદ વ્યાસે લખેલા છે. 'ચુચુંની ચતુરાઈ' (જીવરામ જોષી) એ પ્રાણીપાત્રોમાં લખાયેલી બાલવાર્તા છે

'દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકા'–'બાલ જોડકણાં', 'પરીની નીંદી', 'ગિરીશભાઈની વાર્તાઓ', 'બંગાળની લોકકથાઓ', 'ટારઝન'.

'ભોલીઓ ગત' અને 'ચોખવટથી વાત કરજો' (દિનેશ ઠાકોર): એ મૂર્ખાઓના પરાક્રમોની ગમત આપે તેવી કથાઓ છે.

'ત્રણ ઠગ' (ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી) મૌળ બાળવાર્તાઓનો સંગ્રહ 'અભયકુમારની વાર્તાઓ' (વિ. હ. અભયકુમાર): બાળકોને કહેવામાં આવતી કેટલીક પ્રચલિત વાતોને પોતાની શૈલીએ લખીને લેખકે આપી છે.

'શેક્સપિયરના કથાનકો' (રમણલાલ શાહ) : એ સુપ્રસિદ્ધ નાટ્યલેખકનાં નાટ્યવસ્તુઓને વિદ્યાર્થીઓ સમજી શકે તેવી સરલ શૈલીએ રજૂ કર્યાં છે. આ ઉપરાંત તેમના 'બાલજીવન' કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલાં મુખ્યત્વે કથાનાં પુસ્તકો નીચે મુજબ છેઃ 'રાજાજીનો ખજાનો', 'વરુનુ સંગીત', 'દૂધવાળી', 'વાંદરાનો ન્યાય', 'બિલ્લીરાણી', 'વાઘ ભગત', 'અખુનરાજ', 'વિકરાળ વન' (સૌ. કીર્તિદા દીવાનજી), 'પોચાનાં પરાક્રમો', 'મૂર્ખમંડળ', 'ભોળીઆ રાજા', 'અટકચાળા વાંદરા', 'મહેકી વાતો', 'રમભય કહાણીઓ', 'ચાલાક ચોર', 'હસતાં બાલ', 'વાઘણની બોડમાં', 'કિશોર વાર્તાવલિ', 'પન્નાકુમારી' (મા ભા. કર્ણિક).

'ભાઈ બહેન', 'બાલચિત્રો', 'નાનપણની વાતો': એ ત્રણે ભરૂચની 'આપણી બાલગ્રંથમાળા'નાં પ્રકાશનો છે.

'સુંદર બાલવાતો' મુબઈની ન્યૂ એરા સ્કૂલ તરફથી (સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર) પ્રસિદ્ધ થઈ છે.

## ભૂગોળ-પ્રવાસ

'કુમારોની પ્રવાસકથા'(ધીરજલાલ ટો શાહ)રેલ્વે અને પગપાળા પ્રવાસ-

ની સાહસમિશ્રિત કથા. 'પ્રવાસપત્રો' (રામનારાયણ ના. પાઠક : અરુણ પુસ્તકમાળા) રેલ્વેમુસાફરીનું મનોરંજક વર્ણન. 'મુખડું' (બાલ વિનોદમાળા : નાગરદાસ પટેલ) 'પ્રવાસકથાઓ' અને 'ગરવી ગૂજરાત' (અશોક બાલ પુસ્તકમાળા : નાગરદાસ પટેલ), 'પંચગનીના પત્રો' (સ્વ. ચમનલાલ વૈષ્ણવ: અરુણ પુ. મા.).

'વિદ્યાર્થી વાચનમાળા'ની પુસ્તિકાઓ (ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય)–(શ્રેણી ૬) સૌંદર્યધામ' કાશ્મીર, નૈનિતાલ, ગિરનાર, દ્વારકા, પાટનગર દિલ્હી, મૈસૂર, તાજમહાલ. (૭) નેપાળ, મહાબળેશ્વર, અમરનાથ, બદ્રિકેદારનાથ, કલકત્તા, પાટણ, અનુપમ મદુરા. (૮) દાર્જીલિંગ, ઉટાકામંડ, જગન્નાથપુરી, કાશી, જયપુર, હૈદરાબાદ, કાવેરીના જલપ્રપાત. (૯) શિલોંગ, પાવાગઢ, રામેશ્વર, તારંગા, મુંબઈ, આગ્રા, અજંતાની ગુફાઓ. (૧૦) આબુ, શત્રુંજય, ગોમટેશ્વર, અમદાવાદ, લખનૌ, વડોદરા, ગીરનાં જંગલો.

## સામાન્ય જ્ઞાન

'કોયડા સંગ્રહ' (ધીરજલાલ ટો. શાહ) ગણિતની ગમ્મત. 'ઋતુના રંગો' અને 'સૌંદર્યની દૃષ્ટિએ' (દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકા) : એ બેઉ વર્ણનાત્મક સુન્દર શબ્દચિત્રો છે. 'આતશબાજી' (ગાંડીવ બાલગ્રંથમાળા) : વાર્તા, કવિતા, કોયડા, ગમ્મતના બાલોપયોગી લેખો.

'અશોક બાલપુસ્તકમાળા'ની પુસ્તિકાઓ–'કાગળના કીમિયા', (પ્રિયવદન બક્ષી), 'રંભાનુ રસોઈઘર–ખંડ ૩'–(સુમતિ નાગરદાસ પટેલ), 'ચોપગાની દુનિયા ખંડ ૧–૨' (રમણલાલ નાનાલાલ, શાહ) જુદાંજુદાં પ્રાણીઓએ રજૂ કરેલી આત્મકથાઓ, 'વિજ્ઞાનવિહાર ખંડ ૩–૪–૫' (નવલકાંત ભાવસાર), 'દગાબાજ દુશ્મન' (ચંદ્રભાઈ ભટ્ટ) 'ઉધઈનું જીવન' 'પત્રપેટી' (રમણલાલ શાહ), 'કુતૂહલ–ખંડ–૨' (પદ્મકાન્ત શાહ), 'વડવાઇઓ' ખંડ ૧–૨ (હિંમતલાલ મયંક) વૃક્ષ વનસ્પતિની વાતો, 'કોણ, કેમ અને શું ?' (પુરુષોત્તમ હ પટેલ), 'નવી નવાઇઓ' (રમણલાલ શાહ), 'છેતરાતી નજર ખંડ ૧–૨' (નાગરદાસ પટેલ), 'આપણી મહાસભા' ખંડ ૧–૨ (નાગરદાસ પટેલ).

'આપણી બાલગ્રંથમાળા' (ભરૂચ)ની પુસ્તિકાઓ–'કેમ અને શા માટે ?', 'શું શીખ્યા ?', 'હિંદી રાષ્ટ્રીય મહાસભા'.

'ગૂર્જર બાલગ્રંથાવલિ' ની પુસ્તિકાઓ –'ચાલો ગામડામાં' (સોમાભાઈ ભાવસાર), 'સૂનનસૌરભ' (રસૂલભાઈ વહોરા)

'ધૂમકેતુ'ની પ્રૌઢશિક્ષણમાળા.–નાની પોથી, પહેલી ચોપડી, બીજી ચોપડી, ત્રીજી ચોપડી

'બાળપોથી : બહેરા વિદ્યાર્થીઓ માટે' (બહેરા મૂગાની શાળા' અમદાવાદ)

વિજ્ઞાન

'દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય માળા'માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:—'વિજ્ઞાનના દ્રષ્ટાઓ' ભાગ ૧–૨ માં સમર્થ વૈજ્ઞાનિકોની પ્રેરક જીવનરેખાઓ સાથે તેમના સંશોધનોનો પરિચય બાલબોધક શૈલીએ આપ્યો છે. 'વિજ્ઞાનની રમતો': એ બાળવિદ્યાર્થીઓમાં વિજ્ઞાનની દષ્ટિ ખીલવવાના આશયથી લખાયેલી છે. એઉનાં અનુવાદક શ્રી. મોંઘીબેન છે. 'તારા અને ગ્રહો' (મગનભાઈ પટેલ) બાળકોને ખગોળની પ્રાથમિક સમજ આપે છે.

'માર્ણસ' (હિંમતલાલ ચુ. શાહ) : એ બાળકોને માનવશાસ્ત્રની પ્રાથમિક સમજ આપે છે.

'આલમની અજાયબીઓ' (ધીરજલાલ ટો. શાહ): એ દુનિયાની વૈજ્ઞાનિક અને પ્રાકૃતિક નવાઈઓની માહિતી આપે છે.

'કેમ અને ક્યારે' (અરુણ પુ. મા : ડુંગરશી સંપટ) વિમાનનો ઇતિહાસ, 'ઊડો આકાશમાં' (આપણી બાલગ્રંથમાળા–ભરૂચ): એ બલૂન, ઝેપેલીન અને અને વિમાનની શોધનું વર્ણન આપે છે. 'વિમાનની વાતો' (ગુર્જર બાળ ગ્રંથાવલિ : નવલકાન્ત નેમચંદ ભાવસાર) એરોપ્લેનની રચના વિશેની માહિતી.

'આપણાં પક્ષીઓ' (નરેંદ્ર બધેકા)માં કેટલાંક સામાન્ય પક્ષીઓનો બાલરોચક શૈલીએ પરિચય આપવામાં આવ્યો છે. 'પક્ષીમિત્રો' (મગનભાઈ પટેલ· ગુર્જર બાળગ્રંથાવલિ)મા પણ સામાન્ય પક્ષીઓ વિશેની માહિતી છે.

'પૈડું' (કિરતન લટકારી)મા પૈડાની કાલ્પનિક અને ઐતિહાસિક વિકાસ-કથા વિદ્યાર્થીઓને રસ પડે તેવી રીતે આપી છે.

'પતંગ પોથી' (ગાડીવ બાલોદ્યાન માળા) પતંગ બનાવવાની અને ઉડાડવાની કળા વિશે સંક્ષિપ્ત સમજૂતી આપતા પાઠો; એ જ ગ્રંથમાળાના પુસ્તક 'હુન્નરિકા' (બાબુલાલ મા શાહ)માં બાળકો ઘેર બનાવી શકે તેવા નાના હુન્નરો તથા નુસ્ખાઓ સંગ્રહેલા છે.

'ભવ્ય જગત' (ગુર્જર બાલ ગ્રથાવલી · રમણુલાલ નાનાલાલ શાહ) જગતની ભવ્ય રચનાની વૈજ્ઞાનિક માહિતી.

'રેડિયો'(બાલવિનોદમાળા નાગરદાસ પટેલ)રેડિયોની સંવાદરૂપે માહિતી.

'વિજ્ઞાનવિહાર ખંડ ૩–૪–૫' (નવલકાન્ત ભાવસાર) અને 'કુતૂહલ ખંડ ૨' (પદ્માકાન્ત શાહ) લોકમા પ્રચલિત અને નિત્ય જોવામા આવતી મંત્રરચનાઓ, પ્રસંગો, કાર્યો વિશેની વૈજ્ઞાનિક માહિતી સરલ રીતે આપે છે. 'અશોક બાલ પુસ્તકમાળા'નાં એ પ્રકાશનો છે.

---

## પાંચ વર્ષના સાહિત્ય પર દૃષ્ટિપાતની
## વિષયસૂચિ





# ગુજરાતી શબ્દોની વ્યવહારુ જોડણી

## [ ગુજરાત વિદ્યાપીઠના નિયમોનું વિવરણ ]

કેશવરામ કા. શાસ્ત્રી

### પ્રાસ્તાવિક

**કવિ નર્મદાશંકરના** સમયથી ગુજરાતી ભાષામાં શબ્દોની જોડણી વ્યવસ્થિત કરવાના પ્રયત્નો શરૂ થયેલા અને અનેક વિદ્વાનોના પ્રયત્નો પછી લગભગ આઠ દાયકે મ. ગાંધીજીના આશ્રમ નીચે ગુજરાત વિદ્યાપીઠ તરફથી જોડણીના **વ્યવહારુ નિયમો** અને **શબ્દાવલી** પ્રસિદ્ધ થયાં. છેલ્લાં દસ વર્ષમાં આ શબ્દાવલીનાં નાનાં મોટાં ચાર પાંચ સંસ્કરણ થઈ ગયાં છે; તે દરમિયાન નિયમોમાં પણ સુધારાવધારા થયા છે. "જોડણી માટે ખિસ્સાકોશ"ની નવી આવૃત્તિમાં આપણને છેલ્લામાં છેલ્લું એ સુધારાવધારાવાળું સ્વરૂપ મળે છે. અહીં મુખ્યત્વે તો એ નિયમોનું ટૂંકું વિવરણ આપવાનો જ પ્રયત્ન છે; પરંતુ સુધારાનાં દ્વાર કાયમને માટે બંધ રાખવામાં નથી આવ્યાં તે સત્યને આધારે કેટલાંક આવશ્યક સૂચન અને સુધારાનો નિર્દેશ કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવશે. "શાસ્ત્રોચ્ચાર-પરિશુદ્ધ જોડણી"ના મારા થોડાં વર્ષો ઉપર પ્રસિદ્ધ થયેલા નિયમોના ભોગે મારા તરફથી સ્વલ્પ જ અપવાદે ગુજરાત વિદ્યાપીઠની જોડણીના નિયમોનો સર્વથા સમાદર કરવામાં આવ્યો છે, એ મુખ્યત્વે બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી મ. ગાંધીજીએ "આથી જોડણીમાં સુધારાનાં દ્વાર બંધ થતાં નથી" એ શબ્દો ઉચ્ચાર્યા હતા, તે આશ્વાસનથી, અને જોડણીકોશની નવી નવી આવૃત્તિઓમાં નિયમોમાં તેમ જ છૂટક શબ્દોની જોડણીમાં હરવખતે સુધારા કરવામાં આવ્યા છે તે સહૃદય વૃત્તિના દર્શનથી. હું જે સુધારા સૂચવવા ચાહું છું, તે મારા નિયમોની તદ્દન ઉપેક્ષા કરી, છેલ્લાં આઠ વર્ષમાં "ભાષાશાસ્ત્ર"ના અધ્યયન-અધ્યાપનને લીધે આ વિષયને અનેક રીતે જોવાજાણવાનો જે લાભ મળ્યો, તેના જ ફલરૂપે બતાવવા માગું છું. મારા જૂના મતનો હું તેમાં અંશ પણ આગ્રહી નથી તે કોઈ પણ સજ્જન જોઈ શકશે.

લિપિમાં દેશનાં સ્વાભાવિક બધાં જ ઉચ્ચારણો જાળવી રાખતા સંકેતોનો અભાવ હોવાથી, વળી પ્રાંતિક ઉચ્ચારણોમાં એકનો એક શબ્દ

અનેક રીતે વ્યક્ત થતો હોવાથી, અને ગુજરાતી ભાષાશાસ્ત્રનો પ્રાંતીય બોલીઓના વિવરણ સાથેનો એક પણ ગ્રંથ નહિ હોવાથી ગુજરાતી શબ્દોની આખરી જોડણી નક્કી કરવાનું અત્યાર સુધી બની શક્યું નથી; એટલે જ વ્યવહારુ જોડણી–નિયમોની આવશ્યકતા સ્વીકારાઈ છે. એમાં થોડા અપવાદે શુદ્ધિની નજીકમાં નજીક જવાનો સત્પ્રયત્ન છે, અને તેથી જ એ સત્પ્રયત્ન સમાદરણીય છે. સુધારાવધારા પણ શુદ્ધિની વધુ અને વધુ નજીક લઈ જવાને માટે જ ગુજરાત વિદ્યાપીઠ તરફથી અવારનવાર આપવામાં આવે છે; અને તેથી જ દેશના કોઈપણ ભાગમાં જે ઉચ્ચારણ કદી પણ જાણીતું ન હોય તેવું ક્વચિત્ જોડણીમાં પેસી ગયું હોય તો તે સર્વથા ત્યાજ્ય બને છે.

## નિયમો

### ૧. તત્સમ શબ્દો

### [ સંસ્કૃત તત્સમ શબ્દો ]

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા૦ મતિ; ગુરુ; વિદ્યાર્થિની.

૨ ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૦ કઠિન–કઠણ; રાત્રિ–રાત; દશ–દસ; કાલ–કાળ; નહિ–નહીં; હૂબહૂ–આબેહૂબ; ફરસ–ફરસ

૩ જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગુજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાન્ત ગણીને લખવા. ઉદા૦ વિદ્વાન, જગત, પરિષદ.

આ નિયમ અંગ્રેજી, ફારસી, આરબી વગેરે ભાષાના શબ્દોને પણ લાગુ પડે છે.

૪ પશ્ચાત, કિંચિત, અર્થાત્, ક્વચિત્, એવા શબ્દો એકલા આવે અથવા બીજા સંસ્કૃત શબ્દોની સાથે સમાસમાં આવે ત્યારે વ્યંજનાન્ત લખવા. ઉદા૦ કિંચિત્કર, પશ્ચાત્તાપ.

આવાં અવ્યયો પછી જ્યારે 'જ' આવે ત્યારે તેમને વ્યંજનાન્ત ન લખવાં. ઉદા૦ ક્વચિત જ.

આ ચાર નિયમોમાં સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી કેવી રીતે કરવી તેનો નિર્ણય આપવામાં આવ્યો છે. આમનો માત્ર બીજો નિયમ જોડણીનો નિયમ નથી. એ તો માત્ર એવું એક વિધાન નોંધરૂપે જ કરે છે કે પ્રચલિત ભાષામાં મૂળની ભાષામાંથી અવિકૃતરૂપે સ્વીકારાયેલા શબ્દોની સાથોસાથ

વિકૃત સ્વરૂપે પણ તેના તે શબ્દો રૂઢ થઈ ગયેલા હોય તેનો પણ સ્વીકાર કરવો. અને ઉદાહરણોથી એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે. અને તેથી જ સ્પષ્ટ થાય છે કે શિષ્ટ બોલીમાં ન સ્વીકારાયેલાં 'સુખ'નું 'સખ', 'દુ:ખ'નું 'દખ', વગેરે રૂપોનો અસ્વીકાર કરવાનો છે. પણ આ વસ્તુ, લખનારની શક્તિ અને શૈલી ઉપર આધાર રાખે છે. પ્રયોગમાં ક્યાં કયું રૂપ: તત્સમ કે તદ્‌ભવ સ્વીકારવું તે લખનારની મુનસફીનો વિષય છે. બાકી રહે છે ૧ અને ૩–૪ એ નિયમો. આ નિયમોની સમજૂતી વધુ જરૂરની છે. નિયમોથી કેટલીક વસ્તુ સંદિગ્ધ રહે છે.

એમ તો ૧ લો નિયમ ચોખવટ કરી આપે છે કે "સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી." અને ખરેખર મોટા ભાગના સ્વરાંત શબ્દોમાં આવી કોઈ ખાસ મુશ્કેલી નથી; (ખાસ કરીને હ્રસ્વ–દીર્ઘ 'ઈ' અંતે હોય તેવા શબ્દોનો જ પ્રશ્ન જરા વિકટ છે; પણ તેનું નિરાકરણ શબ્દકોશ આપી દે છે. એમાંથી સંસ્કૃતમાં જે રૂઢ હોય તે 'ઈ' સ્વીકારી લેવી. જોડણીકોશમાં "શતાબ્દી" જેવો શબ્દ હ્રસ્વ 'ઇ' થી છપાયો છે, તેવી ભૂલો સુધારી લેવી.) પણ સંસ્કૃતમાં જે વ્યંજનાંત શબ્દો છે અને સ્વરાંતમાં પણ તેનું વિભક્તિ રૂપ જુદું થાય છે તેવા શબ્દોના વિષયમાં ચોખવટ જરૂરી બને છે. ૩ જા નિયમમાં વ્યંજનાત વિશે કાંઈક ચોખવટ કરવામાં પણ આવી છે; પણ તે કાંઈક અપૂર્ણ છે. ખરી સ્થિતિ એ છે કે **સંસ્કૃત શબ્દોની પ્રથમા વિભક્તિનાં એકવચનનાં રૂપો, વિભક્તિનો પ્રત્યય જો કાંઈ તેમાં હોય તો તેનો લોપ થયો હોય તેવા સ્વરૂપમાં સ્વીકારવાનાં** છે. સંસ્કૃત ऋ, अन्, इन्, विन्, वस्, वत्, मत्, અને स् છેડાવાળા શબ્દોનાં પ્રથમા વિભક્તિના એકવચનમાં નેતા, કર્તા, માતા, પિતા, આત્મા, બ્રહ્મા, નામ, વિદ્યાર્થી, હસ્તી, યશસ્વી, મનસ્વી, વિદુષી, ભગવતી, શ્રીમતી, અને સ્‌ના લોપે ચંદ્રમા, યશ, મન, એવાં સ્વરાંત રૂપો વપરાય છે તે આપણે તત્સમ તરીકે સ્વીકારવાનાં છે. વ્યંજનાંત બનતાં વિદ્વાન્, ભગવાન્, શ્રીમાન્ અને બાકીના વ્યંજનાંત બીજા બધા શબ્દો—મરુત્, જગત્, વાક્, પરિષદ્, સંસદ્, ધનુષ્, આશિષ્, આયુષ્, અકસ્માત્, એ બધા શબ્દો એકલા વપરાય ત્યારે અંત્ય વ્યંજનમાં 'અ' ઉમેરી જોડણી કરવાની છે; મરુત, જગત, વાક, પરિષદ, સંસદ, ધનુષ, આશિષ, આયુષ, અકસ્માત એ રીતે. "આયુષ" ઉપરાંત, 'આયુ' અને "વપુષ"ને બદલે તો "વપુ" સ્વીકાર્ય થયો છે, તે લક્ષ્યમાં રાખવું.

શબ્દોમાં પણ અંતે અકાર ઉમેરી જોડણી કરી શકાય છે; અને તે જ પ્રમાણે આજે થાય છે. પરંતુ શબ્દના મધ્યમાં આવતા જોડાક્ષરોના વિષયમાં કેટલીક અગવડ છે તે વિશે સમજૂતી જરૂરી બને છે. ઉપરના ૫ મા નિયમમાં એ વિશે કાંઈ પણ સૂચન નથી. આ વિષયમાં નીચેની ચોખવટ ઉપયોગી થઈ પડશે.

અકબર, અખબાર, અફલાતૂન, અચાનક, અરજી, અશરફી, આબકારી, આબરૂ, આસમાન, ઇલકાબ, કસરત, કારકુન, કુદરત, ખુશબો, ખિદમત, ગિરદી, ચકમક, ચરબી, જનવર, તકરાર, તદબીર, તસવીર, તોહમત, દરજી, દરદી, દિલગીર, પરહેજ, ફારગી, બાદશાહ, બિલકુલ, દૂરબીન, વડ્ઝવર્થ, શેક્સપીયર (જેવા અંગ્રેજી સમાસાંત શબ્દોમાંનો પૂર્વશબ્દ વ્યંજનાંત હોય છે ત્યાં)–આ શબ્દોમાં કાળા છાપેલા અક્ષરો મૂળે અકાર વિનાના છે તેમાં 'અ' ઉમેરી જોડણી કરવી પડે છે. અહીં સર્વત્ર અંત્ય વ્યંજનમાંનો અ ઉમેરી લેવામાં આવ્યો જ છે, જે વિશે ઉપર સૂચન આવી જાય છે, ઉપરાંત નવું કાળા છાપેલા વ્યંજનોમાં પણ 'અ' ઉમેરી જોડણી કરી લેવામાં આવી છે

અંગ્રેજી શબ્દોમાં અંત્ય જો 'ઈ' કે 'ઉ' હોય છે તો તે ગુજરાતીમાં દીર્ઘ જ લખાય છે, યુનિવર્સિટી, સોસાયટી, ફિલોસોફી વગેરે અંગ્રેજી ચોક્કસ ઉચ્ચારણોને કારણે શબ્દ વચ્ચેના 'ઇ–ઉ' મા જોડાક્ષર પૂર્વે 'ઇ–ઉ' હ્રસ્વ જ હોય છે એ વસ્તુ ધ્યાનમાં રાખી ing –ઇંગ અંતે હોય છે તે શબ્દોમાં 'ઇ' હ્રસ્વ જ. વિઝિટ, મિનિટ, તેમ જ વિજ્ઞાનના સંખ્યાબંધ શબ્દો વ્યંજનાંત છે તેની પૂર્વેના આ 'ઇ' અસ્વરિત હોય તો હ્રસ્વ જ સ્વાભાવિક છે. અહીં કેરોસિન, મેડિસિન, વિટામિન વગેરે સંખ્યાબંધ શબ્દો લક્ષ્ય કરવા, જ્યારે સ્વરિત 'ઇ'વાળા ક્વિનીન, ઓગીન, ક્લોરેન્ટીન વગેરે જાણવા.

[ તત્સમ શબ્દોમાં અનુસ્વારનું ઉચ્ચારણ ]

૭ અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા, ચિહ્નો વાપરવા નહિ

નોંધ—શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિકો વાપરી શકાય ઉદા૦ અંત, અન્ત, દંડ, દણ્ડ, સાંત, સાન્ત, ઑંસ, ઑન્સ

આ નિયમથી તદ્ભવ શબ્દોના વિષયમાં તો ચોખવટ આપમેળે જ થઈ જાય છે કે માત્ર બિંદુથી જ આ ઉચ્ચારણો બતાવવા અનુસ્વારના

ભિન્ન ભિન્ન ઉચ્ચારો એ પારિભાષિક દૃષ્ટિએ કાંઈક ભ્રામક છે, એ વિશે વિચાર નીચે ૧૮–૧૯ મા નિયમોના વિવરણ વખતે થશે. અહીં તો માત્ર **અનુસ્વારનો** જ પ્રશ્ન સ્પષ્ટ હોઈ તે વિશે જ ખુલાસો આવશ્યક બને છે.

સંસ્કૃત તત્સમ શબ્દોમાં તો સંસ્કૃતના નિયમ પ્રમાણે એક જ શબ્દમાં પરસવર્ણ અનુનાસિક વ્યંજન નિત્ય થાય છે; માત્ર બે જુદા શબ્દો જોડાતાં તેવા પ્રસંગમાં જ તે વૈકલ્પિક છે. એ રીતે અન્ત, દણ્ડ, સાન્ત. એ જ સાચી જોડણી તત્સમ લેખે છે. પણ સૈકાંઓ થયાં આમાં વ્યાકરણશાસ્ત્રથી વિરુદ્ધ જઈને પણ સરળતા ખાતર અનુસ્વારનો ઉપયોગ થતો આવ્યો છે. પ્રાકૃત ભાષાઓમાં તો તેથી જ વિકલ્પ સ્વીકારાયો છે. આપણે પણ એ જ વાત ખ્યાલમાં રાખી વિકલ્પ સ્વીકારવા તૈયાર છિયે. આમાં સરલ માર્ગ આવા બધા જ સંયોગોમાં અનુસ્વાર લખવો એ છે. આજે મોટે ભાગે એ જ રીત પ્રચારમાં છે. પ્રશ્ન ઊભો થાય છે તે સંસ્કૃત સિવાયની ભાષાઓના તેવા ઉચ્ચારણવાળા શબ્દોને વિશે.

મૂર્ધન્ય વર્ણ પૂર્વે સંસ્કૃતના નિયમ પ્રમાણે અનુસ્વારને સ્થાને ણ થાય, નહિ કે ન; કંઠ્ય પૂર્વે ઙ થાય, નહિ કે ન, આવી સ્થિતિમાં બેન્ક, સુપરિન્ટેન્ડન્ટ, હોલેન્ડ વગેરેમાં નિયમની મુશ્કેલી ઊભી થાય છે. આ માટે સરલ માર્ગ તો એ છે કે ઉચ્ચારણમાં જ્યાં પણ સંદેહ રહેતો, યા સંદેહ ન હોય તોપણ અનુસ્વાર કરવો. તેથી જંગ, તુંદ, તંદુરસ્તી, તંબૂ, ખાંણુ જેવા શબ્દો પણ અનુસ્વારથી જ લખાશે. અંગ્રેજી શબ્દોમાં નકાર અને મકાર સ્પષ્ટ સમઝાતા હોય ત્યાં તે લખવામાં બાધ નથી. સંદેહમાં તો સર્વત્ર અનુસ્વાર લખાય તે સરળ થશે.

## ૨. હશ્રુતિ તથા યશ્રુતિ

### [ હશ્રુતિ ]

૮. બહેન, વહાણુ, વહાલુ, પહોળું, મહાવત, શહેર, મહેરબાન, મહાવરો, માહોર જેવા શબ્દોમા તથા કહે, રહે, પહેર, પહોચ જેવા ધાતુઓમા હ જુદો પાડીને લખવો.

૯. નાનું, મોઢું, બીક, સાસુ, ઊનુ, મોર (આંબાનો), મો, મોણ (લોટને), જ્યાં, ત્યાં, ક્યારે, જ્યારે, મારુ, તમારુ, તારુ, તેનું, અમારું, આવું, વગેરેમા હકાર ન દર્શાવવો.

એટલે કે, હ જ્યા દર્શાવવો ત્યા જુદો પાડીને દર્શાવવો અને ન દર્શાવવો ત્યાં મુદ્દલ ન દર્શાવવો. હ ને આગલા અક્ષર સાથે જોડવો નહિ.

વસ્તુસ્થિતિએ ૧ લા અને ૩ જા નિયમથી એ સ્પષ્ટ થાય છે કે સંસ્કૃત તત્સમ શબ્દો ગુજરાતીમા નામ તરીકે કે વિશેષણ તરીકે જે કોઈ પણ સ્વીકારાયેલા છે તે સ્વરાત હોય કે વ્યજનાત હોય તે સ્વરાત તરીકે સ્વીકારવાના છે સુદિ, વદિ જેવા સ્વરાત અવ્યયો પણ ગુજરાતીમા વપરાય છે ત્યા તે શુદ્ધ સ્વરૂપમા જ આવે તેનું તદ્ભવ રૂપ સ્વીકારવાની ઇચ્છા હોય ત્યા સુદ' 'વદ' એમ લખી શકાય. બેશક પ્રચલિત ઉચ્ચારણમા લઘુપ્રયત્ન યકાર સાથે 'સુદ્ય' 'વદ્ય' એવા રૂપ વ્યાપક છે, પણ નીચે ૧૨ મા નિયમમા સર્વસામાન્ય વિધાન કરવામા આવ્યુ છે કે "૧૨ કેટલાક શબ્દોના ઉચ્ચારમા ગુજરાતના કેટલાક ભાગમા યશ્રુતિ થાય છે × × × પણ તે લખવામા દર્શાવવાની જરૂર નથી" એટલે પ્રચલિત વ્યવહારુ જોડણીમા લઘુપ્રયત્ન યકાર સ્વીકારવામા નથી આવ્યો

પ્રશ્ન રહે છે કેટલાક વ્યજનાત અવ્યયો ગુજરાતીમા વપરાય છે તેનો 'પશ્ચાત્,' 'કિંચિત્,' 'અર્થાત્,' 'કદાચિત્,' એવા શબ્દો એકલા આવે ત્યારે શુ કરવુ? [ 'અકસ્માત્' સંસ્કૃત પ્રમાણે અવ્યય (પંચમી વિભક્તિનુ રૂપ) છે, પણ ગુજરાતીમા તે નામ તરીકે પણ સ્વીકારાઈ ગયેલો છે, એટલે નામ હોય ત્યારે 'અકસ્માત' એવી સ્વરાત જોડણી સ્વીકારવામા આવી છે અવ્યય તરીકે તો 'અકસ્માત્' છે ] પ્રશ્ન ઉપરના જેવા અવ્યયો એકલા આવે ત્યારેનો છે. ૪ થા નિયમમા એ વિશે સૂચન છે કે એને વ્યજનાત લખવા, માત્ર 'જ' અવ્યય ઉમેરાય ત્યારે જ તેને સ્વરાત લખવા, જેમ કે કદાચિત જ[૧] ઉચ્ચારણ જ અહી અનુ ઉમેરણ કરી તે છે "અકસ્માત જ મારુ આવવુ થયુ" વગેરે

**[ સંસ્કૃત સિવાયની ભાષાના તત્સમ શબ્દો ]**

૫ અરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતા તે તે ભાષાના વિશિષ્ટ ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો ન વાપરવા ઉદા० ખિદમત, વિઝિટ, નજર

---

૧. "જ" અને "ય" એ અવ્યય જ્યારે પણ કોઈ શબ્દની પછી આવે છે ત્યારે "જ-ય"માનો અકાર લઘુપ્રયત્ન હોવાને કારણે પૂર્વ સ્વર ઉપર ભાર આવે છે, પરિણામે લઘુપ્રયત્ન અકારવાળા શબ્દોનો તે અ પૂર્ણપ્રયત્ન બને છે "રામ," પણ 'રામ જ" આ સ્વરભાર એટલો પ્રબળ છે કે પૂર્વના હ્રસ્વ ઇ-ઉ પણ દીર્ઘ ઉચ્ચારાય છે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ એ ત્યા દીર્ઘ બને છે પણ લેખનમા એ હ્રસ્વ રખાય છે તેમા સરળતા એ જ પ્રધાન કારણ છે સરળતા ખાતર કેટલોક ભોગ ઉચ્ચારણોનો આપવો પડે છે બેશક ભાષાશાસ્ત્રની ચર્ચામા એ સ્વાભાવિક ઉચ્ચારણો નોધવા અનિવાર્ય જ બને છે

૬. ઍ તથા ઑ ના સાંકડા તથા પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ. પરંતુ અંગ્રેજી શબ્દોના ઍ ઑના ઉચ્ચારમાં ભ્રાંતિ ન થાય માટે, તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો. ઉદા૦ કૉફી, ઑગસ્ટ, કૉલમ.

અરબી, ફારસી અને અંગ્રેજી ભાષાના શબ્દોની ગુજરાતીમાં પ્રમાણમાં ઠીકઠીક આયાત થઈ છે. મૂળ શબ્દોમાં વિકાર થયે આવેલાં શબ્દસ્વરૂપોની જોડણીનો પ્રશ્ન વિકટ નથી; કેમકે આપણે ત્યાં જે રીતે ઉચ્ચારણ થતું હોય તે રીતે તદ્‌ભવ શબ્દોના નિયમોને અનુસરી તેની જોડણી સંસ્કૃત તદ્‌ભવની જેમ કરવાની હોય છે. પણ મુશ્કેલી શુદ્ધ શબ્દો પૂરતી છે. સંસ્કૃત ભાષાનાં બધાં જ ઉચ્ચારણો ગુજરાતીને જાણીતાં અને વારસામાં મળેલાં હોઈ મુશ્કેલી નથી; જ્યારે આ ભાષાઓનાં કેટલાંક ઉચ્ચારણો ગુજરાતીને તદ્દન અપરિચિત, તો કેટલાંક પ્રાંતીય ઉચ્ચારણોને મળતાં છે, તે શિષ્ટ જોડણીમાં સ્થાન પામી શક્યાં નથી; અને સ્વલ્પ અપવાદે પામી શકવાની સ્થિતિમાંએ નથી. આવાં ઉચ્ચારણોને ખ્યાલમાં રાખી ગુજરાતીમાં નજીકનું નજીક ઉચ્ચારણ હોય તે સ્વીકારવામાં આવે છે. અરબી, ફારસીનાં ક઼ ફ઼ ખ઼ ગ઼ જ઼ વગેરેને માટે આપણે ત્યાં સાદા ક ફ ખ ગ ઝ થી ચલાવી લઇયે છિયે; તે જ રીતે અંગ્રેજી ફ વ જ વગેરેને માટે સાદા ફ વ ઝ થી ચલાવી લઇએ છિયે. માત્ર વિવૃત ઍ–ઑ સાંચવતા શબ્દો આપણે ગુજરાતીમાં લઇયે ત્યારે તે બતાવવાની જરૂર સ્વીકારાઈ છે અને તે ઊંધી માત્રાથી. આ ઉચ્ચારણ તળપદા ગુજરાતી શબ્દોમાં પણ જાણીતું છે, પણ તે સમગ્ર ગુજરાતમાં સર્વત્ર વ્યાપક નહિ હોવાથી ગુજરાતી જોડણીમાં સ્વીકારાયું નથી; પણ પરિચિત હોવાને કારણે અંગ્રેજી શબ્દો પૂરતું સ્વીકારવામાં આવે છે તે ખાસ અયુક્ત નથી. (જો કે અમને પાકો ભય છે કે આમજનતા એને સમજવામાં મુશ્કેલી અનુભવશે જ.)

અરબી, ફારસી, અંગ્રેજી ઉપરાંત ઉર્દૂ, પોર્ચુગીઝ, ફ્રેંચ વગેરે શબ્દોની જોડણીમાં સ્વરના વિષયમાં તો મુશ્કેલી નથી. જે પ્રમાણે સ્વરનાં તે તે ભાષામાં ઉચ્ચારણો થાય છે તે પ્રમાણે આપણે અપનાવી લઈ જોડણી કરી શકિયે છિયે, પણ મુશ્કેલી શબ્દોના મધ્યમાં આવતા જોડાક્ષરો અને અંત્ય વ્યંજનના વિષયમાં ઊભી થાય છે. સંસ્કૃત તત્સમ શબ્દોના વિષયમાં ૩ જો નિયમ આપી વ્યંજનાંત શબ્દોમાં અ ઉમેરી લેવા સં. વ્યંજનાંત શબ્દોની જોડણી સ્વીકારી લેવામાં આવી છે તે જ પ્રમાણે આ વિદેશી

આ બેઉ નિયમો બે વિભાગ પાડી આપે છે, એનું વિવરણ એ ૯ મા નિયમ નીચેની નોંધ છે. એનો આશય સ્પષ્ટ છે કે ૮ મા નિયમમાં બતાવેલા શબ્દોમાં લઘુપ્રયત્ન 'હ' બતાવવો. અને તે એવી રીતે કે જે વ્યંજનમાં એ હોય તે વ્યંજનમાં 'અ' ઉમેરી લખવો અને હકાર મૂળ સ્વર સહિત લખવો. ૯ મા નિયમમાં ક્યાં ન લખવો એ બતાવવામાં આવ્યું છે. એટલે કે નહાનું, મહોટું, મહોર, મહોં, જ્યહાં, ત્યહાં, ક્યહારે, જ્યહારે, મહારું, તમહારું, તહારું, તહેનું, અમહારું, અહાવું એમ જોડણી કરવાની સ્પષ્ટ મનાઈ કરવામાં આવી છે. [જોડણીની દૃષ્ટિએ બધા જ સંયોગમાં શંકા થતાં જ "કોશ" જોઈ લેવો જરૂરી છે.]

આ પ્રશ્ન ઉચ્ચારણની દૃષ્ટિએ બહુ જટિલ છે. વસ્તુસ્થિતિએ આખો 'હ'નો પ્રશ્ન પ્રાંતીય છે. જ્યાં એનું ઉચ્ચારણ થાય છે ત્યાં પણ એ સ્વરમાં જ અંતર્ગત છે; એટલે 'વહાણું' લખવા છતાં માત્રા ચાર નહિ, પણ ત્રણ જ ઉચ્ચારણમાં છે. આમાં ૮ મો નિયમ જેમ તળ ગુજરાતનું તત્ત્વ બતાવે છે, તેમ ૯મો નિયમ તળ કાઠિયાવાડનું તત્ત્વ બતાવે છે. ગુજરાતમાં ૮મા–૯મા બંને નિયમોમાં આવતા શબ્દોમાં હકારનું લઘુપ્રયત્ન ઉચ્ચારણ છે, તો કાઠિયાવાડમાં એ બેઉ નિયમોમાંના શબ્દોમાં હકારનું લેશ પણ ઉચ્ચારણ નથી. શિષ્ટ ભાષામાં હકાર સ્વીકારાયો તો છે જ. એમાં જ્યાં છેલ્લાં ૮૦ વર્ષોમાં રૂઢ થઈ ગયો છે ત્યાં ૮ મા નિયમમાં હકાર સ્વીકારાયો છે; રૂઢ નથી થયો ત્યાં ૯ મા નિયમમાં નથી સ્વીકારાયો. જોડણીની એકવાક્યતા કરવા આ પ્રકારની જે બાંધછોડ કરવામાં આવી છે, તે ખાસ ગેરવાજબી નથી. ૯મા નિયમમાં જે અપવાદ આપવામાં આવ્યો છે તેવા શબ્દો ભાષામાં બહુ જ જૂજ છે એટલે યાદ રાખવા મુશ્કેલ નથી.[1] શંકામાં "કોશ" જોઈ લેવો

---

1. જોડણીના આરંભથી માંડી અત્યારસુધીમાં હકારને જોડણીમાં વ્યક્ત કરવાની અનેક રીતો બતાવાઈ છે. સ્વ. કવિ નર્મદાશંકરે પ્રથમ અર્ધો વ્યંજન કે સ્વર જ માત્ર હોય તો 'અ' અર્ધો લખી સ્વર સાથે 'હ' લખવાનો ઉપાય બતાવી; પછીથી 'હ'ને સ્થાને તે તે વ્યંજન કે સ્વર નીચે નુક્તો કરવા સૂચવેલું. સ્વ. નવલરામ પંડ્યાએ સ્વર પછી વર્ણલોપદર્શક ચિહ્ન ' (apostrophe) લખવા નિર્દેશેલું. પછી 'હ'ને રાખવા તરફ વલણ થયું. સ્વ. ગોવર્ધનરામે નર્મદાશંકરની પ્રથમની પદ્ધતિ સ્વીકારી. એ ફરી જુનવાણી બન્યું અને સ્વ. નરસિંહરાવે પેલા અર્ધા 'અ'નો અસ્વીકાર કરી 'અહમે'ને સ્થાને 'હમે' વગેરે રીત

[ હકારવાળાં ક્રિયાપદો ]

૧૦ નાહ, ચાહ, સાહ, મોહ, દોહ, દોહ, મહ, ગોહ એ ધાતુઓને અનિયમિત ગણી તેમના નીચે દર્શાવ્યા પ્રમાણે રૂપો સાધિત કરવા —

નાહ—નાહું છું, નાહીએ છીએ, નહાય છે, નાહો છો, નાહ્યો,-યા,-હી,-હ્યું,-હ્યા, નાહીશ, નાહીશું, નહાશો, નહાશે, નહાત, નહાતો,-તી,-તું, નાહનાર, નાહવાનો અથવા નાવાનો, નાહેલો,-લી,-લું, નહા, નહાજે, નાહવું

નવડા(-રા)વવું, નવાવું, નવાય, નાવણ, નાવણિયો, નવેણ, નવાણ

ચાહ—ચાહું છું, ચાહીએ છીએ, ચાહે છે, ચાહો છો, ચાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યા, ચાહીશ, ચાહીશું, ચાહશે, ચાહશો, ચહાત, ચહાતો,-તી,-તું, ચાહનાર, ચાહવાનો, ચાહેલો,-લી,-લું, ચાહ, ચાહજે, ચાહવું

ચહવડા(-રા)વવું, ચહવાવું, ચહવાય એ રૂપો શક્ય અને વ્યાકરણદૃષ્ટિએ પ્રામાણિક લાગે છે, પણ આવા પ્રયોગો પ્રચલિત નથી

---

ગોમારી જો બધામાં બાંધછોડની નીતિએ છેવટ "જોડણીકોશ" આવ્યો અને ૮ મા-૯ મા નિયમ પ્રમાણે અમુક શબ્દોમાં 'હ' લખવો અને તે ૮ મા નિયમમાં બતાવ્યા પ્રમાણે, અને અમુક શબ્દોમાં ન જ લખવો, ૯ મા નિયમમાં બતાવ્યા પ્રમાણે આમાં લિપિની મુશ્કેલીનો પ્રશ્ન પણ મૂંઝવતો બતાવાયો છે ને વિશે શ્રી મહાસાહેબે "જોડણીકોશ"ની પ્રસ્તાવનામાં નિર્દેશ કર્યો પણ છે હકાર સ્પષ્ટ બતાવવા પૂર્વના વ્યંજનો અર્ધા જ આપવા પડે હવે જેમાં કાનો છે તેવા વ્યંજનો તો અર્ધા મળે જ છે, પણ 'જ' સિવાયના કાના વિનાના ક, ટ, ડ, દ, ર એ વ્યંજનો ખોડા મૂકવા જોઈએ, તો જ સાચી રીતે તે યોજાય અને તેમ છતાં આ બધા સ્થાનોમાં એ લઘુપ્રયત્ન હકાર છે, એ તો સમજાય જ નહિ આનો સરળ ઉપાય એ જ છે કે ત્યાં એ લઘુપ્રયત્ન કે સ્વરિત ઉચ્ચારણ બતાવવા સંસ્કૃત ભાષામાં વિસર્ગ બતાવવાને વપરાતું [ ] ઉપર નીચે બિંદુવાળું ચિહ્ન સ્વીકારી લેવામાં આવે તો આ આખો પ્રશ્ન સરળ થઈ પડશે માત્ર આપણે ત્યાં લઘુવિરામ (કોલન)નું ચિહ્ન [ ] એવું છે તે ગુજરાતીમાં છોડી દેવું જોઈએ પૂર્વે તેના વિના ચાલ્યું હતું અને અત્યારે ચાલી પણ શકશે તેનું સ્થાન અલ્પવિરામ યા અર્ધરેખા લેશે સ્ત નવગ્રામવાળું વર્ણલોપ-ચિહ્ન વર્ણનો લોપ બતાવે છે, જ્યારે આ વિસર્ગચિહ્ન તો વર્ણનું અસ્તિત્વ બતાવશે ઉચ્ચારણ તો જાણીતું જ છે છાપખાનાની મુશ્કેલી પણ કાયમને માટે ટળી જશે, જેમકે બે ન, વા ણું, વા ડું, ગો ણું, મા વત, શે ર, મે રબાન, મા વરો, મો ર કે, રે, પે ર, પો ચ પવણધની દૃષ્ટિએ આની સંગતિ પણ સ્પષ્ટ છે બાકી આવા શબ્દોમાં સ્વરિત કે લઘુપ્રયત્ન 'હ' ક્યાં ખરેખર છે તે કહેવું ઘણું મુશ્કેલ છે છતાં પ્રથમ શ્રુતિમાં કે પછી, તે સ્પષ્ટ છે. કાઢવું, લોઢી વગેરે જોવાથી બંને સ્થિતિ સ્પષ્ટ થઈ જશે

સાહ:—ચાહ પ્રમાણે.

સવડા(-રા)વવું; સવાવું; સવાય.

મોહ:—મોહું છું; મોહીએ છીએ; મોહે છે; મોહો છો; મોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; મોહીશ; મોહીશું; મોહશે; મોહશો; મોહત; મોહતો,-તી,-તું; મોહનાર; મોહવાનો; મોહેલો,-લી,-લું; મોહ; મોહજો; મોહવું.

મોહડા(-રા)વવું; મોહાવું; મોહાય.

લોહ:—લોહું છું; લોહીએ છીએ; લુહે છે; લુહો છો; લોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; લોહીશ; લોહીશું; લોહશે; લોહશો; લોહત; લોહતો,-તી,-તું; લોહનાર; લોહવાનો અથવા લોવાનો; લોહેલો,-લી,-લું; લોહ, લોહજો, લોહવું.

લોવડા(-રા)વવું; લોવાય; લોવણિયું.

દોહ:—દોહું-છું; દોહીએ છીએ; દુહે છે; દુહો છો; દોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; દોહીશ; દોહીશું; દોહશે; દોહશો; દુહત અથવા દોહત; દોહતો,-તી,-તું; દોહનાર; દોહવાનો અથવા દોવાનો; દોહેલો,-લી,-લું; દોહ; દોહજો.

દોવડા(-રા)વવું; દોવાવું; દોવણ; દોણી.

કોહ:—મોહ પ્રમાણે.

કોવડા(-રા)વવું; કોવાવું; કોવાય; કોહપણ; કોહવાણ; કોહવાટ.

સોહ:—મોહ પ્રમાણે.

આ ૧૦ મો નિયમ નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ અને સોહ એ આઠ ક્રિયાપદોનાં રૂપો પૂરતો છે. બધાં જ રૂપો કેવી રીતે લખવાં તે આપી દીધું હોવાથી તેમાં વિશેષ સૂચન અપેક્ષિત નથી રહેતું. એક પરંતુ આ બધાં રૂપોમાં ધ્યાનમાં રાખવી જ જોઈએ કે સર્વત્ર હકાર લઘુ-પ્રયત્ન એટલે કે સ્વરમાં અંતર્હિત રીતે જ ઉચ્ચરિત છે; બાકી એમ કહિયે તો ખોટું નથી કે તે તે સ્વર મહાપ્રાણિત ઉચ્ચારવામાં આવે છે. અને તેથી જ અગાઉ બતાવ્યું તે પ્રમાણે લેખનમાં ક્વચિત્ જુદો બતાવાય છતાં માત્રાની દૃષ્ટિએ હકારનું જુદું સ્થાન નથી.[1]

---

૧. એટલે જ એ લક્ષ્યમાં લેવા જેવું છે કે 'નાહું છું' કહેવાથી એનું ઉચ્ચારણ 'નાઃઉં છુંઃ-હાઉં છું' જેવું જ છે. આ ક્રિયાપદોનાં આટલાં બધાં રૂપો જુદી જુદી રીતે યાદ રાખવાં પડે તેવી સ્થિતિ છે ત્યાં આ વિસર્ગ ચિહ્નથી આખો પ્રશ્ન સરળ થઈ જાય તેમ છે. એને લીધે 'હ' વિનાનાં રૂપોઃ નાવાનો, નવડા(-રા)વું; નવાવું, નવાય, નાવણ, નાવણિયો, નવેણ, નવાણ, સવડા(-રા)-

[ મૂર્ધન્યતર ઢ ]

૧૧. કેટલાક ઢ ને બદલે ' અને ડ છૂટા પાડીને લખે છે જેમકે, કહાડવુ, વહાડવું. તેમ ન લખતા કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવુ' એમ લખવુ. પરંતુ લડવું, દાડમ ન લખતા લડવુ, દાડમ એમ લખવુ. ચડવું, ચઢવું બને માન્ય ગણવાં.

આ નિયમ બીજી રીતે ખૂબ સરળ છે. કાઠિયાવાડનાં ઉચ્ચારણોમા આ મૂર્ધન્યતર ઢ ને સ્થાને શુદ્ધ મૂર્ધન્ય ઢ જ ઉચ્ચારાય છે. જ્યા જ્યા કાઠિયાવાડમાં શુદ્ધ મૂર્ધન્ય ઢ છે ત્યાં તે જોડણીમા પણ ઢ જ બતાવવો. કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવુ, લોઢું, મોઢું, લઢણ (લઢવું ક્રિયાપદ=ટેવ પડવી ), ઢેઢ, દોઢ, અઢી, ગઢ, દાઢ વગેરેમાં ઢ જ લખવો. જ્યાં નથી એટલે કે મૂર્ધન્યતર ડ જ ઉચ્ચરિત થાય છે કાઠિયાવાડમાં, ત્યાં સર્વત્ર ડ જ લખવો. એને લીધે આપોઆપ 'ચઢવું' જોડણી નિરર્થક થઈ પડશે. કાઠિયાવાડમાં સર્વત્ર 'ચડવું' જ ઉચ્ચરિત થાય છે મૂર્ધન્યતર 'ડ' થી. એ રીતે 'ગઢ' નહિ, પણ 'ગડ', શેરડીનો 'વાઢ' નહિ, પણ 'વાડ' વગેરે

[ યશ્રુતિ ]

૧૨ કેટલાક શબ્દોના ઉચ્ચારમા ગુજરાતના કેટલાક ભાગમા યશ્રુતિ થાય છે ઉદા૦ જાત્ય, આખ્ય, લાવ્ય, લ્યો, દ્યો, ઇ૦. પણ તે લખવામા દર્શાવવાની જરૂર નથી. જાત, આખ, લાવ, લો, દો એમ જ લખવુ

નારી જાતિના બધા જ અકારાંત શબ્દો અને આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપોમાં મૂળમાં હ્રસ્વ ઇ પ્રત્યય પડ્યો છે, જેની અબાધિત છાયા સમગ્ર દેશમા પ્રાયઃ સર્વત્ર વ્યાપક છે; ગુજરાતના કેટલાક જ ભાગમા એ યશ્રુતિ છે એ કહેવું બરોબર નથી જેવી સ્થિતિ આ ય ની છે તેવી જ કર્મણિ ભૂત કૃદંતના યું—યો—યી પ્રત્યયની પણ છે. જ્યાં આ લઘુપ્રયત્ન યકાર નથી ત્યાં "ગયો"નુ 'ગો', 'કર્યો'નું 'કરો' જેવાં જ ઉચ્ચારણ છે. ઉપરના અંત્ય લઘુપ્રયત્ન યકારને અને 'લ્યો—દ્યો' અને

---

વવું, સવાવું, સવાય, હોવાનો, હોવડા(-રા)વવુ, હોવાય, હોવણિયુ. દોવાનો, દોવડા(-રા)વવું, દોવાવું, દોવણ, દોણી, કોવડા(-રા)વવુ, મેવાવું, કોવાય, એ વગેરેમાં અગાત્રિક વિસર્ગ આવી જતા તેવા સહિત રૂપોની લેખનમાં જરૂર નહિ રહે.

‘લ્યો’, ‘લ્યે’, ‘લ્યા’માંના યકારને દૂર કરવામાં માત્ર લેખનસગવડ જ મુખ્ય કારણ કહેવું વાજબી છે. અને એ જ કારણે એ સ્વાભાવિક ઉચ્ચારણ જોડણીમાંથી કાયમને માટે લુપ્ત થયું છે.¹

### ૩. તદ્ભવ શબ્દો

[અલ્પપ્રાણ + મહાપ્રાણ]

૧૩ અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦ ચોખ્ખું, ચિઠ્ઠી, પથ્થર, ઝભ્ભો, ઓઘ્ઘો, સુધ્ધાં, સખ્ખર. પણ ચ તથા છનો યોગ હોય તો ચ્છ લખવું, છ્છ નહિ. ઉદા૦ અચ્છેર, પચ્છમ, અચ્છું.

"જોડણીકોશ"માં જોડ્યો-ચોડ્યો લખાયેલ છે. તે આ રીતે જોઢ્યો-ચોઢ્યો લખવાં જોઈએ.

આ નિયમ માત્ર સરળતા ખાતર જ છે. સંસ્કૃત પ્રાકૃત ભાષાઓમાં આ નિયમ વૈકલ્પિક છે. અને અલ્પપ્રાણ+મહાપ્રાણ એ રીતે જોડણી એ બેય ભાષાઓમાં વધુ સંમાનિત થયેલી છે. એનું જ ગુજરાતીમાં અનુસરણ હોવાથી નિયમના આરંભમાં "અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં" એમ કહેવું જ પડ્યું છે. આ નિયમની ખાસ તેથી ઉપયુક્તતા નથી લાગતી.

[યશ્રુતિની ભ્રાંતિ]

૧૪. કેટલાક શબ્દોમાં (ઉદા૦ પારણું, બારણું, કોરડી, દોરડું, ખાંડણી, દળણું, ચાળણી, રોટલી) ર, ડ, ળ, લ ને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપ જ લખવું.

આ નિયમમાં "ય ઉચ્ચાર થાય છે" એમ કહેવા કરતાં "ઝડપથી બોલાતાં ઉચ્ચારણમાં યશ્રુતિની ભ્રાંતિ છે" એમ કહેવું વધુ યોગ્ય છે.

"જોડણીકોશ"માં ઘણા શબ્દોમાં વિકલ્પ છે, ખાસ કરીને ‘ર’-વાળા શબ્દોમાં. આ બધે ઠેકાણે ‘ર’ રાખીને યા ‘ર’ ઉડાડીને જોડણી થઈ છે. ઉતરડવું,—ઉત(તે)ડવું, આસરડવું—આસડવું વગેરે. આ શબ્દોમાં ‘ર’ સચવાઈ રહે એ વધુ વાજબી છે.

---

૧. આ ઉચ્ચારણ ભાષામાં અવિચ્છિન્ન છે અને તેથી વ્યક્ત થવું જ જોઈએ. તેથી જેમ મૂર્ધન્યતર ‘ડ-ઢ’ ટુકડાથી બતાવવા વાજબી છે, તેમ આ લઘુપ્રયત્ન યકાર પણ વ્યાપક રીતે ‘ય’ના રૂપમાં નીચે ટુકડા સાથે પ્રયોજાય તે ઇષ્ટ છે.

[ સ–શ નાં ઉચ્ચારણ ]

૧૫. અનાદિ શ ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાંતિક ઉચ્ચારભેદ છે. ઉદા૦ ડોશી–ડોસી; માશી–માસી; ભેંશ–ભેંસ; છાશ–છાસ; બારશ–બારસ; એંશી–એંસી. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

૧૬. શક, શોધ, શું માં રૂઢ શ રાખવો; પણ સાકરમાં સ લખવો.

૧૭. વિશે અને વિષે એ બંને રૂપો ચાલે.

સામાન્ય રીતે પ્રાંતીય ભેદે છતાં તાલવ્ય સ્વરના યોગમાં સકારને સ્થાને શકાર ઉચ્ચારવાનું વલણ છે. એ રીતે આ શબ્દોમાં વિકલ્પે તાલવ્ય શકાર છે. છાશ, બારશ વગેરેમાં તાલવ્ય સ્વર દેખાતો નથી, પણ તેમાં લઘુપ્રયત્ન યકાર છે જ, જે નારી જાતિના ई પ્રત્યય ઉપરથી આવ્યો છે. તેથી જ ઉચ્ચારણમાં તાલવ્ય શને સ્થાન મળે છે. આ વિકલ્પ કાંઈક સમાદરણીય બને છે. એ રીતે વીશ—સ, અને વીશ—સ—અંતવાળા, પચીશ—સ, છવીશ—સ, ત્રીશ—સ અને ત્રીશ—સ—અંતવાળા, ચાળીશ—સ અને ચા(–તા)ળીશ—સ અંતવાળા, ઓગણપચાશ—સ, પચાશ—સ વગેરે બધામાં વિકલ્પ સ્વીકાર્ય છે. પણ શકારની પ્રાંતીયતાને કારણે આ બધા શબ્દોમાં સકાર લખવો વધુ પ્રામાણિક છે.

શક, શોધ તો તત્સમ સંસ્કૃત ધાતુઓ છે. બેશક આજે એનાં સ્વાભાવિક ઉચ્ચારણો દંત્ય સકારવાળાં જ છે. પણ તત્સમની શુદ્ધિ જાળવવાનો પ્રધાન હોવાથી તે વિશે કોઈ વિશેષ વિવેચન અપેક્ષિત નથી.

૧૭ મા નિયમમાં 'વિશે' અને 'વિષે' બંને રૂપ સ્વીકારવાનું વિધાન છે. પણ "વિષે" એ રૂપ ગુજરાતી ભાષામાં ટકી શકય નથી; તેમ એ તત્સમ નથી; કેમકે તત્સમ તો 'વિષયે' છે. મધ્યકાલીન ગુજરાતીમાં 'વિખિ'—ઉચ્ચારવાળું 'વિષિ' રૂપ લખાયેલું મળવાથી અને 'વિખે'—ઉચ્ચારવાળું 'વિષે' પછી પણ પ્રયોજાયું હતું એટલે માત્ર સ્વરૂપ ઉપરથી 'વિષે' આપણે ત્યાં સ્વીકારાયેલું. પણ આજે તો કોઈ 'વિખે' ઉચ્ચાર કરતું જ નથી. એટલે જૂના 'વિખે'—ઉચ્ચારવાળા 'વિષે'ની જરૂર આપોઆપ ગઈ છે. સ્વાભાવિક રૂપ 'વિસે' ઉપરાંત તાલવ્ય એકારને કારણે 'વિશે' એવું વૈકલ્પિક રૂપ છે. એટલે જો વિકલ્પ જોઈતો જ હોય તો 'વિસે' 'વિશે' એવો જોઈએ. નવીનતા ન જ જોઈતી હોય તો 'વિશે' રૂપ સંમાનિત થવા યોગ્ય છે; 'વિષે' તો નહિ જ. આ બે રૂપોમાંથી

તેથી હવે 'વિશે' એ એક જ રૂપ સ્વીકારી લેવું વાજબી છે. આ જ રીતે 'દુભાવિયો' નહિ, પણ 'દુભાગિયો' સ્વીકાર્ય બને છે.

[ સાનુનાસિક નિરનુનાસિક ઇ–ઉ ]

૧૮. તદ્ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ, સાનુસ્વાર કે નિરનુસ્વાર, એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં. ઉદા૦ ની; છું; શું; હું; ધણી; પીંછી; અહીં; દહીં; પિયુ; લાડુ; જુદું.

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમાં રુ અથવા રુ લખવાનો રિવાજ નથી; રૂ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ રુ લખવાનું હોય ત્યાં રુ અથવા રુ લખવું. ઉદા૦ ઠાકરું–ઠાકરુ; બેરું–બેરુ.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો. ઉદા૦ જૂ, લૂ, થૂ, ભૂ, રૂ.

૧૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઈંડું; હીંડોળ; ગૂંગળાવ, સીંચણિયું, પીંછું; ઊંટ; પૂંછડું; વરસૂંદ, મીંચામણું.

અપવાદ—કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું.

'સાનુસ્વાર' કે 'નિરનુસ્વાર' એ સંજ્ઞાથી 'સાનુનાસિક' અને 'નિરનુનાસિક' ઇ—ઉ સમજવાના છે. સ્વ. નરસિંહરાવે પણ આ ભૂલ કર્યા પછી તેમને માલૂમ પડેલું કે અનુસ્વાર અને અનુસ્વારનો કોમળ ઉચ્ચાર એ જુદી વસ્તુ છે. અનુસ્વારનો કહેવાતો કોમળ ઉચ્ચાર તે અનુનાસિક, કે કોઈ 'નાસિક્ય' કહે છે તે છે. અનુસ્વાર એ સ્વર પછીવધી પડતું ઉચ્ચારણ છે, જ્યારે માત્રામાં કાંઈપણ વૃદ્ધિ ન કરતો નાકમાંથી બોલાતો હ્રસ્વ કે દીર્ઘ સ્વર એ સાનુનાસિક છે. એટલે ૧૮–૧૯ એ બેઉ નિયમોમાં અનુસ્વારથી સાનુનાસિક ઉચ્ચાર જ સમજવાનો છે. અને તેની જ અહીં વાત છે.[1]

---

૧. ગુજરાતી શબ્દોના ઉચ્ચારણમાં વધુમાં વધુ મૂંઝવનારો પ્રશ્ન હ્રસ્વ કે દીર્ઘ 'ઇ–ઉ' નો છે. ક્યાં એ હ્રસ્વ ઉચ્ચારાય છે અને ક્યાં એ દીર્ઘ ઉચ્ચારાય છે એ પ્રચલિત ઉચ્ચારણો ઉપરથી સામાન્ય રીતે નક્કી કરવું વિકટ છે. ખાસ કરીને દીર્ઘ ક્યાં એ નક્કી કરવું તો ખૂબ જ મુશ્કેલ છે. અહીં ૧૮ મા નિયમમાં અંત્ય સાનુનાસિક 'ઇ–ઉ' માં ઉચ્ચારણની દૃષ્ટિએ લેશ પણ ભેદ નથી; એટલું જ નહિ 'ઈ' કે 'ઉ' પોતે સાનુનાસિક હોય કે નિરનુનાસિક હોય, તેઓના ઉચ્ચા-

૧૮મો નિયમ એ અત્યંત સ્પષ્ટ કરી આપે છે કે એકાક્ષરી કે એકથી વધુ અક્ષરવાળા શબ્દોમાં અંત્ય 'ઇ' દીર્ઘ જ લખવો, જ્યારે એકાક્ષરી શબ્દોમાં માત્ર નિરનુનાસિક 'ઉ' દીર્ઘ લખવો; તેવા શબ્દોમાં સાનુનાસિક 'ઉ' હ્રસ્વ જ લખવો. એકથી વધુ અક્ષરવાળા શબ્દોમાં અંત્ય સાનુનાસિક અને નિરનુનાસિક 'ઉ' હ્રસ્વ જ લખવો. માત્ર સરળતાના ઉદ્દેશ ઉપર

---

રણમાં ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ કાંઈ પણ ફેર પડતો નથી. નિયમો કરવામાં આવ્યા છે તે માત્ર લેખનમાં સરળતા લાવવા માટે વ્યવહાર પૂરતા છે; અને તેથી જ આપણી સામે એ વ્યવહારુ નિયમો પ્રમાણે અંત્ય સાનુનાસિક-નિરનુનાસિક 'ઈ' દીર્ઘ અને તેવો 'ઉ' હ્રસ્વ આવે છે; તે જ 'ઉ' જો નિરનુનાસિક હોય અને તે એકાક્ષરી શબ્દમાં હોય તો "અપવાદ"માં બતાવ્યા પ્રમાણે દીર્ઘ જ લખવાનું પ્રાપ્ત થાય છે. અનંત્ય દશામાં તો સાનુનાસિક 'ઇ-ઉ'નું સરખાપણું તેમ તેનાથી સ્વતંત્ર રીતે નિરનુનાસિક 'ઈ-ઉ'નું સરખાપણું લેખનમાં વ્યક્ત કરવાનું નીચે ૧૯ થી ૨૪ સુધીના નિયમોમાં વિધાન છે

**સિદ્ધાંત તરીકે એક વસ્તુ અત્યંત સ્પષ્ટ છે કે ગુજરાતી ભાષાનાં ઉચ્ચારણોમાં અંત્ય 'ઇ-ઉ' નાં ઉચ્ચારણ હ્રસ્વ તરફ વધુ અને વધુ ઢળી ગયાં છે.** માત્ર 'જ' અને 'ય' એ બે અવ્યયો જ એવાં છે કે કોઇ પણ હ્રસ્વ 'ઇ-ઉ' પછી આવતાં એ 'ઇ-ઉ' દીર્ઘ જ ઉચ્ચરિત થાય છે. લઘુ-પ્રયત્ન અંત્ય અકાર પણ આ બે અવ્યય પહેલાં પૂર્ણપ્રયત્ન બની જાય છે, એ પૂર્વે સૂચવાયું છે જ.

અંત્ય 'ઇ-ઉ' જેમ હાલ સામાન્ય રીતે હ્રસ્વ ઉચ્ચરિત થાય છે, પછી ભલે વ્યુત્પત્તિથી તે દીર્ઘ જ આવતા હોય (અને "શાસ્ત્રોચ્ચારપરિશુદ્ધ જોડણી"મા મને આ તરફ પક્ષપાત પણ હતો, પ્રાંતીયતાને કારણે; પછી તો છેલ્લાં આઠ વર્ષના વધુ વ્યાપક અનુભવથી તે તરફની સમર્થક બુદ્ધિ ઓસરી પણ ગઇ છે.) તે રીતે અનંત્ય 'ઇ-ઉ' અસ્વરિત દશામા હ્રસ્વ ઉચ્ચરિત થાય છે. આને જ કારણે ૧૯ મા નિયમમા અનંત્ય 'ઇ-ઉ' સાનુનાસિક હોય ત્યારે દીર્ઘ કહ્યા છે તે અસ્વરિત દશામા હ્રસ્વ છે કે જેવા નિરનુનાસિક તે 'ઇ-ઉ' હ્રસ્વ છે. "અપવાદ"માં કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું આપવામાં આવ્યા છે, એ સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપે છે. એ રીતે જોતા "દીંડાડ"મા 'દી' દીર્ઘ નહિ, પણ હ્રસ્વ જ છે. "રિસામણું" અને "સીંચણિયું" કે "મીંચામણું"માંના આદિ શ્રુતિમાના નિરનુનાસિક કે સાનુનાસિક 'ઇ'મા કાંઇ પણ તફાવત નથી; તે જ રીતે "ઉતરડ" અને "મૂંઝવણ"માંના નિરનુનાસિક કે સાનુનાસિક 'ઉ'માં પણ અને ત્રિશ્રુતિ શબ્દોમાં "ચિતાર" "મીઠાઇ" "મૂકેલું" "ઉતાર" અને "જુઠાણું"માં આદિ શ્રુતિના ઉચ્ચારણમા ફેર છે એમ કોણ કહી શકે તેમ છે!

રચાયેલા આ નિયમની શાસ્ત્રીયતા વિશે શંકા કરવાની નથી. જોડણીના નિયમોમાં આ 'ઇ—ઉ' વિશેના નિયમો એ માત્ર કામચલાઉ છે, એ વાત કોઈપણ સમજુ વિદ્વાન ભૂલી નહિ શકે; કેમકે તેમાં ઉચ્ચારણનો વિષય ઉપેક્ષિત થયો છે.

નિયમ તરીકે આ નિયમ અત્યંત સ્પષ્ટ છે, તેવો જ ૧૯મો નિયમ પણ સ્પષ્ટ છે. ૧૮મા નિયમમાં અંત્ય 'ઇ—ઉ'—નો પ્રશ્ન પતી જાય છે, ને માત્ર અનંત્યનો જ રહે છે. તેવા અનંત્ય સાનુનાસિક 'ઇ—ઉ' દીર્ઘ જ લખવાનું ૧૯મો નિયમ વિધાન કરે છે, અને કોઈપણ સંયોગોમાં તેમાં ફેરફાર ન કરવાનો પણ આદેશ કરે છે. અપવાદમાં જે પાંચ શબ્દો છે તે જ યાદ રાખવાથી લેખનમાં આવા અનંત્ય સાનુનાસિક 'ઇ—ઉ'નો પ્રશ્ન નિરાકૃત થઈ જાય છે પણ એટલાથી પૂરતું નથી. "જોડણીકોશે" દીર્ઘ અને હ્રસ્વ 'ઇ—ઉ' હોય તેવા સંખ્યાબંધ વિકલ્પો આપ્યા છે. તેવા શબ્દમાં સ્વરભાર 'ઇ—ઉ' ઉપર ન હોય અને પછીની શ્રુતિમાં હોય છે, તેવા તે બધા જ શબ્દો હ્રસ્વ સાનુનાસિક 'ઇ—ઉ'થી લખાય તે વાજબી છે. ઉંદર, ઉંબર, જિંગોડી, શિંગાળી વગેરે. અહીં અનુસ્વાર છે એમ બચાવ કરવો નિરર્થક છે.

[ થડકાતા ઇ–ઉ ]

૨૦. શબ્દમા આવતા યુક્તાક્ષરથી જ્યા આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યા ઇ કે ઉ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યા યુક્તાક્ષર ગણવો. ઉદા૦ કિસ્તી, શિસ્ત, કુક્કર, ગુસ્સો, ચુસ્ત, ઉત્તરપિંડી, જિંદગી, જિંગોડી, લુંગી, ડુંડ, ઉંટાઇ

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમા જ઼િ લખવાનો રિવાજ નથી; છતાં જ વિશેષ પ્રચલિત છે પરંતુ જ્યા નિયમ પ્રમાણે હ્રસ્વ જ઼િ લખવાનું હોય ત્યા જ઼િ લખવું. ઉદા૦ જ઼િંદગી; જ઼િવાડવું; જ઼િવાડવું

જોડાક્ષરની પૂર્વનો થડકાતો સ્વર હ્રસ્વ લખવો. થડકાતો સ્વર ન હોય તો તે અસલ જે સ્વરૂપમાં હોય તેમ લખવો 'કર્યો, સ્ફુર્યું' આ શબ્દોમાં ભૂતકાળનો ય લાગે છે, જોડાક્ષર પણ બને છે, પણ પૂર્વના સ્વરમાં કાંઈ પણ થડકારો નથી, તેથી "કર" ને 'યો' લાગતાં છતાં 'ક'માં અકાર લઘુ જ છે. તેજ રીતે 'સ્ફુર'માં ઉકાર લઘુ જ છે.

આ નિયમ અત્યંત સ્પષ્ટ છે, પણ તે તદ્‌ભવ પૂરતો જ છે, એ ન ભુલાવું જોઈએ. સંસ્કૃત તત્સમ-શબ્દોમાં જોડાક્ષરમાંના પૂર્વનો ઇ—ઉ૨

દીર્ઘ જ સામાન્ય રીતે હોય છે. કીર્તિ, પૂર્ણ, ચૂર્ણ, વીર્ય વગેરે. સંસ્કૃત સિવાયની ભાષાઓમાંથી આવેલા શબ્દોમાં હ્રસ્વ લખવાનું જ વલણ છે; જેમકે ડિગ્રી, ઉર્દૂ વગેરે.

નોંધમાં 'જિ' વિશે જ છે. ત્રણમાંનું પહેલું ઉદાહરણ તત્સમ શુદ્ધ શબ્દ છે; બીજું—ત્રીજું ઉદાહરણ ૨૪મા નિયમ પ્રમાણે છે.

[ દ્વિશ્રુતિવાળા શબ્દોમાં અન્ત્ય ઇ–ઉ ]

૨૧. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે, ઉદ્દુ, દિલ, બુદ્દુ) તેવા બે અક્ષરના શબ્દોમાં ઉપાન્ત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવા. ઉદા૦ ચૂં, થૂઈ, ધૂત, જૂનો, ઝીણું, જૂનો

અપવાદ—સુધી, દુખ, જુઓ

નોંધ—સુકાવું, ભુલાવું, શિખાવું, એવાં કર્મણિ રૂપોમાં હ્રસ્વ થાય છે. જુઓ નિયમ ૨૪ મો.

વ્યુત્પત્તિને આધારે ઉપાન્ત્ય ઇ–ઉ માં હ્રસ્વતા જ મળતી હોય તે સિવાયનાં સ્થાનોમાં પ્રાય વ્યુત્પત્તિથી જ આ 'ઇ–ઉ' દીર્ઘ મળે છે, એટલે આ નિયમ માત્ર વ્યુત્પત્તિને જ વળગતો ગણાયો છે; તેથી માત્ર વ્યવહારગમ્ય છે.[1] આપણને સ્વરિત કે અસ્વરિત અન્ત્ય 'ઇ–ઉ' ઉચ્ચારણની રીતે પ્રાય હ્રસ્વ મળે છે, એ અનુભવનો જ માત્ર વિષય છે.

[ ત્રણ શ્રુતિવાળા શબ્દોમાં ઇ–ઉ ]

૨૨. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે, ઉપર, ગુજર, કુન્દુ, સુખ, આગુર) તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇ કે ઉ પછી

૧ એક સરખું માપ ધરાવનારા શબ્દોમાં ઉચ્ચારણની દૃષ્ટિએ ભેદ ગણી શકે નહિ, દા૦ ત૦ 'સુધી', 'જૂનો', 'ઝીણું', આ ઇ કે ઉમાં ઉચ્ચારણની દૃષ્ટિએ કાંઈપણ ભેદ નથી. આ આખો પ્રશ્ન સ્વરભારના તત્ત્વને આધારી છે. ગુજરાતી ભાષામાં સ્વરભાર જો અન્ત્ય સ્વર ઉપર જતો હોય તો અન્ત્યસ્થિત સ્વરો દીર્ઘ રહેવાની સ્થિતિમાં નથી હોતા. ઉપરના ત્રણે શબ્દોમાં સ્વરભાર ૧લી શ્રુતિમાં છે; સ્પષ્ટ છે કે અન્ત્ય સ્વર ઉપર જ પડે છે. એટલે ઉચ્ચારણની દૃષ્ટિએ ઉપાન્ત્ય સ્વર હ્રસ્વ જ આવી રહે છે.

આ પછીના નિયમોમાં એ તત્ત્વ ઓછેવત્તે અંશે સ્વીકારવામાં આવ્યું જ છે. સુકાવું, ભુલાવું, શિખાવું એ ત્રણ શ્રુતિવાળા શબ્દોમાં એ જ તત્ત્વને લીધે આદિ શ્રુતિ હ્રસ્વ મળે છે.

લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવા, અને ગુરુ અક્ષર આવે તો તે હ્રસ્વ લખવા ઉદા૦ ખુશાલ, નીકળ, ભમરે, વિમાસ, મજૂર, ખેડૂત, દુકાળ, સુતાર, તડૂક, કિનારો, ભલાવ, મિચાર, તડૂકાવ

અપવાદ ૧—વિશેષણ પરથી થતા નામો તેમજ નામ પરથી બનતા ભાવવાચક નામોમા મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી ઉદા૦ ગરીબ—ગરીબાઈ, વખાન—વખાણવાત, ચીકણ—ચીકણાઈ, ચીમારા, ગીતું—ગીડારા, મીઠાશ મજુ—મજૂકાણ, ખીણ—ખાગારા, ઝીણ—ઝીણવટ

નોધ—વૈધિ વૈધિત્વ, અભિમાની—અભિમાનિત્વ, એવા શબ્દો તત્સમ સંસ્કૃત હોય ફેરફાર કરવામા આવે છે

અપવાદ ૨—કેટલાક શબ્દો બોલતા ઉપાન્ત્ય અક્ષર ઉપર ભાર આવે છે ત્યા ઇ કે ઉ જે હોય તે દીર્ઘ કરવા ઉદા૦ નાગીના, હાકીનો, ચારફેરો, દનૂરી વગેરે

નોધ—જેમા આ જાતનો ભાર નથી આવતો એવા શબ્દો ટકોરો, ફકીરી મદદ૦

નિયમમા બેથી વધારે અક્ષરોથી ત્રણ અક્ષરા—શ્રુતિઓ સમજવાની છે, કેમકે ચાર અક્ષરવાળી માટે ૨૩મો નિયમ છે જ અહી ઉદાહરણમા "તડુકાવ" ચાર અક્ષરનો અપાયો છે, એ નિયમમા રહેલા વ્યાપક તત્ત્વને આભારી છે. આ નિયમથી જે કાઈ સમજાય છે, તે એ જ છે કે બે દીર્ઘ સ્વરો લાગલગાટ શ્રુતિમા આવી શકતા નથી તે જ પ્રમાણે ઉદાહરણો ત્રણ ચાર અપાયા છે "તડુકાવ" મા તેથી આપણે "તડુકા—" અંગ પૂરતુ લક્ષ્ય આપવાનુ રહે છે

અહી "તડુકાવ" મા ઉકાર સ્પષ્ટ હ્રસ્વ નિર્ણીત થયા પછી નીચે ૨૪મા નિયમની નોધમા "તડૂકાવ(વુ), તડૂકા(વુ)" નોધાયા છે, તે પ્રમાદ જણાય છે

આ નિયમમા સ્વરભારનુ તંત્ર એકદરે નિયામક છે જે શબ્દોને છેડે લઘુપ્રયત્ન અકાર છે, તે શબ્દોમાં અમુક રીતે ઉપાન્ત્ય શ્રુતિ ઉપર ભાર પડે છે ખુશાલ, વિમાસ, દુકાળ, સુતાર, કિનારો, લુનાન, મિચાર એ એના આમાન્ય ઉદાહરણો છે ત્યારે 'નીકળ', 'મૂનર' મા સ્વરભાર ક્યા છે? ઉચ્ચારણ જોતા ઉપાન્ત્ય અકાર ઉપર છે અને તેથી કરી આદિ શ્રુતિના ઇ—ઉ અસ્વરિત બનતા દીર્ઘ રહી શકતા નથી અને તેથી જ નિકળ, સુલવ, ઉતર, નિપજ, ઉપજ જેવા ક્રિયાપદોમા જોડણીમા પૂર્વે હ્રસ્વ સ્વર સ્વીકારાયેલો આજે તો એ દીર્ઘ શ્રુતિ સાથે ન આવે, તેમ બે હ્રસ્વ પણ,

એવી માન્યતાથી આ શબ્દોમાં આદિ શ્રુતિમાં ઇ–ઉ દીર્ઘ માત્ર વ્યવહાર-પૂરતા જ સ્વીકારાયા છે. એ જ રીતે અપવાદ ૨માં સાધિત નામ અને વિશેષણોમાં જોડણી ન ફેરવવાનું વિધાન કરવામાં આવ્યું છે.[1]

અપવાદમાં આપેલાં ઉદાહરણોમાં 'ઝીણું' ઉપરથી "ઝીણવટ" આપવામાં આવ્યું છે, તથા આદિ શ્રુતિનો 'ઈ' દીર્ઘ જ રાખવામાં આવ્યો છે. ઉચ્ચારણમાં શી સ્થિતિ છે તે અહીં બતાવવા પ્રયોજન નથી, કેમકે માત્ર વ્યવહાર જ અહીં લક્ષ્ય છે. અહીં તેથી જ પ્રશ્ન ઊભો થાય છે કે "જોડણીકોશ" માં "જૂનું" ઉપરથી "જુનવટ" અપાયું છે તે વાજબી કે આ? "–વટ" પ્રત્યય બેયમાં જુદો તો નથી જ. "ઝીણું+વટ" અને "જૂનું +વટ" તે આપણને જુદાં રૂપ આપી શકે ખરાં? એટલે મને લાગે છે કે

1. અહીં પણ સ્વાભાવિક ઉચ્ચારણ એટલે કે સ્વરભારના સિદ્ધ તત્ત્વને ઉપયોગમાં લેવામાં આવ્યું છે. આપેલાં ઉદાહરણોમાં ક્યાંય પણ 'ઈ–ઊ'નાં દીર્ઘ ઉચ્ચારણ રહ્યું નથી. વસ્તુસ્થિતિએ ૧૪મા નિયમમાં આ અપવાદ ૧નો પણ સ્વાભાવિક સમાવેશ છે, અને સ્વરભાર પૂર્વની શ્રુતિમાં તે 'ઇ–ઉ' આવી જતા હોવાથી સ્વાભાવિક રીતે જ હ્રસ્વ સ્વરૂપમાં જ એ ઉચ્ચરિત છે. અહીં એ પણ લક્ષ્યમાં લેવા જેવું છે કે બે શ્રુતિવાળા શબ્દોમાં, અગાઉ બતાવ્યું તેમ, સ્વરભાર છેડે હોય તો ઉપાંત્ય 'ઇ–ઉ' હ્રસ્વ ઉચ્ચરિત થાય છે, તેના ઉપરથી પાછા ઘડાતા તે હ્રસ્વના હ્રસ્વ જ રહે છે. ત્રણ શ્રુતિવાળા શબ્દોમાં તો, ચાર શ્રુતિવાળા શબ્દોની જેમ જ દ્વિતીય શ્રુતિ ઉપર સ્વરભાર હોય કે પ્રથમ શ્રુતિના તે ઈ–ઊ ઉપર સ્વરભાર હોય, એ દીર્ઘ ઉચ્ચારી શકાતા નથી. તેથી પણ આ સાધિત સ્વરૂપમાં ઈ–ઊ ની હ્રસ્વતા જ રહે છે.

ખરી રીતે સ્વરભારને કારણે પૂર્વનો ઈ–ઊ જ માત્ર નહિ, ગમે તે સ્વર આવ્યો હોય તે હ્રસ્વ થઇ જાય છે. જેમકે ચારવું–ચરાવવું, મારવું–મરાવવું, પાડવું –પડાવવું, દેખવું–દૅખાડવું, પેસવું–પૅસાડવું, બેસવું–બૅસાડવું, બોલવું–બૉલાવવું, ખોદવું–ખૉદાવવું; પ્રેરકને બાજૂએ મૂકતાં કર્મણિરૂપમાં પામવું–પમાવું, વાળવું–વળાવું, ગાળવું–ગળાવું; એ પ્રમાણે વિશેષણો વગેરે ઉપરથી સાધિત શબ્દો રાતું –રતાશ, ખાટું–ખટાશ, વગેરે પણ લક્ષ્યમાં લેવા જેવા છે. ("કાળાશ" જેવા કોઈક જ અપવાદ ગમે તે કારણે રહી ગયા છે.)

આમાં સ્વરભારનું તત્ત્વ કેટલું પ્રબળ છે તે સમજાય છે. હિંદીમાં દેખ–દિખાના, બોલ–બુલાના, બૈઠ–બિઠાના, ખોદ–ખુદવાના એવાં સ્પષ્ટ ઉદાહરણો છે. આપણે ત્યાં હ્રસ્વ 'એ–ઓ' હોવાને કારણે 'એ–ઓ' રહ્યા છે, પણ તે હ્રસ્વ જ, આ તદ્દન ઉચ્ચારણશાસ્ત્રનો વિષય છે. સરખાવો વળી "ઘૉડાર" જેવા શબ્દો, જ્યાં "ઓ" હ્રસ્વ છે.

"અપવાદ ૧" માં મુકાયેલ આ "જીણુવટ" શબ્દને દૂર કરવો જોઇએ, ને જોડણીની દૃષ્ટિએ "ઝિણુવટ" થઈ રહેશે. ૨૪મા નિયમમાં ક્રિયાપદો ઉપરથી આવેલા સિખામણ, ભુલામણી, ઉઠમણું વગેરે જેવી જ આની સ્થિતિ છે.

નોંધમાં આપેલા "વૈધિત્વ—અભિમાનિત્વ" વગેરે તત્સમ જ હોઈ તેના 'ઈ' નો પ્રશ્ન આવશ્યક નથી જ.

અપવાદ રજો વ્યવહારપૂરતો જ મને લાગે છે. ખરી રીતે ઉપાંત્ય શ્રુતિ ઉપર ભાર ઉચ્ચારણમાં નથી; અપવાદ ૨ જા જેવી જ એની સ્થિતિ છે. "મધુરું" અને "અધૂરું" ના ઉચ્ચારણમાં જો ફેર હોય તો આમાં હોઈ શકે.

[ ચાર શ્રુતિ અને તેથી વધુ શ્રુતિવાળા શબ્દોમાં ઇ–ઉ ]

૨૩. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઇ કે ઉ હ્રસ્વ લખવાં. ઉદા૦ મિજલસ, ડિવચાલ, કિલકિલાટ, ખિસકોલી, ટિપલિયો, રિઝિયારો, રિયકારી.

વિકલ્પ—ગુજરાત-ગૂજરાત

નોંધ ૧—આ જાતનો શબ્દ સમાસ હોય તો સમાસના અંગભૂત શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૦ બીલથાપ; બીજવર; હીણકમાઉ; પ્રાણીવિદ્યા, સ્વામીદ્રોહ, મીઠાબોલુ,

નોંધ ૨—ફૂદાફૂદ, ખુસાખસ, ભુલભુલામણી, એવા દ્વિર્ભાવથી થતા શબ્દોમાં દ્વિર્ભાવ પામતા પદની જોડણી જ કાયમ રાખવી.

'ઇ–ઉ' ને લગતા નિયમોમાં સ્વાભાવિકતાની નજીકમાં નજીક આવતો જો કોઇ નિયમ હોય તો આ છે. લાંબા શબ્દોમાં સ્વરિત કે અસ્વરિત ઇ-ઉ દીર્ઘ ઉચ્ચારી શકાતા નથી; અને એથી જ વ્યુત્પત્તિથી એક મતે આવતો "ગૂજરાત" શબ્દ વિકલ્પે સ્વીકારાયો છે. મને લાગે છે કે ઉચ્ચારણની દૃષ્ટિએ અને એ શબ્દની ઐતિહાસિક દૃષ્ટિએ સંસ્કૃતેતર મૂળ "ગુર્જરાત" ઉપરથી "ગુજરાત" એવી વ્યુત્પત્તિ પણ સ્વાભાવિક હોવાથી એ શબ્દ અત્યારે ઉચ્ચારણમાં છે તેવી જ રીતે "ગુજરાત" તરીકે જ માત્ર સ્વીકારાય એ વધુ વાજબી છે; એટલે "ગૂજરાત" એ વિકલ્પ છોડી દેવો જોઈયે.

નોંધ ૧લી સમાસાંત શબ્દને માટે છે. તે વિશે કાંઇ વિશેષ સ્પષ્ટતા અપેક્ષિત નથી. આ તત્સમ હોઈ 'પ્રાણિવિદ્યા, સ્વામિદ્રોહ' જોઇયે.

નોંધ ૨જી માત્ર વ્યવહારપૂરતી છે. ઉચ્ચારણથી આદિ શ્રુતિમાં દીર્ઘતાની કોઇ સંભવિતતા નથી.

## [સાધિત શબ્દોમાં ઇ-ઉ]

૨૪ પ્રાથમિક શબ્દો પરથી બનતા શબ્દોમાં તથા ધાતુના પ્રેરક અને કર્મણિ પ્રયોગના રૂપોમાં પ્રાથમિક શબ્દ અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં ઉપર નિયમ ૨૦, ૨૧, ૨૨, ૨૩, પ્રમાણે જોડણી કરવી ઉદા૦ ભૂલ-ભુલામણી, શીખ-શિખાઉ, શિખામણ, નીકળ-નિકાલ, ઊઠ-ઉઠાડ, ઉઠાડ, ઉઠાવ, ઉઠમણું, મૂક-મુકાણ, મુકાવું, મુકાવવું, ચૂંથવું, ચૂંથાવું, ચૂંથાવવું, ફિંગાળ, ફિંગાવું, ફિંગાવવું વગેરે.

નોંધ—ધાતુના અક્ષરો ગણવામાં તેનાં સામાન્ય કૃદંતનું રૂપ નહિ, પણ મૂળ રૂપ લેવું. જેમ કે, ઊપસ(વું), ભૂલવ(વું), રૂપનાવ(વું), તડૂક(વું), તડૂકાવ(વું), તડૂકા(વું)

અપવાદ ૧—કર્મણિ રૂપોને નિયમમાં અપવાદ ગણી હ્રસ્વ કરવા જેમકે, પિચા(વું), મુકા(વું), ભુલા(વું)

અપવાદ ૨—ક્રિયાપદના કૃદંત રૂપોમાં મૂળ જોડણી જ કાયમ રાખવી જેમકે, ભૂલનાર, ભૂલેલું ભુલાવનાર, ભુલાયેલું મૂકનાર, મૂકેલું, મુકાયેલું, મુકાવનાર, મુકાવડાવેલું

આ નિયમનો મુદ્દો બહુ સ્વાભાવિક છે સ્વરભારના નિયમ પ્રમાણે સ્વાભાવિક ઇ-ઉની હ્રસ્વતા આમાં અભિપ્રેત છે, એટલે જ "ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં" એ શબ્દો નિયમમાં અપાયા છે આ નિયમોમાં ૧૯મી કલમ સાનુનાસિક 'ઇ-ઉ' ને દીર્ઘ રાખનારી જણાવવામાં આવી નથી, એટલે નિયમથી તો તેના 'ઇ-ઉ'ની હ્રસ્વતા આવી જાય છે, પણ જ્યારે ઉદાહરણો જોઇએ છિયે, ત્યારે જ માલૂમ પડે છે કે "ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતા" ને બદલે "કાયમ રાખતા" એવો વિકલ્પ પણ ઇષ્ટ ગણ્યો છે ચૂંથવું, ચૂંથાવું, ચૂંથાવવું વગેરેમાં 'ઊ' અવિકૃત રાખ્યો છે ૧૯મા નિયમ પ્રમાણે તે[1]

---

૧ વસ્તુસ્થિતિએ સાનુનાસિક હોય કે નિરનુનાસિક હોય 'ઇ-ઉ'ની એક જ દશા છે, તેવું આગળ બતાવાયું છે નિરનુનાસિકમાં ફેર થાય અને સાનુનાસિકમાં ફેર ન થાય, એ અસ્વાભાવિક હોવાથી સ્વ નરસિંહરાવભાઈએ નિરનુનાસિક કે સાનુનાસિક કોઇપણ દીર્ઘ 'ઈ-ઊ' સાધિત શબ્દોમાં ન જ ફેરવવા મત આપેલો,

આ નિયમ પ્રમાણે સાધિત ક્રિયાપદોમાં બે દીર્ઘ સ્વર સાથે ન આવે આ નિયમનું પાલન મોટે ભાગે નિયમસર થયું છે ઉડવું–ઉડાવવું, ઉડાવડું વગેરે છતાં દીપવું–દીપાવવું, પૂજવું–પૂજાવવું–પૂજાવવું જેવી ભૂલો પણ રહી ગઈ છે, જે અસાવધપણું લાગે છે તત્સમતાની દલીલ તેઓ માટે નકામી છે, કેમકે 'કરવું'થી તે બેઉની સમાન સ્થિતિ જ છે

ઉદાહરણમાં 'નીકળ' ઉપરથી 'નિકાલ' બતાવ્યું છે, તે બરાબર નથી એક ગુજરાતી ધાતુ નામ છે બીજો ફારસી તત્સમ છે. આવી ઝીણી વાતો સમજવી અનિવાર્ય છે

"નોંધ" માંનું સૂચન નિયમની સ્પષ્ટતા માટે છે, જ્યારે "અપવાદ ૧" એ ખરી રીતે અપવાદ નથી, એ ૨૧મા નિયમથી પ્રાપ્ત દશા સાથે સૂચન માત્ર છે, જે ૨૮મા નિયમથી "જોડણી કાયમ ન" રાખવાની વાતમાં એકરૂપ થઈ જાય છે,

"નોંધ" માંના "તડુકા(વું), તડુકાવ(વું)," માં ઉકાર ૨૨મા નિયમ પ્રમાણે હ્રસ્વ જોઈએ તેનું સૂચન ઉપર થઈ ગયું છે

"અપવાદ ૨ જો" માત્ર વ્યવહારુ છે[1]

[ ઈ–ઉ વિશે કેટલીક પ્રકીર્ણતા ]

૨૫ શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઈને હ્રસ્વ કરી સ્વરની પહેલાં ય ઉમેરીને લખવું ઉદા૦ દરિયો, કડિયો ધોતિયું, મળિયું કાઠિયાવાડ પિયર મહિયર, ડિયર, મહિયર, પિયુ

---

ગુજરાતી સાહિત્યપરિષદ બંધારણ સમિતિની જોડણીમાં પણ આ જ સ્થિતિ હતી જ્યારે ગુજ૦ વર્ના૦ સોસાયટીના ખાચા ખરડામાં આવા બધા સંયોગોમાં વિકલ્પ રાખવામાં આવ્યો હતો મગળતા ન ફેરવવામાં છે ફેરવવા હોય તો ઉચ્ચારણ **પ્રમાણે એ બધા અસ્વરિત હોવાથી કોઈપણ સ્વરભારવાળી શ્રુતિ પહેલાંની શ્રુતિમાંના 'ઈ–ઉ' હ્રસ્વ જ સ્વીકારવા જોઈએ** તત્સમ શબ્દો ઉપરથી થતા ગુજરાતી સાધિત શબ્દોમાં પણ આ જ નિયમ સ્વીકારવો જોઈએ

૧ "અપવાદ ૨ જો" પ્રમાણે ધાતુ ઉપરથી બનતા કૃદંતોમાં જોડણીમાં ઈ–ઉ દીર્ઘ હોય તેમાં ફેરફાર ન કરવાનું સૂચન છે તે અસ્વાભાવિક છે કૃદંત પ્રત્યયમાં સ્વરભાર હોય તો તે પૂર્વશ્રુતિમાંના ઈ–ઉની હ્રસ્વતા જ માગી લે છે "મુકેલો", "મુકેલું' જેમ 'મૂક્યો', મૂક્યું માં ઊ દીર્ઘ રહી શકતો જ નથી

સ્વરભાર જેવા ભાષાના નિયામક તત્ત્વના અભ્યાસને અભાવે જોડણીમાં કેટલીક અસ્વાભાવિકતા પેસી ગઈ છે તે આવા પ્રસંગોથી વધુ સારી રીતે સમજાશે

૨૭ क તરીકે નોંધાયેલો નિયમ પણ અપવાદ જ છે. પણ એ અપવાદ તદ્દન વિચિત્ર જાતનો છે. ૨૬મા નિયમમાં તો 'ઓ' પ્રત્યય છે અને તે પૂર્વેના 'ઇ' ને હ્રસ્વ કરવો કે નહિ, તે ચર્ચાનો વિષય હોય છે; જ્યારે અહીં તો અસ્વાભાવિક 'ઈએ' એવો પ્રત્યય માની લેવામાં આવ્યો છે. એવો પ્રત્યય શક્ય જ નથી. મધ્યકાલીન ગુજરાતીમાં કર્મણિરૂપ ઉપરથી આવેલાં करीइ, चोलीइ એવાં રૂપો પરથી इ નો एं થયે, વસ્તુસ્થિતિએ વચ્ચેની ई ઉપરથી સ્વરભાર ખસી ए ઉપર જતાં લઘુપ્રયત્ન યકારવાળું રૂપ करिये, चोलिये આવ્યું; અશુદ્ધ લખાણોમાં करीए चोलीए એવાં પણ રૂપો લખાયેલાં. હોય વાંચનમાળાએ એ આંધળિયાં કરી સ્વીકાર્યાં અને પછી તો વ્યુત્પત્તિ કે ઉચ્ચારણ કોઈના પણ આધાર વિનાનો "ઈએ" પ્રત્યય જ જાણે કે છે, એમ સ્વીકારવામાં આવ્યું. ૨૫મા નિયમમાં પ્રાપ્ત સંસ્કૃત इय પ્રત્યય જેવી જ આ સ્થિતિ છે. એમાંનો ई જેમ હ્રસ્વ બની ગુજરાતીમાં इयुं–ई–इयां તરીકે આવ્યો તેમ જ પેલો મધ્ય-ગુજરાતીનો ईइ પ્રત્યય इये તરીકે ગુજરાતીમાં અબાધિત રીતે વ્યુત્પત્તિ અને ઉચ્ચારની એકતાથી વારસામાં મળ્યો છે. એટલે વર્તમાનકાળ ૧લા પુરુષ બહુવચનનાં રૂપો કરિયે છિયે, ખાઇયે, ધોઇયે, સૂઇયે, જોઇયે, હોઇયે, મારિયે એવાં જ સ્વીકારવાં જોઇયે. હિંદીમાં આ પ્રકારનાં કર્મણિરૂપો છે તે સરખાવો.

વહેલામાં વહેલી તકે આ અસ્વાભાવિક રૂપનો ત્યાગ કરી નિરપવાદ રીતે, જરાપણ પ્રાંતીયતાના ગંધ વિનાનો 'इये' પ્રત્યય આ રૂપોમાં સ્વીકારવાની હું ભલામણ કરું છું. ૨૫મા નિયમને અનુસરી લેશ પણ અપવાદ વિના ગુજરાતી બોલતી સમગ્ર પ્રજાના કંઠમાં આ જ રૂપ સ્વાભાવિક છે.

[૨૭] ख. જુવો, ધુવો નહિ, પણ જુઓ, ધુઓ લખવું. તેમ જ ખોવું, રોવું, જેવા ઓકારાન્ત ધાતુઓમાં ખુઓ, રુઓ લખવું, અને લુએ છે, ધુએ છે, ખુએ છે, રુએ છે, જોયેલું, જોતું, ખોયેલું, ખોતું, ધોયેલું, ધોતું વગેરે રૂપો દર્શાવ્યા મુજબ લખવાં.

ग. સૂવું, પીવું જેવાં ક્રિયાપદોમાં સૂએ છે, સૂઓ, સૂતું, સૂતેલ, સૂનાર, અને પીએ છે, પીઓ, પીતું, પીધેલ પીનાર એ પ્રમાણે લખવું.

૨૫મા નિયમમાં જે વાતનું વિધાન છે એને જ મળતું આ ख–ग નિયમનું વિધાન છે, પણ તેનાથી ઊલટું, એટલો તફાવત છે. 'ઇ' પછી યશ્રુતિ બતાવવી આવશ્યક માનવામાં આવી છે, તેથી ઊલટું અહીં 'ઉ' પછી સ્વાભાવિક આવતી વશ્રુતિનો અવરોધ કરવામાં આવ્યો છે. એટલે આ નિયમ માત્ર વ્યવહારપૂરતો જ છે, ઉચ્ચારણથી વિરુદ્ધ છે.

૩૧. કહેવડાવવું-કહેવરાવવું, ગવડાવવું-ગવરાવવું, ઉદાટવું-ઉદાડવું, બેસાડવું-બેસારવું, જેવાં પ્રેરક રૂપોમાં ડ અને ર નો વિકલ્પ રાખવો.

૩૦ મા નિયમમાંના વિકલ્પો સ્વીકાર્ય છે. બંને રૂપો વ્યાપક થઇ ચૂકયાં છે.

૩૧ મા નિયમમાં દ્વિતપ્રેરક રૂપોમાં તેમ જ થોડાં સાદાં "આડ" પ્રત્યયવાળાં પ્રેરક રૂપોમાં વિકલ્પ છે, તે સ્વીકાર્ય જ છે.

[ ઇ-ઉ વિશે શેષ ઝીણવટ ]

૩૨. કવિતામાં નિયમાનુસાર જોડણી વાપરી હ્રસ્વ દીર્ઘ બતાવનારાં ચિહ્નો વાપરવાં.

ખરી રીતે આ જોડણીનો કોઇ નિયમ નથી. કવિતામાં યથેચ્છ જોડણી કરનારને અટકાવવા પૂરતું આ નિયમન છે. ગદ્ય કરતાં પદ્ય એ મુખપાઠમાં વધુ આવે છે, અને તેથી ઉચ્ચરિત શબ્દોમાં હ્રસ્વ દીર્ઘ યથાસ્થાને આવે એ આવશ્યક છે. ન લાવી શકનારને માટે ચિહ્નોનો ઉપયોગ આવશ્યક બને છે, જે પણ પ્રયોજકની કાચી હથોટી સૂચવે.

અહીં નમૂના તરીકે 'કરીએ, નદીઓ, મીંચાવવું' વગેરેને લક્ષ્ય કરિયે. ઉચ્ચારણમાં તે 'કરિયે, નદિયો, મિંચાવવું' છે, અને સિદ્ધહસ્ત કવિ તે જ પ્રમાણે પ્રયોગ કરવાનો. તેને માટે 'કરીૅએ, નદીૅઓ, મીૅચાવવું' તેવો ઉચ્ચારણ વિરુદ્ધ જોડણી કરવાથી કેવું વિચિત્ર વલણ અખત્યાર કરવું પડે છે!

'કરીએ શું આવે? ઝડપ સહ પાણી પ્રવહતાં,
નદીઓ વીંઝાતી ગગન સહ વાતે વળગતાં."

આમાં 'કરીએ, નદીઓ; વીંઝાતી' માં અનંત્ય "ઇ"નું દીર્ઘ ઉચ્ચારણ કાનને સારું લાગે છે ખરું?

આ જ વસ્તુ જોડણીને વધુ સ્વાભાવિક કરવાનું નિમંત્રણ એટલું જ નહિ, નિયંત્રણ પણ માગી લે છે, માત્ર વ્યવહાર રોચક થઈ શકતો નથી.

૩૩. જે શબ્દોની જોડણી કે ઉચ્ચારને વિષે એકરૂપતા ચાલતી હોય તે શબ્દોની, ઉપરના કોઈ નિયમો અનુસાર જુદી જોડણી થતી હોય છતાં, પ્રચલિત જોડણી કાયમ રાખવી. ઉદા૦ મુજ, તુજ, ટુકડો, ડુચકો, મુજબ, પૂજારી, મુદત, કુમળું, કુસકી, ગુટકો, કુલડી.

માત્ર "મુજ–તુજ" અને "પૂજારી" શબ્દ સિવાય બાકીના આ બધા શબ્દોમાં ઉચ્ચારણ પ્રમાણે સ્વરભાર અંત્ય સ્વર ઉપર હોવાને કારણે જ આદિ શ્રુતિમાં "ઉ" હ્રસ્વ જ છે. આમ થવાનું સાચું કારણ શોધી પૂર્વે થયેલાં વ્યવહારુ નિયમોમાંનાં વિધાનોને સ્વાભાવિકતા તરફ લાવવાનો પ્રયત્ન આવશ્યક બને છે.

## ઉપસંહાર

જોડણીમાં સુધારાનાં દ્વાર હજી બંધ થયાં નથી, થઈ કે હોઈ પણ ન શકે; કેમકે ગુજરાતી ભાષાને હજી શાસ્ત્રીય વ્યાકરણ મળ્યું નથી. શાસ્ત્રીય વ્યાકરણ મળ્યા પછી જ આખરી નિર્ણય મેળવી શકાશે. અને જોડણીનો જટિલ વિષય નક્કી કરનારા ભાષા અને ભાષાશાસ્ત્રના અંતરમાં ઊતરેલા માણસો જોઇયે. કહેવાનો જરૂર નથી કે નિર્ણય લાવનારો એવો વિદ્વાન, કે વિદ્વાનો ન હોય ત્યાંસુધી આ વિષય આખરી શુદ્ધ અને સ્વાભાવિક રૂપ ન પામી શકે.

ગુજરાત વિદ્યાપીઠના નિયમોમાંના જે જે સ્વાભાવિકતાની વધુ નિકટ છે યા સ્વાભાવિક છે તે બતાવવાની ઉપર એક પણ તક જતી કરવામાં આવી નથી. જે નિયમોનાં વિધાન મને અસ્વાભાવિક જણાયાં છે, તે પણ, સૂચવવાની ફરજ સમઝી આપ્યાં છે. આ વિષય ભાષાશાસ્ત્રીઓનો છે અને એઓ જ આ વાતને સમઝી શકશે. ગુજરાત વિદ્યાપીઠ જેવી જવાબદાર સંસ્થા એ જવાબદારી સમઝે જ છે અને તેથી દર આવૃત્તિએ કાંઈ અને કાંઈ સુધારા સ્વીકાર્યા છે, જે વસ્તુસ્થિતિએ ઉચ્ચારણની સ્વાભાવિકતા તરફ વધુ અને વધુ આવતા જાય છે. એ માર્ગદર્શક પ્રયત્નોના ઋણ નીચે જ વધુ સુધારા સૂચવવાનો આ નમ્ર પ્રયત્ન મારા તરફથી થયો છે. આ સત્ય સ્વીકારતાં હું ગૌરવ લઉં છું.



## શબ્દસૂચી વાપરનારને સૂચના

૧. ગુજરાતી ભાષાની વ્યવહારુ જોડણીમાં શબ્દને અંતે આવતી 'ઇ' દીર્ઘ છે, અને નિરનુનાસિક એકાક્ષરી શબ્દો સિવાયનો તેવો અંત્ય 'ઉ' હ્રસ્વ છે. એટલે બહુ જ જરૂરી જણાયા છે તે સિવાયના શબ્દો આપવામાં આવ્યા નથી.

૨. સંસ્કૃત તત્સમ શબ્દોમાંના 'ક્ષ' નો ગુજરાતમાં 'ખ' બોલાય છે. એ ઉચ્ચારણભેદ જ માત્ર હોય એવા શબ્દો તત્સમ ગણ્યા છે.

૩. સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી, તુર્કી વગેરે ભાષાના તત્સમ શબ્દો સામે કૌંસમાં ટૂંકાક્ષરે તે તે ભાષાનો આદ્યાક્ષર આપવામાં આવ્યો છે. તે તે ઉપરથી ઊતરી આવેલા શબ્દો સામે કાંઇ પણ સૂચવ્યુ નથી. માત્ર થોડા જરૂરી અરબી ફારસી શબ્દો પાસે નજીકનું મૂળ બતાવવા શુદ્ધ તત્સમ શબ્દો સૂચવ્યા છે.

૪. વિકલ્પાક્ષર બતાવવા નાના કૌંસમાં, અને સમાસના ઉત્તર અંગમાં આવતો જુદો શબ્દ બતાવવા અર્ધી રેખા–સાથે અક્ષર, કે તે શબ્દ આપવામાં આવ્યો છે; તેમ શબ્દાક્ષરોમાં કાંઇક ઉમેરણથી નવા શબ્દો તે જ અર્થના કે અન્ય અર્થના બનતા હોય તેવા ઉમેરવાના અક્ષરો મીડાં ० થી બતાવવામાં આવ્યા છે.

૫. નિયમોનું સુરત રીતે પાલન કરતાં બિનજરૂરી વિકલ્પો જતા કર્યા છે.



# આપણા નિત્યના શબ્દોની જોડણી

અ

અકડાઈ
અકરાંતિયું
અકસીર (અ.)
અકિંચન (સં.)
અકીક (અ.)
અક્ષૌ(-ક્ષો)હિણી (સં.)
અખળિયારું
અખતરો
અખત્યાર
અખિયાણું
અખિલ (સં.)
અગણિત
અગમબુધિયું (-બુદ્ધિ)
અગસ્તિ(-સ્ત્ય) (સં.)
અગાઉ
અગાસી(-શી)
અગિયાર
અગિયારસ(-શ)
અગિયારસિ(-શિ)યું
અગિયારા
અગિયારી
અગ્રિમ (સં.)
અઘરણિયાત
અચિંતું(-ત્યું)
અચિંત્ય (સં.)
અચ્છું
અજોર,-રિયું,-રિયો
અચ્યુત (સં.)
અછૂત
અજમાયશ
અજવાળિયું
અજામિલ (સં.)
અજાયબ, -બી

અજડું, -ડવાડ૦
અજ્જડ
અટ્ટણું
અઠવાડિક
અઠવાડિયું
અઠિંગણ
અઠિંગવું
અઠિંગું
અઠ્ઠા(-ઠા)ઈ
અઠ્ઠા(-ઠા)ણું
અઠ્ઠા(-ઠા)વન
અઠ્ઠા(-ઠ્યા)વીસ(-શ)
અ(-અ)ઠ્ઠો(-ઠ્યો)તેર
અઠ્યાસી(-શી)
અડતાળીસ(-શ)
અડદિયો
અડ(-ર)ધિયું
અડપડિયાજી
અડ(-ધ)ફાડ
અડબાઉ
અડાણિયું
અડાબીડ
અડિયલ
અડાયું,અડિયું
અડીખમ
અડીનું
અડીં(-ડીં)ટ
અડૂકદડૂક(-કિયું)
અઢાર
અઢી
અણુફોટ
અણી
અણિમા (સં.)
અણિયાળું

અણુ (સં.)
અણ(-ણો)જે
અતિ (સં.)
અતિથિ ,,
અતિરિક્ત ,,
અતિ(-તી)રેક ,,
અતિશય ,,
અતિ(-તી)સાર ,,
અતીત ,,
અતીંદ્રિય ,,
અત્તરી,-રિયું,-રિયો
અત્યુક્તિ (સં.)
અથેતિ ,,
અદાવતિયું
અદીઠ(-ઠું)
અદેખું
અદ્ભુત (સં.)
અદ્યાપિ ,,
અધાધું(-ધૂં)ધ(-ધી)
અધામણ
અધિક (સં.)
અધિયારી
અધિયારું
અધિવેશન (સં.)
અધીન ,,
અધીર(સં.),-રું, -રાઈ
અધુસારવું
અધૂકડું
અધૂરું(-રિયું)
અધ્ધર,અંધ્ધર
અધ્યાપિકા (સં.)
અધ્યારુ
અધ્વર્યુ (સં.)
અનસૂયા ,,

અનામિક, -કા (સં.)
અનાવિલ ,,
અનિવાર્ય ,,
અનુકૂલ(-ળ) ,,
અનુક્રમણી(-ણિકા) ,,
અનુપમ ,,
અનુયાયિની,અનુયાયી,,
અનુષ્ટુપ(-ભ,-પ્) ,,
અનુસ્વાર ,,
અપજશિ(-શિ)યુ
અપરાધિની (સં.)
અપલખણુ
અપશુકન,-નિયુ,-નિયાળ
અપીલ (અં.)
અપૂજ
અપેક્ષિત (સં.)
અફઘાન
અફઘાનિસ્તાન
અફલાતૂન (ગ્રીક)
અફીણ,-ણિયુ,-ણી
અબરક (અ)
અબીલ
અમોઘ (સં.)
અમૂઝ
અભાગિયુ,-યણ
અભિજ્ઞ (સં.)
અભિધાન ,,
અભિલાષ,-ષા,-ષી ,,
અભિષેક ,,
અભિહિત ,,
અભીપ્સિત ,,
અભીષ્ટ ,,
અભ્યુત્થાન ,,
અભ્યુદય ,,
અભ્રક (અબરક) ,,
અભિમુખ,-ખી ,,

અમારું (સર્વ૦)
અમીન (અ.)
અમીર(-અ.),-રી,-રાઈ,
-રાત
અમુક(સં.),૦ તમુક
અમુ(-મૂ)ઝાવુ
અમુ(-મો)લખ, અમ્મુ
અમે(-મો) (સર્વ૦)
અમેરિકા (અં.)
અરધિયું
અરકુસી(-શી),-સો
અરવિંદ (સં.)
અરિ ,,
અરિષ્ટ ,,
અરિહંત
અરીઠી,-ઠો
અરીસો
અરુણ, અરુણિત (સં.)
અરુણું
અરુંધતી (સં.)
અરૂંપરૂં
અર્ચનીય, અર્ચિત (સં.)
અર્જ(-રજ) (અ)
અર્જુન (સં.)
અર્થાત્ ,,
અર્પિત ,,
અર્વાચીન ,,
અલફાડ
અલખત(-ત,-ત્તા)
અલમારી
અલાહિ(-ય)દું (અ)
અલુણું
અલેલટપ્પુ
અલ્પોક્તિ (સં.)
અલ્લાયો (ઓળાયો)
અવગુણી,-ણિયુ

અવતરણિકા (સં.)
અવધિ ,,
અવધૂત ,,
અવનતિ ,,
અવલંબિત ,,
અવલિપ્ત ,,
અવલોહિત ,,
અવશિષ્ટ ,,
અવશ્યંભાવિ(-વી) ,,
અવસ્થિત,-તિ ,,
અવાજ
અવાડો,અવેડો (હવાડો)
અવાળુ (દાતનુ)
અવિષહ્ય (સં.)
અવેજ,-જી
અશરફી (અ)
અશોળિયો
અશ્રુ (સં.)
અશ્લીલ ,,
અશ્લેષા ,,
અશ્વ ,,
અશ્વત્થ ,,
અશ્વત્થામા ,,
અશ્વિની ,,
અસાડ, (આષાઢ,સં.)
અસીલ
અસુર (રાક્ષસ)
અસૂર(-રું)(મોડું)
અસૂયા
અસ્તરો, અસ્ત્રો
અસ્તુ (સં.)
અસ્થિ ,,
અસ્થિરતા ,,
અહર્નિશ ,,
અહમ્ ,,
અહમહમિકા ,,

અહાલેક
અહીર (આભીર)
અહીં (ત્યાં)
અહેવાલ, હેવાલ
અહેસાન, –શાન
અળસી(–શી)
અળસિ(–શિ)યું (તેલ)
અળસિયું (કીડો)
અળાઇ
અંકિત (સં.)
અંકુર, –રિત „
અંકુશ „
અંગાંગિભાવ „
અંગિરા(–રસ) „
અંગીઠી(–ઠું)
અંગુલ, અંગુલી (સં.)
અંગુષ્ઠ „
અંગૂઠો
અંગૂઠિયું, અંગૂઠી
અંગૂઠો
અંગ્રેજ,–જી
અંગૂર (દ્રાક્ષ), (ફા.)
અંજલિ(–લિ) (સં.)
અંજીર (ફા.)
અંજુમન „
અંતરિ(–રી)ક્ષ (સં.)
અંતરિયાળ
અંતર્ગત (સં.)
અંતર્ગોલ(–ળ) „
અંતર્યામી „
અંતર્ધાન „
અંતર્હિત „
અંતશ્ચક્ષુ „
અંતઃપુર „
અંતઃપ્રવેશ „
અંતઃસ્ફૂર્તિ „

અંતિમ (સં.)
અંતિયું
અંત્યેષ્ટિ (સં.)
અંદાજ (ફા.)
અંદેશ(–શો) „
અંધારિયું
અંબરીષ (સં.)
અંબુજ „
અંશ „
અંશાંશિભાવ „
અંસ (ખભો) „

## આ

આઇત(–આત)વાર
આઉ (પશુનું થાન)
આકરું
આકર્ષિત (સં.)
આકસ્મિક „
આકળું (અધીરું)
આકાંક્ષિત (સં.)
આકીન (શ્રદ્ધા)
આકુલ (–ળ) (સં.)
આકુંચન „
આકુંચિત „
આકૃતિ „
આકૃષ્ટ „
આક્રંદ,–દિત „
આખ્યાયિકા „
આગરું (એક રોગ)
આગળો,–ળિયો
આગંતુક (સં.)
આગામી „
આગિયો
આગુ(–ગ)વો
આગ્રહ્ફૂચર
આચરણીય (સં.)
આચ્છાદિત „

આજમ
આજીજી
આજીવિકા (સં.)
આજુ(–જૂ) બાજુ(–જૂ)
આજૂકું (આજનું)
આજ્ઞાંકિત (સં.)
આઝાદ,–દી
આટલાંટિક (અં.)
આટાલૂણ
આડતિયો
આડત્રીસ(–શ)
આડફેટું(–ટિયું)
આડિયું
આડીવાડી
આડોડિયો
આતશ,–સ (ફા.)
આતિથ્ય (સં.)
આતુર „
આત્મિક „
આત્મીય „
આત્યંતિક „
આથડિયાં
આદરણીય (સં.)
આદા(–ધા)શીશી
આદિ (સં.)
આદિત્ય „
આદિમ „
આદિષ્ટ „
આદીશ્વર „
આધિ (મનની પીડા) „
આધિક્ય „
આધિદૈવિક „
આધિપત્ય „
આધિભૌતિક „
આધુનિક „
આધ્યાત્મિક „

આનંદિત (સં.)
આનુપૂર્વી ,,
આનુવંશિક ,,
આનુષંગિક ,,
આપત્તિ ,,
આપમુદી
આપમતીલુ,-તિયું
આપવીતી
આફતાબ (ફા.)
આફરડું, આફરું
આફરીન (ફા.)
આ(-હા)ફૂસ
આફ્રિકા (અં.)
આફ્રિદી
આબરૂ (ફા.)
આબેહૂબ
આબ્દિક (સં.)
આભીર,-રી ,,
આભૂષણ ,,
આમચૂર
આમળિયું
આમંત્રિત (સં.)
આમળિયું
આમિલ (અ.) (એક કોમ)
આમિષ (સં.)
આમીન (હિબ્રુ)
આમુખ (સં.)
આમેજ
આયનો
આયુ,-ષ (સં.)
આયુધ ,,
આયુર્વેદિક ,,
આયુષ્માન ,,
આરંભ
આરજૂ (ફા.) (ઇચ્છા)
આરાસુર

આરિયાં
આરિયું (ચીભડું)
આરૂઢ (સં.)
આર્ત,-ર્તિ ,,
આર્થિક ,,
આર્ષ ,,
આલબમ (અં.)
આલંકારિક
આલિમ (અ.) (વિદ્વાન)
આલિ(-લી)શાન (અ.)
આલિંગન (સં.)
આલિંગવું
આલુ (ફા.) (મેવો)
આ(-હ)લેક
આવરદા
આવિર્ભાવ (સં.)
આવિષ્કાર ,,
આવૃત્ત,-ત્તિ ,,
આશય ,,
આશરાગતિયું
આશાવરી (રાગ)
આશિષ (સં.)
આશીર્વચન,-ર્વાદ ,,
આશુતોષ ,,
આશ્રમી ,,
આશ્રિત ,,
આશ્વિન ,,
આષાઢ ,,
આસક્તિ ,,
આસનિયું
આસરડવું
આસાએશ
આસિસ્ટંટ (અં.)
આસીરિયા ,,
આસુર,-રી (સં.)
આસુંદરો

આસો
આસોપાલવ
આસ્તિક (સં.)
આસ્થિક ,,
આહીર,-રડી,-રાણી
આહુતિ (હોમ) (સં.)
આહ્નિક ,,
આહ્લાદિત ,,
આહ્વાન ,,
આળવીતરું
આળસુ
આંગળિયું,-યાત
આંગિક ,,
આંજણિયો (ઝાડ)
આંટિયાળું
આંટીઘૂંટિયાળું
આંટીઘૂંટી
આંતરસી(-સે)નો
આંતરિક (સં.)
આંદોલિત ,,
આંધળિયું,-યાં
આંબલિયો
આંબાવાડિયું
આંસુ

ઇ

ઇકબાલ (અ.)
ઇકરાર ,,
ઇ(-એ)કાત(-તે)રો
ઇ(-એ)કોતેર
ઇક્ષ્વાકુ (સં.)
ઇખલાસ (અ.)
ઇચ્છવું
ઇચ્છા, ઇચ્છિત (સં.)
ઇચ્છુ (ક) ,,
ઇજન
ઇજનેર,-રી

ઇજાફત (અ.)
ઇજાર ,,
ઇજારો ,,
ઇજ્જત ,,
ઇઝરાયલ
ઇટાલિયન (અ)
ઇટ્ટા(-ટ્ટી)
ઇડરિયો
ઇડા (સં.)
ઇતબાર,-રી (અ)
ઇતર (સં.)
ઇતરાજ,-જી (અ)
ઇતિશ્રી (સં.)
ઇતિહાસ ,,
ઇત્યાદિ (અ૦) ,,
ઇદંતૃતીયમ્ ,,
ઇનામ,-મી (અ)
ઇનાયત (અ)
ઇન્કમ ટૅક્સ (અ)
ઇન્કાર,-રિયત (અ)
ઇન્કિલાબ (અ)
ઇન્શાઅલ્લાહ ,
ઇન્સાન, (૦નિયત) (અ)
ઇન્સાફ,-ફી ,
ઇન્સ્પેક્ટર (અં)
ઇન્સ્પેક્શન (અ)
ઇબારત (અ)
ઇમલો ,
ઇમામ ,,
ઇમારત,-તી ,,
ઇમ્તિહાન ,,
ઇયત્તા (સ)
ઇયળ
ઇરાક (અ)
ઇરાદો (ફા)
ઇલકાબ (અ)

ઇલમ,-મી (અ)
ઇલાકો (અ),-ખો
ઇલાજ,-જી (અ)
ઇલાયચી,-ચો
ઇલાહી (અ)
ઇલેક્ટ્રિક (અ.)
ઇશાક,-કિયું,-કી
ઇશારો,-રત (અ)
ઇશ્ક,-શ્કી ,,
ઇશ્યૂ (અ)
ઇષ્ટ (સ)
ઇસમ
ઇસ્માગત
ઇસ્કોતરો,-રિયો
ઇસ્કૂ (સ્ક્રૂ)
ઇસ્ટાપડી
ઇસ્તરી, ઇસ્ત્રી
ઇસ્તંબૂલ (તુર્કી)
ઇસ્પિતાલ
ઇસ્લામ,-મી (અ)
ઇહ,૦લોક (સ)
ઇંગ્લિશ (અ)
ઇં (અ)ગ્રેજ-જી
ઇંગ્લૅંડ (અ)
ઇંચ (અ),-ચિયુ
ઇંતેજામ (અ)
ઇંતેજાર,-રી ,
ઇંદિરા (સ)
ઇંદીવર ,
ઇંદુ ,,
ઇંદ્ર ,,
ઇંદ્રજિત ,,
ઇંદ્રાણી ,,
ઇંદ્રાણુ
ઇંદ્રિય (સ), ઇંદ્રી
ઇંધન (સ)

ઈ

ઈક્ષણ (સ.)
ઈક્ષા ,,
ઈક્ષિત ,,
ઈજા (અ)
ઈતરાવું
ઈથર (અં)
ઈદ, ૦ગાહ (અ)
ઈપ્સિત (સ.)
ઈમાન, ૦દારી (અ.)
ઈરાન,-ની (ફા)
ઈરા (સં.)
ઈશાન,-ની ,,
ઈશિતા,-ત્વ ,,
ઈશુ(-સુ),૦ખ્રિસ્ત
ઈશ્વર,-રી (સ)
ઈર્ષ્યા (સં.), ૦ળુ
ઈસ
ઈસવી, ઇસ્વી (અ)
ઈસાઈ ,,
ઈસ્ટર (અ.)
ઈંટ, ઇંટાળો
ઈંડું, ઈંઢાળ
ઈંઢોણી
ઈંધણ(-ણું)

ઉ

ઉકરડી,-ડો
ઉકરાંટો
ઉખલાવવું
ઉકળાટ(-ટો)
ઉકળાવવું
ઉકાળવું
ઉકાળો •
ઉકાંટો
ઉકેરો
ઉકેલ

ઉકેલવું, ઉકેલાવું,-વવું
ઉક્ત,-ક્તિ (સં.)
ઉખડામણ
ઉખડાવવું
ઉખરાંટો
ઉખળિયો
ઉખાણું,-ણો
ઉખેડ, ઉખેડાવું,-વવું
ઉખેળવું, ઉખેળાવું,-વવું
ઉગટણું (-સણું)
ઉગમ,૦ણ,૦ણું
ઉગાડવું,
ઉગામવું
ઉગાર,૦વું
ઉગારો
ઉગાવો
ઉગ્ર (સં.)
ઉઘડાવવું
ઉઘરાઈ,-ત,-રાણી,-ણું
ઉઘરાવવું
ઉઘલાવવું
ઉઘાડ,૦વું
ઉઘાડું
ઉચકામણ,-ણી
ઉચકાવવું
ઉચરાવવું
ઉચલા(-ળા)-વવું
ઉચાટ,-ટિયું
ઉચાપત
ઉચારવું
ઉચાળવું
ઉચાળો
ઉચિત (સં.)
ઉચે (-ચે)ડવું,-ડાવવું,
-ડાવું
ઉચ્ચ (સં.)

ઉચ્ચરવું
ઉચ્ચરિત (સં.)
ઉચ્ચાટન ,,
ઉચ્ચાર (સં.), ૦વું
ઉચ્ચાવન (સં.)
ઉચ્ચીકરણ ,,
ઉચ્ચૈઃશ્રવા ,,
ઉચ્છું (-છું) ગ,-ગી
ઉચ્છિન્ન (સં.)
ઉચ્છિષ્ટ ,,
ઉચ્છૃંખલ (-ળ) ,,
ઉચ્છેદ (સં.) ઉચ્છેદિયું
ઉચ્છ્વસિત (સં.)
ઉચ્છ્વાસ ,,
ઉછરંગ,-ગી
ઉછળામણી,-વવું
ઉછામણી,-વવું
ઉછાળો
ઉછાંછળું
ઉછીતું,-નું
ઉછેદવું
ઉછેદિયું
ઉછેર,૦વું
ઉજમ(-વ),૦ણી,૦ણું
ઉજમાણું
ઉજવાવવું
ઉજળિયાત
ઉજાગરો
ઉજાડ,૦વું
ઉજાડિયું
ઉજાણી
ઉજાસ(-શ)
ઉજાસવું
ઉજાળવું
ઉજેરવું
ઉજેસ(-શ)

ઉજ્જડ, ઊજડ
ઉજ્જન, ઉજ્જેન
ઉજ્જયિની (સં.)
ઉજ્જ્વલ(-ળ),-લિત ,,
ઉઝરડવું
ઉઝરડો
ઉટકંટો
ઉટકાઈ,-મણ
ઉટકાવવું
ઉટપટં(-ટાં)ગ
ઉટં(-ટાં)ગ,ઉટંગી
ઉટાંટિયું,-યો
ઉઠમણું
ઉઠાઉ,૦ગીર
ઉઠાડવું
ઉઠાવ,૦વું
ઉઠાવડા(-રા)વવું
ઉડાતરી
ઉડાઉ
ઉડા(-રા)ડવું
ઉડામ(-વ)ણી
ઉડાવડા(-રા)વવું
ઉડાવવું,ઉડાવું
ઉડ્ડયન, (સં.)
ઉઢા(-ઢે)ણી,-ણું
ઉતરડ,૦વું
ઉતરડિયું
ઉતરણ,-ણી
ઉતરાણ
ઉતરાવવું
ઉતાપ,-પો,
ઉતારણ,-ણી
ઉતારત
ઉતારવું
ઉતારુ,-રો
ઉતાવળ,-ળિયું,-ળું

ઉત્કટ (સં.)
ઉત્કર્ષ, ૦ક ,,
ઉત્કલ,-લી ,,
ઉત્કંઠ,-ઠા ,,
ઉત્કંઠિત ,,
ઉત્કંપ ,,
ઉત્કીર્ણ ,,
ઉત્કૃષ્ટ ,,
ઉત્ક્રમ,૦ણ ,,
ઉત્તમ ,,
ઉત્તર,-રીય ,,
ઉત્તાન,૦પાદ ,,
ઉત્તીર્ણ ,,
ઉત્તુંગ ,,
ઉત્તેજક,-ન,-નું
ઉત્તેજિત (સં.)
ઉત્થાન, ઉત્થાનિકા ,,
ઉત્થાપક,-ન,-ના ,,
ઉત્થાપવું
ઉત્પતવું (સં.)
ઉત્પત્તિ ,,
ઉત્પથ ,,
ઉત્પન્ન ,,
ઉત્પાત ,,
ઉત્પાતી (સં.),-તિયું
ઉત્પાદક,-ન (સં.)
ઉત્પાદિત, ઉત્પાદ્ય ,,
ઉત્પ્રેક્ષા,-ક્ષિત ,,
ઉત્સર્ગ,-ર્જન ,,
ઉત્સર્પણ ,,
ઉત્સવ ,,
ઉત્સંગ ,,
ઉત્સાહ ,,
ઉત્સાહિત ,,
ઉત્સાહી,-હિની ,,
ઉત્સુક ,,

ઉથડક
ઉથલાવવું
ઉથાપવું
ઉથામવું
ઉથામો
ઉદ, ૦ક (સં.)
ઉદધિ ,,
ઉદ(-ધ)માત
ઉદ(-ધ,માતુ,-તિયું
ઉદય,-યી (સં.)
ઉદર ,,
ઉદરંભરિ,૦તા,-ભરી
પું. ,,
ઉદ (-ધ)રાવો
ઉદાત્ત (સં.)
ઉદાર ,,
ઉદાસ,-સી
ઉદાસીન (સં.)
ઉદાહરણ ,,
ઉદાહૃત ,,
ઉદિત ,,
ઉદીચ્ય ,,
ઉદુંબર ,,
ઉદ્ઘાટન,-ટિત ,,
ઉદંડ ,,
ઉદ્દામ ,,
ઉદ્દિષ્ટ ,,
ઉદ્દીપક,-ન,-ના ,,
ઉદ્દીપિત, ઉદ્દીપ્ત ,,
ઉદ્દેશ,-શ્ય ,,
ઉદ્ધત,-તિ ,,
ઉદ્ધરણ (સં.),-વું
ઉદ્ધવ (સં.)
ઉદ્ધાર,૦ક,૦ણ(સં.),૦વું
ઉદ્ધૃત (સં.)
ઉદ્ભવવું,-ભાવવું

ઉદ્ભાવિત (સં.)
ઉદ્ભિજ્જ ,,
ઉદ્યત ,,
ઉદ્યમ,-મી ,,
ઉદ્યાન ,,
ઉદ્યાપન ,,
ઉદ્યુક્ત ,,
ઉદ્યોગ,-ગી ,,
ઉદ્યોત ,,
ઉદ્રેક ,,
ઉદ્વિગ્ન, ઉદ્વેગ ,,
ઉધડ(-ર)કવું
ઉધડિયું
ઉધમાત,-તી,-તિયું
ઉધરસ
ઉધરાવવું
ઉધરાવો
ઉધાન
ઉધામો
ઉધાર(-રું),-રિયો,-રવું
ઉધારિયો
ઉધારુ,-રો
ઉધેરવું
ઉધોર
ઉધ્ધડ, ઊધડ
ઉનવાવવું,-વાવું
ઉનામણું,-ણિયું
ઉનારવું
ઉનાવું
ઉનાળું,-ળો
ઉનેવાળ
ઉન્નત,-તિ (સં.)
ઉન્મત્ત ,,
ઉન્મન (સં.),-ની
ઉન્માદી (સં.)
ઉન્માર્ગી ,,

ઉન્મીલન[1] (સં.)
ઉન્મીલિત „
ઉન્મુખ(સં.),-ખું
ઉન્મૂલન (સં.)
ઉન્મેષ,૦ણ „
ઉપકાર,-રી „
ઉપકૃત,-તિ „
ઉપક્રમ „
ઉપગ્રહ „
ઉપચાર,-રિ,-રિકા „
ઉપજત
ઉપજાતિ (સં.)
ઉપજવવું
ઉપજાવડા(-રા)વવું
ઉપટણ(-ણું)
ઉપટામણી
ઉપટાવવું
ઉપડાઇ,-મણી,-મણ
ઉપડાવવું
ઉપણાવવું
ઉપણિયુ
ઉપદંશ (સં.)
ઉપદિષ્ટ „
ઉપદેશ, ૦ક(સં.), ૦વું
ઉપદેષ્ટા (સં.)
ઉપદ્રવ,-વી „
ઉપનિષત્કાર „
ઉપનિષદ „
ઉપપત્તિ „
ઉપબૃંહણ „
ઉપમિત,-તિ „
ઉપયોગ,-ગી,-ગિતા „
ઉપર,૦ચોટિયું,૦છલ્લું,
૦વાસિયો
ઉપરણું,-ણો
ઉપરતિ (સં.)

ઉપરવાડિયો, ઉપર(-રી)
-રા છાપરી
ઉપરાણું
ઉપરામણી
ઉપ(-પ્ર)રાંટું
ઉપરી
ઉપ(-પ્)રું
ઉપર્યુક્ત (સં.)
ઉપલક,-કિયુ
ઉપલાણ,-ણું
ઉપલો,-લી,-લુ
ઉપલેટ
ઉપવાસ,-સી (સં.)
ઉપવીત „
ઉપશમ „
ઉપસાવવું
ઉપસ્કર,-સ્કાર (સં.)
ઉપસ્થિત,-તિ „
ઉપાટ(-ડો),-ડવું
ઉપાધિ (સં.)
ઉપાધ્યક્ષ,-ધ્યાય „
ઉપાન
ઉપાય (સં.)
ઉપાર્જન,-ર્જિત „
ઉપાલંભ „
ઉપાશ્રય,-શ્રિત „
ઉપાસક,-સિકા,-સિત,
-સી (સં.)
ઉપાંગ „
ઉપાંત,-ત્ય „
ઉપેક્ષા,-ક્ષક „
ઉપેંદ્ર „
ઉપોદ્ઘાત „
ઉફણાવવું
ઉફરાટ,-ટો,-ટવું
ઉફરાંટિયું,-ટિયો,-ટું,-ટો

ઉફરું
ઉફાણો
ઉફાંદ
ઉભડક
ઉભડિયો
ઉભય,-યાન્વયી (સં.)
ઉભરાટ,-રામણ,-વવું
ઉભાટવું
ઉભાણ
ઉભાવું
ઉમદા (અ)
ઉમર „
ઉમરા(અ.),૦વું
ઉમળકો
ઉમંગ,-ગી
ઉમા(સં.),-મિયા
ઉમેદ,૦વારી (ફા.)
ઉમેરણી,-ણું,-રવું
ઉમેરો
ઉમેળવું
ઉર,૦ગ,૦જ
ઉરઝાવવું
ઉરસ
ઉર(-ર:)સ્થલ(-ળ)(સં.)
ઉરાડવું
ઉરાંગઉટાંગ
ઉર્દૂ (તુર્કી)
ઉર્ફે (અ.),-ર્ફે
ઉર્વશી (સં.)
ઉલટાવવું
ઉલ(-લે)મા (અ)
ઉલળાવવું
ઉલાળ
ઉલાળવું
ઉલાળિયો
ઉલાળો

ઉલાંચો
ઉલાંટ,૦ઝુલાંટ
ઉલૂપી (સં.)
ઉલેચ(-ચો),-ચણી,
-ચણો,-ણિયો,-ચવું
ઉલ્કા (સં.)
ઉલ્લર
ઉલ્લસિત (સં.)
ઉલ્લંઘન (સં.),-વું
ઉલ્લાસ,-સી,-સિની
(સં.), ૦વું
ઉલ્લેખ (સં.),૦વું
ઉવટણ,-ણો
ઉવાટ
ઉવેખ, ૦વું
ઉ(-ઓ)સી(-શી)કું(-સું)
ઉશે(-સે)ટવું
ઉશ્કેરણ,-ણી,-રવું
ઉશ્કેરાટ,-વું-વવું
ઉષઃકાલ(-ળ) (સં.)
ઉષા ,,
ઉષ્ણ ,,
ઉષ્ણોપધિ ,,
ઉસરડવું,-ડાવું,-ડાવવું
ઉસરડો,-ણ
ઉસરાવવું
ઉસેટવું, ઉસેડવું
ઉસ્તાદ,-દી (ફા.)
ઉંકાર
ઉંદર
ઉંદરકાણી,-ણિયું
ઉંદરિયું
ઉંબરી,-રું
ઉંબર(-રો)

ઊ

ઊક(-પ)ટો
ઊકલવું
ઊકળવું
ઊખડવું
ઊખડેલ
ઊખર (ખારું)
ઊખળ,-ળિયો
ઊખળવું
ઊખળી,-ળું,-ળો
ઊગટ,-ટો
ઊગર,-રવું,-રાવું
ઊગવું,-વવું
ઊઘડ,૦વું
ઊઘરુ
ઊઘલવું
ઊચક
ઊચકવું,-કાવું
ઊચડવું,-ડાવું
ઊચરવું,-રાવું
ઊચવ(-ળ)વું,-વા(-ળા)વું
ઊછરવું
ઊછળવું,-ળાવું
ઊજમ
ઊજમાવું
ઊજ(-ઝ)રવું
ઊજવવું,-વાવું
ઊજળાઈ,-સ(-શ)
ઊજળાટ,-મણું
ઊજળું
ઊઝરવું
ઊટ(-ઠ)કવું,-કાવું
ઊટવાવું
ઊટાફૂટો
ઊડ (સાધારણ),-ડું,-ડાં
ઊડમેસ
ઊડવું
ઊડણ
ઊડઝૂડ,-ડિયું
ઊડવું
ઊડાઊડ(-ડી)
ઊણપ
ઊણું
ઊતરડવું,-ડાવું
ઊતરચડ
ઊતરવું,-રાવું
ઊતવું
ઊતળું
ઊથડવું
ઊથમું (ઊલટું)
ઊથલ,૦પાથલ
ઊથલવું,-લાવું
ઊથલો
ઊધો,૦ફૂધો
ઊધ
ઊધઈ, ઊધેઈ, ઊધી
ઊધડું
ઊધરવું,-રાવું
ઊધળવું (ભ્રષ્ટ થવું)
ઊન
ઊનવા,૦વું
ઊનું,-નાઈ
ઊપજ,૦વું
ઊપટવું,-ટો
ઊપડવું
ઊપણવું,-ણાવું
ઊપસવું,-સાવું
ઊપળું (ગાડાનું)
ઊફણવું,-ણાવું
ઊફરું
ઊબ
ઊબક,-કો
ઊબ(-ભ)ગવું
ઊભડ,૦સેયું

ઊભડું,–ડી
ઉભરવું,–રાવું
ઊભરો
ઉભડું (કાઠિ૦ શ૦)
ઊભળવું
ઊભાઊભ
ઊભું
ઊમક
ઉમટ(–ડ)વું
ઊમરો (ઉંબર)
ઊરઝવું,–ઝાવું
ઊર્જસ્વી,–સ્વિના (સં.)
ઊર્જિત ,,
ઊર્ણનાભ(–ભિ) ,,
ઊર્ધ્વ ,,
ઊર્મિ,૦લ,૦લા ,,
ઊલ
ઉલકો
ઊલટ,૦પા(–પૂ)લટ
ઉલટવું,–ટાવું
ઊલટ(–ટા)સૂલટ (–ટી)
ઊલટી,–ટું
ઉલળવું
ઊલિયું
ઊવટ
ઊષ્મા (સં.)
ઊસ
ઊસટ, ઉસટ(–ડ)વું
ઊહાપોહ (સં.)
ઊંઆં, ઊંઊં
ઊકરાંટો
ઊકરો
ઊંગ(–ઘ)વું
ઊંગા(–ઘા)વું,–વવું
ઊંઘ
ઊંઘરિયું,ડું,–શું,–શૂરી
ઊંઘવું, ઊંઘાવું,–ડવું
ઊંઘાળ,૦વું
ઉંચ,–ચું
ઊંચકવું,–કાવું
ઊંચકામણ,–ણી
ઊંચકાવવું
ઊંચાઈ,–ચું
ઊંચું,–ચેરું,–ચે
ઊંટ,૦ડી,૦ડો
ઉંટિયો
ઊંડ
ઊંડણિયું
ઊંડાણ,૦ગુંદળ
ઊંડાઈ,–ડું
ઊંડું
ઊંધાઈ
ઊંધાંધળું
ઊંધિયું
ઊંધું
ઊંબાડિયું
ઊંહ,૦કારો
ઊંહું

ઋ

ઋક,–ચા (સં.)
ઋગ્વેદ ,,
ઋજુ ,,
ઋણ,–ઋણી(સં.),–ણિયું
ઋત,–તુ (સં.)
ઋત્વિજ ,,
ઋદ્ધિ ,,
ઋષભ ,,
ઋષિ ,,
ઋષ્યશૃંગ ,,

એ

એકડિયાં
એકતાળીસ (–શ)
એકત્રિત (સં.)
એકત્રીસ (–શ)
એકદળિયું,–ળી
એકદંડિયું
એકદિલી
એકદેશી,–શિતા (સં.)
એકમતી,–તિયું
એકવસૂરું
એકલિંગ (સં.)
એકવીસ(–શ)
એકસૂરું
એકહથ્થુ(–થ્યુ)
એકાહિના,–ની (સં.)
એકાકી ,,
એકાણુ
એકા(–ક્યા)શી(–સી)
એકાંતરું,–રિયું,–રિયો
એકીકરણ (સં.)
એકીટશે(–સે)
એકીભવન, એકીભાવ,
એકીભૂત (સં.)
એકીવારે
એડ્વોકેટ (અં.)
એપ્રિલ ,,
એબિયલ
એરંડિયું
એરિંગ
એરુ,૦ઝાંઝરું
એવરવું
એલજવું
એશ,૦આરામ
એશિયા (અં.)
એષણ,–ણા (સં.)
એસિડ (અં.)
એસોસિયેશન ,,
એન્જિન ,,

એંરણી(--ણી)

ઐ

ઐકાંતિક (સં.)
ઐચ્છિક ,,
ઐતિહાસિક ,,
ઐતિહ્ય ,,
ઐરાવત ,,
ઐહિક ,,
ઐંદ્રજાલિક ,,

ઓ

ઓઇ(--હિ)યાં, હોઇયાં
ઓકળી
ઑક્ટોબર (અં.)
ઓખરી,--રિયું
ઓખાઇ
ઓગણચાળીસ(-સા)
ઓગણત્રીસ(-સા)
ઓગણીસ(--સા)
ઓ(--અ)ગણોતેર
ઓ(--અ)ગણ્યાએંશી (--શી)
ઑગસ્ટ (અં.)
ઓઘરિયું (લોગર)
ઓચિંતું
ઓચ્છવ
ઓજસ્વિતા,--ની (સં.)
ઓજસ્વી ,,
ઓઢીગણું
ઓઢીવાર
ઓઢિંગણું
ઓટ
ઓણ કું,-કાં
ઓથમીર
ઓપવ
ઓપો,--પીદાર
ઑફિસ,૦ર (અં.)
ઓરસિ(-શિ)યો
ઓરિસા (અં.)
ઑર્ડિનન્સ (અં.)
ઓ(-હો)લવવું
ઓ(-હો)લાણું(-વું)
ઓલિયું,--ગો
ઓલિયું,૦દોલિયું
ઓલ્યું
ઓસ(-શા)રી
ઓસ(શા-)ડો
ઓશિયાળ,--ળું
ઓશિંકળ,--ગણ
ઓસી(-શી)કું, (-સું)
ઓષધિ (સં.)
ઓષ્ઠ ,,
ઓસરિયું
ઑસ્ટ્રેલિ(-લેશિ)યા (અં.)
ઓળ
ઓળખીતું,૦પાળખીતું
ઓ(-હો)ળવું
ઓળાયો (હોળૈયો)
ઓળિયા,--યું
ઓળિયાપટી(-ટ્ટી)
ઓળીપો

ઔ

ઔચિત્ય (સં.)
ઔત્સુક્ય ,,
ઔદાસીન્ય ,,
ઔદીચ્ય, -ચ્ય ..
ઔદુંબર ,,
ઔશોનિક ,,
ઔપચારિક ,,
ઔપનિષદ ,,
ઔરંગઝેબ (ફા.)
ઔર્ધ્વદે(-દે)હિક (સં.)
ઔંસ (અં.)

ક

કઈ (સર્વ૦)
કકળારિયું
કચકચિયું,કચિયું
કચપચિયું
કચ(--ચ્ચ)રકૂટ
કચાશ
કચિયાણું
કચિયારો
કચુંબર,કચૂમર
કચૂકો
કચૂડકચૂડ
કચૂડો
કચૂરો
કચ્છ (સં.)
કચ્છો
કછોરુ
કજિયો,--યાળું
કટકટિયું
કટકિયું
કટાક્ષિત (સં.)
કટિ ,,
કટુ,૦ક ,,
કટેગ(--રા)રી
કઠિન (સં.)
કઠિયારી,-રણ,--રું,--રો
કઠિયું
કટાકૂટ,-ટો, ટિયું
કડાજૂટ, કડાબીડ
કડિયણ
કડિયા(-યા)કોટ
કડિયાળી
કડિયું,--યો
કડિંગધીન
કડુ
કડું

કસુંબલ(-લું)
કસુંબી,-બો
કસ્તૂરી,-રિકા (સં.)
કહાણી
કહાન(-નો)
કહીં,૦ક
કહેણી,-ણું,-ની
કહેવું
કહ્લાર (સં.)
કળ(-ળ)શ ,,
કળશિયો, કળસદી
કળશી (માપ)
કળીચૂનો
કળૂંઠું(-ઠું)
કંઈ,૦ક
કંકાસિયું,-યણ
કંકુ
કંકૂડો
કંકોત્રી,-તરી
કંગાલિ(-ળિ)યત
કંચુક,-કી (સં.)
કંજ(-જે)રી
કંજૂસ,-સાઈ
કંટકી,-કિત (સં.)
કંઠી(-ઠ)વાળો
કંડિકા (સં.)
કંડિયો, કરંડિયો
કંદી(-દી)લ,-લિયું
કંદોઈ,-યણ
કંપાઉંડ,૦ર (અં.)
કંપિત (સં.)
કંપોઝીટર (અં.)
કાઉ,૦કા(-વા)ઉ
કાકચિયો
કાકડાશીં(-સીં)ગ,-ગી
કાકતાલીય (સં.)
કાકલૂદી
કાકાકૌવો
કાગવાસ
કાગળિયું,-યો
કાચરકૂચર
કાચં(-ચિં)ડો
કાછિયો,-યણ
કાજી,-ઝી (અ.)
કાજુ, ૦કળિયા
કાટપીડિયો
કાટખૂણ,-ણો
કાટલિયો
કાઠિન્ય
કાઠિયાણી
કાઠિયાવાડ
કાણિયું,-યત
કાણું,-ણિયું
કાતરિયું
કાતિલ (અ.)
કાથી,-થિયું
કાનક(૦ર)ડિયું,૦કોચિયું,
-યો,૦ખજૂરો, ૦ચિગરિ-
યું, ૦ચિમોરી, ૦છે(-શે)-
રિયાં, ૦ટૂંટું, ૦ટૂંસિયાં,
૦ટૂંસિયું, ૦ભિ(-ભેરિ,
-સિ)યાં, ૦સૂરી
કાનુડો
કાનૂગો
કાનૂન,-ની (ફા.)
કાનો
કાપકૂપ
કાપડી,-ડિયો
કાપલાકૂપલી
કાપાકૂપ(-પી)
કાપાલિક (સં.)
કાબરચીતરું
કાબરું,-રિયું
કાબુલ,-લી (અ.)
કાબૂ (તુર્કી),૦દાર
કાબેલિયત
કામગ(-ગી)રી
કામચલાઉ
કામટકોટિયું
કામબૂડગણ,-ણિયું
કામ,૦દુધા,૦ધુક
કામરૂ,૦પ
કામળી,-ળિયો
કામિની (સં.)
કામુક ,,
કામેચ્છુ,૦ક ,,
કાયદુ,-દિયો
કાયાકૂટી
કાયિક
કારકિર્દી (ફા.)
કારકુન,-ની ,,
કારતક,-કી
કારતૂસ
કારિકા (સં.)
કારીગર,-ગરી (ફા.)
કારુણિક (સં.)
કાર્તાંતિક ,,
કાર્તિક,-કી ,,
કાર્તિકેય ,,
કાર્બોનિક (અં.)
કાલનેમિ (સં.)
કાલિક,-કા ,,
કાલિ(-ળિ)દાસ ,,
કાલિમા ,,
કાલિય ,,
કાલિં(-ળિં)ગડું,-ડો
કાલિંદી (સં.)
કાલી(-ળી) ,,

તેમનું પહેલું પુસ્તક "સતીમંડળ અને સ્ત્રીપુરુષોનો ધર્મ-ભાગ પહેલો" સને ૧૮૯૨માં બહાર પડેલું. એ પુસ્તકની નવ આવૃત્તિઓ થઈ છે. 'સતી-મંડળ ભાગ ૨' ની પાંચ આવૃત્તિઓ થઈ છે. બીજાં પુસ્તકોમાં 'ચરિત્ર ચંદ્રિકા' (ચાર આવૃત્તિ) અને 'શ્રીમાળ પુરાણ' એ મુખ્ય છે. 'સતીમંડળ ભાગ ૧'ની બે હિંદી આવૃત્તિઓ પણ થઇ છે. સ્વર્ગસ્થે પોતાની જ્ઞાતિનું "શ્રીમાળી શુભેચ્છક" માસિક પત્ર કેટલોક સમય ચલાવ્યું હતું. તેમનું અવસાન અમદાવાદમાં તા. ૭-૮-૩૪ ને રોજ થયું હતું.

તેમનું પ્રથમ લગ્ન જામનગરમાં શિવકુંવર સાથે અને બીજું લગ્ન મોંઘીબાઇ સાથે થયું હતું. તેમના મોટા પુત્ર શ્રી. ભોગીલાલ અમદાવાદની સેંટ્રલ બેંકની શાખામાં આસી. એકાઉન્ટન્ટ છે અને બીજા પુત્ર શ્રી. અનંતરાય નાગપુરમાં સેલ્સમેન તરીકે કામ કરે છે. તે ઉપરાંત તેમની એક પુત્રી વિધવા છે.

---

## ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ

સ્વ. ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ ગોંડળના વતની હતા. તેમનો જન્મ સં. ૧૯૫૮ના ભાદરવા સુદ ૧૩ ને રોજ તેમના મોસાળ વસાવડમાં થયો હતો. તેમના પિતાનું નામ ગુલાબરાય દુલેરાય બુચ અને માતાનું નામ વાલી બહેન હતું. ન્યાતે તે વડનગરા નાગર હતા.

તેમના પિતા જસદણમાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હતા તેથી તેમની પ્રાથમિક કેળવણી જસદણમાં પૂરી થએલી. તેમની માધ્યમિક કેળવણી ગોંડળની સંગ્રામજી હાઇસ્કૂલમાં તથા ત્યાંની ગીરાસીયા કૉલેજમાં પૂરી થઈ હતી. અભ્યાસમાં તે ખૂબ તેજસ્વી હતા. હાઇસ્કૂલમા તેમને દરમાસે સ્કૉલ-રશીપ મળતી અને મેટ્રીકની પરીક્ષા તેમણે ૧૯૧૯ માં યુનિવર્સિટીમાં આઠમા નંબરે પસાર કરેલી. ત્યારપછી ઉંચી કેળવણી તેમણે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં લીધી હતી. ૧૯૨૩માં બી. એ માં સંસ્કૃત ઑનર્સ સાથે તે પહેલા વર્ગમાં પહેલે નંબરે પસાર થયા હતા, અને તેથી તેમને ભાઉ દાજી પ્રાઇઝ મળ્યું હતુ તથા ધીરજલાલ મથુરાદાસ સ્કોલરશીપ મળી હતી. ૧૯૨૩ થી ૧૯૨૫ સુધી તે બહાઉદ્દીન કૉલેજના ફેલો હતા. ૧૯૨૫ માં તેમણે એમ. એ. ની પરીક્ષા પસાર કરીને વેદાંતમાં પહેલા આવવા માટે 'સુરજ ગોકુળજી ઝાલા વેદાંત પ્રાઇઝ' મેળવ્યુ હતુ.

૧૯૨૫ થી ૧૯૨૭ ના નવેમ્બરની ૧૩મી તારીખે ટાઇફોઇડની બિમારીથી તેમનુ અવસાન થયું ત્યાસુધી તે સુરતની કોલેજમા અગ્રેજીના પ્રોફેસર હતા. અંગ્રેજી, ગુજરાતી અને સસ્કૃત એ ત્રણે ભાષાનું તેમનું વાચન વિશાળ હતું બહાઉદ્દીન કોલેજના સંસ્કૃતના માજી પ્રોફેસર સ્વ મહાદેવ મ હાર જોષીની તેમના જીવન ઉપર વિશેષ અસર હતી

અંગ્રેજીમા શેકસપિયર, દુમા, ઈમરસન, સંસ્કૃતમા કાલિદાસ, અને ગુજરાતીમાં મુનશી, નાનાલાલ તથા કાન્ત એ તેમના પ્રિય લેખકો હતા તેમની એક જ કૃતિ "ગજેન્દ્ર મૌક્તિકો તેમના અવસાન પછી શ્રી રમણલાલ યાજ્ઞિકની લખેલી પ્રસ્તાવના સાથે પ્રસિદ્ધ થઇ છે એ પુસ્તકમા તેમનાં કાવ્યો, નિબંધો, પત્રો વગેરેનો સંગ્રહ છે

તેમનું લગ્ન તા ૨૧–૪–૧૯૨૦ ના રોજ વસાવડમા કચનલક્ષ્મી નૃસિંહપ્રસાદ દેસાઈ વેરે થએલું તેમનો એક પુત્ર ભાઈ અનિલકુમાર અને પુત્રી સૌ સરલાલક્ષ્મી વિદ્યમાન છે

---

## પડિત ગટુલાલજી

ભારતમાર્તડ પડિત ગટુલાલજી મૂળ કોટાના વતની હતા તૈલંગી બ્રાહ્મણ ઘનશ્યામ ભટજીને ત્યા જૂનાગઢમા તા ૮–૨–૧૮૦૧ ના રોજ તેમનો જન્મ થયો હતો મોટપણે શીઘ્રકવિ તરીકેનુ બિરુદ પામનાર એ બાળકે પાંચ વર્ષની વયે જ 'ધાગી પાણી ધગી ભગી તથૈવ ખાડણિયુ' એવી કવિતા રચી હતી ' સાતમે વર્ષે તો તેમણે 'અમર કોષ' કઠસ્થ કર્યો હતો આવા પ્રતિભાશાળી બાળકની આખો નવમે વર્ષે શીતળાના ઉપદ્રવથી ગઈ, પરતુ તેના પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયા પિતા પાસેથી સંસ્કૃત ભાષાના સર્વ અંગો ભણી લઇને ૧૪ વર્ષની અંદર તો તેમણે યમુનાલહરી, રુક્મિણી ચ પૂ, વેદાન્ત ચિંતામણિ, મારુતશક્તિ વગેરે ગ્રથો લખ્યા અને સિદ્ધિસિદ્ધાન્ત માર્તંડ નામક પ્રૌઢ વાદગ્રથમા છપાયના લક્ષ્મણગિરિના ૩૨ શ્લોકોનું ખડન કર્યું જોધપુરના મહારાણા સમક્ષ પડિતોની સભામા 'કસવધ' કાવ્ય શીઘ્ર કવિતાના પ્રયોગરૂપે રચી તેમણે પ્રથમ પક્તિના શીઘ્રકવિ તરીકેનું બિરુદ મેળવ્યુ સંસ્કૃત અને વ્રજ ભાષા ઉપરાત ગુજરાતીમા પણ તે કવિતા રચતા જેનો સંગ્રહ 'સુભાષિત લહરી' નામથી પ્રસિદ્ધ થયો છે શીઘ્રકવિ ઉપરાત તે અદ્ભુત વ્યાખ્યાતા અને શતાવધાની પણ હતા ૧૮ વર્ષની વયે તેમણ કાશીના પડિતો પાસેથી ૧૦૦ જુદી જુદી બાબતોનાં અવધાનો

કરીને એ પદવી મેળવી હતી. સંગીતમા પણ તે સરસ જ્ઞાતા હોવા ઉપરાંત મૃદગ બજાવવામાં કુશળ હતા ૧૮૮૭મા ભારત ધર્મમહામડળમાં વૈદિક ધર્મ ઉપર સંસ્કૃતમા અપાયલા એમના વ્યાખ્યાને મોટા મોટા પંડિતોને પણ મુગ્ધ કર્યા હતા, અને 'ભારતમાર્તણ્ડ'નું પદ તેમને આપવામાં આવ્યુ હતું તેમની કૃતિઓની નામાવલિ:-સુભાષિતલહરી (ગુજરાતી), યમુનાલહરી (સં), રુક્મિણીચપુ (સં), વેદાન્ત ચિંતામણિ (સ), કંસવધ (સં), કૃષ્ણાભિસાર કાવ્ય (સં.)

પંડિતજી મળતાવડા, શાંત, નિરભિમાની તથા સાદા હતા તેમની પહેલી સ્ત્રીનુ નામ પાર્વતી હતુ તેના મૃત્યુ પછી તેમણે રુક્માવતી નામની એક સતી-સાધ્વી કન્યા સાથે લગ્ન કરેલું ઇ. સ. ૧૯૯૮મા તે ભાવનગર ગએલા તે વખતે તેમને પાચ-સાત માસની એક પુત્રી હતી અને તેમનાં પત્ની બિમાર હતા. તે વખતે પંડિતજીની પ્રકૃતિ એકાએક બિમાર થઈ આવી અને તે હરિનામ જપતા મૃત્યુ પામ્યા. તેમના પત્ની તેજ ક્ષણથી મૌન ધારણ કરીને બીજે દિવસે સૂર્યાસ્તકાળે મૃત્યુ પામ્યા હતાં

---

## ગણપતરામ અનુપરામ ત્રવાડી

સ્વ ગણપતરામ અનુપરામ ત્રવાડીનો જન્મ તેમના વતન આમોદમાં સં ૧૯૦૫ના કાર્તિક વદ ૬ (તા. ૧૬-૧૧-૪૮)ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ અનુપરામ હરિરામ ત્રવાડી અને માતાનુ નામ ગલાલબા હતું તેઓ ન્યાતે અમદાવાદી ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિના હતા તેમના પિતામહ હરિરામ ત્રવાડી આમોદના ઠાકોરના કારભારી હતા અને પિતા પણ ઠાકોર ગુલાબસિંહજીના કારભારી હતા પાછળથી તેમણે સુરતમા વસવાટ કરેલો ગણપતરામ ત્રવાડીનાં પ્રથમ પત્ની રુક્મિણી મીયાંગામ નજીક આવેલા એક ગામડાના હતા પહેલુ લગ્ન સ ૧૯૨૫મા અને બીજું લગ્ન સ. ૧૯૪૬મા થએલુ તેમને કોઈ સંતાનો નહોતાં.

તેમણે પ્રાથમિક કેળવણી આમોદમા તથા સુરતમા અને માધ્યમિક કેળવણી સુરતમા લીધી હતી સને ૧૮૬૫મા તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી તેમનો અભ્યાસ તેજસ્વી હતો કૉલેજમા જઇને ઉંચી કેળવણી લેવાનો એમને અત્યત ઉમગ હતો, તે માટે તેમણે કેટલીક તરફડાટ પણ કરેલો, પરન્તુ અનુકૂળ સંયોગોને અભાવે તે કૉલેજમા જઈ શકયા નહિ.

૧૯૨૫ થી ૧૯૨૭ ના નવેમ્બરની ૧૩મી તારીખે ટાઇફોઇડની બિમારીથી તેમનુ અવસાન થયુ ત્યાસુધી તે સુરતની કૉલેજમા અગ્રેજીના પ્રોફેસર હતા અગ્રેજી, ગુજરાતી અને સસ્કૃત એ ત્રણે ભાષાનું તેમનુ વાચન વિશાળ હતું બહાઉદ્દીન કૉલેજના સંસ્કૃતના માજી પ્રોફેસર સ્વ મહાદેવ મલ્હાર જોષીની તેમના જીવન ઉપર વિશેષ અસર હતી

અગ્રેજીમા શેક્સપિયર, ડુમા, ઈમરસન, સંસ્કૃતમા કાલિદાસ, અને ગુજરાતીમાં મુનશી, નાનાલાલ તથા કાન્ત એ તેમના પ્રિય લેખકો હતા તેમની એક જ કૃતિ "ગજેન્દ્ર મૌક્તિકો તેમના અવસાન પછી શ્રી રમણલાલ યાજ્ઞિકની લખેલી પ્રસ્તાવના સાથે પ્રસિદ્ધ થઇ છે એ પુસ્તકમા તેમનાં કાવ્યો, નિબધો, પત્રો વગેરેનો સગ્રહ છે

તેમનુ લગ્ન તા ૨૧-૪-૧૯૨૦ ના રોજ વસાવડમા કચનલક્ષ્મી નૃસિંહપ્રસાદ દેસાઈ વેરે થએલુ તેમનો એક પુત્ર ભાઈ અનિલકુમાર અને પુત્રી સૌ સરલાલક્ષ્મી વિદ્યમાન છે

---

## પડિત ગટુલાલજી

ભારતમાર્તંડ પડિત ગટુલાલજી મૂળ કોટાના વતની હતા તૈલગી બ્રાહ્મણ ઘનશ્યામ ભટ્ટજીને ત્યાં જૂનાગઢમા તા ૮-૨-૧૮૦૧ ના રોજ તેમનો જન્મ થયો હતો મોટપણે શીઘ્રકવિ તરીકેનું બિરુદ પામનાર એ બાળકે પાંચ વર્ષની વયે જ 'થાળી પાળી ધરી બની તયેર ખાડણિયુ' એવી કવિતા રચી હતી' સાતમે વર્ષે તો તેમણે 'અમર કોશ' કઠસ્થ કર્યો હતો આવા પ્રતિભાશાળી બાળકની આખો નવમે વર્ષે શીતળાના ઉપદ્રવથી ગઈ, પરતુ તેનાં પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયા પિતા પાસેથી સંસ્કૃત ભાષાના સર્વ અંગો ભણી લઇને ૧૪ વર્ષની અદર તો તેમણે યમુનાલહરી, રુક્મિણી ચપૂ, વેદાન્ત ચિંતામણિ, મારુતશક્તિ વગેરે ગ્રથો લખ્યા અને સરિત્સિદ્ધાન્ત માર્તંડ નામક પ્રૌઢ વાદગ્રથમા છપાયેલ લક્ષ્મણગિરિના ૩૨ શ્લોકોનું ખડન કર્યું જોધપુરના મહારાણા સમક્ષ પડિતોની સભામા 'કસવધ' કાવ્ય શીઘ્ર કવિતાના પ્રયોગરૂપે રચી તેમણે પ્રથમ પક્તિના શીઘ્રકવિ તરીકેનું બિરુદ મેળવ્યુ સંસ્કૃત અને વ્રજ ભાષા ઉપરાત ગુજરાતીમાં પણ તે કવિતા રચતા જેનો સંગ્રહ 'સુભાષિત લહરી નામથી પ્રસિદ્ધ થયો છે શીઘ્રકવિ ઉપરાત તે અદ્ભુત વ્યાખ્યાતા અને શતાવધાની પણ હતા ૧૮ વર્ષની વયે તેમણે કાશીના પડિતો પાસેથી ૧૦૦ જુદી જુદી બાબતોનાં અવધાનો

કરીને એ પદવી મેળવી હતી સંગીતમા પણ તે સરસ જ્ઞાતા હોવા ઉપરાત મૃદગ બજાવવામા કુશળ હતા ૧૮૮૭ મા ભારત ધર્મમહામંડળમાં વૈદિક ધર્મ ઉપર સંસ્કૃતમા અપાયલા એમના વ્યાખ્યાને મોટા મોટા પડિતોને પણ મુગ્ધ કર્યા હતા, અને 'ભારતમાર્તણ્ડ'નું પદ તેમને આપવામા આવ્યુ હતું તેમની કૃતિઓની નામાવલિ—સુભાષિતલહરી (ગુજરાતી), યમુનાલહરી (સં), રુક્મિણીચપૂ (સં), વેદાન્ત ચિતામણિ (સં), કસવધ (સં), કૃષ્ણાભિસાર કાવ્ય (સં)

પડિતજી મળતાવડા, શાંત, નિરભિમાની તથા સાદા હતા તેમની પહેલી સ્ત્રીનું નામ પાર્વતી હતુ તેના મૃત્યુ પછી તેમણે રુકમાવતી નામની એક સતી–સાધ્વી કન્યા સાથે લગ્ન કરેલું ઇ સ ૧૯૧૮મા તે ભાવનગર ગએલા તે વખતે તેમને પાંચ-સાત માસની એક પુત્રી હતી અને તેમનાં પત્ની બિમાર હતા તે વખતે પંડિતજીની પ્રકૃતિ એકાએક બિમાર થઈ આવી અને તે હરિનામ જપતા મૃત્યુ પામ્યા. તેમનાં પત્ની તેજ ક્ષણથી મૌન ધારણ કરીને બીજે દિવસે સૂર્યાસ્તકાળે મૃત્યુ પામ્યા હતા

---

## ગણપતરામ અનુપરામ ત્રવાડી

રા ગણપતરામ અનુપરામ ત્રવાડીનો જન્મ તેમના વતન આમોદમાં સં ૧૯૦૫ના કાર્તિક વદ ૬ (તા ૧૬–૧૧–૪૮)ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ અનુપરામ હરિરામ ત્રવાડી અને માતાનુ નામ ગગાબા હતુ તેઓ ન્યાતે અમદાવાદી ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિના હતા તેમના પિતામહ હરિરામ ત્રવાડી આમોદના ઠાકોરના કારભારી હતા અને પિતા પણ ઠાકોર ગુલામસિંહજીના કારભારી હતા પાછળથી તેમણે સુરતમા વસવાટ કરેલો ગણપતરામ ત્રવાડીનાં પ્રથમ પત્ની રુક્મિણી મીયાંગામ નજીક આવેલા એક ગામડાના હતા પહેલુ લગ્ન સ ૧૯૨૫મા અને બીજુ લગ્ન સ ૧૯૪૬મા થએલુ તેમને કાંઈ સતાનો નહોતા.

તેમણે પ્રાથમિક કેળવણી આમોદમા તથા સુરતમા અને માધ્યમિક કેળવણી સુરતમા લીધી હતી સને ૧૮૬૫મા તેમણે મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી તેમનો અભ્યાસ તેજસ્વી હતો કૉલેજમા જઇને ઉચી કેળવણી લેવાનો એમને અત્યત ઉમગ હતો, તે માટે તેમણે કેટલોક તરફડાટ પણ કરેલો, પરન્તુ અનુકૂળ સંયોગોને અભાવે તે કૉલેજમા જઈ શકયા નહિ

મેટ્રિક પાસ કરીને તે સુરતની મિશન હાઇસ્કૂલમા નોકરીમા જોડાયા ત્યા ૬ માસ નોકરી કરીને સુરતની ગોપીપુરાની બ્રાંચ સ્કૂલમા, પછી જે. જે એંગ્લોવર્નાક્યુલર સ્કૂલમા અને પછી સોરાબજી હાઇસ્કૂલમા પણ તેમણે શિક્ષકની નોકરી કરી હતી પછી રાંદેરમા અને કતારગામમા તે અંગ્રેજી સ્કૂલમા હેડમાસ્તર થયા હતા એ વખતે તેમણે કૉલેજમા અભ્યાસ માટે જવા રાજીનામુ પણ આપેલુ પણ શ્રી નંદશંકર તુલજાશંકરની સલાહથી રાજીનામુ પાછુ ખેંચી લીધુ અને અંકલેશ્વરની અંગ્રેજી શાળાના હેડ માસ્તર તરીકે થએલી બદલી સ્વીકારી લીધી ત્યારપછી તે ખેડાની અને બીજી બેત્રણ શાળાઓમા બદલાયા હતા અને ૧૮૭૩-૭૪મા સુરતની સર જે જે બેરોનેટ પારસી પચાયત સ્કૂલના હેડમાસ્તર થયા હતા ત્યાર પછી સને ૧૮૭૬ થી ૧૮૮૩ સુધી તે કાઠિયાવાડના હાલાર પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે ગયા હતા અને ૧૮૮૩ થી ૧૮૯૦ સુધી સોરઠ પ્રાંતના ડે એજ્યુ ઇન્સ તરીકે તેમણે કામ કર્યું હતું ત્યારબાદ ત્રણ વર્ષ સુધી ભાવનગરના તે વખતના યુવરાજ શ્રી ભાવસિંહજીના ટયુટર તરીકે સંતોષકારક કામ કર્યું હતું અને ૧૮૯૩ થી ૧૮૯૬ સુધી તે પાછા સોરઠના ડે એજ્યુ ઇન્સ તરીકે ગયા હતા ૧૮૯૬ થી ૧૮૯૯ સુધી તે રાજકોટની મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ તરીકે નીમાયા હતા જ્યા પણ તેમની કામગીરીની ઉપરી અધિકારીઓએ પ્રશસા કરી હતી ૧૮૯૯મા તે જૂનાગઢ રાજ્યના કેળવણી ખાતાના ઉપરી અધિકારી તરીકે રૂા ૨૫૦ના પગારથી ગયા હતા અને ત્યાં બે વર્ષ નોકરી કર્યા બાદ ૧૯૦૧માં ૫૩ વર્ષની વયે એકદર ૩૬ વર્ષની નોકરી કરીને નિવૃત્ત થઈ સુરત આવ્યા હતા બે વર્ષની ચડતા પગારની રજા બાદ ૧૯૦૩ થી તે પેનશન પર ઊતર્યા હતા

બીનખાવાળા શ્રી નથુરામ શર્માને તેમણે ગુરુપદે સ્થાપ્યા હતા અને તેમના ઉપદેશ તથા ગ્રન્થોની શ્રી ગણપતરામ ઉપર વિશિષ્ટ અસર હતી આદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિ પ્રતિ તેમનો ખૂબ સેવાભાવ હતો સ ૧૯૬૮મા તેમણે ભા ઔ બ્રહ્મસમાજનું દશમુ સંમેલન સુરતમા પોતાને ખર્ચે નોતર્યું હતું તેમણે આશરે ૫૦ હજારની સખાવતો કરી હતી, જેમાનો એક સારો ભાગ જ્ઞાતિસેવા નિમિત્તે હતો સુરતની સંસ્કૃત પાઠશાળાને, ઔદીચ્ય બ્રહ્મસમાજને, જ્ઞાતિના વિદ્યાર્થીઓને સ્કૉલરશીપ આપવાને, ન્યાતના ઓચ્છવ માટે, એમ નાની મોટી રકમો તેમણે જ્ઞાતિસેવા માટે આપી હતી. તે ઉપરાંત સુરતની મ્યુ કન્યાશાળા માટે મકાન, ફ્રી લાયબ્રેરી માટેનું મકાન તથા નિભાવની રકમ, સુરત કૉલેજનો લેક્ચર હૉલ, અને જાહેર

વ્યાખ્યાન તથા જ્ઞાતિની વાડી માટે ઉપયોગમાં આવે એવું મકાન, એવી રીતે તેમણે અકંદરે રૂા. ૩૫૦૦૦નું દાન કર્યું હતું. સંવત ૧૯૭૫ના જેઠ સુદી ૧૪ ને રોજ (તા. ૧૨-૬-૧૯૧૯) ૭૦ વર્ષની વયે સુરતમાં તેમનું અવસાન થયું હતું.

ગુજરાતી સાહિત્યમાં તેમનાં ૪ અનુવાદિત પુસ્તકોનો ફાળો છે જે સુંદર છે. તેમનો પહેલો ગ્રંથ 'મીઠીમીઠી વાતો' જે મિસ એજવર્થના 'પેરન્ટ્સ ઍસિસ્ટંટ'ના અનુવાદરૂપ છે તે ૧૮૮૫માં બહાર પડ્યો હતો. સ્માઇલ્સના 'સેલ્ફ હેલ્પ'નું ભાષાંતર 'જાતમહેનત' નામથી ૧૮૮૯માં અને 'કૅરેક્ટર'નું ભાષાંતર 'સદ્‌વર્તન' નામથી ૧૮૯૬માં ગુ. વ. સોસાયટી તરફથી બહાર પડ્યું હતું. 'દરિયાપારના દેશોની વાતો' અથવા 'યુરપ ખંડનું વર્ણન' (Across the sea or Europe described) એ પુસ્તક ૧૮૯૨ માં બહાર પડ્યું હતું.

---

## ગણેશજી જેઠાભાઈ દુબળ

સ્વ. ગણેશજી જેઠાભાઈ દુબળનો જન્મ તેમના વતનના ગામ લીંબડીમાં સંવત ૧૯૦૯ના પોષ સુદ ૩ (તા. ૧૨-૧-૧૮૫૩)માં થયો હતો. તેમના પિતાનું નામ જેઠાભાઇ ડાહ્યાભાઈ દુબળ અને માતાનું નામ શામબા હતું. ન્યાતે તે બ્રહ્મક્ષત્રિય હતા.

તેમણે પ્રાથમિક અને થોડી માધ્યમિક કેળવણી લીંબડીમાં લીધી હતી. તેમની સ્થિતિ સાધારણ હતી એટલે થોડી અંગ્રેજી કેળવણી લઇને તુરત શિક્ષક તરીકેની નોકરી લીધી હતી અને પછી કાયદાનો અભ્યાસ કરી વકીલાતનો વ્યવસાય કર્યો હતો. ગીતા અને રામાયણ એ એમનાં પ્રિય પુસ્તકો હતાં. સ્વ. ગૌરીશંકર ઓઝા ભાવનગરના દિવાનપદે હતા તેમની તેમના જીવન ઉપર મુખ્ય અસર હતી.

વકીલાતનો વ્યવસાય કરતાં અને તે છોડયા પછી તેમણે ઉદ્યોગોનાં કારખાનાંઓ સ્થાપવાની શરુઆત કરી હતી. લીંબડીમાં જીનિંગ ફેક્ટરી, પ્રેસ અને છાપખાનું તેમણે પ્રથમ શરુ કર્યાં હતાં. એક વખત તેમનું 'જસવતસિંહ પ્રિંટિંગ પ્રેસ' કાઠિયાવાડનાં સારાં છાપખાનાંઓમાંનું એક લેખાતું ઉત્તર વયમાં તેમણે તેની સાથે ટાઇપ ફાઉંડરી પણ જોડી હતી. તેમના પ્રેસમાં કેટલાક માસિક પત્રો છપાતાં જેમાંનાં કેટલાંકનું સંચાલન તે કરતા. કેટલોક વખત 'બ્રહ્મક્ષત્રિય શુભેચ્છક' માસિક તેમણે ચલાવેલું

પોતાની ન્યાતના ગરીબ વિદ્યાર્થીઓને તે સ્કોલરશીપો આપતા. તેમની જાહેર સેવાઓના બદલામાં ૧૯૧૧માં તેમને સરકારે 'કોરોનેશન મેડલ' અને ૧૯૧૫માં 'રાવસાહેબ'નો ખીતાબ પણ આપેલો. લીંબડીની મ્યુના ચેરમેન તરીકે તેમણે ઘણાં વર્ષો સુધી કામ કર્યું હતું

સાહિત્યમાં તેમનો ફાળો મુખ્યત્વે "કૌતુકમાળા અને બોધવચન" પૂરતો છે. એ પુસ્તક એ કાળે ખૂબ લોકપ્રિય થયેલું અને તેની સંખ્યાબંધ આવૃત્તિઓ થઈ હતી. એ પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર 'Indian Folklore' નામથી અને તેનું હિંદી ભાષાંતર પણ તેમણે પાછળથી બહાર પાડેલાં. કેટલાંક કાયદાનાં ગુજરાતી પુસ્તકો તેમણે લખેલાં જેમાં 'લિમિટેશન લૉ' અને 'કાઠિયાવાડ લૉ રિપૉર્ટ્સ' મુખ્ય છે.

તેમનું લગ્ન લીંબડીમાં થયેલું. તેમનાં પત્નીનું નામ માણેકબાઈ. તેમને ચાર પુત્રો અને એક પુત્રી હતાં. સ્વ. મૂળજી વરોડા રેફરમેટરી સ્કૂલના સુપરિન્ટેન્ડન્ટ હતા. શ્રી. દયારામ લીંબડીમાં મ્યુ. ચેરમેન છે. શ્રી. જગજીવનદાસ લીંબડીમાં પોતાના ઉદ્યોગોની વ્યવસ્થા સંભાળે છે. સ્વ. ભૂદરદાસ એક સારા લેખક હતા. તેમણે કેટલીક નવલકથાઓ લખી હતી. તેમનું છેલ્લું પુસ્તક 'ઉમ્મર ખય્યામની રૂબાઇયાત'ના કાવ્યાનુવાદનું છે.

---

## ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

સ્વ. ગોપાળજી દેલવાડાકરનો જન્મ તા. ૨-૬-૧૮૬૯ ને રોજ કાઠિયાવાડના દેલવાડા ગામમાં થયો હતો. ન્યાતે તે ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમનાં માતુશ્રીનું નામ વ્હાલીબાઈ હતું, જે તેમને ૬ દિવસના મૂકીને મૃત્યુ પામ્યાં હતાં. દેલવાડામાં ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરીને ૧૬ વર્ષની વયે તે મુંબઈ ગયા હતા. મુંબઈમાં વાચ્છાગાંધીને ત્યાં નામું લખવાની નોકરીમાં જોડાયા હતા, તે સાથે તેમણે ખાનગી રીતે અંગ્રેજી અભ્યાસ કરવા માંડ્યો હતો.

કવિતા અને નાટકો લખવાના રસને કારણે પછીથી તે મી. નાનાભાઈ રુસ્તમજી રાણીનાની 'આલ્ફ્રેડ નાટક મંડળી'માં નાટક લખવા માટે રહ્યા હતા. ત્યારબાદ તેમણે 'સ્વદેશી નાટક મંડળી', 'વિક્ટોરિયા ગુજરાતી નાટક મંડળી'ને માટે પણ કેટલાંક નાટકો લખ્યાં હતાં. તે અરસામાં અને તે પછી તેમણે કેટલાંક વાર્તાનાં પુસ્તકો તથા કિંડરગાર્ટન શિક્ષણપદ્ધતિનાં પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યા હતાં. એ શિક્ષણપદ્ધતિના પુસ્તકો તૈયાર કરવામાં ગુજરાતીઓમાં તે પહેલા હતા, અને તેમના પુસ્તકો બાળકેળવણી

માટે તે અરસામાં સારી પેઠે લોકપ્રિય નીવડ્યાં હતાં. નાનપણથી સંગીતનો તેમને શોખ હતો તેથી આગળ જતાં શાળામાં સંગીતશિક્ષક તરીકે પણ તેમણે કામ કર્યું હતું. તેમની કવિતાશક્તિ તથા લેખનકાર્ય માટે તેમને સાત ચંદ્રકો મળ્યા હતા; બાલીવાલા નાટક કંપની, વાંકાનેર નાટક કંપની, દેશી નાટક સમાજ, જૂનાગઢ સ્ટેટ, ભાવનગર સ્ટેટ, વડોદરા સ્ટેટ, અને ૧૯૧૧ માં ભરાયલા દિલ્હી દરબાર તરફના એ ચાંદો હતા.

મર્હુમ ગર્ભશ્રીમંત હતા. તેમના દાદા મેઘજી ગોવિંદજી એક શ્રીમંત શરાફ હતા અને વહાણો રાખી રંગુન તથા આફ્રિકા સુધીનો વેપાર ખેડતા. સ્વ. ગોપાળજીને સાત સ્ત્રીઓ થઈ હતી, તેમાંથી ચોથી શ્રી કમલા ઉર્ફે કુસુમબાઇની કન્યા મધુમતીનું લગ્ન શ્રી. ગોપાળજીની હયાતી પછી બાલુભાઈ સ્વામીજી પુરોહિત બી. એ. સાથે થયાં હતાં. તેમનાં છેલ્લાં પત્ની હાલમાં વિદ્યમાન છે. તા. ૧૭-૨-૩૫ ને રોજ સ્વ. દેલવાડાકરનું ૬૬ વર્ષની વયે મુંબાઈમાં અવસાન થયું હતું. મૃત્યુસમયે તેમણે આશરે હજાર રૂપિયાનું દાન પોતાની જ્ઞાતિને કર્યું હતું, જેમાં બોર્ડિંગ માટે જમીનનો અને પોતાના એક મકાનનો સમાવેશ થાય છે. તેના ટ્રસ્ટીઓ તરીકે શ્રી. જયાપ્રસાદ પુરુષોત્તમરાય ઝાલા અને શ્રી. કે. કે. જોશી કામ કરે છે.

સ્વ. દેલવાડાકરે ૨૨ નવલકથાઓ, ૧૩ નાટકો, ૯ ચિત્રપટ માટેની કથાઓ, અને કિંડરગાર્ટન ગ્રંથમાળાની વીસેક પુસ્તિકાઓ લખી પ્રસિદ્ધ કરી હતી. તેમની કૃતિઓની યાદી નીચે આપી છે:

નવલકથાઓ:—નીલમ અને માણેક ૮ ભાગ, નીલમમાણેક સંતતિ ૪ ભાગ, ચંદ્રકળા, નિરંજની અથવા વરેલી વનિતા, મધુરી અથવા પ્રેમઘેલી પ્રમદા, મંદારિકા, બેરીસ્ટરની બૈરી, બ્રીફલેસ બેરીસ્ટર, શાન્તિપ્રિયા, લાલન વણઝારી, બહાદુર કલો ૨ ભાગ, નંદકિશોર, નવલગંગા ૨ ભાગ, વિક્રમ રાજાનો ભ્રમ ૨ ભાગ, સ્ત્રીઓની મહત્તા, સહચરી, પૃથુકુમાર, મહિલાસમાજ, કુસુમ વાઘેલી.

નાટકો—રાજા શીયાળ, વસંતમાધવ, રમણસુંદરી, મદનવસંત, મનોહરી રંભા, નીલમ-માણેક, તારાસુંદરી, મધુર બાળા, ચંદ્રકળા, અનકર મેના, પુંડલીક, રાજભક્તિ, યોગમાયા.

ચિત્રપટ કથાઓ—પિરોદાર, ઇંદ્રકુમારી, દેવી ટોડી, લાલન વણઝારી, જનકવિદેહી, કાશ્મીરા, દિલફરોશ, નીલમ-માણેક, કુસુમ વાઘેલી.

બાળગ્રંથાવલી—કિંડરગાર્ટન શિક્ષણપદ્ધતિનાં મૂળતત્ત્વો, કિંડરગાર્ટન

૪ ભાગ, બાળકસરત, શિશુશિક્ષણ, બાળકહાણીઓ, બાળબાગ ૨ ભાગ, કિંડરગાર્ટન પાઠમાળા, બાળશિક્ષણ ગરબાવળી, સંગીત સતીમંડળ, સંગીત રાજામંડળ, બાળખેલ, બાળકોની રંગભૂમિ, બાળગાન, બાળગીત, કિંડર-ગાર્ટન પદાર્થપાઠ, વાંચનમાળા–મૂળ ભાગ, પહેલી ચોપડી, બાળશિક્ષણ ૩ ભાગ.

---

## ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ

સ્વ. ગંગાશંકરનો જન્મ ધ્રાંગધ્રામાં તા. ૧૫–૬–૧૮૭૬ ને રોજ થએલો. તેમનું મૂળ વતન રાજકોટ. તેમના પિતાનું નામ મણિશંકર દયાળજી વૈષ્ણવ અને માતાનું નામ ડાહીબ્હેન. તે ન્યાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમણે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી રાજકોટમાં લઇને ઉચ્ચ કેળવણી વડોદરા કોલેજમાં લીધી હતી. નાની વયમાં પિતૃગૃહ છોડવું પડ્યું હોવાથી તે અભ્યાસમાં અને વ્યવસાયમાં આપબળે આગળ વધ્યા હતા. બાયોલૉજી અને કેમિસ્ટ્રી તેમના પ્રિય વિષયો હતા, અને સાહિત્ય તથા સંગીતનો તેમને રસ હતો. જીવનભર શિક્ષણનો વ્યવસાય તેમણે કર્યો હતો. તેમના જીવન ઉપર સ્વ. કમળાશંકર પ્રાણશંકર-ત્રિવેદીની પ્રબળ અસર હતી.

તેમનું લગ્ન સને ૧૮૯૪માં રાજકોટમાં સૌભાગ્યગૌરી સાથે થયું હતું. તેમને ત્રણ પુત્રીઓ અને એક પુત્ર છે. શ્રી. ગંગાશંકર સુરતમાં તા. ૧૦–૬–૧૯૧૭ ના રોજ અવસાન પામ્યા હતા.

૧૮૯૯ માં (૧) 'બાળસ્વભાવ' નામનું તેમનું પહેલું પુસ્તક બહાર પડ્યું હતું. ત્યારબાદ તેમનાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છેઃ (૨) બાળવાર્તા, (૩) પદાર્થપાઠ, (૪) જ્ઞાનપ્રદીપ, (૫) ગુજરાતી વ્યાકરણ, (૬) English Essays, (૭) બાયોલૉજી તથા કેમિસ્ટ્રી, (૮) ગૃહવ્યવસ્થા.

---

## છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી

સ્વ. છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રીનો જન્મ ઈ. સ. ૧૮૬૮માં થયો હતો. તે ન્યાતે સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ હતા. પ્રાથમિક કેળવણી લીધા બાદ માધ્યમિક કેળવણીમાં તેમણે વડોદરાની કોલેજમાં પ્રીવિયસ સુધી અભ્યાસ કર્યો હતો. સંસ્કૃત ભાષાનું જ્ઞાન તેમણે વિશેષાંશે પોતાના પિતા પાસેથી મેળવ્યું હતું.

અભ્યાસ છોડ્યા પછી તેમણે મુંબઈમાં ગોકળદાસ તેજપાળ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે નોકરી લીધી હતી. ત્યારપછી તેમને સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેસાઈએ પોતાના મુદ્રણાલયમાં શાસ્ત્રી તરીકે અને પ્રૂફ સંશોધનકાર તરીકે રાખ્યા હતા. અહીં તેમને કાર્યને અંગે ધાર્મિક ગ્રંથોના અભ્યાસ તથા સંશોધન માટેની સારી તક મળી હતી.

સંસ્કૃતમાંથી તેમણે અનેક ગ્રંથો અનુવાદિત કર્યા હતા. અથર્વવેદ, સામવેદ અને યજુર્વેદનું ભાષાંતર તેમણે પૂરું કર્યું હતું અને ઋગ્વેદનું ભાષાંતર અધૂરું રહ્યું હતું. તે વેદાંતી ઉપરાંત કર્મકાંડી અને શાસ્ત્રી પણ હતા. સાદું જીવન તથા ઉચ્ચ વિચારો તેમણે જીવનમાં ઉતાર્યાં હતાં.

તેમણે લખેલાં અને પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાંનાં મુખ્ય નીચે મુજબ છેઃ "બ્રહ્મસૂત્ર-શાંકર ભાષ્ય", "આત્મપુરાણ", "એકાદશોપનિષદ્", "તત્ત્વાનુસંધાન", "પતિવ્રતા સ્ત્રીઓ", "વિવાદકૌમુદી", "મહાશિવપુરાણ", "વિચારસાગર", "કૂટસ્થાદેશ", "સપ્તશતી", "આદિત્યહૃદય", ઈત્યાદિ. તેમનાં પુસ્તકો મુખ્યત્વે સંસ્કૃત આદિમાંથી કરવામાં આવેલાં ભાષાંતરરૂપ છે.

તા. ૨૭-૮-૪૨ ના રોજ મુંબઈમાં તેમનું અવસાન થયું હતું. તેમના એકના એક પુત્ર શ્રી. ચુનીલાલ તથા તેમનો પરિવાર વિદ્યમાન છે.

---

## જગજીવન કાલિદાસ પાઠક

૨૫૦ જગજીવન કાલિદાસ પાઠકનો જન્મ તેમના વતન મોળાદમાં સં. ૧૯૨૮ (ઈ. સ. ૧૮૭૨) ના વૈશાખ સુદ ૫ ના રોજ થએલો. તેમના પિતાનું નામ કાલિદાસ રાઘવજી પાઠક અને માતાનું નામ ગોદાવરીબાઈ. ન્યાતે તે પ્રશ્નોરા બ્રાહ્મણ હતા.

તેમણે મોળાદમાં પ્રાથમિક કેળવણી ગુજરાતી સાત ધોરણ સુધી લીધી હતી. ત્યારપછી રાજકોટની ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરી તે સીનિયર થયા હતા. તેમને રાજકોટ રાજ્યની સ્કોલરશિપ મળતી હતી. અભ્યાસ બાદ તેમણે કેળવણીખાતાની નોકરી લીધી હતી. પહેલાં તે પોરબંદરના મહારાણાના ટ્યૂટર હતા અને પછી મુખ્ય તાલુકાસ્કૂલના હેડમાસ્તર થયા હતા.

હિંદી, બંગાળી સાહિત્ય અને કાઠિયાવાડી લોકસાહિત્ય તેમના અભ્યાસના પ્રિય વિષયો હતા. પયગમ્બરોના જીવનમાં તેમને સારી પેઠે રસ હતો તેને પરિણામે તેમણે 'મુસ્લીમ મહાત્માઓ' પુસ્તક લખેલું. સંસ્કૃત નાટકોના

અભ્યાસથી તેમણે કેટલાંક નાટકો લખેલાં તેમાનું 'ગમાયણ' તખ્તા પર પણ સફળતા મેળવી શક્યું હતું ઇતિહાસસંશોધનના રસના પરિણામરૂપે તેમણે જેઠવાઓના ઇતિહાસનું સંશોધ કરીને "મકરધ્વજવંશી મહીપમાળા" પુસ્તક બહાર પાડ્યુ હતું ખેતીવાડી અને તુલનાત્મક ધર્મનો પણ તેમને ઠીક અભ્યાસ હતો

તેમનું પહેલું લગ્ન વારણા (ભાલ)મા સ્વ ઉમયા સાથે સં ૧૯૫૮ માં થએલું, જેમનાથી થએલા પુત્ર તે શ્રી શાન્તિલાલ પાઠક બીજું લગ્ન સં ૧૯૭૨મા પાલીતાણામા વિજયાબહેન સાથે થએલું તેમનાથી તેમને ૪ પુત્રો અને ૨ પુત્રીઓ થયાં હતા ચિત્તરંજન, જનકરાય, પ્રભાશંકર, હરિકૃષ્ણ, અનસૂયા અને ચપા

સંવત ૧૯૮૮ ના આષાઢ સુદી ૯ ને રોજ પોરબંદર હાઇસ્કૂલમા કેળવણીનો સમારંભ હતો તેમા ભાષણ કરતા હૃદય બંધ પડવાથી તેમનું અવસાન થયું હતું

તેમની કૃતિઓની નામાવલિ નીચે મુજબ

(૧) કુવાભ્યુદય, (૨) વિજ્ઞાનશતક, (૩–૪) ઉપનિષદોનો ઉપદેશ ભાગ ૧–૨ (૫) નૌકાડૂબી (બગાળીમાથી ભાષાતર), (૬) લાવણ્યલતા અને કામાધ કામિની, (૭) રાણી વ્રજસુંદરી, (૮) રાયચપક (ઐતિહાસિક નવલકથા), (૯–૧૦) વ્યવહાર નીતિદર્પણ ભાગ ૧–૨, (૧૧) બકીમ નિબધમાળા (બગાળીમાંથી અનુવાદ) (૧૨) મકરધ્વજવંશી મહીપમાળા, (૧૩) બાળકોનો આનંદ, (૧૪) મુસલીમ મહાત્માઓ

કેટલાક શાળોપયોગી પુસ્તકો પણ તેમણે લખેલા, જેવાં કે સંસ્થાન પોરબંદરની સંક્ષિપ્ત ભૂગોળ, ઐતિહાસિક ચરિત્રમાળા ૩ ભાગ, પદાર્થપાઠ ૩ ભાગ, ઇત્યાદિ તે ઉપરાંત લોકગીતો, રાસો, દુહાઓ ઇત્યાદિ તેમણે સશોધેલા તે અને તેમણે પોતે લખેલા છદોબદ્ધ અને ગેય કાવ્યોનો સંગ્રહ અપ્રસિદ્ધ રહ્યો છે

---

## જહાંગીરજી નસરવાનજી પટેલ—"ગુલફામ"

પારસી સાહિત્ય જગતમા 'ગુલફામ'ના તખલ્લુસથી જાણીતા લગભગ પોણોસો જેટલા પુસ્તકો (નાટકો અને નવલો)ના લખનાર અને એટલો જ એકધારો ફાળો પારસી પત્રકારત્વમા આપનાર સ્વ જહાંગીરજી નસરવાનજી પટેલ મુંબઇના એક વિખ્યાત કુટુંબના નબીરા હતા જેમના નામ પરથી મુંબઈમા

સી. પી. ટૅંક (કાવસજી પટેલ ટૅંક) ના મહોલ્લાનું તથા કોટમાં કાવસજી પટેલ સ્ટ્રીટનું નામ પડેલું તે કાવસજી રુસ્તમજી પટેલ એમના પ્રપિતામહ થાય. એ કાવસજી પટેલે કોળીઓની સરદારી લઈને મુંબઈને જંજીરાના સીદીઓના હુમલામાંથી બચાવેલું.

જહાંગીરજીનો જન્મ ઈ. સ. ૧૮૬૧ ના જુલાઈની ૧૪મી તારીખે મુંબઈમાં થએલો. એમના પિતાનું નામ નસરવાનજી જહાંગીર પટેલ.

પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ તેમણે મુંબઈમાં જ લીધેલું અને કોટની અંગ્રેજી સ્કૂલમાંથી ચારેક ધોરણ અંગ્રેજી ભણી અભ્યાસ છોડી દીધેલો. પણ લેખન-વાચન અને ખાસ કરીને નાટકનો નાદ એમને નાનપણથી જ લાગેલો. છેક ૧૫ વર્ષની ઊગતી વયથી એમણે લખવા માંડેલું અને 'ગુલ અફશાન', 'ગપસપ', 'જ્ઞાનવર્ધક', 'ઢોંગસોંગ', 'ફુરસદ', 'મધુર વચન', 'માસિક મજાહ', 'લક્ષ્મી', આદિ અનેક પત્રોમાં તે લખતા. શાળામાં એક નાટકમાં 'ગુલફામ'નું પાત્ર પોતે ભજવેલું એ જ 'તખલ્લુસ' થી લખવું શરુ કરેલું જે જીવનસુધી એમણે ચાલુ રાખ્યું.

'મુંબઈ સમાચાર' અને 'અખબારે સોદાગર'માં પત્રકાર તરીકે એમણે જીવનની શરુઆત કરી અને જીવનભર એમનો વ્યવસાય એ જ રહ્યો. ઈ. સ. ૧૯૦૩ થી તે 'જામે જમશેદ' પત્રમાં જોડાએલા તે છેક ઈ. સ. ૧૯૩૫ માં કામકાજ છોડયું ત્યાંસુધી તેના તંત્રીમંડળમાં રહેલા. ઈ. સ. ૧૯૩૬ ના ઑગસ્ટની ૨૪મી તારીખે મુંબઈમાં એમનું અવસાન થયું. એમનાં પત્ની પીરોજા તે પીરોજશા દીનશાજી મુકાદમ (બુકસેલર)નાં બ્હેન થતાં હતાં.

એમની પહેલી નવલકથા 'સોનારગઢ' ઈ. સ. ૧૮૭૬માં પ્રકટ થએલી; ત્યારપછી "ખંડેરાવ ગાયકવાડ અથવા તાત્યાની જાગીર કોણની?" એ ઈ. સ. ૧૮૯૦ માં, "બાનુ અને સજીવન થએલો આશક" ૧૮૯૭ માં અને "રૂશીની આગાહી" તથા "રજપુતાણી અને લક્ષ્મી" ૧૯૦૦ માં પ્રકટ થઈ હતી. એમનાં પુસ્તકોની મળી તેટલી યાદી આ નીચે આપી છે :

નવલકથાઓઃ—સોનારગઢ, દુબાશનો વારસ, રંગેલું લાછણ, શાપુરનું કિસ્મત, પાંડુરંગ હરિ, સરોવરની સુંદરી, મહેલુજી અને સુના વહુ, ઓ ધન તું ક્યાં છે?, દિલસોઝ દોસ્ત, નવલ નાણાવટી, કાળો નાગ, એક ઝેરનો કટોરો, જરની જંજાળ, બેજન મનીજેહ, કજિયાનું કાળમુહ, મહોબતી બજાર, ગુલદસ્તે રમૂજ, જબરદસ્તીનાં લગન, ગાંડા પટેલ, એ કહાનજી કોણ? મોટે ઘરના બાઈસાહેબ, ઉડાવગીર, હમીદા યાને તકદીરનો

તોર, આલી મારીનાં ઓચરિયાં, પ્રતાપી લક્ષ્મી–પ્રતાપ, સૂરજ પૂજનારી પ્રજા યાને અદેખી દમશીર, જેક ટ્રેવર્સ, ખુદાએ બનાવી જોડી, ખેંણકોટક, તકરમચી ત્રગડી, મૂર્તિની આંખનો હીરો, તસ્કરમાતી વીંટી, જગધર પુજારી, હૈદ્રાબાદનો હજામ, મારી બાગીના દહાડા, નરગીસ, હરીફનું કાવત્રું, રાજમાતાની સેવા, ઘેલો ગણેશ, પવિત્ર તાવીઝ, દરિયાની ડાકણ, હકદારનો હક યાને જુલ્મી જાફર, ફિતૂરી દિલાવર, જફાકાર, સ્વપ્નાંની તાસીર, ચશ્મ ચોર, જંગલમાં મંગલ.

નાટકો:—આધળે બહેરું, ચંડાળ ચોકડી, કાંટાનું કરેસર, જોહાકી દાર, મરતાન મનીજેહ, જેન્ટલમેન લોફર, કડકા બાલુસ, ધણિયાણીનો ધાક, ગરબડ ગોટો, પાતાળ પાણી, મધરાતનો પરોણો, બુઢ્ઢા બુખખ, ધસેલો ધાંખરો, ટોપ્સીટર્વી, ફાંકડો ફિતુરી, ભમતો ભૂત, ચટાપટી, બહેન કે બલા, હાંડા મારતર, એ મારો માટી, ચાનજી ચક્કર, ઘરનો ગવર્નર, ધનધન ઘોરી, સુખલો જામાસ, કુવારું માળ, વાજતો ઘુઘરો, ખૂણીનું ખોળિયું, લફંગો લવજી.

---

## જાફરઅલી મિસ્ત્રી (અસીર)

સ્વ. જાફરઅલી મિસ્ત્રીનો જન્મ તા. ૧૧–૧–૧૯૦૫ ના રોજ થએલો. તેમના પિતાનું નામ ગુલામહુસેન. તે ઇસ્નાઅસરી ખોજા કોમના ગૃહસ્થ હતા.

સાહિત્યના અપાર શોખને લીધે તેમણે શાળાનો અભ્યાસ છોડી દીધેલો. ઇ. સ. ૧૯૨૦ માં સોળ વર્ષની વયે તેમણે પોતાની કોમ માટે "ચૌદમી સદી" માસિક શરુ કરેલું અને સને ૧૯૨૧ માં "મદાહ સીરીઝ" નામની ગ્રંથમાળા શરુ કરેલી જેમાં ત્રણ પુસ્તકો આપેલાં. ૧૯૨૭માં તેમણે "મુસ્લીમ લિટરેચર" ગ્રંથમાળા શરુ કરી હતી. તેમનો ધાર્મિક અભ્યાસ સારો હતો. તા. ૫–૨–૧૯૨૯ ને દિવસે મુંબઈમાં તેમનું ૨૪ વર્ષની નાની વયે અવસાન થયું હતું. તેમના સ્મરણાર્થે મુંબઈમાં તેમનાં અપ્રકટ પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે 'અસીર સાહિત્ય કાર્યાલય'ની સ્થાપના થઇ છે.

તેમનાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છે:—

(૧) કુરઆનની ફિલોસોફી, (૨) જગતનો માર્ગદર્શક, (૩) ઉમવી દરબારના ભેદભરમો, (૪) હરમ અથવા પરદો, (૧૯૨૭), (૫) તવહીદની ફિલોસોફી, (૬) જિહાદ, (૭) હઝરત મોહમ્મદ, (૧૯૨૭), (૮) પ્રેમનું પરિણામ.

---

# જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ

ગણિતનાં અધ્યાપક તરીકે ગુજરાતમાં વિખ્યાત પ્રો. સ્વામીનારાયણનો જન્મ સં. ૧૯૪૦ ના ભાદરવા સુદ આઠમ ને શુક્રવાર, તા. ૨૮ મી ઑગસ્ટ ૧૮૮૪ના રોજ અમદાવાદમાં કડવા પાટીદાર જ્ઞાતિના એક ઉચ્ચ ધનિક કુટુંબમાં થયો હતો. 'બળવા' વખતે તેમના દાદા હરિવલ્લભદાસે મશરુના વેપારમાં ખૂબ કમાણી કરેલી. તેમના પિતાનું નામ ચીમનલાલ અને માતાનું નામ મહાકોર.

પિતાનો વેપાર પણ ધમધોકાર ચાલતો હોવાથી તેમનું બાળપણ બહુ સુખમાં ગયું અને અભ્યાસમાં પણ તેમણે કુશાગ્ર બુદ્ધિને લીધે આગળ રહી સ્કોલરશિપો અને ઈનામો લીધેલાં. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં લઈ ઇ.સ.૧૮૯૯માં મૅટ્રિક થઈને તે ગુજરાત કૉલેજમાં દાખલ થયા ત્યારે આખી કૉલેજમાં સૌથી નાના કૉલેજિયન તે હતા. સંસ્કૃત અને ગણિતમાં તેજસ્વી હોવાથી તે તે વિષયના પ્રો. આનંદશંકર અને દારૂવાળાના તે પ્રિય શિષ્ય હતા. એમની મુરાદ તો આઈ. સી. એસ. માટે જવાની હતી, પણ પિતાને એકાએક વેપારમાં ખોટ આવી અને એમના અભ્યાસ કાળમાં જ તે ઇ. સ. ૧૮૯૮ માં ગુજરી ગયા એટલે તે બર ન આવી. ઈ. સ. ૧૯૦૦ માં ગુજરાત કૉલેજમાંથી પ્રીવિયસમાં પહેલા વર્ગમાં આવી, ઍરાડોલ સ્કૉલરશિપ મેળવીને તે મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગયા, અને ત્યાંથી ૧૯૦૩ માં વડોદરા કૉલેજમાં જઈ બી. એ. થઈને ૧૯૦૪માં ત્યાંના ફેલો થયા.

૧૯૦૫ માં એમ. એ. ના અભ્યાસ માટે તે પૂના ફર્ગ્યુસન કૉલેજમાં ગયા, પણ મંદવાડને લીધે અભ્યાસ છોડી પાછા આવવું પડયું એક વર્ષ માંદગી ભોગવી ૧૯૦૬ માં તે અમદાવાદની સરકારી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે રહ્યા, પણ ત્રણ-૦૪ માસમાં દાદાભાઈ જયંતીમાં ભાગ લેવાથી રાજીનામું આપ્યું, એક ખાનગી ગુજરાત હાઈસ્કૂલમાં શિક્ષક થયા, 'સ્વદેશી મિત્રમંડળ' સ્થાપી અમદાવાદની પહેલી રાષ્ટ્રીય ચળવળમાં અગ્રણી કાર્ય કર્યું, 'ઉદ્‌બોધન' નામનું માસિક ચલાવ્યું અને ૧૯૦૭ મા સુરતની મહાસભામાં જઈ આવી નોકરી છોડી ફરી એમ. એ. નો અભ્યાસ આદર્યો. ૧૯૦૮ માં ચાંદોદના જાણીતા ગંગનાથ ભારતીય સર્વવિદ્યાલયમાં તે શિક્ષક તરીકે રહ્યા, પૂનામા સિનિયર રેંગલર સર પરાંજપે પાસે ગણિતના અભ્યાસ માટે જઈ આવ્યા અને એમ એ. માં પહેલા વર્ગમાં પહેલે નંબરે પસાર થયા.

ભાગ ), "રમુજી ફકરા સંગ્રહ", "જીલુ ગોરાણી", "નીમકહરામ", "ઘેરના ઘેલા અને બાહેરના ડાહ્યા", "ભસો કે ભુંડો", "ધણી કે ઢોર અને જાફરનો બાપ", "પંચ કથા", "માકી ચવીત્રી", "પારકી આશ સદા નિરાશ", "સુના માય વઢકણી" (ચાંદન ચલકતી), "કમનખ્ત કોણ ?", "તોફાની બારકસ", "મોદીખાનેથી માસ્સેલ્સ", "ગોરું વિલાયત".

મર્હુમનાં પુત્રી જરબાઇ "મટલાંની મેહરા" એ તખલ્લુસથી વર્તમાન પત્રોમાં કટાક્ષમય લેખો લખતાં. તેમના મોટા પુત્ર પીરોજશા બહેરામજી મરઝબાન "પીજામ" પણ એક સારા લેખક હતા. નાના પુત્ર જાલ મરઝબાન ૧૯૨૬ ના મે માસમાં મીસીસ કરાકાને જુહુના દરિયામાં ડૂબતાં બચાવવા જતાં પોતે ડૂબી મરણ પામ્યા હતા.

---

## ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ

'મારે મહાન (great) નથી થવું; સારા-ભલા (good) થવાય તો ઘણું છે' એવું નમ્ર ને મર્યાદિત જીવનસૂત્ર નજર આગળ રાખીને ખંત ઉદ્યોગ અને ચીવટથી ગુજરાતના પત્રકારત્વમાં તથા સાહિત્યમાં મૂગું કામ કરી જનાર, 'નિર્ગુણ'ના તખલ્લુસથી લખનાર અને અમદાવાદની 'બંધુ-સમાજ'ના એક માત્ર અ-નાગર સભ્ય શ્રી. ડાહ્યાભાઈનો જન્મ મૂળ વડનગરની લેઉઆ કણબી જ્ઞાતિના શ્રી. લક્ષ્મણભાઈ જીવાભાઈ પટેલને ત્યાં, ઇ. સ. ૧૮૭૪ના અરસામાં, ઘણું કરીને અમદાવાદમાં થયો હતો. કેળવણી પણ એમણે અમદાવાદમાં જ લીધી અને યુનિવર્સિટીની સ્કૂલ ફાઇનલ પરીક્ષા પસાર કરીને વકીલાત માટે કાયદાનો અભ્યાસ શરુ કર્યો, પણ સંજોગવશાત્ તે પડતો મૂકીને પોતાના પ્રિય વ્યવસાય પત્રકારત્વ અને સાહિત્યલેખનમાં તે જોડાયા અને અવસાનપર્યંત એમાં જ રત રહ્યા.

બહુ અભ્યાસ ન કરી શકવા છતાં તીવ્ર જ્ઞાનપિપાસાને લીધે એમણે જીવનપર્યંત વિદ્યાવ્યાસંગ રાખ્યો હતો અને સ્વ. નગરસિંહરાવ દીવેટિયાના નિકટ પરિચયમાં હોવાથી એમની છાપ ડાહ્યાભાઈના જીવન પર ઠીક પડી હતી. ઉપરાંત ફ્રેન્ચ રેવોલ્યૂશનના વાચનને પરિણામે તેના નેતાઓની તેમ જ ડિકન્સ, હ્યુગો, બેકન અને એમર્સનના વાચનની એમના મન પર સારી અસર હતી.

લગભગ આખી જિંદગી એમણે પત્રકારત્વમાં જ પસાર કરી હતી. થોડાંક વરસ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિ. સેક્રેટરી તરીકે પણ

એમણે કામ કરેલું. 'સુન્દરી સુબોધ', આર્યવત્સલ', 'વાર્તાવારિધિ-સરસ્વતી'ના તંત્રીમંડળમાં તેઓ હતા. ઇ. સ. ૧૯૦૩ થી ૧૯૧૭ સુધી 'ગુજરાતી પંચ' સાપ્તાહિકના એ ઉપતંત્રી હતા. ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી શ્રી. મોતીભાઈ અમીને બાળકો માટેનું સચિત્ર પત્ર 'બાલમિત્ર' કાઢવાની યોજના કરી એમના હાથમાં મૂક્યું અને ડાહ્યાભાઈએ એનાં શરુનાં વર્ષોમાં તેની ખીલવણી કરી. જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં તે 'કચ્છકેસરી' પત્રના ઉપતંત્રી હતા. ઈ. સ. ૧૯૦૨માં અમદાવાદમાં મળેલી રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસમાં) 'પ્રજાબંધુ'ના પ્રતિનિધિ તરીકે પણ એમણે કામ કરેલું.

અમદાવાદમાં એક કાળે સમાજ અને સાહિત્ય માટે ઊંચા પ્રકારનું કામ કરનાર 'બંધુસમાજ'ના સંપર્કમાં તેઓ છેક ૧૮૮૯ થી આવેલા અને છેવટસુધી તેના સભ્ય હતા. અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તથા સાહિત્ય પરિષદના સંસ્થાપક સભ્યોમાં તથા તેના સહમંત્રીઓમાં પણ ડાહ્યાભાઈ હતા, અને પહેલી સાહિત્ય પરિષદના પ્રદર્શનને સફળ બનાવવાનો યશ-ઘણે અંશે-એમને હતો. અમદાવાદના પત્રકારમંડળના તે ઉત્સાહી સભ્ય હતા, અને અવસાન પૂર્વે થોડાંક વર્ષ એમણે પૈસા ફંડ તથા રાત્રિશાળાઓને અંગે પણ સારું કામ કર્યું હતું.

આ ઉપરાત સામાજિક ક્ષેત્રમાં પોતાની જ્ઞાતિ અને ગામની સેવા પણ એમણે ઓછી નથી કરી. વડનગરની સઘળી પ્રવૃત્તિના તો તેઓ પિતા અને નેતા હતા. ત્યાંની લાયબ્રેરી અને બોર્ડિંગ એમના જ પરિશ્રમનું ફળ છે. વડનગરા કણબી હિતવર્ધક સભાના તેઓ સ્થાપક અને ઘણાં વર્ષો સુધી તેના પ્રમુખ હતા. ત્યાંની ખેડૂત સભામાં પણ એમની સેવાઓ મહત્ત્વની હતી. એક વખત તો એમને વડનગરની મ્યૂનિસિપાલિટીના ઉપપ્રમુખ નીમવાની પણ માંગણી થએલી.

ઘણાં વરસ સુધી અનારોગ્ય પ્રકૃતિ રહેવા છતાં દિનચર્યા અને આહારવિહારમાં ખૂબ ચોક્કસ રહી તે તબિયત જાળવી રાખતા. એમનું સંસારજીવન પણ સામાન્ય હતું. એમનું પ્રથમ લગ્ન બાલ્યકાળમાં થએલું. તેઓ ત્રણ વખત પરણ્યા હતા અને ત્રીજી વખતનાં એમનાં પત્ની સંતોક બહેનથી એમને બે સંતાન થયાં હતાંઃ પુત્ર નિરંજન અને પુત્રી ચન્દ્રિકા. ઈ સ. ૧૯૨૬ ના ડિસેમ્બરની ૨૨મી તારીખે 'કચ્છકેસરી' પત્રની ઑફિસમાં કામ કરતાં કરતાં જ એમના પર પક્ષાઘાતનો હુમલો થયો અને એમનું બાવન વર્ષની વયે અવસાન થયું. તે પછી થોડાં વર્ષે એમનો પુત્ર નિરંજન પણ અવસાન પામ્યો.

તરત જ ૧૯૦૯ માં ગુજરાત કૉલેજમાં ગણિતના અધ્યાપક તરીકે તેમની નિમણુક થઈ. ત્યાં ૧૨ વર્ષ સુધી ખ્યાતિ મેળવ્યા બાદ ૧૯૨૧ માં અસહકાર આવતાં તે નોકરી છોડી દીધી. ત્યાં તો એમને માટે પ્રિન્સિપાલ થવાની તક હતી, પણ અભ્યાસકાળથી જ અરવિંદ ઘોષ, લોકમાન્ય તિલક આદિની પ્રબળ અસર જીવન પર પડેલી, એટલે દેશપ્રેમને પહેલો ગણી તે નોકરી તેમણે જતી કરી અને ગુજરાત વિદ્યાપીઠમાં ગણિતાધ્યાપક બન્યા. તે પછીથી તે ૧૯૩૩ સુધી તેમણે જુદાં જુદાં રાજકીય ક્ષેત્રના તબક્કાઓમાં કાર્ય કર્યું: ૧૯૨૩ માં વિઠ્ઠલભાઈ પટેલ સાથે સ્વરાજ પાર્ટીમાં જોડાઈ મુંબઈ ધારાસભામાં ગયા, ૧૯૨૭ થી ૧૯૩૦ સુધી વિદ્યાપીઠને કાજે ગામડાંઓમાં રખડ્યા, ૧૯૩૦ માં દાંડીકૂચ થતાં ધારાસભામાંથી રાજીનામું આપ્યું અને જેલમાં ગયા, ૧૯૩૧ માં છૂટ્યા પછી મંદવાડ આવ્યો.

૧૯૩૩ માં બોચાસણના સ્વામીનારાયણ પંથના સંત યજ્ઞપુરુષદાસજીનો સમાગમ થતાં તેમનું જીવન ધર્મ તરફ ઢળી ગયું છેલ્લાં ચાર વર્ષ તેઓ અમદાવાદની લાલભાઈ દલપતભાઈ કૉલેજમાં ગણિતના અધ્યાપક અને મુંબઈ યુનિવર્સિટીમાં એમ. એ. અને એમ. એસ. સી. ના પરીક્ષક હતા.

ગણિત અને સંસ્કૃત એમના પ્રિય વિષયો, અને ગણિતની પેઠે સંસ્કૃત ઉપર પણ એમનો એટલો કાબૂ હતો કે ચાહે ત્યારે શીઘ્ર કાવ્ય પણ રચી શકતા. '**प्रताप चरितम्**' નામનું ૧૯૧૪ માં લખેલું એમનું સંસ્કૃત નાટક હજી અપ્રકટ છે. જીવનનાં છેલ્લાં વર્ષોમાં સ્વામીનારાયણ સંપ્રદાયના મહાન આચાર્યનું જીવન '**अक्षर पुरुषोत्तम चरित्र**' નામે સંસ્કૃતમાં શરુ કરેલું જેના ૧૬૦૦૦ શ્લોકો લખાએલા પડ્યા છે.

ઈ. સ. ૧૯૦૧ માં એમનું પ્રથમ લગ્ન શંકરલક્ષ્મી સાથે અમદાવાદમાં થએલું જેનાથી એક પુત્ર છે. ૧૯૧૭ માં બીજું લગ્ન ડાહીગૌરી સાથે થયું જેનાથી ચાર પુત્રો અને બે પુત્રીઓ હયાત છે.

ઈ. સ. ૧૯૪૧ના જૂનની ૨૪મી તારીખે અમદાવાદમાં એમનું અવસાન થયું. એમના ગ્રંથોની યાદી:—

"મહારાણા પ્રતાપસિંહ" (નાટક) ઈ. સ. ૧૯૧૫
"પરાક્રમી પૌરવ" (નાટક) ઈ. સ. ૧૯૨૦

## જેહાંગીર બહેરામજી મરઝબાન

"જામે જમશેદ" નામના જાણીતા પારસી દૈનિક પત્રને નામચીન બનાવીને તે દ્વારા એ કોમની સેવા કરનાર અને પારસી પત્રકારત્વમાં નામના મેળવનાર સ્વ. જેહાંગીરજી મરઝબાન મૂળ સુરતના વતની ગરીબ પારસી માબાપના ફરજંદ હતા. તા. ૨-૯-૧૮૪૮ ને રોજ તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ બહેરામજી ફરદુનજી મરઝબાન હતું.

ઇ. સ. ૧૮૬૭ માં મુંબઈમાં મેટ્રિક થઇને તેમણે એલ્ફીન્સ્ટન કોલેજમાં થોડો અભ્યાસ કરેલો. પછી તે પત્રકારત્વના વ્યવસાયમાં પડ્યા હતા જેમાં "બોમ્બે ગેઝેટ" વાળા મી. ગીઅરીએ એમના જીવન ઉપર પ્રબળ અસર કરી હતી. ગરીબીમાંથી આપબળે આગળ વધીને તે મહાન થયા હતા અને પારસી કોમની ગરીબીના નિવારણ માટે પોતાના પત્ર દ્વારા તથા જાતમહેનતથી તેમણે લાખો રૂપિયા એકઠા કરીને તે કાર્ય પાછળ ખર્ચ્યા હતા. સરકારે તેમને સી. આઇ. ઇ. નો ખીતાબ આપ્યો હતો.

તેમની કલમમાં જેવી સરલતા હતી તેવાં રમૂજ અને કટાક્ષ પણ હતાં. તેમનાં ઘણાં પુસ્તકોમાં તેમની કલમની એ વિશેષતા જોવા મળે છે. તેમણે આખા હિંદનો અને યુરોપ-અમેરિકાનો પ્રવાસ કર્યો હતો અને પ્રવાસોનાં પુસ્તકો પણ લખી પ્રસિદ્ધ કર્યાં હતાં. તે એક સારા નવલકથાકાર પણ હતા, જેમાં તેમની પારસી ભાષા મુખ્યત્વે એ કોમના વાચકોને સારી પેઠે રસ ઉપજાવતી, કારણકે તેમની ઘણીખરી નવલકથાઓમાં મુખ્યત્વે પારસી સંસારનું આલેખન થયું છે. તેમનું અવસાન તા. ૫-૧૨-૨૮ ના રોજ મુંબઈમાં થયું હતું.

તેમનાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છે:

"તારાબાઇ" (મેડોઝ ટેલરની 'તારા' નો તરજૂમો) ૧૮૮૬, "મુંબઇથી કેસ્મીર" ૧૮૮૬, "ભુલ ભુલામણી" (હેનરીવુડની "વિધિન ધી મેઇઝ"નો તરજૂમો) ૧૮૯૦, "અકલના સમુદ્ર" (ડિકન્સ 'પિકવિક પેપર્સ') ૧૮૯૦, "ટોચકા સંગ્રહ" ૧૮૯૦, "શીરીન મઝમ" ૧૮૯૦, "વેનાતી વેહને" (વેવાતનું ગળ્યું દાસ્તાન) ૧૯૧૫, "ચોથી ભાર" ૧૯૨૦, "મુશ્કેલ આસાન" ૧૯૧૭, "તલેસમ" (ધુમાની 'કાઉન્ટ ઓફ્ મોંટીક્રીસ્ટો' બે ભાગમાં), "કૌતક સંગ્રહ" ૧૮૮૪, "ચંડાળ ચોકડી" ('પિકવિક પેપર્સ') ૧૮૮૮, "ઠગ ને જ્ગે", "ખુશ દર્પણ", "શીયાની શીરીન", "આદીની ગુંઠ", "એ મારી બહેન" (બે

भाग ), " रमुजी ककरा संग्रह ", " जीजु गोराणी ", " नीमकहराम ", " घेरना घेला अने बाहेरना डाह्या ", " बमो के झुंडो ", " धणी के ढोर अने भफरनो बाप ", " पंच कथा ", " माफी ग्रवीनी ", " पारकी आश सदा निराश ", " सुना माय वढकणी " ( मांदन मसकती ), " कमबख्त कोणु ?", "तोफानी बारकस", "मोदीखानेथी मारसेल्स", "गोरूं विलायत".

मर्हुमनां पुत्री जरबाइ "मटलांनी मेदरा" ए तखल्लुसथी वर्तमान पत्रोमां कटाक्षमय लेखो लखतां. तेमना मोटा पुत्र पीरोजशा बहेरामजी मरझबान "पीजाम" पण एक सारा लेखक हता. नाना पुत्र जाल मरझबान १९२६ ना मे मासमां मीसीस कराकाने जुहूना दरियामां डूबतां बचाववा जतां पोते डूबी मरण पाम्या हता.

---

## डाह्याभाई लक्ष्मणभाई पटेल

'मारे महान (great) नथी थवुं; सारा-भला (good) थवाय तो घणुं छे' एवुं नम्र ने मर्यादित जीवनसूत्र नजर आगळ राखीने खंत उद्योग अने चीवटथी गुजरातना पत्रकारत्वमां तथा साहित्यमां मूगुं काम करी जनार, 'निर्गुण'ना तखल्लुसथी लखनार अने अमदावादनी 'बंधु-समाज'ना एक मात्र अ-नागर सभ्य श्री. डाह्याभाईनो जन्म मूळ वडनगरनी लेउआ कणबी ज्ञातिना श्री. लक्ष्मणभाई जीवाभाई पटेलने त्यां, ई. स. १८७४ना अरसामां, घणुं करीने अमदावादमां थयो हतो. केळवणी पण एमणे अमदावादमां ज लीधी अने युनिवर्सिटीनी स्कूल फाईनल परीक्षा पसार करीने वकीलात माटे कायदानो अभ्यास शरु कर्यो, पण संजोगवशात् ते पडतो मूकीने पोताना प्रिय व्यवसाय पत्रकारत्व अने साहित्यलेखनमां ते जोडाया अने अवसानपर्यंत एमां ज रत रह्या.

बहु अभ्यास न करी शकवा छतां तीव्र ज्ञानपिपासाने लीधे एमणे जीवनपर्यंत विद्याव्यासंग राख्यो हतो अने स्व. नरसिंहराव दीवेटियाना निकट परिचयमां होवाथी एमनी छाप डाह्याभाईना जीवन पर ठीक पडी हती. उपरांत फ्रेन्च रेवोल्युशनना वाचनने परिणामे तेना नेताओनी तेम ज डिकन्स, ड्युमा, बेकन अने एमर्सनना वाचननी एमना मन पर सारी असर हती.

लगभग आखी जिंदगी एमणे पत्रकारत्वमां ज पसार करी हती. थोडांक वरस गुजरात वर्नाक्युलर सोसायटीना आसि. सेक्रेटरी तरीके पण

એમણે કામ કરેલું. 'સુન્દરી સુબોધ', 'આર્યોત્સવ', 'વાર્તાવારિધિ-સરસ્વતી' ના તંત્રીમંડળમાં તેઓ હતા. ઈ. સ. ૧૯૦૩ થી ૧૯૧૭ સુધી 'ગુજરાતી પંચ' સાપ્તાહિકના એ ઉપતંત્રી હતા. ગૂજરાત એજ્યુકેશન સોસાયટી તરફથી શ્રી. મોતીભાઈ અમીને બાળકો માટેનું સચિત્ર પત્ર 'બાલમિત્ર' કાઢવાની યોજના કરી એમના હાથમાં મૂક્યું અને ડાહ્યાભાઈએ એનાં શરૂનાં વર્ષોમાં તેની ખીલવણી કરી. જિંદગીનાં છેલ્લાં વર્ષોમાં તે 'કચ્છકેસરી' પત્રના ઉપતંત્રી હતા. ઈ. સ. ૧૯૦૨માં અમદાવાદમાં મળેલી રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસમાં) 'પ્રજાબંધુ'ના પ્રતિનિધિ તરીકે પણ એમણે કામ કરેલું.

અમદાવાદમાં એક કાળે સમાજ અને સાહિત્ય માટે ઊંચા પ્રકારનું કામ કરનાર 'બંધુસમાજ'ના સંપર્કમાં તેઓ છેક ૧૮૮૯ થી આવેલા અને છેવટસુધી તેના સભ્ય હતા. અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તથા સાહિત્ય પરિષદના સંસ્થાપક સભ્યોમાં તથા તેના સહમંત્રીઓમાં પણ ડાહ્યાભાઈ હતા, અને પહેલી સાહિત્ય પરિષદના પ્રદર્શનને સફળ બનાવવાનો યશ-ઘણે અંશે-એમને હતો. અમદાવાદના પત્રકારમંડળના તે ઉત્સાહી સભ્ય હતા, અને અવસાન પૂર્વે થોડાંક વર્ષ એમણે પૈસા ફંડ તથા રાત્રિ-શાળાઓને અંગે પણ સારું કામ કર્યું હતું.

આ ઉપરાંત સામાજિક ક્ષેત્રમાં પોતાની જ્ઞાતિ અને ગામની સેવા પણ એમણે ઓછી નથી કરી. વડનગરની સંઘળી પ્રવૃત્તિના તો તેઓ પિતા અને નેતા હતા. ત્યાંની લાયબ્રેરી અને બોર્ડિંગ એમના જ પરિશ્રમનું ફળ છે. વડનગરા કણબી હિતવર્ધક સભાના તેઓ સ્થાપક અને ઘણાં વર્ષો સુધી તેના પ્રમુખ હતા. ત્યાંની ખેડૂત સભામાં પણ એમની સેવાઓ મહત્ત્વની હતી. એક વખત તો એમને વડનગરની મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખ નીમવાની પણ માંગણી થએલી.

ઘણા વરસ સુધી અનારોગ્ય પ્રકૃતિ રહેવા છતાં દિનચર્યા અને આહારવિહારમાં ખૂબ ચોકસ રહી તે તબિયત જાળવી રાખતા. એમનું સંસારજીવન પણ સામાન્ય હતું. એમનું પ્રથમ લગ્ન બાલ્યકાળમાં થએલું. તેઓ ત્રણ વખત પરણ્યા હતા અને ત્રીજી વખતના એમનાં પત્ની સંતોક બ્હેનથી એમને બે સંતાન થયાં હતાંઃ પુત્ર નિરંજન અને પુત્રી ચન્દ્રિકા. ઈ સ. ૧૯૨૬ ના ડિસેમ્બરની ૨૨મી તારીખે 'કચ્છકેસરી' પત્રની ઑફિસમાં કામ કરતાં કરતાં જ એમના પર પક્ષાઘાતનો હુમલો થયો અને એમનું બાવન વર્ષની વયે અવસાન થયું. તે પછી થોડાં વર્ષે એમનો પુત્ર નિરંજન પણ અવસાન પામ્યો.

રસભરી વાર્તાઓ અને ઉત્કર્ષક નિબંધો લખવા માટે ડાહ્યાભાઈ જાણીતા હતા. એમનું પ્રથમ પુસ્તક 'ચંદ્રાનના અથવા સુવાસિની' બહાર પડ્યું હતું. એમનાં લખાણો મોટે ભાગે સૂચિત તથા અનુવાદિત હતાં, પણ એમની શૈલી સરળ, સંસ્કારી ને સચોટ હતી.

એમના ગ્રંથો અને લખાણો :
ચન્દ્રાનના, સુવાસિની અને બીજી ટૂંકી વાર્તાઓ (સૂચિત).
હૃદય-તરંગ (કાવ્યો-ગીતો).
વડનગરા કણબીની ઉત્પત્તિ.
સંસારમાં સ્ત્રીની પદવી (અનુવાદિત).
વડોદરા રાજ્યની સ્ત્રી કવિઓ. (સાહિત્ય પરિષદમાં નિબંધ).
ટૂંકી વાર્તા (અનુવાદિત).
સામાજિક સેવાના સન્માર્ગો (અનુવાદિત)
આગળ ધસો (અનુવાદિત)

## ત્રિભુવન પ્રેમશંકર ત્રિવેદી

'ભરત કવિ'ના નામથી ગુજરાતી સાહિત્યમાં જાણીતા આ કવિનો જન્મ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં ભાવનગર તાબે મહુવા ગામમાં સં. ૧૯૨૧ના આસો સુદિ ૩ ને શનિવાર, તા. ૨૩મી સપ્ટેમ્બર ૧૮૬૫ના રોજ થયો હતો. એમના પિતાનું નામ પ્રેમશંકર ભાણજી ત્રિવેદી અને માતાનું નામ અમૃત બહેન ધનેશ્વર ઓઝા.

મહુવામાં જ અંગ્રેજી ૧લા ધોરણ સુધીની આથમિક કેળવણી લઈ તેમણે અભ્યાસ મૂકી દીધો. ફરી ચારપાંચ વર્ષે અભ્યાસની વૃત્તિ થતાં ઘેર અભ્યાસ કરી ગુજરાતી પાંચમા ધોરણની પરીક્ષા આપી પાસ થયા; પણ બાળપણથી જ કાવ્યના શ્રવણ, વાચન અને આધ્યાત્મિક જ્ઞાન માટેની પિપાસા એવી હતી કે જીવનભર બીજો કોઈ વ્યવસાય ન કરતાં તેની પાછળ જ એ રત રહ્યા હતા. એમનાં માતા અમૃતબા જૂનાં મૌખિક કાવ્યોના ભંડાર રૂપ હતાં અને ઘણું સારું ગાતાં. તેની તેમજ મહુવા કાશીવિશ્વનાથ મઠના સાહિત્યવિલાસી મહન્ત રામવનજી ધર્મવનજીના સંસર્ગની કવિના જીવન અને કવન ઉપર ઊંડી અસર થઈ. એ ઉપરાંત નરસિંહ મહેતા, રવિદાસ આદિ ભક્ત કવિઓ, 'પ્રવીણસાગર'નો વિખ્યાત ગ્રંથ અને કવિ નર્મદાશંકરના કાવ્યોની પણ એમના પર પ્રબળ છાપ પડી.

એમનું લગ્ન બે વખત થએલું: સંવત ૧૯૩૦ માં દીવાળીબાઈ સાથે અને સંવત ૧૯૪૫ માં ભાગીરથીબાઈ સાથે. બંને લગ્ન ભાવનગરમાં થયાં હતાં. સંતાનોમાં સૌ. અનસૂયાબહેન અને સૌ. હીરાલક્ષ્મીબહેન એ બે પુત્રીઓમાંથી બીજાં હાલ હયાત છે.

૨૪ વર્ષની વયે અમરેલીમાં એમને સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવની મુલાકાત થઈ. તેમણે વડોદરાના દીવાન મણિભાઈ જશભાઈ ઉપર ભલામણ-પત્ર લખી આપ્યો અને કવિએ સંભળાવેલી કવિતાઓથી ખુશ થઈ દીવાન સાહેબે તેમને કોઈ સારા લેખક પાસે આગળ અભ્યાસ તથા માર્ગદર્શન મેળવવા ભલામણ કરી, તેમજ માસિક સાડાચાર રૂપિયાની સ્કોલરશિપ બાંધી આપી. સ્વ. હરિલાલ ધ્રુવની ભલામણથી કવિ 'જટિલ' (જીવનરામ લક્ષ્મીરામ દવે) પાસે ભાવનગરમાં જઈને કવિ રહ્યા. છએક માસ વીત્યે હરિલાલ ધ્રુવે તેમને ૪૦ રૂપિયાના દરમાયાથી વડોદરા રાજ્યમાં જૂના શિલાલેખોની નકલ કરવા માટે રોક્યા, પણ ટૂંક સમયમાં એ કામથી કંટાળી તે છોડી દઈને ફરી તે 'જટિલ' પાસે સાવરકુંડલા જવા નીકળ્યા. માર્ગમાં લાઠીમાં પોતાના સ્નેહી ઉમાશંકર શુક્લને ત્યાં ઊતરતાં તેમની ભલામણથી કલાપીની મુલાકાત થઈ અને તે પછી કલાપી સાથેનો સંબંધ ગાઢ થતો ગયો.

ઇ. સ. ૧૮૯૫માં કલાપીએ ગાદીએ આવતાં જ કવિને વર્ષાસન બાંધી આપ્યું તથા તેમની ભલામણથી ભાવનગરના મહારાજા ભાવસિંહજીએ, વડિયાના દરબાર કલાપીમિત્ર બાવાવાળાએ તથા કલાપીના જમાઈ રાજકોટ ઠાકોર સાહેબ લાખાજીરાજે પણ તેમને વર્ષાસનો બાંધી આપ્યાં જે તેમના જીવનપર્યંત ચાલુ હતાં.

આ દરમ્યાન, સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) કૉલેજમાં અભ્યાસ કરતા તે વેળાના મોટા ભાઈ માધવજી રત્નજી ભટ્ટ (પ્રો. હરિલાલ ભટ્ટના પિતા) પાસે મહુવામાં વૅકેશન ગાળવા આવતા તેમનો પણ કવિને પરિચય થયો, અને પાછળથી ભાવનગરમાં તે એટલો ગાઢો થયો કે કલાપીનું અવસાન થતાં કવિને જે આઘાત લાગેલો તેમાં એ 'કાન્ત'ની મૈત્રીએ જ એમને સાચું આશ્વાસન આપ્યું. આ ઉપરાંત રાજકોટ ઠાકોર સાહેબે વર્ષાસન બાંધી આપ્યા પછી કવિને વારંવાર ત્યાં જવાનું થતાં કવિ નાનાલાલ તથા બળવંતરાય ઠાકોર સાથે પણ એમને એવો જ પરિચય બંધાયો, જે એમના જીવનપર્યંત કાયમ રહ્યો હતો. સંવત ૧૯૭૯ ના આષાઢ સુદી ૧૫ ને શુક્રવાર તા. ૨૭ મી જુલાઇ ૧૯૨૩ના રોજ રાજકોટ મુકામે એમનું અવસાન થયું.

એમના જીવનવિષયક વિશેષ માહિતી સ્વ. 'કલાપી'એ ભાવનગરના મહારાજા ઉપર એમનો પરિચય આપતો એક પત્ર લખેલો છે તેમાં મળે છે. એક આદર્શપત્ર તરીકે ગણાતો એ પત્ર 'કલાપીના પત્રો'માં છે.

એમનું પહેલું કાવ્યપુસ્તક 'વિભાવરી સ્વપ્ન' ઈ. સ. ૧૮૯૪ માં બહાર પડ્યું. તે પછી ઈ. સ. ૧૮૯૫ માં 'મિત્રનો વિરહ', ઈ. સ. ૧૯૦૧ માં 'સ્વરૂપ પુષ્પાંજલિ' અને ઈ. સ. ૧૯૧૩ માં એમને વિશેષ ખ્યાત કરનાર 'કલાપી વિરહ' બહાર પડ્યું.

---

## ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

ગુજરાતના સુપ્રસિદ્ધ રસાયનશાસ્ત્રી સ્વ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરનો જન્મ સુરતની સુતાર જ્ઞાતિમાં અગ્રેસર લેખાતા ગજ્જર કુટુમ્બમાં ઈ. સ. ૧૮૬૩ના ઓગસ્ટ માસમાં થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ પૂરો કરીને તે ૧૬ વર્ષની વયે મેટ્રિક પાસ થયા હતા અને મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી રસાયનશાસ્ત્રના પ્રશ્નપત્રમાં ૩૦૦ માંથી ૨૨૫ માર્ક મેળવી બી. એસ સી. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થઈ કૉલેજના ફેલો નીમાયા હતા. એ દરમિયાન એમ. એ. થઈને કાયદાનો પણ થોડો અભ્યાસ તેમણે કર્યો હતો. તેમનું ધ્યેય હિંદમાં લોકહિતાર્થે વિજ્ઞાનનો અને ખાસ કરીને રસાયનશાસ્ત્રનો વિકાસ કરવાનું હોવાથી તેમણે આગળ અભ્યાસ મૂકી દીધો હતો, અને કરાંચીની સિંધ કૉલેજમાં રૂ. ૩૦૦ ના પગારથી પ્રાધ્યાપક તરીકેની નીમણૂક જતી કરીને શ્રી. સયાજીરાવ ગાયકવાડને આશ્રયે રાસાયનિક ઉદ્યોગો ખીલવવાની તક મળે તેમ હોવાથી વડોદરા કૉલેજમાં રસાયનશાસ્ત્રના પ્રાધ્યાપકની રૂ. ૨૦૦ ની નોકરી તેમણે સ્વીકારી હતી.

વડોદરા રાજ્યમાં તેમણે રાજ્યના રંગાટી ઉદ્યોગનો અહેવાલ તૈયાર કર્યો, તેના અમલ માટે છાપકામ ને રંગાટી કામની પ્રયોગશાળા કાઢી અને મોટા પાયા પર હુન્નર ઉદ્યોગની સંસ્થાની યોજના ઘડી કાઢી, જે પરથી શ્રી. ગાયકવાડે ઈ. સ. ૧૮૯૦ ના જૂન માસમાં 'કલાભવન'ની સ્થાપના કરી. પ્રો. ગજ્જર એ સંસ્થાના આચાર્ય નીમાયા અને ૧૮૯૬ સુધી તે સંસ્થાને આગળ વધારવાને તેમણે પુષ્કળ શ્રમ ઉઠાવ્યો. એ ઉપરાંત રંગાટની વિદ્યામાં પારંગત થવા માટે તે જર્મન ભાષા શીખ્યા અને એ જ્ઞાનના બળે 'રંગરહસ્ય' નામનું ત્રૈમાસિક પત્ર પણ કાઢવા માંડ્યું. કલાભવન વિકાસ પામી ઉદ્યોગ-ધંધાની એક વિદ્યાપીઠ બને એ હેતુ બર લાવવા તે રાત

દિવસ પ્રવૃત્તિશીલ રહેતા; પણ બીજાં ખાતાંઓની ડખલને લીધે એ સ્વમાની પ્રાધ્યાપકે સને ૧૮૯૬માં કળાભવન છોડયું.

વડોદરાથી મુંબઈ આવીને તે વિલ્સન કૉલેજમાં કેમિસ્ટ્રીના પ્રોફેસર નીમાયા. ત્યાં 'યુનિવર્સિટી રિફૉર્મ'ની ચળવળ કરીને રસાયનશાસ્ત્રનો જુદો અભ્યાસવિષય બનાવ્યો જેને પરિણામે એ શાસ્ત્રના નિષ્ણાત સ્નાતકો યુનિવર્સિટીમાંથી નીકળવા લાગ્યા. એવામાં મુંબઈમાં મરકી ફાટી નીકળી તેના ઉપચાર માટે પ્રો. ગજ્જરે 'આયોડિન ટરક્લોરાઈડ' નામની દવાની શોધ કરી, અને પરદેશી કંપનીઓએ એ દવાના પેટન્ટ માટે મોટી કીંમત આપવા છતાં તેમણે પોતે પેટન્ટ લીધુ નહિ, કોઈને વેચ્યું નહિ અને જનતા માટે તેની બનાવટ ખુલ્લી રાખી. ૧૮૯૮ માં મુંબઈમાં મહારાણી વિક્ટોરિયાના બાવલાનું મુખ કોઈએ સજ્જડ કાળા રંગે રંગેલું, તે ડાઘ ભલભલાથી પણ ન નીકળ્યા, તે પ્રો. ગજ્જરે કાઢી નાંખીને સૌને છક્ક કરી નાંખેલા.

દેશમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ તૈયાર કરવાની જરૂર લાગવાથી તેમણે ૧૮૯૯ માં 'ટેકનો-કેમિકલ લૅબોરેટરી' નામની સ્વતંત્ર પ્રયોગશાળા મુંબઈમાં ઊભી કરી. પોતાની અંગત આવક આ પ્રયોગશાળામાં નાંખીને તેમણે તેને સમૃદ્ધ કરી. યુનિવર્સિટી અને મેડિકલ કૉલેજ પોતાના વિદ્યાર્થીઓને ત્યાં જ કામ કરવા મોકલતાં એવી એની ખ્યાતિ હતી. તે પછી ઝાંખાં પડી ગએલાં ખરાં મોતીને ધોવાનો નુસખો તેમણે શોધી કાઢયો. આથી દુનિયાભરના રસાયનશાસ્ત્રીઓ હેરત પામી ગયા એ ધંધામાં તે લાખો રૂપિયા કમાયા, જે તેમણે રસાયનશાસ્ત્રના પ્રચાર માટે વાપર્યા. ૧૯૦૨ પછી તેમની જ પ્રેરણા, યોજના અને અવિશ્રાંત શ્રમથી વડોદરાનું 'એલેંબિક કેમિકલ વર્ક્સ' સ્થાપવામાં આવેલું.

૧૯૦૨ની સાલમાં શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી સાથે તેમણે સુવ્યવસ્થિત સમાજ, કારખાનાં અને વૈજ્ઞાનિક પરબ રૂપી શાળાઓવાળા એક આદર્શ સંસ્થાન 'કલ્યાણગ્રામ' નામની યોજના ઘડેલી, પણ પાછળથી આર્થિક સ્થિતિ નબળી થતાં એમની એ મુરાદ બર ન આવી. ૧૯૧૦ માં તેમનાં પત્ની કાશીબહેન ગુજરી ગયાં, આતરિક જીવન કલેશમય તથા દુઃખી બની ગયું અને અશાન્ત ચિત્તને લીધે તેમને અનિદ્રાનું દર્દ લાગુ પડેલું. પ્રો. ગજ્જરના અંતિમ દિવસો ખૂબ કરુણ, એકાકી અને આર્થિક સંકડામણવાળા નીવડ્યા હતા. ૧૯૨૦ના જુલાઈ માસની ૧૬ મી તારીખે એમણે સ્વર્ગવાસ કર્યો.

---

# (ડૉ.) ત્રિભુવનદાસ મોતીચંદ શાહ

ગુજરાતી ભાષામાં વૈદકશાસ્ત્ર ઉપર સૌથી મોટા પ્રમાણભૂત અને અદ્વિતીય એવો "શારીર અને વૈદ્યશાસ્ત્ર" નામનો હજાર પાનાંનો ગ્રંથ લખી બહાર પાડનાર અને ગઈ સદીની છેલ્લી પચ્ચીશીમાં એક પ્રતિભાશાળી અને નિષ્ણાત દાક્તર તરીકે સમસ્ત ગુજરાત-કાઠિયાવાડમાં નામના કાઢનાર ડૉ. ત્રિભુવનદાસનો જન્મ ઈ સ ૧૮૪૮મા (વિ સં ૧૯૦૪મા) જૂનાગઢની દશાશ્રીમાળી વણિક કોમમાં ગરીબ માતાપિતાને ત્યા થયો હતો એમના પિતાનું નામ શાહ મોતીચદ પાનાચદ

પ્રાથમિક શિક્ષણ જૂનાગઢમા લઈ તે માધ્યમિકની શરુઆત કરતા હતા ત્યાં માતાપિતાનું સુખ ઊગતી વયમાં જ ગુમાવી બેઠા, એટલે રાજકોટમા માસા-માસીની હૂંફે ઊછરી મેટ્રિક સુધી ત્યાંની આલ્ફ્રેડ હાઈસ્કૂલમા અભ્યાસ કર્યો અને ત્યાથી મુંબઈ ગ્રાન્ટ મેડિકલ કોલેજમા જઈ ત્યા ઈ સ ૧૮૭૨માં એલ એમ ની ઉપાધિ પ્રાપ્ત કરી તીવ્ર બુદ્ધિના હોવાથી આખા અભ્યાસ કાળમાં તે મોખરે જ રહ્યા હતા અને અધ્યાપકોનો ચાહ મેળવ્યો હતો મેડિકલ કોલેજમા પણ તેમણે ઇનામો અને સ્કોલરશિપ મેળવ્યાં હતા

પાસ થઈને કેવળામાહિમમા, વઢવાણ કેમ્પમા અને પછી અમદાવાદની સિવિલ હૉસ્પિટલમા આસિસ્ટન્ટ સર્જન તરીકે તેમણે કામ કર્યું ત્યાથી તેમની નોકરી જૂનાગઢ સ્ટેટે સરકાર પાસેથી ઉછીની લીધી અને તે પછી મૃત્યુ પર્યંત તેઓ ત્યા જ ચીફ મેડિકલ ઑફિસર તરીકે હતા એમની વૈદકીય કારકિર્દિ જૂનાગઢમાં જ પ્રકાશી અને તેને કળશ ચડ્યો આખા કાઠિયાવાડમા તે વખતના વૈદકીય ક્ષેત્રમાં એ પ્રથમ પંક્તિના ને અનુભવી દાક્તર ગણાતા કાઠિયાવાડના રાજારજવાડા ને શ્રીમતો એમની સલાહ લેતા સમાજના છેક છેલ્લા થર સુધી તેમના કૌશલની નામના હતી, અને એ જમાનામાં જ્યારે કાઠિયાવાડના કોઈ પણ રાજ્યના દવાખાનામા દોઢ બે ડઝનથી વધુ 'ઇનડોર' દરદીઓ ન હતા એ સમયે જૂનાગઢની હૉસ્પિતાલ સેંકડો દરદીઓથી ભરચક રહેતી આખના કામ અને પથરીના ઑપરેશનમાં તેઓ એક્કા ગણાતા, અને એ વખતે કાઠિયાવાડના બહારવટિયાઓએ નાક કાપવાનો ત્રાસ શરુ કરેલો હોઈ તે સમા કરીને Rhinoplastic Operation દ્વારા એમણે સેંકડો સ્ત્રીપુરુષોને બહસીક ન જીવનથી બચાવી લીધા હતા એ કાર્યમા તેમની કીર્તિ ઠેઠ યુરોપ સુધી પહોચી હતી અને એમ કહેવાય છે કે એમનાં જેટલા નાક સમાં કરવાનું કામ એ સમયે

દુનિયાભરમા કોઈ સર્જને કર્યાનું નોંધાયુ નથી એમનાં જ્ઞાન અને અનુભવને લીધે તે જીવ્યા ત્યાંસુધી મુંબઈ યુનિવર્સિટીમા એલ એમ એન્ડ એસ ની છેલ્લી પરીક્ષામાં પરીક્ષક તરીકે નીમાતા

રાજકારણમા પોતે પડ્યા ન હતા, છતા જૂનાગઢના રાજ્યધુરાવાહકો એમની સલાહ લેતા, આટલી પ્રતિષ્ઠાવાળુ સતત ઉદ્યોગશીલ જીવન હોવા છતા તે સામાજિક કાર્યો માટે પણ વખત કાઢતા જૂનાગઢના ગિરનાર પર્વત પરના છેકસુધીના પગથિયાનુ બાધકામ એ એમના જ શ્રમ ને લાગવગનું પરિણામ છે. રાજ્ય પાસેથી તેમ જ લૉટરી કઢાવીને લાખો રૂપિયા ઊભા કરી તેમણે મહામહેનતે એ કામ પાર પાડ્યુ

એમનુ લગ્ન ધોરાજીમા ઈ. સ ૧૮૭૪ (સ ૧૯૨૫)મા શ્રી પાનકુવર સાથે થયુ હતુ એમને ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓ છે, જે સર્વે કેળવાએલા અને સંસ્કારી છે જૂનાગઢમા વૈદકીય પ્રેક્ટીસ ઉપરાંત રૂના ધધામા પડી એમણે જીનિંગ અને પ્રેસિંગ કારખાનાં કાઢેલાં તેમ જ શરાફી પેઢી પણ ચલાવેલી. ઈ. સ ૧૯૦૩ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે જૂનાગઢમા હૃદયના દુખાવાને લીધે એમનુ અવસાન થયુ.

એમનો ગ્રથ 'શારીર અને વૈદકશાસ્ત્ર' વૈદકના અભ્યાસીઓમાં તેમ જ જનતામાં સર્વત્ર લોકપ્રિય થયો છે. એના પઠનપાઠનથી અનેક વૈદ્યો પોતાનો ધધો ખીલવી શકેલા એમના અવસાનસુધીમા એની ચાર આવૃત્તિઓ થઈ ગએલી અને પાંચમી તૈયાર થતી હતી, તેમ જ તેનો મરાઠી અનુવાદ પણ થયો હતો.

એમના પુસ્તકો: "શારીર અને વૈદકશાસ્ત્ર" અને "માને શિખામણ"

---

## રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર

રા. સા. દલપતરામ ખખ્ખર ન્યાતે બ્રહ્મક્ષત્રિય હતા સં ૧૮૯૨ના કારતક સુદ ૧૧ (તા ૧-૧૧-૧૮૭૫)ને દિવસે દીવ સંસ્થાનમા તેમનો જન્મ થયો હતો એમના પિતાનું નામ પ્રાણજીવન પૂર્ણાનંદ ખખ્ખર અને માતાનું નામ ધનકુવર હતું

એમનાં ત્રણ લગ્ન થયા હતા પ્રથમ લગ્ન સુરતમા ડાહીબાઈ સાથે, બે વર્ષમા તેમનુ અવસાન થવાથી બીજું લગ્ન મુંબઈમા ચકુબાઈ સાથે અને તેમનુ થોડા વખતમા અવસાન થવાથી ત્રીજું લગ્ન ભાવનગરમાં ૧૯૧૧ મા દેવકોરબાઈ સાથે થયુ હતું

માતાનું અવસાન તેમની બાલ્ય વયે થવાથી તે પોતાનાં માતામહી પૂતળીબાઈ પાસે ઊછરી મોટા થયા હતા. દમણની શાળામાં તેમણે પ્રાથમિક અભ્યાસ કર્યો હતો, અને ફીરંગી ભાષાનું શિક્ષણ પણ લીધું હતું. બાર વર્ષની વયે મુંબઇ આવી સને ૧૮૫૧ માં તેમણે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યૂટમાં અભ્યાસ કર્યો હતો અને સ્કોલરશીપો તથા ઇનામો મેળવ્યાં હતાં. ૧૮૫૯માં એ જ ઇન્સ્ટીટ્યૂટમાં તે શિક્ષક નીમાયા હતા. સં. ૧૯૧૬માં તેમના પિતાનું અવસાન થયું. તે અરસામાં શેરના વેપારમાં તે ઠીક કમાયા હતા, ઘર પણ ખરીદ્યું હતું, પરન્તુ પાછળથી મોટી ખોટ આવતાં ઘર વેચી નાંખવું પડયું હતું. સને ૧૮૬૪માં તેમણે 'શાકુંતલ' નાટક લખી પ્રસિદ્ધ કર્યું જેમાં તે થોડું કમાયા હતા.

મુંબઈમાં સને ૧૮૫૧ માં બુદ્ધિવર્ધક સભા સ્થપાઇ તેના પ્રારંભકાળથી તે તેમાં રસ લેતા. તેમાં તે નિબંધો વાંચતા અને ભાષણો કરતા. ૧૮૬૨માં તે એ સભાના મંત્રી અને 'બુદ્ધિવર્ધક' ના તંત્રી થયા હતા. ૧૮૬૮ સુધી તેમણે એ પત્ર ચલાવ્યું હતું. ૧૮૭૧ માં તેમણે સિવિલિયનો માટે એક ટેક્સ્ટ બુક લખી હતી.

૧૮૬૦ માં તે ગો. તે. સરકારી સ્કૂલના હેડમાસ્તર નીમાયા હતા. ૧૮૬૮માં તે રાજકોટના ઠાકોર બાવાજીરાજના શિક્ષક તરીકે રાજકોટ ગયા હતા. ૧૮૭૧ માં તે કચ્છના એજ્યુ. ઇન્સ. અને હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે ભૂજ ગયા. તે વખતે કચ્છમાં માત્ર ૧૨ શાળાઓ હતી તે વધારીને તેમણે ૧૨૧ શાળાઓ ઉઘાડી, અને તે માટે શિક્ષકોને રાજકોટ ટ્રે. કોલેજમાં મોકલી સારા શિક્ષકો તૈયાર કર્યા. પાછળથી તે મહારાવ સર પ્રાગમલજીના કુમાર ખેંગારજીના શિક્ષક નીમાયા હતા. કચ્છના કેળવણીખાતાની નોકરી દરમ્યાન તેમણે કચ્છની ભૂગોળવિદ્યા, નકશા વગેરે તૈયાર કર્યાં અને જૂના લેખો, પાળિયા વગેરે પ્રાચીન વસ્તુઓની ખૂબ શોધખોળ કરી. એ સંશોધન તેમને 'કચ્છની આર્કીઓલોજી' તૈયાર કરવામાં ખૂબ મદદગાર બન્યું. ડો. બર્જેસ અને સર કેમ્પબેલની સૂચનાથી તેમણે એ વિષેનું પુસ્તક માત્ર ૭૫ દિવસમાં રાતદિવસ શ્રમ લઇને લખી મોકલી આપ્યું હતું. આ ઉત્તમ સેવા માટે સરકારે તેમનો આભાર માન્યો હતો. "લાખા ફુલાણી" વિષેનો તેમનો એક લેખ, જૂના સીક્કાઓ વગેરે ડો. બર્જેસને ખૂબ ઉપયોગી થઈ પડયાં હતાં. સને ૧૮૮૬માં તે તબિયતને કારણે કચ્છની નોકરીમાંથી નિવૃત્ત થયા, અને જનતાએ તેમને જંગી સભા ભરી માનપત્ર આપ્યું. રાણી વિક્ટોરિયાની જ્યુબિલી પ્રસંગે તેમને સરકાર તરફથી રાવ સાહેબનો ખિતાબ મળ્યો હતો.

નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ સાહિત્યસેવા ચાલુ રાખી ઇન્ડીઅન એન્ટીક્વરી, ટાઇમ્સ, ગુજરાતી, તથા માસિક પત્રોમાં તે લેખો લખતા. શાળાઓમાં પરીક્ષા લેવાનું કામ અને ગો. તે. ચેરીટી ટ્રસ્ટમાં ટ્રસ્ટી તરીકે સને ૧૮૮૮ થી તે કામ કરતા. સરકારે તેમને એ અરસામાં જે. પી. બનાવ્યા હતા. તા. ૧૪-૧૧-૧૯૦૨ ના રોજ ૭૦ વર્ષની વયે તાવની બિમારીમાં તેમનું અવસાન થયું હતું. તેમના સ્મરણાર્થે તેમના પુત્ર શ્રી. મગનલાલ ખખ્ખરે રૂ. ૨૬૦૦૦ નું ફંડ સ્થાપ્યું છે જેના વ્યાજમાંથી ન્યાતના છોકરાઓને કેળવણી માટે સ્કોલરશીપો આપવામાં આવે છે.

સ્વ૦ દલપતરામ પોતાની પાછળ બે સંતાનો મૂકી ગયા છે: શ્રી. મગનલાલ ખખ્ખર અને શ્રી. તુલજાગૌરી. શ્રી. મગનલાલને રા. સા. તથા જે. પી. નો ઈલકાબ મળ્યો છે. તે પણ એક લેખક અને ગ્રંથકાર છે.

સ્વ૦ દલપતરામનાં પુસ્તકોની યાદી નીચે મુજબ છે:

'શાકુન્તલ નાટક', 'કચ્છની આર્કીઓલોજી' (અંગ્રેજી), 'કચ્છની ભૂગોળ વિદ્યા', કચ્છનો નકશો, ભૂજનો નકશો, 'શેઠ હરજીવનદાસ માધવદાસનું જીવનચરિત્ર'.

---

## દામોદર ખુશાલદાસ બોટાદકર

સ્વ૦ દામોદર ખુશાલદાસ બોટાદકરનો જન્મ તેમના વતન બોટાદમાં તા. ૨૭ મી નવેમ્બર ૧૮૭૦ ના રોજ થયો હતો. ન્યાતે તે મોઢ વણિક હતા પાંચ વર્ષની વયે તેમના પિતાજીનું અવસાન થયું હતું. કેળવણીમાં તેમણે ગુજરાતી છ ધોરણ જેટલો અભ્યાસ સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ પાસે કર્યો હતો. ગરીબ સ્થિતિને કારણે તેર વર્ષની વયે જ તેમને શિક્ષકનો વ્યવસાય લેવો પડ્યો હતો. સને ૧૮૯૩ માં તે મુંબઈ ગયા હતા, અને "પુષ્ટિમાર્ગ પ્રકાશ" નામના વૈષ્ણવ સંપ્રદાયના એક માસિક પત્રનું તંત્ર હાથમાં લીધું હતું. અહીં તેમને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાની તક મળી હતી. સંસ્કૃત અને ગુજરાતી કાવ્યસાહિત્ય એ એમનો પ્રિય વિષય બન્યો હતો. સને ૧૯૦૭ માં તે વતનમાં પાછા ફર્યા હતા કારણકે મુબઈનાં હવા-પાણી તેમને અનુકૂળ બન્યાં નહોતાં. ત્યારથી તેમણે ભાવનગર રાજ્યના કેળવણીખાતામાં નોકરી લીધી હતી, અને અવસાન થતાંસુધી જુદે જુદે સ્થળે મદદનીશ શિક્ષક તથા મુખ્ય શિક્ષક તરીકે ટૂંકા પગારમાં નોકરી કરી હતી.

તેમની પહેલી કવિતા 'પ્રેમ અને સત્કાર' સને ૧૮૯૬ માં છપાઇને 'ચંદ્ર' તથા 'કાવ્યમાધુર્ય'માં પ્રકટ થઈ હતી. તેમણે લખેલા કવિતાસંગ્રહો "કલ્લોલિની" (૧૯૧૨), "સ્રોતસ્વિની" (૧૯૧૮), "નિર્ઝરિણી" (૧૯૨૧), "રાસતરંગિણી" (૧૯૨૩) અને "શૈવલિની" (૧૯૨૫) એ પ્રમાણે છે. "રાસતરંગિણી" ખૂબ જ લોકપ્રિય હવાથી ગુજરાતે તેમનો સારો સત્કાર કર્યો હતો. તે ઉપરાંત તેમણે "લાલસિંહ સાવિત્રી" એ નામનું એક નાટક (૧૯૧૯) પણ લખેલું. "મોઢમહોદય" નામના જ્ઞાતિપત્રનું તંત્ર તેમણે પાંચેક વર્ષ સુધી સંભાળેલું.

ઇ. સ. ૧૯૦૩માં ૩૩ વર્ષની વયે તેમનું લગ્ન થયું હતું. તા. ૭-૯-૧૯૨૪ ને રોજ ૫૪ વર્ષની વયે તેમનું અવસાન થયું હતું. અવસાન સમયે તેમની સ્થિતિ ગરીબ જ રહી હતી. તેમની કવિતાસેવાની કદર કરીને ભાવનગર રાજ્યે તેમના કુટુંબને નાનું પેન્શન બાંધી આપ્યું છે.

---

## દુર્લભ શ્યામ ધ્રુવ

૨૧૦ દુર્લભજી શ્યામજી ધ્રુવનો જન્મ સંવત ૧૯૧૭ના ભાદરવા સુદી ૧૨ ને રોજ રાજકોટમાં થયો હતો. તે ન્યાતે દશા સોરઠિયા વણિક હતા. તેમનાં માતુશ્રીનું નામ માનબાઈ હતું. તેમના પૂર્વજો જામનગરમાં જામ શ્રી રાવળની સાથે કચ્છમાંથી આવેલા. તેમના પિતાજી વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી હતા અને ભક્તિનાં કાવ્યોના અભ્યાસી હોવા ઉપરાંત નવાં પદો રચી જાણતા. એ વારસો શ્રી. દુર્લભજીને મળેલો.

શ્રી. દુર્લભજીભાઇનું પ્રાથમિક શિક્ષણ રાજકોટમાં થએલું. તેર વર્ષની વયે અભ્યાસકાળ દરમિયાન જ તેમને કવિતા રચવાનો છંદ લાગેલો. અભ્યાસ આગળ વધે તે પહેલાં તેમના ઉપર કુટુંબનિર્વાહનો ભાર પડ્યો હતો. તેમની કવિતારચના અને લેખનકાર્યના પહેલા ફળ રૂપે 'સુલોચના સતી આખ્યાન' તેમણે પોતાની ૧૭ વર્ષની વયે પ્રસિદ્ધ કરેલું.

૨૩ વર્ષની વયે તે મુંબઈ આવ્યા અને સૌથી પહેલાં 'મુંબઈ સમાચાર'માં પ્રૂફરીડરની નોકરીમાં જોડાયા. સ્વ. નારાયણ હેમચંદ્રનાં પુસ્તકોની ક્લિષ્ટ ગુજરાતી ભાષા તેમને હાથે કેટલાક પ્રમાણમાં સુધરેલી. માતાના મૃત્યુથી તે પાછા જામનગરમાં આવ્યા અને ત્યાં 'આર્ય પ્રબોધ નાટકમંડળી' સ્થાપી, જેને માટે તેમણે કેટલાંક દશ્ય નાટકો લખ્યાં. સં. ૧૯૪૩માં શ્રી. ઝંડુ ભટ્ટજીનો તેમને મેળાપ થયો અને તેમની સલાહથી તેમણે વૈદકનો અભ્યાસ આરંભ્યો અને આગળ જતાં તેમણે 'રસેશ વૈદ્યવિજ્ઞાન' નામનું

દ્વિમાસિક શરુ કર્યું. ઝંડુભટ્ટજીના ભાઈ મણિશંકરભાઈએ અમદાવાદમા રસશાળા સ્થાપી ત્યા પાંચેક વર્ષ રહીને તેમણે વૈદ્યકનો અભ્યાસ વધાર્યો, અને મુબઈ આવી આયુર્વેદિક ઔષધાલય સ્થાપ્યુ એ જ અરસામાં મૂળજી આશારામની નાટક મડળીમા કવિ તરીકે કેટલોક વખત કામ કરેલું, પરન્તુ સ્થિર નિવાસ તો મુબઈમા જ કર્યો અને વૈદ્યકનો ધધો સફળતાથી ચનાવ્યો.

કવિતા અને નાટકના લેખનકાર્યમા તેમનો પોતાના વૈદ્યક વ્યવસાય જેટલો જ રસ હતો આ રસને વશ રહીને તેમણે નાનાં મોટા પચાસેક પુસ્તકો લખીને પ્રસિદ્ધ કર્યા છે તેમની કવિતા દલપતશૈલીની હતી. ગુજરાતી ઉપરાત હિંદીમા પણ તેમણે દોહા કુડળિયા વગેરે લખ્યા છે. તેમના મુખ્ય ગણી શકાય તેવા અને પ્રસિદ્ધ થયેલા પુસ્તકોના નામ નીચે આપ્યા છે તેમનું અપ્રકટ લખાણ પણ ઘણુ છે.

(૧) સુલોચના સતી આખ્યાન (૨) બાલોપદેશ (૩) ભક્તિબોધ (૪) સુધર્મ દર્પણ (૫) વિદ્યા ગુણ વર્ણન (૬) સુરમોહન શૃગારમોહના (સગીત નાટક) (૭) અનાર્ય સ્ત્રીના લક્ષણ (૮) ગોપીચદ નાટક (૯) મૃચ્છકટિક નાટકસાર (૧૦) રસચદ્ર-રતિપ્રિયા (નાટક) (૧૧) પ્રમીલા રાણી (૧૨) ગોમહિમા (૧૩) ઉપદેશી સગીતમાળા (૧૪) વિજળી વિલાપ (૧૫) નેમનાથ-રાજેમતી ચરિત્ર (૧૬) શિક્ષક અથવા મસાર-સાગરનો રસ્તો દેખાડનારો દીવો (૧૭) વચનસિદ્ધિ અથવા સત્યનુ બળ (૧૮) ગોરક્ષા શતક (૧૯) ગોરક્ષા પ્રબોધ (૨૦) કેફ નિષેધક (ગુ વ સો નો ઈનામી કવિતા નિબધ) (૨૧) વિવેકબુદ્ધિ વાણીઓ (૨૨) પવિત્ર મનની પ્રેમકુવર (૨૩) બ્રહ્મચર્ય મહિમા (૨૪) સન્માર્ગ મહિમા (૨૫) આચારદર્શન (૨૬) પાપી પિતાને પનારે પડેલી પ્રેમકોર (૨૭) દુર્લભ દ્રવ્ય (ભજનો) (૨૮) શ્યામસુદર (૨૯) અહિંસાનુ અલૌકિક બળ (૩૦) હિદી બ્રહ્મચર્ય બાવની (૩૧) પ્રભુ અને (૩૨) નવનિધનો સંસાર (વાર્તા) (૩૩) કન્યાવિક્રય (૩૪) સર્વાર્થસિદ્ધિ આમાના ઘણાખરા પુસ્તકો પદ્યમા છે અને થોડા જ ગદ્યમાં છે

તેમનું અવસાન મુબઈમા ઈ સ ૧૮૩૪ મા થયુ હતું તેમને બે પુત્રો હતા, મોટા રતિલાલ અને નાના જીવણલાલ રતિલાલ ભિષગ્વરની પદવી મેળવી પિતાનો વ્યવસાય કરતા, તેમનુ ઈ સ ૧૮૩૫મા અવસાન થયું નાના પુત્ર જીવણલાલ ડૉક્ટર હતા જેમનું ૧૯૩૬ મા અવસાન થયુ ડૉ જીવણલાલના પુત્ર શ્રી નટવરલાલ આજે મુબઈમા વ્યવસાય કરે છે

# દેવશંકર વૈકુંઠજી ભટ્ટ

માત્ર થોડાં પાઠ્ય પુસ્તકોના કે 'ગુજરાત શાળાપત્ર' અથવા 'ગુજરાતી'ના દીવાળીના અંકોમાંના શિક્ષણવિષયક લેખોના લેખક તરીકે નહિ પણ ખાસ તો કાઠિયાવાડમાં એક ચારિત્ર્યશીલ આદર્શ શિક્ષક તરીકે જાણીતા દેવશંકરભાઈનો જન્મ પ્રશ્નોરા બ્રાહ્મણ જ્ઞાતિમાં પચ્છેગામમાં સંવત ૧૯૧૪ ના માહ સુદ પાંચમ (વસંત પંચમી) ને રોજ થયો હતો એમના પિતાનું નામ વૈકુંઠજી ગંગારામ ભટ્ટ અને માતાનું નામ જીવીબા નાનાભાઈ ભટ્ટ

તળ પચ્છેગામની ગુજરાતી શાળામાં પ્રાથમિક અભ્યાસ કરી તે ભાવનગરની તાલુકા શાળામાં અને ત્યારબાદ રાજકોટ અને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજોમાં આગળ અભ્યાસ કરવા ગયા ત્યાં સ્વ નવલરામભાઈ, સ્વ રા સા મહીપતરામભાઈ અને સ્વ દિ બ રણછોડભાઈ ઉદયરામના સંસર્ગમાં તેઓ આવતાં એ વિદ્વાનોની અસર એમના જીવન ઉપર ઊંડી થઈ અને એમને પગલે પોતે પણ જીવનભર શિક્ષણ અને સાહિત્યના વ્યવસાયમાં રહ્યા

ઇતિહાસ, ભૂગોળ, પિંગળ અને ગણિત એ એમના અભ્યાસના પ્રિય વિષયો હતા ઇતિહાસ સંબંધે સંશોધન અને ગુજરાતી સાપ્તાહિકોમાં તેમ જ સાહિત્યપરિષદ સંમેલનોમાં નિબંધો તથા લેખોનું લેખન એ એમની પ્રવૃત્તિ હતી સ્વ કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર જેવા એમના ગઈ પેઢીના અનેક શિષ્યોના જીવન પર એમના શિક્ષણ અને સૌજન્યશીલ ચારિત્ર્યની ઊંડી છાપ હતી

અમદાવાદ જિલ્લામાં ભોળાદ ગામે સં ૧૯૨૮ માં એમનું લગ્ન થયું એમના પત્નીનું નામ પાર્વતીબા એમના મોટા પુત્ર સંતોષરામ ભાવનગર રાજ્યમાં ડોક્ટર છે અને બીજા પુત્ર ઉદયશંકર એ જ સ્ટેટની રેલવેમાં નોકરી કરે છે ઈ સ ૧૯૨૨ ના ઑગસ્ટની ૨૨ મી એ એમનું અવસાન થયું

શ્રી મુનિકુમાર મણિશંકર ભટ્ટે સંપાદિત કરેલા એમના લખેલા 'શિહોરની હકીકત' નામક પુસ્તકના પ્રવેશકમાં, 'છાત્રાલય' માસિકના ૧૯૩૭ ના એપ્રિલ અંકમાં તેમ જ એમના વિષે 'ગુજરાતી' પત્રે લખેલી અવસાન નોંધમાં એમના જીવન વિષયક હકીકતો આપેલી છે

એમનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ભાવનગરની ભૂગોળ | (પાઠ્ય પુસ્તક) | ઈ સ ૧૯૧૧ |
| ભાવનગરનો ઇતિહાસ | ,, | ઈ સ ૧૯૧૧ |
| શિહોરની હકીકત | | ઈ સ ૧૯૧૫ |
| ભાગ્ય મહોદય (નાટક) | | |

## દોલતરામ કૃપારામ પંડયા

સ્વ. દોલતરામ કૃપારામ પંડ્યાનો જન્મ સં. ૧૯૧૨ના ફાગણ સુદ ૨ (ઈ. સ. ૧૮૫૬)માં થએલો. તેમનું વતન નડીયાદ હતું. તેમના પિતાનું નામ કૃપારામ અંબાદત્ત પંડયા અને માતાનું નામ હરિલક્ષ્મી હતું. ન્યાતે તે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમનાં પત્ની આરતલક્ષ્મી નડીયાદનાં હતાં. તેમને કાંઈ સંતાન નહોતાં.

તેમણે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી અનુક્રમે નડીયાદની પ્રાથમિક શાળામાં અને ત્યાંની ગવર્મેન્ટ હાઈસ્કૂલમાં લીધી હતી. ઉચ્ચ કેળવણી લેવા માટે તે મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા હતા. તે કોલેજમાંથી તે બી. એ. ના બીજા વર્ષમાં ઉઠી ગયા હતા કારણકે તે અરસામાં પિતાનું અવસાન થવાથી તેમના શિરે કુટુંબનો ભાર પડયો હતો.

નાની વયમાં કુટુંબનો ભાર માથે પડયા છતાં આપબળે તે સારી રીતે આગળ વધ્યા હતા. શરુઆતમાં થોડાં વર્ષ તેમણે વકીલાતનો વ્યવસાય કર્યો હતો. શ્રી. માધવતીર્થ સાથે તેમણે એક વાર શાસ્ત્રાર્થનો વિવાદ કરેલો. વડતાલના સ્વામીનારાયણ સંપ્રદાયના તમોગુણી આચાર્ય સામે તેમણે બંડ ઉઠાવ્યું હતું અને છેવટે તેને પદભ્રષ્ટ કરાવી નવા આચાર્યની નીમણુક કરાવી હતી. ત્યારપછી તે લુણાવાડા રાજ્યના દિવાન નીમાયા હતા. ત્યાં ૧૩ વર્ષ સુધી તેમણે નોકરી કરીને યશસ્વી કારકીર્દી સાથે જીવન પૂરુ કર્યું હતું. સંવત ૧૯૭૨ ના કાર્તિક વદી ૮ (તા. ૩૦-૧૧-૧૯૧૫) ને રોજ તેમનું અવસાન નડીયાદમાં થયું હતું.

ઇતિહાસ, ફીલસુફી અને સાહિત્ય એ તેમના અભ્યાસના પ્રિય વિષયો હતા. ભાગવત અને ગિબન તથા કારલાઈલનાં પુસ્તકો તેમનાં પ્રિય પુસ્તકો હતાં. સ્વર્ગસ્થ મન.સુખરામ સૂર્યરામ ત્રિપાઠીને તે પોતાના સાહિત્યગુરુ માનતા. તેમની સંસ્કૃતપ્રચુર લેખનશૈલીનો વારસો જાણે સ્વ. દોલતરામ પંડ્યાને મળ્યો હોય એમ તેમની કૃતિઓ ઉપરથી જણાઈ આવે છે. તેમનું પ્રથમ પુસ્તક "કુસુમાવલિ" જે કાદંબરીની શૈલીની સળંગ કથા છે તે સને ૧૮૮૯માં બહાર પડયું હતું. ત્યારપછીનાં તેમનાં પુસ્તકો "ઇંદ્રજિત વધ" (કાવ્ય), "સુમનગુચ્છ" (કવિતાસંગ્રહ) અને "અમરસત્ર નાટક" હતાં. છેલ્લું પુસ્તક ૧૯૦૨ માં બહાર પડેલું. તે ઉપરાંત તેમણે કેટલાક અંગ્રેજી અને ગુજરાતી લેખો લખેલા જેનો સંગ્રહ પ્રસિદ્ધિ પામ્યો નથી.

## નથુરામ સુંદરજી શુકલ

સ્વ. કવિ નથુરામ સુંદરજી શુકલ વાંકાનેરના ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમનો જન્મ વાંકાનેરમાં સંવત ૧૯૧૮ માં થએલો. તેમનાં માતુશ્રીનું નામ આણંદીબાઈ.

તેમણે પ્રાથમિક કેળવણી ગામઠી શાળામાં લીધેલી. નાની વયમાં અને ગરીબ સ્થિતિમાં તે વૈદિક કર્મ શીખીને શુકલવૃત્તિનું કામકાજ કરતા અને કુટુંબનિર્વાહ ચલાવતા. ભૂજમાં લખપતની પાઠશાળામાં તેમણે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વ્રજ અને સંસ્કૃતનો અભ્યાસ પાછળથી કર્યો હતો. વ્રજભાષાના અભ્યાસ માટે મર્હુમ પ્રાગમલજીએ તેમને કાશી મોકલ્યા હતા જ્યાં તે રસ, અલંકાર અને નાયકાભેદ આદિ શીખ્યા. સંસ્કૃત અભ્યાસ તેમણે ભાવનગરમાં સ્વ. પ્રાણજીવન મોરારજી પાસે કર્યો હતો. વરલના ઠાકોર શ્રી. હરિસિંહજીએ તેમને અભ્યાસ માટે મદદ કરી હતી. તેમની કાવ્યશાસ્ત્રમાં નિપુણતા અને કવિતારચના પરથી તેમને દેશી રાજાઓ તરફથી સારું ઉત્તેજન મળતું થયું હતું. ભાવનગર પોરબંદર તથા વાંકાનેરના રાજવીઓએ તેમને રાજકવિ તરીકે નીમીને સારી પેઠે ઉત્તેજન આપ્યું હતું.

તેમણે સાહિત્યનાં બધાં અંગોનો વ્રજમાંથી અને સંસ્કૃતમાંથી અભ્યાસ કર્યો હતો. તે શૃંગારરસપ્રધાન કવિ લેખાતા. તેમણે સંખ્યાબંધ નાટકો લખેલાં. તેમાં તેમની શૃંગારપ્રિયતા ચમકતી. તેમનાં લખેલાં નાટકો મુંબઈ ગુજરાતી નાટક કંપની, વાંકાનેર વિદ્યાવર્ધક કંપની, વાંકાનેર સત્યબોધ કંપની, પાલીતાણા ભક્તિવર્ધક નાટક કંપની, વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક મંડળી વગેરેએ ભજવેલાં.

તેમનાં લખેલાં પુસ્તકોની યાદી :—

કાવ્યગ્રંથો—ઋતુવર્ણન (૧૮૮૮), શૃંગારસરોજ (૧૯૦૦), કૃષ્ણબાળલીલા સંગ્રહ (૧૯૦૭), કાવ્યશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર (૧૯૧૧), કાવ્યસંગ્રહ (૧૯૧૬), વિવેકવિજય (૧૯૧૫), ઝાલાવંશવારિધિ (૧૯૧૬), પ્રતાપપ્રતિજ્ઞા નાટક (૧૯૦૫), તખ્તયશ ત્રિવેણિકા, તખ્તવિરહ બાવની, ભાવ આશીર્વચન કાવ્ય, અમર કાવ્યકલાપ, ભાવસુયશ વાટિકા, કંઠ વિરહ, ત્રિભુવનવિરહ શતક, ભાવવિરહ બાવની.

નાટકો—કુમુદચંદ્ર, કામલતા સ્વયંવર, હલામણ જેઠવો, હરિશ્ચંદ્ર, રાજયોગી, લાલખાંની લુચ્ચાઈ, સતી સરોજિની, માધવ કામકંદલા, શુમાન·

## નથુરામ સુંદરજી શુકલ

સ્વ. કવિ નથુરામ સુંદરજી શુકલ વાંકાનેરના ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમનો જન્મ વાંકાનેરમાં સંવત ૧૯૧૮ માં થએલો. તેમનાં માતુશ્રીનું નામ આણંદીબાઈ.

તેમણે પ્રાથમિક કેળવણી ગામઠી શાળામાં લીધેલી. નાની વયમાં અને ગરીબ સ્થિતિમાં તે વૈદિક કર્મ શીખીને શુકલવૃત્તિનું કામકાજ કરતા અને કુટુંબનિર્વાહ ચલાવતા. ભૂજમાં લખપતની પાઠશાળામાં તેમણે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વ્રજ અને સંસ્કૃતનો અભ્યાસ પાછળથી કર્યો હતો. વ્રજભાષાના અભ્યાસ માટે મર્હુમ ધ્રાંગધ્રાનરેશે તેમને કાશી મોકલ્યા હતા જ્યાં તે રસ, અલંકાર અને નાયકાભેદ આદિ શીખ્યા. સંસ્કૃત અભ્યાસ તેમણે ભાવનગરમાં સ્વ. પ્રાણજીવન મોરારજી પાસે કર્યો હતો. વરલના ઠાકોર શ્રી. હરિસિંહજીએ તેમને અભ્યાસ માટે મદદ કરી હતી. તેમની કાવ્યશાસ્ત્રમાં નિપુણતા અને કવિતારચના પરથી તેમને દેશી રાજાઓ તરફથી સારું ઉત્તેજન મળતું થયું હતું. ભાવનગર પોરબંદર તથા વાંકાનેરના રાજવીઓએ તેમને રાજકવિ તરીકે નીમીને સારી પેઠે ઉત્તેજન આપ્યું હતું.

તેમણે સાહિત્યનાં બધાં અંગોનો વ્રજમાંથી અને સંસ્કૃતમાંથી અભ્યાસ કર્યો હતો. તે શૃંગારરસપ્રધાન કવિ લેખાતા. તેમણે સંખ્યાબંધ નાટકો લખેલાં. તેમાં તેમની શૃંગારપ્રિયતા ચમકતી. તેમનાં લખેલાં નાટકો મુંબઈ ગુજરાતી નાટક કંપની, વાંકાનેર વિદ્યાવર્ધક કંપની, વાંકાનેર સત્યબોધ કંપની, પાલીતાણા ભક્તિવર્ધક નાટક કંપની, વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક મંડળી વગેરેએ ભજવેલાં.

તેમનાં લખેલાં પુસ્તકોની યાદી :—

કાવ્યગ્રંથો—ઋતુવર્ણન (૧૯૮૮), શૃંગારસરોજ (૧૯૦૦), કૃષ્ણબાળલીલા સંગ્રહ (૧૯૦૭), કાવ્યશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર (૧૯૧૧), કાવ્યસંગ્રહ (૧૯૧૬), વિવેકવિજય (૧૯૧૫), ઝાલાવંશવારિધિ (૧૯૧૬), પ્રતાપપ્રતિજ્ઞા નાટક (૧૯૦૫), તખ્તયશ ત્રિવેણિકા, તખ્તવિરહ બાવની, ભાવ આશીર્વચન કાવ્ય, અમર કાવ્યકલાપ, ભાવસુયશ વાટિકા, ઝંડ વિરહ, ત્રિભુવનવિરહ શતક, ભાવવિરહ બાવની.

નાટકો—કુમુદચંદ, કામલતા સ્વયંવર, હલામણ જેઠવો, હરિશ્ચંદ્ર, રાજયોગી, લાલખાંની લુચ્ચાઈ, સતી સરોજિની, માધવ કામકંદલા, ગુમાન-

સિંહ, ભક્તકુટુંબ, કબીરવિજય, તુકારામ, નટી, નટવર, ભક્તિવિજય, નાગર ભક્ત, બિલ્વમંગળ અથવા સુરદાસ, શહેનશાહ અકબર, યોગકન્યા.

કવિ નથુરામે બે લગ્ન કરેલાં. એક લુણસરમાં બાઈ રળિયાત સાથે અને બીજું વાલાસણમાં સં. ૧૯૫૯ માં બાઈ ગોદાવરી સાથે. પ્રથમ લગ્નથી તેમને બે પુત્રીઓ થએલી, ઉમયા અને કમળા. બીજી પત્નીથી તેમને પુત્ર થએલો જેનું નામ ઉત્તમરામ છે. કવિએ આ બે લગ્ન ઉપરાંત એક ત્રીજું પ્રેમલગ્ન ભાવનગરમાં પાર્વતીબાઈ નામનાં એક સધવા બાઈ સાથે કરેલું. આ માટે તેમને ન્યાતબહાર મૂકવામાં આવ્યા હતા. પાછળથી તેમને ન્યાતમાં લેવામાં આવ્યા હતા. આ પ્રેમલગ્નની એ સફળતા હતી કે સપત્નીનાં ત્રણે બાળકોને પાર્વતીબાઈએ પાછળથી પોતાની હૂંફમાં લઈને ઊછેરેલાં. કવિ નથુરામ સંવત ૧૯૭૯ માં વાંકાનેરમાં ૬૧ વર્ષની વયે અવસાન પામ્યા હતા.

---

## નલિનકાન્ત નરસિંહરાવ દિવેટિયા

અમદાવાદમાં વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં સદ્‌ગત સાક્ષરવર્ય નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાને ત્યાં ઇ.સ. ૧૮૮૮ના ઑગસ્ટની ૨૫ મી તારીખે એમનો જન્મ થયો હતો એમનાં માતાનું નામ સૌ. સુશીલા.

પ્રાથમિક શિક્ષણ અમદાવાદમાં અને માધ્યમિક મુંબઈમાં લઈ તેઓએ મુંબઈમાં વિક્ટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઈન્સ્ટીટ્યૂટમાં ઇલેક્ટ્રિકલ એન્જીનીઅરિંગનો અભ્યાસ કર્યો હતો; પણ વિદ્વાન પિતાના વિદ્યાવ્યાસંગી વાતાવરણથી એમનું માનસ સાહિત્યસેવી બન્યું હતું.

એ આશાસ્પદ યુવાનની એક જ કૃતિ "નૂરજહાં" ગુજરાતી સાહિત્યને મળી-ન મળી ત્યાં ૨૭ વર્ષની ભરજુવાન વયે મુંબઈમાં ઇ. સ. ૧૯૨૫ ના માર્ચ માસની બીજી તારીખે એમનું અવસાન થયું. તેઓ અપરિણીત જ હતા

---

## નારાયણ મોરેશ્વર ખરે

દક્ષિણના સતારા જિલ્લાના તાસગાંવ નામના ગામમાં એમનો જન્મ થએલો. મૂળ એ કોંકણના રત્નાગિરિ જિલ્લાના ગુહાગર ગામના કોંકણસ્થ બ્રાહ્મણ. એમના પિતાનું નામ મોરેશ્વર નાગેશ ખરે અને માતાનું નામ સરસ્વતી હતું. એમનું લગ્ન કરાડ ગામે ઇ. સ. ૧૯૦૧ માં થએલું.

વીરે નામના ગામડામાં પ્રાથમિક કેળવણી લઈ મીરજ હાઈસ્કૂલમાં એમણે મૅટ્રિક સુધીનો અભ્યાસ કર્યો. મીરજના મહારાજા તરફથી એમને સ્કોલરશિપ મળતી. સંગીત તરફનું એમનું વલણ જોઈ મહારાજાએ એમને સંગીત શીખવાનો જ આગ્રહ કર્યો, અને મૅટ્રિકની પરીક્ષાનું ફોર્મ ભરેલું હોવા છતાં મહારાજાના મોકલ્યા તે સંગીત શીખવા ગયા અને પરીક્ષા આપી શક્યા નહિ. પરંતુ સંગીતના અભ્યાસમાં તેમણે એટલું પ્રાવીણ્ય મેળવ્યું કે એમના ગુરુ પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરના એ પ્રીતિપાત્ર બન્યા; અને મહાત્માજીએ આશ્રમને માટે જ્યારે કોઈ શીલવંત કુશળ સંગીતજ્ઞની માગણી કરી ત્યારે પંડિતજીએ મહાત્માજીને એમની ભેટ કરી.

સંગીત પ્રત્યેનો અનુરાગ અને સ્વદેશભક્તિની લગની એ બંનેનો આશ્રમમાં આવ્યા બાદ એમનામાં જે સુયોગ થયો તેને લીધે દેશમાં છેક આમજનતાના નીચલા થર સુધી સંગીતપ્રચાર કરવાની તમન્ના જગાડી. અમદાવાદમાં પ્રથમ અખિલ હિંદ સંગીત પરિષદ ભરવામાં, કે 'લોકસંગીત' જેવાં પુસ્તકોનું સંપાદન કરવામાં એમની એ લગની જ પ્રેરક બળરૂપ હતી. સંગીત ઉપરાંત સંસ્કૃત અને ગણિત પણ એમના પ્રિય વિષયો હતા, અને આશ્રમની શાળામાં એના અધ્યાપન કાર્યમાં તેઓ સહાય પણ કરતા. એમના કલાભરત, દેશભક્ત અને સાધુચરિત જીવન પર પંડિત વિષ્ણુ દિગંબર, પૂ. ગાંધીજી અને તુલસીકૃત રામાયણની પ્રબળ અસરો પડેલી એથી જ એમનું જીવન ઘડાએલું.

ઈ. સ. ૧૯૩૮ની ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ હરિપુરા કોંગ્રેસ વખતે એ પૂર્વ તૈયારીઓ માટે ત્યાં ગએલા અને ત્યાં જ આશરે ૫૦ વર્ષની વયે એમનું અકાળે અવસાન થયું. એમનો પુત્ર રામચંદ્ર અને પુત્રી બહેન મથુરા બંને અમદાવાદમાં સંગીતના અધ્યાપનકાર્યમાં જ પ્રવૃત્ત છે. એમનાં પુસ્તકો: "આશ્રમ-ભજનાવલિ" (સંપાદિત), "લોકસંગીત."

---

## ઠક્કુર નારાયણ વિસનજી

સ્વ. ઠક્કુર નારાયણ વિસનજીનો જન્મ સને ૧૮૮૪માં થએલો. તેમના પિતા ઠક્કુર વિસનજી ચત્રભુજ વેપારી હતા, અને તેમના વડવાઓ અફીણના સરકારી ઈજારદાર હતા. જ્ઞાતિ તે કચ્છી લોહાણા હતા અને મુંબઈમાં રહેતા હતા, પાછળથી તેમણે સંન્યાસ લઈ જગન્નાથપુરીમાં નિવાસ કર્યો હતો. ઠક્કુર નારાયણની માતાનું નામ લાછબાઈ હતું. નિશાળમાં ભણીને તો ઠક્કુર નારાયણે થોડો ગુજરાતી અભ્યાસ જ કર્યો હતો પરન્તુ અંગ્રેજી અને સંસ્કૃતનો

અભ્યાસ તેમણે ખાનગી રીતે કર્યો હતો પુસ્તકવાચનનો અત્યંત શોખ હોવાથી તેમણે સંખ્યાબંધ પુસ્તકો વસાવ્યા હતા, ખૂબ વાચન કર્યું હતું, તેમજ લેખન વ્યવસાય પણ સને ૧૯૩૮મા તેમનુ મૃત્યુ થયુ ત્યાસુધી ચલાવ્યો હતો

નાટક કંપનીઓમા તેમણે નાની વયે ઍક્ટર તરીકે કામ કરેલું, અને એ જ વખતથી તેમણે વાચન-લેખનમા વ્યાપૃત રહેવા માડ્યુ હતુ લેખનવ્યવસાય હસ્તગત થયા પછી નાટક કંપનીઓમા કામ કરવાનું તેમણે લગભગ છોડી દીધુ હતુ મરાઠી, હિંદી, ઉર્દૂ અને બંગાળી ભાષાનું જ્ઞાન પણ તેમણે સ્વતેસ્વતે મેળવ્યુ હતું અને એ ભાષાઓના શ્રેષ્ઠ પુસ્તકોનો અનુવાદ પણ કર્યો હતો ઉર્દૂ જબાન ઉપર તેમનો સારી પેઠે કાબૂ હતો, તે ઉર્દૂ નાટક કંપનીઓમા કામ કરવાને લીધે હતો લેખનવ્યવસાયમા તેમને 'ગુજરાતી'ના તંત્રી સ્વ ઇચ્છારામ દેસાઈએ સારો ટેકો આપ્યો હતો 'ગુજરાતી'ના ઐતિહાસિક નવલકથાના ભેટ પુસ્તકો તથા ચાલુ સાંસારિક વાર્તાઓના લેખનથી તેમની કલમે સારી પેઠે પ્રસિદ્ધિ મેળવી હતી તેમની કલમનો એક મોટો વાચક વર્ગ પણ તેથી જ ઊભો થવા પામ્યો હતો. તે કાળે લેખનવ્યવસાય ઉપર નિર્વાહ કરનારા ગણ્યાગાંઠ્યા ગુજરાતી લેખકોમાના મુખ્ય ઠક્કર નારાયણ હતા

'ગુજરાતી' કાર્યાલયની ઊતરતી કળા થતા અને સાહિત્યનિર્માણમા નવીનતર દષ્ટિનુ આગમન થતા તેમની કલમનુ આકર્ષણ જનતામા ઓછુ થવા પામ્યુ, ત્યારે તેમણે 'હિંદુ ગૌરવ ગ્રંથમાળા' બહાર પાડીને હિંદુત્વને લગતા પુસ્તકો બહાર પાડ્યા હતા તે ઉપરાત તેમણે લોહાણા કોમનું એક સાપ્તાહિક પત્ર હાથમા લીધુ હતુ અને લોહાણા કોમના નામાંકિત પુરુષોના જીવનચરિત્રો એકત્ર કરી એક મોટો ગ્રંથ તૈયાર કરવાનું કામ આરંભ્યુ હતુ એ કામ છેવટે અધૂરુ જ રહેવા પામ્યુ હતુ એકાએક ગળામા હૃદય બંધ પડવાની બિમારીને લીધે તેમનું અવસાન મુંબઈમા થયુ હતું તેમની પહેલી સદ્ગત પત્નીનુ નામ ગંગાબાઈ હતું, અને બીજી પત્નીનું નામ રાધાબાઈ હતુ

તેમના બહાર પડેલા પુસ્તકોની સંખ્યા સો ઉપરાંતની છે તે ઉપરાત પચીસેક અપ્રસિદ્ધ પુસ્તકો 'ગુજરાતી કાર્યાલય પાસે છે સામયિકોમાં બહાર પડેલી પણ ગ્રંથારૂઢ નહિ થએલી તેમની કૃતિઓ પણ પચીસેક હોવાનો સંભવ છે ઐતિહાસિક નવલકથા, સાંસારિક નવલકથા, ટૂંકી વાર્તા, કવિતા, નાટક, ધર્મ અને તત્ત્વજ્ઞાન, દાંપત્ય વિજ્ઞાન, ઇત્યાદિ અનેક પ્રકા

રનાં તેમણે લખેલાં અને અનુવાદ કરેલાં પુસ્તકો બહાર પડ્યાં છે. મહત્ત્વનાં અને માહિતી મળી શકી તેવાં પુસ્તકોની નામાવલિ નીચે ઉતારી છે.

ઐતિહાસિક નવલકથાઓ—આનંદાશ્રમ (બંકીમકૃત આનંદમઠનો અનુવાદ), ચંદ્રશેખર અથવા બંગાળાની ડગમગતી નવાબી, શાહજહાંના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ, પ્લાસીનું યુદ્ધ, હલદીઘાટનું યુદ્ધ, પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ, કત્લેઆમ, ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય, જગન્નાથની મૂર્તિ, વિશ્વરંગ (પાંચ ઐતિહાસિક વાર્તાઓ), ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન, ચક્રવર્તી બાપ્પા રાવળ, ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંદરી, હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો, અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ, બેગમ બાઝાર–૩ ખંડ, બાદશાહ બાબર, ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર, નાદિરનો દોરદમામ, કચ્છનો કાર્તિકેય, યૌવનચક્ર–બે ખંડ, ભયંકર ભદ્ર–ત્રણ ખંડ, મહારાષ્ટ્રીય ઉષઃકાળ, અનારકલી, મહારાણી મયણલ્લા, પરાધીન ગુજરાત, નાનાસાહેબ, મુરીદે શયતાન, સિતમગર સુલ્તાન, કચ્છનો કેસરી, ગુરુ ગોવિંદસિંહ, વીર વૈરાગી અથવા બંદાબહાદુર, જયંતી અથવા સંતાલવિદ્રોહ, રત્નદેવી.

સામાજિક નવલકથાઓ—આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા, વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ, ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા–બે ખંડ, મુગ્ધા મીનાક્ષી, સંસાર સમસ્યા, મારી ભયંકર સંસારયાત્રા, આજકાલનું હિંદુસ્તાન–૪ ભાગ, કુસુમ કંટક અથવા રમણી કે રાક્ષસી, વીસમી સદીની વસંતસેના–બે ભાગ, બાળવિધવા કલ્યાણી.

ઇતિહાસ ધર્મ, અને તત્ત્વજ્ઞાન—મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ, જ્ઞાનેશ્વરી ગીતા, અમૃતાનુભવ, વિવેકાનંદ વિચારમાળા–પાંચ ભાગ, અમરલાલ ચરિત્ર, અરવિંદ વિચારમાળા–બે ખંડ, નારાયણ ગદ્યગંગા, બાંવઢા એટલે રઘુવંશી, ધર્મભ્રષ્ટોનું શુદ્ધીકરણ, દંપતીશાસ્ત્ર, હિંદુ સંગઠન, સૌભાગ્ય રાત્રિ, હિરણ્યગર્ભ હિંદુ.

લોકકથાઓ—ભારત લોકકથા–ભાગ ૧ થી ૧૦.

કવિતા—કાવ્યકુસુમાકર.

નાટકો—માલવકેતુ, કૃષ્ણભક્ત બોડાણો, સંસાર પારિજાત.

અપ્રસિદ્ધ સંપૂર્ણ નાટકોના પ્રસિદ્ધ થએલા ઓપેરા—પરશુરામ, વસુંધરા, બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર, ચાલુ જમાનો, દગાબાજ દુનિયા, દેવી દમયંતી, દેવી દ્રૌપદી, દેવી ભદ્રકાલી, સાધુ કે શયતાન, માયા મોહિની, અનંગ પદ્મા, ગર્વખંડન.

---

## નારાયણશંકર દેવશંકર વૈદ્યશાસ્ત્રી

એકલા ગુજરાતમાં જ નહિ પણ ક્રમશઃ દેશભરમાં વિદ્વાન વૈદ્ય-શાસ્ત્રી તરીકે પ્રતિષ્ઠા સ્થાપનાર અમદાવાદના આ વૈદ્યશાસ્ત્રીનો જન્મ રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં, અમદાવાદના સ્વામિનારાયણ મંદિરના શાસ્ત્રી સેવકરામ જેમણે 'સત્સંગ જીવન' નામના પુસ્તક ઉપર સંસ્કૃત ટીકા લખી છે એવા પ્રસિદ્ધ પ્રપિતામહના કુટુંબમાં, સંવત ૧૯૩૦ ના ભાદરવા સુદ પાંચમના રોજ, ચરોતરમાં આણંદ પાસે આવેલા જોર ગામે થયો હતો. એમના પિતા દેવશંકર શાસ્ત્રી પણ વિદ્યાવ્યાસંગી અને પ્રાચીન શાસ્ત્રોના અભ્યાસી હતા. એમની માતાનું નામ દુર્ગાબાઈ.

ગુજરાતી ત્રણ ચોપડીનો અભ્યાસ અમદાવાદમાં કરીને તે વડોદરામાં રાજકીય સંસ્કૃત પાઠશાળામાં વ્યાકરણ સાહિત્ય અને ધર્મશાસ્ત્રના અભ્યાસ માટે ગયા. ઘરની સ્થિતિ ઘણી સાધારણ હોવાથી ત્યાં ભિક્ષાન્દેહિ કરીને જ નિર્વાહ ચલાવતા અને ભણતા; પણ બુદ્ધિ તેજસ્વી હોવાથી અભ્યાસમાં ઉત્તમ નંબરે પાસ થતા ગયા અને વડોદરા રાજ્ય તરફથી તેમને શ્રાવણ માસ દક્ષિણા મળતી ગઈ. ત્યાં ત્રણે શાસ્ત્રોનો અભ્યાસ પૂરો કરી તે વ્યાકરણના અભ્યાસ માટે કાશી ગયા, અને ત્યાંની ઉત્તમ પરીક્ષા પસાર કરી અમદાવાદ આવ્યા; બાદ સં ૧૯૪૬માં ચરોતરના પ્રસિદ્ધ પુરાણી અને સમર્થ વૈદ્ય રાજારામ બાપુજીનાં મોટાં પુત્રી છબકોર જોડે એમનું લગ્ન થયું. લગ્ન બાદ ફરી એમણે જયપુર રાજકીય આયુર્વેદ પાઠશાળામાં વૈદકનો અભ્યાસ શરૂ કર્યો અને તે સંપૂર્ણ કરી અમદાવાદમાં આવીને 'આયુર્વેદ ચિકિત્સાલય' નામનું દવાખાનું સ્થાપ્યું, તે સાથે જ આયુર્વેદ પાઠશાળા પણ સ્થાપી. ક્રિયા અને કુશળતા બંને હોવાથી દવાખાનાની પ્રવૃત્તિ વધતી ગઈ અને અમદાવાદના તે લોકપ્રિય વૈદ્ય થઈ ગયા.

પણ ધંધા ઉપરાંત વિદ્યાવ્યાસંગ અને વૈદ્યસમાજની ઉન્નતિ એ બે પ્રિય પ્રવૃત્તિઓ એમણે જીવનભર ચાલુ રાખી. ૧૯૬૧ માં અમદાવાદમાં સ્થપાઈને બંધ પડેલી સ્થાનિક વૈદ્યસભાને પુનર્જીવિત કરી તેના મંત્રી, પ્રધાન અને માનદ પ્રમુખ પોતે થયા; ગુજરાત પ્રાંતના વૈદ્યોનું સંગઠન કરી ઈ. સ. ૧૯૨૫માં તેનું પહેલું સંમેલન અમદાવાદમાં ભર્યું. મુંબઈમાં ભરાએલા તેના બીજા સંમેલનના અધ્યક્ષસ્થાનેથી આપેલા મનનીય વ્યાખ્યાનના ઊંડા જ્ઞાનથી તેમણે એવી છાપ પાડી કે ત્યાંની પ્રભુરામ આયુર્વેદિક કૉલેજે એમને પ્રાણાચાર્યની ઉપાધિ એનાયત કરી. કરાંચીમાં ભરાએલા ઑલ ઇંડિયા વૈદ્ય-સંમેલનમાં 'સ્વસ્થ-સંભાષા' પરિષદના તેમજ ૧૯૩૧માં

મ્હેસુરમાં ઑલ ઇંડિયા વૈદ્ય-સંમેલનના 'રસાયણ-સંભાષા' પરિષદના પ્રમુખ તરીકે તે ચુંટાયા; અને શીલોનમાં ભરાએલા ઑલ ઇંડિયા વૈદ્યસંમેલનમાં ત્રિદોષના નિબંધ માટે તેમને સુવર્ણપદક મળ્યો. પાટણની તથા મુંબઈની પ્રભુરામ આયુર્વેદિક કોલેજે તેમજ નિખિલ ભારત આયુર્વેદ વિદ્યાપીઠે તેમને પરીક્ષક તરીકે નીમેલા ૧૯૩૫માં તેમણે ઑલ ઇંડિયા વૈદ્યસંમેલનને અમદાવાદમાં આમંત્રી તેનો રૌપ્યમહોત્સવ પણ દબદબાથી ઊજવ્યો. સને ૧૯૩૬ માં પં. મદનમોહન માલવીયજીએ કાશીમાં આમંત્રેલા ઑલ ઇંડિયા વૈદ્ય-સંમેલનના પ્રમુખ તરીકે તે સર્વાનુમતે ચુંટાયા, ને એમની કીર્તિને કળશ ચડયો.

ઈ. સ ૧૯૩૭ના સપ્ટેમ્બરની ૨૩મી તારીખે અમદાવાદમાં એમનું અવસાન થયું એમને ચાર પુત્રો છે, જેમાંના મોટા વૈદ્યરત્ન માધવપ્રસાદ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વૈદ્યસમેલનના ૧૯૪૧ના વર્ષના પ્રમુખ અને મ્યુનિસિપલ આયુર્વેદિક દવાખાનાના મેડિકલ ઓફિસર છે. બીજા નટવરપ્રસાદ, ત્રીજા જયંતીલાલ અને ચોથા ઇન્દ્રવદન અભ્યાસ કરે છે. એમના જીવનવિષયક વિશેષ માહિતી 'વૈદ્યસભા રજતજયંતી ગ્રંથ' તેમજ 'ઑલ ઇંડિયા આયુર્વેદ મહામંડળ રજતગ્રંથ'માંથી મળે છે.

ઈ સ ૧૯૧૮માં એમનું પ્રથમ પુસ્તક 'પ્લેગ સુદર્શનચક્ર' બહાર પડયું. એમની કૃતિઓની યાદી નીચે મુજબ.

પ્લેગ સુદર્શનચક્ર, જ્વરચિકિત્સા, ક્ષયચિકિત્સા, અનુભૂત ચિકિત્સા, આક્ષેપક જ્વર, પંચભૂત, ત્રિદોષ.

---

## પીરોઝશા જાહાંગીર મરઝબાન (પીજામ)

મર્હુમ પીરોઝશા જાહાંગીર મરઝબાન (પીજામ) પારસી દૈનિક પત્ર "જામે જમશેદ" વાળા મર્હુમ જહાંગીરજી બહેરામજી મરઝબાનના પુત્ર. તેમનાં માતાનું નામ જાઇજીબાઇ હતું તેમનો જન્મ તા. ૬-૫-૧૮૭૬ ને રોજ થયો હતો.

મુંબઈની ન્યુ હાઇસ્કૂલમાં તેમણે મેટ્રિક પસાર કરેલી અને ત્યારપછી કોલેજમાં ઉંચી કેળવણી લઇ સને ૧૮૯૯ માં એમ. એ. પાસ થએલા. અંગ્રેજી સાહિત્ય પ્રતિ તેમનો ખાસ રસ હતો. પિતાના જીવનકાળ દરમ્યાન તેમણે "જામે જમશેદ"ના તંત્રી તરીકેનો ભાર ઉપાડયો હતો અને પિતાએ શરુ કરેલા બધા કાર્યોને સારી પેઠે આગળ વધાર્યાં હતા મ્યુનિસિપલ કોર્પોરેટર તરીકે તેમણે મુંબઈ શહેરની અને કોમના એક આગેવાન તરીકે

પારસી કોમની સારી સેવાઓ બજાવી હતી સરકારે તેમની સેવાઓ માટે તેમને સી આઇ ઇ. નો ખીતાબ આપ્યો હતો

પિતાની સરલ કલમ અને રમુજી શૈલીનો વારસો તેમને મળ્યો હતો. "જામે જમશેદ" દૈનિક ઉપરાત "ગપસપ" નામનું રમુજી પખવાડિક પત્ર તેમણે ચલાવ્યું હતું જે તેના હળવા વાચન માટે લોકપ્રિય બન્યુ હતુ તેમણે કેટલીક નવલકથાઓ તેમજ નાટકો લખ્યા હતા. તા ૧૧-૪-૧૯૩૩ ના રોજ મુબઈમા તેમનું અવસાન થયુ હતું

મર્હુમના પત્નીનું નામ બાઇ રતનબાઇ તેમના મોટા પુત્ર શ્રી અરદેશર મરઝબાન હાલમાં "જામે"ના તત્રી તરીકે અને બીજા પુત્ર રુસ્તમ મરઝબાન તેના વ્યવસ્થાપક તરીકે કામ કરે છે

મર્હુમે લખેલા પુસ્તકોની યાદી નીચે મુજબ છે :

"માઝનદગન", "નસીબની લીલી", "જીવ પર જોરાવરી", "કોચીનો સાહુકાર", "ઘડી ચપકો", "ખેમાન મંગલ", "વારસે નાકબૂલ", "મોહબત કે મુસીબત", "હેન્ડસમ બ્લેગાર્ડ" ( નોવેલ અને નાટક ), "અમીમેન્યુસ સાથ એગ્રીમેન્ટ", "ગાસીનો ગાડો" ( નાટક ), "કુકીઆઇ સાસનુ કનફેસાઉ", "અફલાતુન" (નાટક), "આઇતા પર કોઇતું", "દિવનું ડોકુ", "મખ્ખર મોહરો" (નાટક), "મેડમ ટીચકુ" (નાટક), "ધી સ્લેઉઝ ઓફ ડ્રામા", "ધી ફોર્સ ઓફ ઇમ્પ્રગ્નસ", અને "ઇફ શી ઓનલી ન્યુ". છેલ્લા ત્રણ ફીલ્મ માટેના નાટકો છે.

---

## પીંગળશી પાતાભાઈ નરેલા

ભાવનગર રાજ્યના આ રાજ્યકવિનો જન્મ સવત ૧૯૧૨ના આસો સુદ ૧૧ને દિવસે, ચારણ જ્ઞાતિમા, ભાવનગરની જૂની રાજધાની સિહોરમા થયો હતો એમના પિતાશ્રી પાતાભાઈ મૂળુભાઈ પણ ભાવનગરના રાજ્યકવિ હતા એમની માતાનું નામ શ્રી આઈબા એમનું લગ્ન ભાવનગર તાબે તળાજા મહાલમા સેવાળીઆ મુકામે શ્રી મૂળીબા સાથે સવત ૧૯૩૮માં થએલું એમને હરદાનભાઈ અને જોગીદાનભાઇ એમ બે પુત્રો તથા બે પુત્રીઓ છે. મોટા પુત્ર આજે ભાવનગર રાજ્યના રાજ્યકવિ છે

પ્રાથમિક કેળવણી એમણે સિહોરની શાળામા મહારાજા તખ્તસિંહજી ની સાથે જ લીધેલી ત્યારબાદ પોતે સંસ્કૃત, વ્રજભાષા, હિંદી, ચારણી વગેરે ભાષાઓનો ઘેર આપમેળે અભ્યાસ કરી એમા પારગત થયા રામાયણ, મહાભારત, અવતાર ચરિત્ર અને ગીતા એ એમના નિત્યરટણના ગ્રંથોએ

એમના જીવનઘડતરમાં મોટો ફાળો આપ્યો હતો. એ ઉપરાંત સ્વામી મસ્તરામજીએ એમના જીવન પર સારી અસર કરેલી. ભાવનગરના ત્રણે મહારાજા-શ્રી. તખ્તસિંહજી, ભાવસિંહજી તથા કૃષ્ણકુમારસિંહજી, ત્રણે દિવાનો શ્રી. સામળદાસ, શ્રી. વિઠ્ઠલભાઈ અને સર પ્રભાશંકર, તેમજ કર્નલ જોરાવરસિંહજી અને ગોહેલ હરિસિંહજીની પણ એમના જીવન પર અસર પડી હતી.

કાવ્યશાસ્ત્ર, પિંગળશાસ્ત્ર, રસશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, જ્યોતિષ તેમજ ખગોળશાસ્ત્ર એ એમના અભ્યાસના પ્રિય વિષયો હતા અને કાવ્યશાસ્ત્રની પ્રાચીન પ્રણાલિ પર તેમજ ચારણી ઢબે એમણે ઘણા ગ્રંથો રચ્યા છે. એ ઉપરાંત તેઓ જૂની ચારણી ઢબના સમર્થ વાર્તાકાર હતા.

રાજ્યમાં તેમનું સારું માન હતું અને પોતાની જ્ઞાતિની પણ એમણે સારી સેવા બજાવી છે. ભાવનગર તાબાનાં ચારણોનાં બધાં ગામોને તેમણે વારસાહક અપાવ્યો, અને ૧૯૭૫માં ભાવનગરમાં 'શ્રી. કૃષ્ણકુમારસિંહજી ચારણી વિદ્યાલય'ની સ્થાપના કરી. તેની કદર તરીકે કચ્છ-કાઠિયાવાડ અને ગુજરાતની સમગ્ર ચારણ જ્ઞાતિએ તેમને માનપત્ર આપેલું. ૧૯૮૮માં ભાવનગર યુવરાજશ્રીના જન્મપ્રસંગે મહારાજા કૃષ્ણકુમારસિંહજીએ એમને શેઢાવદર ગામ વંશપરંપરા બક્ષિસ કર્યું. સંવત ૧૯૯૫ના ફાગણ સુદ ૧૪ ને શનિવાર તા. ૪થી માર્ચ ૧૯૩૯ના રોજ ભાવનગરમાં એમનું અવસાન થયું. એમના અવસાન બાદ શ્રી ઝવેરચંદ મેઘાણીએ તા. ૧૦-૩-૩૯ના 'ફુલછાબ' તથા તા. ૯-૩-૩૯માં 'જન્મભૂમિ'માં લખેલા અંજલિલેખો તથા 'શારદા'માં શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયાએ લખેલા લેખોમાં એમના જીવનવિષયક માહિતી પ્રકટ થઈ છે. એમના ગ્રંથો:—

તખ્તપ્રકાશ, ભાવભૂષણ (અલંકાર ગ્રંથ), કૃષ્ણકુમાર કાવ્ય, શ્રી. સત્યનારાયણની સંગીતમાં કથા, હરિરસ (ટીકા સહિત), સુજાત ચરિત્ર સતી મણિ (નવલ), ઇસર આખ્યાન, સુબોધમાળા, પિંગળ કાવ્ય ભાગ ૧-૨, કૃષ્ણ બાળલીલા, ચિત્ત ચેતાવની, પિંગળ વીરપૂજા.

---

## પુરુષોત્તમ વિશ્રામ માવજી

પ્રાચીન ઈતિહાસના અભ્યાસી, પ્રાચીન ઐતિહાસિક અને કલાત્મક સામગ્રીમાં આપણા ઇલાકાનો અજોડ તથા સમૃદ્ધ સંગ્રહ એકઠો કરનાર અને સાહિત્ય તેમજ કલાપ્રચાર માટે સક્રિય પ્રયત્નો કરનાર આ ગર્ભશ્રીમંત ગૃહસ્થનો જન્મ ઈ. સ. ૧૮૭૯ ના નવેમ્બરની ૧૧ મી તારીખે, સંવત

૧૯૩૫ના આશ્વિન વદ ૧૨ના રોજ કાઠિયાવાડમાં દ્વારકા પાસે આવેલા વરવાળા ગામમાં તેમના વતનમાં ભાટિયા જ્ઞાતિમાં થયો હતો. એમના પિતાનું નામ વિશ્રામ માવજી અને એમની અટક સંપટ, પરંતુ એઓ મથાળે દર્શાવેલા પિતા તથા દાદાના સંયુક્ત નામ સાથે જ ઓળખાતા. એમનાં માતાનું નામ માણેકબાઈ.

માધ્યમિક શિક્ષણમાં મેટ્રિક પસાર કરીને એમણે ઘેર મિ. જેમ્સ મેકડોનલ્ડ નામના અંગ્રેજ પાસે અભ્યાસ કર્યો અને એ અભ્યાસને પરિણામે જ એમનામાં ઇતિહાસ-અન્વેષણ, કલાપ્રેમ અને પ્રાચીન વસ્તુ-સંગ્રહનો શોખ પ્રકટ્યાં. એમના જીવન પર મુખ્ય અસર પણ એ મિ. મેકડોનલ્ડની, અને એ ઉપરાંત સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી તથા સ્વ. સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીની પડેલી. એ ત્રણેના ગાઢ પરિચયમાં તે હતા, અને એ ઉપરાંત પણ પોતાના સંસ્કારી સ્વભાવ અને ઇતિહાસના અભ્યાસને કારણે તેઓ ઘણા રાજામહારાજાઓ, દેશપરદેશના વિદ્વાનો અને રાષ્ટ્રપ્રેમી રાજકીય આગેવાનોના સંસર્ગમાં આવેલા.

એમનું પ્રથમ લગ્ન મુંબઈમાં સંવત ૧૯૫૨માં થએલું; દ્વિતીય લગ્ન સાનોસીમાં સંવત ૧૯૬૨માં થયું, એ એમનાં પત્નીનું નામ શ્રી. પ્રેમકુંવરબાઈ છે. એમને હંસરાજ નામના એક યુવાન પુત્ર હયાત છે, જેમણે બી. કોમ. તથા એલ. એલ. બી.ની પદવી પ્રાપ્ત કરી છે.

એમનો મુખ્ય વ્યવસાય તો વ્યાપાર અને ઉદ્યોગ, અને ઉદ્યોગોમાં મુખ્યત્વે મીલો સંબંધીનો. એ ઉપરાંત આજે ધીખતી ચાલતી દ્વારકાની પ્રચંડ અને વિખ્યાત સીમેન્ટ ફેક્ટરીના મૂળ સ્થાપક અને સંયોજક પણ તેઓ જ હતા, અને પરદેશો સાથે પણ વ્યાપારનું વિશાળ ક્ષેત્ર એમણે યોજ્યું હતું.

ઇતિહાસ, રાજકારણ, સાહિત્ય, કલા, પુરાવસ્તુ (antiquities) અને શિલ્પસ્થાપત્ય એ એમના અભ્યાસના પ્રિય વિષયો હતા, પરંતુ તેમાંયે ઇતિહાસ અને કલા એમને વિશેષ પ્રિય હતાં, અને એ વિષેનું ઊંડું જ્ઞાન એમણે સંપાદન કર્યું હતું. મુંબઈની રોયલ એશિયાટિક સોસાયટી નામના વિખ્યાત વિદ્વન્મંડળના તેઓ એક અગ્રણી સભ્ય હતા. મહારાષ્ટ્રના ઇતિહાસના તેઓ અચ્છા અભ્યાસી ગણાતા અને પ્રાચીન ઇતિહાસ-અન્વેષણ તથા તેની સામગ્રીના સંગ્રહ પાછળ એમણે કરેલો દ્રવ્યવ્યય બીજા સંસ્કારી શ્રીમંતોને અનુકરણીય બને તેવો છે. ઐતિહાસિક અને કલાત્મક સામગ્રીનો એમનો સંગ્રહ કોઈ પણ એક વ્યક્તિની માલિકીના સંગ્રહ તરીકે અજોડ

કહી શકાય તેવો હતો. એ જોવાને આપણા દેશના તેમજ યુરોપ-અમેરિકાના અનેક ઇતિહાસ-કલાપ્રેમી વિદ્વાનો આવતા. એમના એ અણમોલ સંગ્રહસ્થાનનો એક મહત્ત્વનો ભાગ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે, અને બીજો એમના પુત્ર પાસે છે.

એ જ કલાપ્રેમે એમની પાસે કઢાવેલું મુંબઈનું જાણીતું 'લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ પ્રેસ' તથા તેનાં કલામય પ્રકાશનો તો જનતામાં બહુ ઊંડે સુધી એમનું નામ પ્રસારી ગયાં છે. આ ઇલાકામાં સચિત્ર સાહિત્યપ્રકાશનનો જ્યારે કેવળ અભાવ હતો એ કાળમાં 'સુવર્ણમાળા' નામનું સામયિક ચિત્ર-પ્રકાશન પ્રકટ કરવાનો અને તે પછી સુંદર ચિત્રોવાળાં સુશોભિત પુસ્તકો પ્રથમ બહાર પાડવાનો જશ પણ એમને વરી છે.

અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમથી યોજાએલા કલાપ્રદર્શનને અધ્યક્ષસ્થાનેથી એમણે આ દેશની તળપદી કળાઓના અભ્યાસ અને સમુદ્ધાર વિશે મનનીય ભાષણ આપ્યું હતું; અને મુંબઈની બીજી સાહિત્ય પરિષદના સત્કાર-પ્રમુખ તરીકે પણ તેમણે વિદ્વત્તાભરેલો લેખ વાંચ્યો હતો. ત્રીજી સાહિત્ય પરિષદમાંનો 'ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ' નામનો નિબંધ પણ મનનીય છે.

આ ઉપરાંત દક્ષિણ હિંદના પ્રસિદ્ધ શાસ્ત્રીજી શ્રી. ટી. સુબારાયા અનેકલ પાસેથી એમણે આપણાં જૂનાં વિજ્ઞાનનાં શાસ્ત્રોના પણ ઉતારા કરાવ્યા હતા.

પોતાની ભાટિયા જ્ઞાતિની ઉન્નતિ માટે પણ એમણે સતત પ્રયત્નો કર્યાં હતા, અને જ્ઞાતિની સેવામાં તેમના તંત્રીપદ નીચે 'ભટ્ટી હિતેચ્છુ' માસિક નીકળતું અનેક ઊગતા કલાકારો તથા સાહિત્યકારોને આર્થિક તેમજ બીજી સહાય કરીને તેમણે પોતાના ધનનો સાર્થ વ્યય કર્યો હતો. સાહિત્ય તેમજ કળાનાં ક્ષેત્રોમાં તથા બીજાં લોકોપયોગી કાર્યોમાં આપેલી આ સેવાની કદરશનાસીમાં વડોદરા રાજ્ય તરફથી તેમને 'રાજ્યરત્ન'નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

સંવત ૧૯૮૫ ના જ્યેષ્ઠ વદિ ૧૧, તા. ૩ જી જુલાઈ ૧૯૨૯ના રોજ મુંબઈમાં એમનું અવસાન થયું. એમનો પ્રથમ ગ્રંથ ઈ. સ. ૧૮૯૮ માં-સંવત ૧૯૫૪ માં પ્રસિદ્ધ થયો. એમના ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

(૧) રજપુતાનાના દેશી રાજ્યો વિ. સં. ૧૯૫૪
(૨) રણવીરસિંહ " ૧૯૫૬
(૩) પ્રબોધ ભારત, ૧-૨ " ૧૯૫૭

(૪) સુરસાગરની સુંદરી વિ. સં. ૧૯૬૦
(૫) શિવાજીનો વાઘનખ ,, ૧૯૬૨
(૬) માનવ ધર્મમાલા ,, ૧૯૬૨
(૭) સંધ્યા યાને મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત ,, ૧૯૬૫
(૮) રણયજ્ઞ યાને પચીસ વર્ષનું યુદ્ધ ,, ૧૯૭૫
(૯) નીતિવચન ,, ૧૯૭૮
(૧૦) વજ્રાઘાત યાને વિજયનગરનો વિનાશકાળ ,, ૧૯૭૯
(૧૧) ચાર સંન્યાસી
(૧૩) વતનપત્રે, નિવાડપત્રે -(મરાઠી)
(૧૪) કેફિયત્સ અને યાદીઝ
(૧૫) નેટિવ ઍડમિનિસ્ટ્રેટિવ જીનીઅસ ઑફ નાઈન્ટીન્થ સેન્ચુરી (અંગ્રેજી)
(૧૬) વૉટ લિટરેચર ટૂ વી વૉન્ટ ,,
(૧૭) શિવાજીનું સ્વરાજ્ય
(૧૮) ધી ઈન્ડિયન સ્ટેટ્સ ચૅટ્સ સીરીઝ ૧, ૨, ૩ ,,

## પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લ

સ્વ. પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લનો જન્મ તા. ૧૯-૯-૧૮૯૫ને રોજ થએલો. તે મૂળ નડિયાદના વતની હતા, અને બ્રાહ્મ ખેડાવાળ જ્ઞાતિના હતા. તેમના પિતાનું નામ હરિકૃષ્ણ મોતીલાલ શુક્લ અને માતાનું નામ પ્રસન્નમા. તેમણે લગ્ન કર્યું નહોતું.

તેમના દાદા નડિયાદના સ્ટેશનમાસ્તર હતા તેથી તેમનું વતન નડિયાદ થએલું. તેમના પિતા હરિકૃષ્ણ સુરત જીલ્લામાં પોસ્ટ માસ્તર હતા એટલે તેમના પિતા સાથે બાલ્યાવસ્થા સુરત જીલ્લામાં તેમણે ગાળી હતી. પ્રાથમિક કેળવણી તેમણે ચીખલી અને મણદેવીમાં લીધી હતી. માધ્યમિક કેળવણી પણ એ જ જીલ્લાનાં જુદાં જુદાં ગામોમાં અંગ્રેજી ૬ ધોરણ સુધી લીધી હતી. પદરથી અઢારમા વર્ષ સુધી તે સુરત જીલ્લામાં રહેલા. એ વખતે પિતાનું અવસાન થતાં તે નોકરી માટે એક વર્ષ સુધી મદ્રાસ, કલકત્તા, રંગુન, રામેશ્વર વગેરે સ્થળે ફર્યા અને ત્યાંથી તેમને સુરત તેડી લાવવામાં આવ્યા. ત્યાંથી ૨૧મા વર્ષે તે નડિયાદ આવ્યા.

નડિયાદમાં થોડો વખત તેમણે અંત્યજશાળામાં કામ કર્યું. સને ૧૯૧૮ના અરસામાં તેમણે છોટાલાલ પરીખ અને શંકરલાલ શુક્લની સાથે

મળીને 'ભારત' પત્ર તથા પ્રેસની પ્રવૃત્તિ ઉપાડી. એ પત્રના પ્રથમ તંત્રી પૃથુલાલ શુકલ હતા. ત્યારપછી તે ગાંધીજી પાસે સત્યાગ્રહાશ્રમમાં આવીને રહ્યા અને એક વર્ષ પછી ત્યાંથી છૂટા થઇ પાછા નડિયાદ ગયા. ત્યાંથી મુંબઇ જઇને ૧૯૨૬માં ડોઇ સ્ટીમરના વાયરલેસ વિભાગમાં તેમણે કામ કર્યું. છેવટે ૧૯૨૮માં તે 'સાંજ વર્તમાન' પત્રની ઓફીસમાં જોડાયા. તા. ૨૫-૧૧-૧૯૩૧ ને રોજ સાંતાક્રુઝમાં ન્યુમોનિયાની બિમારીથી તેમનું અવસાન થયું.

તેમની મુખ્ય કૃતિઓ "ફુલપાંદડી" (૧૯૨૪) અને "આરામગાહ" (૧૯૨૮) છે. તેમની કલમ પ્રતિ શ્રી કવિ નાનાલાલે 'ફુલપાંદડી'ની પ્રસ્તાવનામાં અનન્ય પ્રેમ દર્શાવ્યો છે. તેમનાં કેટલાંક લખાણો હજી અપ્રકટ અવસ્થામાં છે. રવીન્દ્રનાથ અને ટોલસ્ટોયનાં લખાણોએ તેમના જીવન અને લેખન ઉપર અસર નીપજાવી હતી.

---

## બહેચરલાલ ત્રિકમજી પટેલ (વિહારી)

બહુ પ્રકાશમાં નહિ આવેલા, પણ ઊંચી મેધા ધરાવનાર અને 'વિહારી' નામથી કાઠિયાવાડમાં જાણીતા આ કવિનો જન્મ ભાવનગર રાજ્યના સિહોર ગામમાં પાટીદાર જ્ઞાતિમાં સં. ૧૯૨૨ના ચૈત્ર સુદ ૬ તા. ૨૨ મી માર્ચ ૧૮૬૬ના રોજ થયો હતો. એમના પિતાનું નામ ત્રિકમજી પુરુષોત્તમ અને માતાનું નામ ગંગાબાઈ.

ગુજરાતી સાત ધોરણ સિહોરમાં અને અંગ્રેજી ૭ ધોરણ ભાવનગરમાં કરી રાજકોટ અને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજોમાં એમણે અધ્યાપનનું શિક્ષણ લીધું અને અંતિમ પરીક્ષામાં ૮૦ ટકા ગુણ લઈ પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યા. તરત તે કેળવણી ખાતામાં જોડાયા અને જીવનભર એ જ વ્યવસાયમાં, તાલુકા શાળાના હેડમાસ્તર અને ગોંડલ અધ્યાપન મંદિરના આચાર્ય તરીકે રહ્યા.

સંવત ૧૯૪૧ માં શ્રી મણિબાઈ સાથે એમનું લગ્ન થયું. એમને ત્રણ પુત્રો છે; ત્રણેય ગ્રેજ્યુએટ છે. મોટા પુત્ર શ્રી ચંદુલાલ પટેલ ગોંડલ રાજ્યના વિદ્યાઅધિકારી અને વચેટ પુત્ર જયન્તીલાલ તથા નાના ધીમતલાલ વકીલાત કરે છે.

એમના પિતા વ્યવહારકુશળ, વાચનના શોખીન અને વેદાંતજ્ઞાની હતા, અને એમણે બાળપણથી જ એમનામાં સારા વિદ્યાસંસ્કાર તથા ઉચ્ચ જીવનબીજ રોપ્યાં હતાં. તે પછી અભ્યાસકાળ દરમ્યાન કુમાર વયે સાક્ષર

વિવેચક શ્રી નવલરામભાઈ, પિંગળકાર રણછોડભાઈ ઉદયરામ, કેશવ હર્ષદ ધ્રુવ અને ડાહ્યાભાઈ દેરાસરી જેવા ગુરુઓના ઊંચા સંસ્કાર એમણે ઝીલ્યા હતા. તે ઉપરાંત સ્વયંશિક્ષણમાં કવિ નર્મદની પ્રેમશૌર્યભીની સંસ્કારિતા, ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ કૃત 'હિંદ અને બ્રિટાનિયા', ગોવર્ધનરામ કૃત 'સરસ્વતીચંદ્ર' અને મણિલાલ નભુભાઈ કૃત 'ગુલાબસિંહ' આદિની અસર જીવન પર અદ્‌ભુત થઈ, અને જીવનમય સાહિત્યની ભૂમિકા બંધાઈ. સંસ્કૃતના તે સારા જ્ઞાતા હોઈ મહાભારત, ભાગવત, બ્રહ્મસૂત્ર, ગીતા આદિનો પણ એમણે સૂક્ષ્મ અભ્યાસ કર્યો હતો અને ગુરુ શ્રી પ્રકાશાનંદજી મહારાજ તથા અન્ય સન્યાસીઓ ને સંતો સાથેની આધ્યાત્મિક ચર્ચા વગેરેથી એમની પ્રતિભા પોષાઈને પુષ્ટ બની હતી.

એમની કૃતિઓમાં સંસ્કૃત ગુજરાતી કાવ્યો ઉપરાંત કેટલાક ભાષ્ય-ગ્રંથો પણ છે. સાહિત્ય ઉપરાંત વેદાંત એમનો પ્રિય વિષય હતો. એમની પ્રથમ કૃતિ 'વીરસિંહ અને પ્રેમરાય' નામનું સળંગ લાંબુ કાવ્ય સં. ૧૯૪૩ માં ૨૧ વર્ષની વયે પ્રસિદ્ધ થયું પણ એમનું જાણીતું કાવ્ય તે 'વીરસૂ' અને એમને ખ્યાતિ મળી તે એમણે મેઘદૂતના રચેલા સમશ્લોકી ભાષાંતરથી એ ઉપરાંત એમના 'આત્મોન્નતિ' નામના કાવ્યસંગ્રહમાં એમની વિવિધ કૃતિઓ સંગ્રહાએલી છે.

એમનું જીવન અનેકવિધ હતું અને એમની તીવ્ર બુદ્ધિશક્તિ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં ચમકી ઊઠી હતી. સંસ્કૃત ઉપરાંત ગણિત એમનો પ્રિય વિષય હોઈ તે સારા ગણિતશાસ્ત્રી અને વ્યાપારી નામામાં નિષ્ણાત હતા, અષ્ટાવધાન કરી શકતા, હસ્તાક્ષરપરીક્ષામાં પણ તે નિષ્ણાત લેખાતા અને જ્યોતિષી તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા,—એવા કે પોતાના અવસાનની તિથિ, વાર, સમય એમણે ૨૦ વર્ષ પૂર્વે ભાખી રાખ્યા હતા, અને તે જ મુજબ સં ૧૯૯૩ ના કાર્તિક વદિ ૪, તા ૨૨ મી નવેમ્બર ૧૯૩૭ ના રોજ સંધ્યાસમયે એ ગોંડલમાં અવસાન પામ્યા

અખંડ ખાદીધારી અને દેશની ઊંડી દાઝ ધરાવનાર એ કવિના રાષ્ટ્રભક્તિના કાવ્યો અને દુહા જાણીતા છે. સાહિત્યસેવક, કેળવણીકાર ઉપરાંત રાષ્ટ્ર પ્રત્યેની ભક્તિને લીધે એમની અન્ય પ્રવૃત્તિઓ જ્ઞાતિ અને દેશહિતના કાર્યોની પણ હતી.

એમની કૃતિઓની વર્ષવાર યાદી નીચે મુજબ છે :

| | | | |
|---|---|---|---|
| ૧. | વીરસિંહ અને પ્રેમરાય | ૧૯૪૩ | (૧૮૮૭) |

| | | | |
|---|---|---|---|
| ૨. | પંચદશી ભાષાંતર | ૧૯૪૯ | (૧૮૯૩) |
| ૩. | ભાગવત પુષ્પાંજલિ | ૧૯૫૧ | (૧૮૯૫) |
| ૪. | મહિમ્નસ્તોત્ર ભાષાંતર | ૧૯૫૫ | (૧૮૯૯) |
| ૫. | જયશંકર સ્તોત્ર ભાષાંતર | ૧૯૫૫ | (૧૮૯૯) |
| ૬. | વીરરસ | ૧૯૬૩ | (૧૯૦૭) |
| ૭. | મેઘદૂત ભાષાંતર | ૧૯૬૪ | (૧૯૦૮) |
| ૮. | રાજ્યોત્સવ | ૧૯૬૫ | (૧૯૦૯) |
| ૯. | બ્રહ્મસૂત્ર ભાષાંતર | ૧૯૬૬ | (૧૯૧૦) |
| ૧૦. | પ્રેમલક્ષણા ભક્તિ | ૧૯૬૮ | (૧૯૧૨) |
| ૧૧. | આત્મોન્નતિ | ૧૯૭૧ | (૧૯૧૫) |
| ૧૨. | ગીતાતત્ત્વવિહારી ભાષાંતર | ૧૯૭૪ | (૧૯૧૮) |
| ૧૩. | રાષ્ટ્રગીત | ૧૯૭૭ | (૧૯૨૧) |
| ૧૪. | ઉપનિષદ ભાષાંતર | ૧૯૮૧ | (૧૯૨૫) |
| ૧૫. | સંગીત ગીતા પુષ્પાંજલિ | ૧૯૮૪ | (૧૯૨૮) |
| ૧૬. | ગીતા પંચામૃત | ૧૯૮૪ | (૧૯૨૮) |
| ૧૭. | ગીતા પુષ્પાંજલિ | ૧૯૮૪ | (૧૯૨૮) |
| ૧૮. | વૃત્તવિહારિણી ગીતા (સંસ્કૃત) | ૧૯૮૬ | (૧૯૩૦) |
| ૧૯ | શિવસપ્તકમ્ (સંસ્કૃત) | ૧૯૮૮ | (૧૯૩૨) |
| ૨૦. | શ્રીકૃષ્ણશરણમ્ (સંસ્કૃત) | ૧૯૮૮ | (૧૯૩૨) |
| ૨૧. | ગીતાભુવનમ્ (સંસ્કૃત) | ૧૯૮૯ | (૧૯૩૩) |
| ૨૨. | સૌવર્ણસૌંદર્ય | ૧૯૯૦ | (૧૯૩૪) |
| ૨૩. | ઉત્તરરામચરિત (ભાષાંતર) | ૧૯૯૧ | (૧૯૩૫) |
| ૨૪. | શાકુંતલ (ભાષાંતર) | ૧૯૯૧ | (૧૯૩૫) |
| ૨૫. | વિહારી આર્યાવર્ત યાત્રા | ૧૯૯૨ | (૧૯૩૬) |

## બહેરામજી મલબારી

સ્વ. બહેરામજી મલબારીનો જન્મ ઈ. સ. ૧૮૫૩ માં વડોદરામાં થયો હતો. કુટુંબમાં ખટરાગને કારણે તેમનાં માતા વડોદરેથી સુરતમાં આવી વસ્યાં હતાં ત્યારે બહેરામજી બે વર્ષની વયના હતા. સુરતમાં બહેરામજી કુસંગમાં પડી ગયા. બાર વર્ષની વયે માતાનું મૃત્યુ થતાં તેમની આંખો ઉઘડી ગઈ અને તેમણે બધાં દુર્વ્યસનોનો ત્યાગ કર્યો. જ્ઞાન મેળવવાની ઝંખના થતાં સુરતની મિશન સ્કૂલમાં તે દાખલ થયા. ત્યાં તેમણે મેટ્રિક

સુધી અભ્યાસ કર્યો પરન્તુ ગણિતમાં નાપાસ થવાથી આગળ અભ્યાસ મુલ્તવી રાખવો પડ્યો.

તેમનું વલણ સાહિત્ય તરફ વિશેષ હતું. શેક્સપિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ, સ્પેન્સર આદિ કવિઓનો તેમણે ખૂબ અભ્યાસ કર્યો. પોતે કવિ હતા અને અંગ્રેજી સાહિત્યના અભ્યાસ પછી તે અંગ્રેજી-ગુજરાતી બેઉ ભાષામાં કવિતાઓ રચવા લાગ્યા. ડૉ. વિલ્સને તેમની શક્તિ જોઈને સર કાવસજી જહાંગીરને ભલામણ કરી 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના તે વખતના તંત્રી મિ. માર્ટિન વૂડના હાથ નીચે નોકરીમાં રખાવ્યા. સામાજિક અને રાજકીય સુધારણા વિષેના તેમના લેખો શિક્ષિત વર્ગમાં હોંશભેર વંચાતા હતા. ઈ. સ ૧૮૭૫ માં મિત્રોની સહાયથી તેમણે 'ઇંડિયન સ્પેક્ટેટર' નામનું અંગ્રેજી સાપ્તાહિક શરુ કર્યું હતું ઈ. સ. ૧૮૭૮ માં મિ. માર્ટિન વૂડ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' માંથી છૂટા થતાં તેમની મદદથી 'ગુજરાત અને ગુજરાતી' નામનું બીજું પત્ર તેમણે શરુ કરેલું. ૧૮૮૩ માં દાદાભાઈ નવરોજીના આશ્રય હેઠળ 'વૉઈસ ઑફ ઇંડિયા' પત્ર શરુ થયું તેના મુખ્ય લેખક તરીકે પહેલેથી શ્રી. મલબારી રહ્યા હતા. સ્ત્રી-શિક્ષણ, વિધવાવિવાહનો પ્રચાર અને સેવાસદનની સ્થાપના એ બધું કેટલેક અંશે એમના શ્રમને આભારી છે. તેમની ગુજરાતી કવિતાઓ સાદી, સરલ અને બોધક હતી.

ઇંગ્લાંડની મુસાફરી તેમણે ત્રણ વખત કરેલી. 'ઇંડિયન આઈ ઑન ઇંગ્લીશ લાઈફ' નામનું તેમનું પુસ્તક ઇંગ્લાંડની લોકસ્થિતિના દર્શનને આધારે તેમણે લખેલું જે ખૂબ વખણાયેલું. છેલ્લે તેમણે 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' નામનું પ્રખ્યાત માસિક પત્ર શરુ કરેલું પણ તેની લાંબી કારકીર્દી તે જોઈ શક્યા નહિ અને તા. ૧૧-૭-૧૯૧૨ ના રોજ સીમલામાં અવસાન પામ્યા.

---

## જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી

સ્વ૦ શ્રીમદ્ બુદ્ધિસાગરજી જૈન મુનિ સાંસારિક સ્થિતિમાં ગુજરાતના વીજાપુરના પાટીદાર (કૂર્મક્ષત્રિય) હતા. તેમનુ નામ બહેચરદાસ હતું, પિતાનું નામ પટેલ શિવરામ હતું અને માતાનુ નામ અંબાબાઇ હતું. તેમનો જન્મ સં. ૧૯૩૦ના મહા સુદી ૧૪ને રોજ થએલો. તેમણે પ્રાથમિક કેળવણી વીજાપુર, મહેસાણા અને આજોલમાં લીધી હતી. નાની વયથી તે

સંતસમાગમના રસિયા હતા. અવધૂત રવિસાગરજીનાં દર્શન થયા પછી તેમને સંતસમાગમ વધુ પ્રિય થયો હતો અને સંસાર પ્રતિ ઉદાસીનતા તથા ત્યાગ. ધર્મ પ્રતિ પ્રેમ જાગ્યો હતો. શ્રી રવિસાગરજીના શિષ્ય શ્રી. સુખસાગરજી મહારાજ પાસે તેમણે ૧૯૫૭ના માગશર માસમાં જૈન સાધુત્વની દીક્ષા લીધી હતી. પ્રથમ ચાતુર્માસ તેમણે સુરતમાં કરેલું અને પુસ્તકલેખનનો પ્રારંભ પણ ત્યાં જ કરેલો. તેમનું પ્રથમ પુસ્તક હતુંઃ "જૈન ધર્મ અને ખ્રિસ્તી ધર્મનો મુકાબલો."

દીક્ષા પછી અધ્યયન, વિદ્વાનો-સંતો-શીલસુકોનો સમાગમ અને ચર્ચા વગેરેમાં તે ખૂબ આગળ વધવા લાગ્યા હતા. સુપ્રસિદ્ધ મુસ્લીમ સંત કાજી અનવરમીયાં તેમના સમકાલીન હતા. વેદ, ગીતા, કુરાન, કલ્પસૂત્ર, જૈનાગમો વગેરેના જ્ઞાનનો સુંદર સમન્વય તેઓ કરતા અને પોતાનાં જાહેર વ્યાખ્યાનોમાં તે ઉતારતા. સંવત ૧૯૭૦માં તેમને આચાર્ય પદવી આપવામાં આવી હતી.

શ્રી. બુદ્ધિસાગરજી તત્ત્વજ્ઞાન અને યોગના પરમ અભ્યાસી હતા. નદીતટ કે સાગરકાંઠો, જંગલ, કોતર કે ગુફાઓમાં નિવાસ તેમને પ્રિય હતો. તેમની યોગ-ધ્યાનપ્રિયતા તેમની ગ્રંથરચનાઓમાં અને ઉપદેશોમાં પ્રતીત-થતી. ૨૪ વર્ષ સુધી સાધુદશા પાળીને સં. ૧૯૮૧ના જેઠ વદ ૩ને રોજ તે કાળધર્મને પામ્યા હતા.

તેમની પ્રેરણાથી સ. ૧૯૬૪માં અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ સ્થપાયું હતું. તેમની જન્મભૂમિમાં એક વિશાળ જ્ઞાનમંદિર તેમની પ્રેરણાથી બંધાયું હતું જેમાં છાપેલા અને હસ્તલિખિત મૂલ્યવાન પુસ્તકોનો સંગ્રહ વિદ્યમાન છે. તે એક સારા કવિ પણ હતા અને અત્યંત સરલતાથી કવિતા-રચના કરી શકતા હતા. તેમણે સો ઉપરાંત નાનામોટા ગ્રંથો લખ્યા તથા પ્રસિદ્ધ કરાવ્યા હતા. સં ૧૯૮૧માં જ્યારે તેમને લાગતું હતું કે હવે પૃથ્વી પરથી પ્રસ્થાન કરવાનો તેમનો સમય નજીક આવે છે તે વર્ષમાં તેમણે એકી સાથે ૨૭ પુસ્તકોનું પ્રકાશન આરંભ્યું હતું. તે પોતાની જન્મ-ભૂમિમાં જ સ્વર્ગવાસ પામ્યા હતા. સંખ્યાબંધ ગ્રંથો પ્રસિદ્ધ થવા છતાં તેમનું પુષ્કળ લખાણ હજી અપ્રસિદ્ધ રહ્યું છે.

તેમણે રચેલાં ગુજરાતી તથા સંસ્કૃત પુસ્તકોની સંખ્યા મોટી છે, જેમાંથી મહત્ત્વનાં ગુજરાતી પુસ્તકોની નામાવલિ અત્ર આપી છેઃ

કાવ્યગ્રંથો—ભજનસંગ્રહ ભાગ ૧ થી ૧૧ (આશરે ૩૫૦૦ પૃષ્ઠ), અધ્યાત્મ ભજનસંગ્રહ, પૂજાસંગ્રહ, ભાગ ૧-૨, ગહૂંલી સંગ્રહ ભાગ ૧-૨,

ગુરુગીત ગહુંલીસંગ્રહ, સાબરમતી ગુણ શિક્ષણકાવ્ય, દેવવંદન સ્તુતિ-સ્તવન સંગ્રહ, કક્કાવલિ સુબોધ, ભારત સહકાર શિક્ષણ કાવ્ય, મિત્ર મૈત્રી.

ગદ્ય ગ્રંથો—કર્મયોગ (મૂલ સંસ્કૃત સાથે), પરમાત્મદર્શન, પરમાત્મજ્યોતિ, પત્રસદુપદેશ ભાગ ૧-૨-૩, બૃહત્ વીજાપુર વૃત્તાંત, બૃહત્ વચનામૃત, ગુરુબોધ, શોકવિનાશક, શ્રી. રવિસાગરજી મહારાજનું ચરિત્ર, સત્ય સ્વરૂપ, ચિંતામણિ, અધ્યાત્મશાન્તિ, ગચ્છમત પ્રબંધ, શ્રીમદ્ યશોવિજયજી નિબંધ, સુખસાગર ગીતા, તપગચ્છ પટાવલિ, પ્રતિજ્ઞાપાલન, આત્મતત્ત્વદર્શન, જૈનોપનિષદ્, શિષ્યોપનિષદ્, તત્ત્વવિચાર, ષટ્દ્રવ્યવિચાર, આત્મપ્રકાશ, જૈન-ખ્રિસ્તી ધર્મનો મુકાબલો અને સંવાદ, તત્ત્વબિંદુ, લાલા લજપતરાય અને જૈન ધર્મ, અનુભવ પચ્ચીશી, તત્ત્વજ્ઞાન દીપિકા, કન્યાવિક્રય દોષ તથા બાળલગ્ન નિબંધ, આત્મશક્તિ પ્રકાશ, યોગદીપક, ધાર્મિક ગદ્યસંગ્રહ.

વિવેચન ગ્રંથો—આનંદઘન પદસંગ્રહ, આત્મદર્શન, સમાધિશતક, ગુણાનુરાગ કુલક, શ્રાવકધર્મ સ્વરૂપ ભાગ ૧-૨, આત્મશિક્ષા ભાવનાપ્રકાશ, ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ.

સંપાદિત ગ્રંથો—શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૧-૨, જૈન રસમાળા, જૈન ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૧-૨, મુદ્રિત જૈન શ્વે. ગ્રંથ નામાવલિ, જૈન સ્યાદ્વાદ મુક્તાવલિ, કર્મપ્રકૃતિ.

મુખ્ય સંસ્કૃત ગ્રંથો—સુદર્શનાબોધ, આત્મપ્રદીપ, પ્રેમગીતા, શુદ્ધોપયોગ.

શ્રી. બુદ્ધિસાગરજીએ આરંભેલી અધ્યાત્મજ્ઞાન પ્રસારક ગ્રંથમાળામાં ઉપર જણાવ્યાં તે ઉપરાંત બીજાં મળીને આશરે ૧૨૫ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

---

## કવિ બુલાખીરામ ચકુભાઈ

કવિ બુલાખીરામનો જન્મ સંવત ૧૯૦૮ માં આસો વદ ૧૦ ને રોજ અમદાવાદમાં થયો હતો. તેમના પિતા ચકુભાઈ મંગળજી દવે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણની ન્યાતમાં સુપ્રસિદ્ધ હતા. તે સ્વ. ભોળાનાથ સારાભાઈને ત્યાં ગુમાસ્તી કરતા. બુલાખીરામે ગુજરાતી ૬ ધોરણ અને અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. નાની વયથી-નિશાળના અભ્યાસ દરમ્યાન પણ દોહરા છપ્પા લખવાનો અને 'ચોકીપ્રબંધ' 'નાગપ્રબંધ' જેવાં ચિત્રકાવ્યો રચવાનો તેમને નાદ હતો. 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ,' 'નામ તેહનો નાશ' એવાં કહેવતોને દોહરા કે છંદમાં ગૂંથી લઈને કવિતાઓ

લખવાનો તેમને ખૂબ શોખ હતો, અને સામાન્ય કહેવતો એમ કવિતામાં ગુંથાવાથી શ્રોતાઓ ઉપર ચમત્કારિક અસર થતી. પાછળથી કવિ દલપતરામનો સમાગમ થવાથી તેમની પાસે રહી તેમણે કવિતારચનામાં સારી કુશળતા મેળવી હતી. કવિ બુલાખીરામ કવિ દલપતરામના અગ્ર શિષ્યોમાંના એક લેખાતા અને જાહેર સભાઓમાં તેમની કવિતાઓ સાંભળવા માટે લોકો ખૂબ એકત્ર થતા. તેમની કવિતા માટે તે વખતના સ્મોલકોઝ કોર્ટ જજ શ્રી. ગોપાળરાવ હરિએ સુંદર પ્રમાણપત્ર આપ્યું હતું.

કવિ બુલાખીરામના ત્રણ કવિતાગ્રંથો પ્રસિદ્ધ થયા હતાઃ (૧) જ્ઞાનદર્શક કાવ્ય, (સં. ૧૯૨૫), (૨) કાવ્ય કૌસ્તુભ ભાગ ૧, (૩) કાવ્ય કૌસ્તુભ ભાગ (૨) (સં. ૧૯૯૧). તેમની કવિતાઓ મુખ્યત્વે ઉપદેશાત્મક, કટાક્ષાત્મક, સંસારસુધારા આદિના ઉદ્‌બોધનાત્મક અને વર્ણનાત્મક હતી. કવિ દલપતરામ અને શ્રી. ગોપાળરાવ હરિ દેશમુખ ઉપરાંત દી. બા. અંબાલાલ સાકરલાલ, શ્રી. ભોળાનાથ સારાભાઈ, રા. સા. મહીપતરામ, કવિ સવિતાનારાયણ, દી. બા. મણીભાઈ જશભાઈ, રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા, શ્રી. છોટાલાલ નરભેરામ, શ્રી. નવલરામ લક્ષ્મીરામ, વડોદરાનરેશ શ્રી. સયાજીરાવ વગેરે તેમના સમકાલીન વિદ્વાનોએ તેમની કવિતાને તે કાળે વખાણેલી અને ઈનામ-અકરામ દ્વારા તેમની કદર કરેલી.

કવિ બુલાખીરામનું પ્રથમ લગ્ન તેમની ૧૧ વર્ષની વયે અને બીજું લગ્ન સં. ૧૯૩૦માં ૨૨ વર્ષની વયે વ્યાસ હરિભાઈ લલ્લુભાઈની પુત્રી વીજકોર સાથે થએલું. વડોદરા રાજ્યની ન્યાયખાતાની અને રેવન્યુખાતાની નોકરીમાં તે નવસારી, કઠોર અને મહુવા તાલુકામાં રહેલા હતા. તેમણે હિંદનાં સૃષ્ટિસૌંદર્યનાં કેટલાંક સ્થળો, પહાડો, વગેરેનો પ્રવાસ કર્યો હતો. પોતાની ઔદિચ્ય જ્ઞાતિમાં સુધારા કરાવવાને તેમણે એક સભા સ્થાપેલી અને તે માટે પણ કેટલીક કવિતાઓ લખેલી. સં. ૧૯૪૨ માં માત્ર ચોત્રીસ વર્ષની વયે અમદાવાદમાં તેમનું અવસાન થયું હતું.

---

## ડૉ. ભગવાનલાલ ઈંદ્રજી

ડૉ. ભગવાનલાલ ઈંદ્રજીનો જન્મ તા. ૭-૧૧-૧૮૩૯ના રોજ જૂનાગઢમાં થયો હતો. તે ન્યાતે પ્રશ્નોરા હતા. તેમણે માત્ર પ્રાથમિક શિક્ષણ જ શાળામાં બેસીને લીધુ હતું, પરન્તુ શાસ્ત્રપારંગત પિતા તથા ભાઈ પાસે સંસ્કૃતનો અભ્યાસ કરેલો તે એમને ભાવિ જીવનકાર્યમાં ખૂબ ઉપયોગી નીવડ્યો હતો.

ગિરનાર જતાં આવતાં તેની તળેટીમાં પડેલા અશોકના શિલાલેખો ઉકેલવાની તેમને પ્રેરણા થઈ અને જેમ્સ પ્રિન્સેપે છપાવેલા બ્રાહ્મી લિપિના મૂળાક્ષરોની કાગળ ઉપર નકલ ઉતારી લઈ તેની મદદથી એ લેખો તેમણે ઉકેલવા માંડ્યા. કાઠિયાવાડના પોલીટીકલ એજંટ કર્નલ લૅંગ અને મુંબઈના પુરાવિદ્ ડૉ. ભાઉ દાજીના પ્રોત્સાહનથી પોતે કરેલા શિલાલેખોના ઉકેલ લઈ તે ઈ. સ. ૧૮૬૧ માં મુંબઈ ગયા, જ્યાંની રૉયલ એશિયાટિક સોસાયટીમાં એમણે કરેલો ઉકેલ માન્ય થયો. એ નાના પંડિત જેવો દુર્લભ સહકારી મળી આવવાથી ડૉ. ભાઉ દાજીએ તેમને ૧૯૬૨ માં મુંબઈમાં બોલાવી લીધા.

એ જ વર્ષમાં અજંતા જઈને પોતાના બધા અંગ્રેજ પુરોગામીઓના કરતાં ગુફાના લેખોની વધુ શુદ્ધ નકલો તે ઉતારી લાવ્યા અને ૧૮૬૩ માં નાસિક, કાર્લી, ભાજા, જુન્નર, નાનાઘાટ વગેરેની ગુફાઓના લેખો ઉકેલી જેસલમેરના જૈન ભંડારોના દુર્લભ ગ્રંથોની નકલો કરવા તે ગયા. ત્યાં સતત ભેજમાં કામ કરવાથી તે ટાઈફોઈડની બિમારીનો ભોગ થઈ પડ્યા. બાદ ડૉ. ભાઉ દાજીએ તેમને બંગાળ, ઉત્તર હિંદ અને વાયવ્ય પ્રાંતમાં પડેલી અઢળક પુરાસામગ્રી તપાસવા મોકલ્યા. નાગપુર, જબલપુર, અલ્લાહાબાદ, બનારસ, ભિટ્ટા, મથુરા, દિલ્હી આદિ સ્થળે ખૂબ રખડીને તે ૧૮૬૮ માં પ્રાચીન સિક્કાઓ તથા લેખસામગ્રી મેળવી લાવ્યા. નાણાંને અભાવે તે બગગર પ્રવાસ કરી શકયા નહિ એમ જોઈને ડૉ. ભાઉ દાજીએ તેમને રાજ્યના એક અમલદાર તરીકે માસિક રૂ. ૨૦૦ ના પગારથી રખાવ્યા અને વધુ મુસાફરીની સગવડ કરાવી આપી. ૧૮૭૧ થી ૧૮૭૪ સુધીમાં તેમણે આખા હિંદનાં બધાં મુખ્ય શહેરો જોઈ લીધાં અને છેક નેપાળ સુધી ઘૂમી આવ્યા. તે માત્ર શુષ્ક પુરાવિદ્ નહિ પણ પુરાજ્ઞાનપિપાસુ હોઈ સફર દરમિયાન પુરાતત્ત્વ ઉપરાંત પ્રાંતે પ્રાંતના રીતરીવાજ, ભાષા, પહેરવેશ, ધર્મ વગેરેનુ જ્ઞાન મેળવતા અને તેની નોંધ રાખતા.

૧૮૭૪ માં ડૉ. ભાઉ દાજી અવસાન પામ્યા, પણ ભગવાનલાલભાઈએ પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી. મળેલી સામગ્રી ઉપરથી ઇતિહાસ નિર્માણ કરવાની એમની શક્તિ અજબ હતી. અસંભવિત મનાતી ક્ષત્રપોની વંશાવલિ માત્ર સિક્કાઓને જ ઉકેલીને એમણે સળંગ યોજી આપી હતી. ખારવેલના અઘરા મનાતા લેખો થોડા વખતમાં ઉકેલીને એમણે જે નિર્ણયો આપ્યા હતા તેમાં હજીસુધી કોઈ કશો ફેરફાર દર્શાવી શક્યું નથી. પરદેશમાં પણ તેમની કીર્તિ પ્રસરી હતી. ડૉ. બર્જેસ, પીટર્સન અને કોડ્રિંગ્ટન

જેવા તેમના મિત્રો હતા. ડૉ. બુહ્લર તેમના ગુજરાતી લેખોનું અંગ્રેજી કરતા હતા.

૧૮૭૭માં મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીએ એમને માનદ સભ્ય બનાવ્યા હતા. ૧૮૮૨માં મુંબઈ યુનિવર્સિટીએ ફેલો નીમીને તેમને સન્માન્યા હતા. ૧૮૮૩માં હેગની રૉયલ ઈન્સ્ટીટયુટે તેમને ફોરીન મેમ્બર બનાવ્યા હતા. ૧૮૮૪માં લંડન યુનિવર્સિટીએ તેમને ડૉક્ટર ઑફ લિટરેચરની પદવી આપી હતી. ડૉ. ભગવાનલાલ ૧૮૮૮માં અવસાન પામ્યા હતા.

શિલાલેખોમાંથી ઇતિહાસ તારવી કાઢીને નિર્જીવ પથરોને સજીવન કરી બતાવનાર એ વિરલ પ્રતિભાધારી વિદ્વાનની શતાબ્દી ગુજરાતે ૧૯૩૯માં ઉજવી હતી. ૧૯૪૩માં મુંબઈ યુનિવર્સિટીમાં તેમની પ્રતિમા વડોદરાનરેશને હસ્તે ખુલ્લી મુકાઈ હતી. તેમના મૃત્યુ પછી ૫૫ વર્ષે પણ તેમની સેવાનું સ્મારક થયું તે એ સેવાની મૂલ્યવત્તાનું નિદર્શક બને છે. પુરાતત્ત્વવિષયક લેખો તેમનો મૂલ્યવાન સાહિત્યવારસો છે.

પોતાની પાસેના જૂના લેખો, સિક્કાઓ તથા બીજી કેટલીક મૂલ્યવાન વસ્તુઓ તેમણે મુંબઈની એશિયાટિક સોસાયટીને, બ્રિટિશ મ્યુઝિયમને અને મુંબઈની નેટીવ જનરલ લાયબ્રેરીને સોંપી દીધેલાં છે. તેમના વંશમાં હાલ કોઈ પણ નથી.

---

## કવિ ભવાનીશંકર નરસિંહરામ

સ્વ. કવિ ભવાનીશંકર નરસિંહરામ ત્રિવેદીનો જન્મ તા. ૬–૬–૧૮૪૮ ને રોજ તેમના વતન લીંબડીમાં થયો હતો. તેમના પિતાનું નામ નરસિંહરામ મીઠારામ ત્રિવેદી અને માતાનું નામ દેવકુવર હતું. તે સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ હતા. લીંબડીમાં તેમણે કશુ ભટની ગામઠી નિશાળમાં ગુજરાતી અભ્યાસ કરેલો અને બ્રિટિશ અમલ સ્થાયી થયા પછી અંગ્રેજી બે ધોરણ સુધી અભ્યાસ કરેલો. સાહિત્યોપાસના અને કાવ્યો તથા નાટક–નવલકથાનું આદિનું લેખન એ જ તેમના વ્યવસાયો હતા.

તેમના જીવન ઉપર પ્રબળ અસર જાણીતા સંસારસુધારક સ્વ. કરસનદાસ મૂળજીની થઈ હતી. સ્વ. કરસનદાસ લીંબડીના એડમિનિસ્ટ્રેટર તરીકે સને ૧૮૬૭ની સાલમાં ગએલા અને ૧૮૭૧ની સાલમાં અવસાન પામ્યા ત્યારસુધી કવિનો એમની સાથે ગાઢ સંપર્ક રહેલો. એમના સંપર્કને પરિણામે કવિએ સંસારસુધારાના વિષય પર કલમ ચલાવવા માંડેલી. તેમની કવિતા દલપતશૈલીની હતી.

સને ૧૮૮૨માં કવિએ "ગુજરાત માસિક પત્ર", ૧૮૮૭ માં "ત્રિમાસિક ટીકાકાર", ૧૮૮૮ માં "કાઠિયાવાડી" સાપ્તાહિક અને ૧૯૦૦ માં "વિદ્યાવિનોદ" માસિક શરુ કરીને ચલાવેલાં. 'કાઠિયાવાડી' સાપ્તાહિકમાં જાણીતા પારસી કવિ દાદીબા એદલજી તારાપોર કવિના સાથી હતા. આ ઉપરાંત વર્ષો સુધી 'સાંજ વર્તમાન', 'રાસ્ત-ગોફતાર', 'અખબારે સોદાગર', 'સમશેર બહાદુર' વગેરે પત્રોમાં તે લેખો લખતા. સને ૧૯૧૩માં સર ચીનુભાઈ માધવલાલના પ્રમુખપદે કવિના સત્કારનો સમારંભ અમદાવાદમાં થયો હતો, અને ગુ. વ. સોસાયટીએ કવિને કેટલાક ગ્રંથો ભેટ આપ્યા હતા. સ્વ. મહીપતરામ નીલકંઠ, રા. બા. ભોળાનાથ સારાભાઈ, રા. બા. લાલશંકર, દી. બા. અંબાલાલ, સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા, સ્વ. કેખુશરો કાબરાજી, સ્વ. જહાંગીર મરઝબાન, સ્વ. બેરામજી મલબારી, સ્વ. શાપુરજી બંગાલી એ બધા કવિના પ્રશંસકો અને ઉત્તેજકો હતા.

કવિનું અવસાન તા. ૩-૫-૧૯૨૧ માં લીંબડીમાં થયું હતું. તેમણે લખેલાં કાવ્ય, નાટક, નિબંધ, કથા ઇત્યાદિ ગ્રંથોની નામાવલિ નીચે પ્રમાણે છેઃ

(૧) કૃષ્ણવિરહ (કરસનદાસ મૂળજીના સ્વર્ગવાસ નિમિત્તે લખેલાં કાવ્યો), (૨) વિધવાવિલાપ, (૩) કાવ્યરંગ, (૪) સ્ત્રીબોધ, (૫) દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧-૨, (૬) ભવાનીકાવ્યસુધા ભાગ ૧-૨, (૭) સંપવિજય, (૮) હિંદુસ્તાનના વાજબી હક્ક, (૯) ગૌરીશંકર ઓઝાનું ચરિત્ર, (૧૦) અનંતજી અમરચંદનું જીવનચરિત્ર, (૧૧) આશકરણ સ્વામીનુ જીવનચરિત્ર, (૧૨) હેમચંદ્ર સુરિનો મુકદ્દમો (કવિતા), (૧૩) સૌરાષ્ટ્ર-પ્રકાશ, (૧૪) બાવદીન વિજય, (૧૫) ગુજરાતી જૂનાં ગીતો, (૧૬) ગુજરાતી ગીતાવલિ, (૧૭) કમલાકુમારી, (૧૮) કુંવારી કન્યા, (૧૯) સોરઠી સોમનાથ, (૨૦) મીઠા જળની માછલી કે ધીરજનું ફળ ધન, (૨૧) સરદારગઢનો સરદાર, (૨૨) મણીપુરનો મહારાજા, (૨૩) દ્વન્દ્વ યુદ્ધ, (૨૪) સુદામા ચરિત્ર-પંચાંક નાટક, (૨૫) જશવંતવિયોગ, (૨૬) કરકસર અને ઉદારતા.

કવિ ભવાનીશંકરનું લગ્ન તેમની એકત્રીશ વર્ષની વયે સાયલામાં અચરતગૌરી સાથે થએલું. તેમને બે પુત્રીઓ અને ત્રણ પુત્રો હતા જેમાંનાં નાનાં પુત્રી સવિતાગૌરી, મોટા પુત્ર શ્રી. પ્રાણલાલ અને નાના પુત્ર શ્રી. દયાશંકર વિદ્યમાન છે. શ્રી. દયાશંકર પત્રકારનો તથા ગ્રંથકારનો વ્યવસાય કરે છે. કેટલીક બંગાળી નવલકથાઓના અનુવાદો તેમણે કરેલા છે. 'મુંબઈ સમાચાર' સાપ્તાહિકના તે સહતંત્રી છે.

# ભાઈશંકર નાનાભાઈ ભટ્ટ

સ્વ. ભાઈશંકર નાનાભાઈ ભટ્ટ (સોલીસીટર) નો જન્મ સંવત ૧૯૦૧ ના શ્રાવણ સુદી ૧૧ ના રોજ અમદાવાદ જીલ્લાના તેમના વતન ભુવાલડી ગામે થયો હતો. તેમના પિતાનું નામ નાનાભાઈ રાજારામ ભટ્ટ હતું. તેમનાં માતુશ્રીનું નામ કૃષ્ણાબાઈ હતું. ન્યાતે તે રાયકવાળ બ્રાહ્મણ હતા. તેમનું લગ્ન સાણંદમાં મહાનંદ ભટ્ટનાં પુત્રી રેવાબાઈ સાથે થયું હતું. તેમને કાંઈ સંતાન થયાં નહોતાં.

ભુવાલડીમાં પ્રાથમિક કેળવણી લેવાની સાથે તેમણે થોડું સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ મેળવ્યું હતું. ત્યારપછી અમદાવાદમાં તે માધ્યમિક કેળવણી લેવા આવ્યા હતા અને મધુકરી કરીને તથા ટયુશન કરીને ચાર-પાંચ ધોરણ જેટલું અંગ્રેજી જ્ઞાન સંપાદન કર્યું હતું. ત્યારપછી તે શેઠ દલપતભાઈની મુબઈની પેઢીમાં નોકરી કરવા ગયા હતા હિસાબી કામના સારા જાણકાર હોવાથી તેમને ત્યારપછી સુરતની બેન્કમાં નોકરી મળી હતી. ત્યાંથી તે પાછા મુબઈમાં મેસર્સ જાફરસન અને પેન સોલીસીટરોની પેઢીમાં મેનેજિંગ ક્લાર્ક તરીકે આવ્યા હતા. સાહેબના ઉત્તેજનથી તેમણે અભ્યાસ કરીને હાઈકોર્ટ વકીલની પરીક્ષા પસાર કરી હતી અને તેમાંથી આગળ વધીને તે સને ૧૮૭૫-૭૬ મા સોલીસીટર થયા હતા. આ બધો ખાનગી અભ્યાસ તથા પરિશ્રમનો પ્રતાપ હતો. લોકમાન્ય તિલક સામેના સરકારના કેસમાં બચાવ પક્ષ તરફથી લડવા કોઈ તૈયાર નહોતું, ત્યારે તે માટે ભાઈશંકરભાઈ તૈયાર થયા હતા. ધધામાં તેમણે પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું હતું. મેળવેલા ધનનો સદુપયોગ પણ તેમણે અનેક લોકોપયોગી સંસ્થાઓને મોટાં દાનો આપીને કર્યો હતો સોલીસીટરના ધધામાંથી નિવૃત્ત થઈને તે કેટલોક વખત અમદાવાદમાં રહ્યા હતા, જ્યાં તેમણે અમદાવાદ મ્યુ. ના પ્રમુખ તરીકે અને ગુ વ સોસાયટીના પ્રમુખ તરીકે થોડો-થોડો વખત કામ કર્યું હતું. તા. ૬ઠી મે ૧૯૨૦ને રોજ મહાબળેશ્વર-માં તેમનું અવસાન થયું હતું.

ધર્માદા અને વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં તેમણે પુષ્કળ ધનનો વ્યય કર્યો હતો. પિતાને નામે તેમણે રાયપુરમાં 'નાનાભાઈ ગુજરાતી શાળા'નું વિશાળ મકાન બંધાવી આપ્યુ છે. 'અમદાવાદ સંસ્કૃત પાઠશાળા'ને એક મકાન અર્પણ કર્યું છે. માતાને નામે અમદાવાદમાં સ્મશાનભૂમિમાં લાય-બ્રેરી અર્પણ કરી છે. તે ઉપરાત જમાલપુરમાં સપ્તર્ષિનો આરો અને સ્મશાનની પડાળીઓ તેમણે બધાવી આપી છે. પત્નીને નામે અમદાવાદ

રેલ્વે સ્ટેશન સામે ' રેવાબાઈ ધર્મશાળા ' બંધાવીને તે જીલ્લા લોકલ બોર્ડને અર્પણ કરી છે. પત્નીને નામે કાશીમાં તેમણે એક વિશાળ ધર્મશાળા બંધાવી છે અને દ્વારકા બેટમાં નાની ધર્મશાળા બંધાવી છે. ' રેવાબાઈ ડિસ્પેન્સરી ' ( રાયપુર ), પાલડી મ્યુ. ડિસ્પેન્સરી તથા લાયબ્રેરી, 'બાઈ-શંકર નાનાભાઈ લાયબ્રેરી ' ( રાયપુર ) અને જમાલપુરમાં મ્યુ .બાગ, એ બધાં તેમનાં જ દાનોનાં ફળરૂપ છે. આ ઉપરાંત તે વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વગેરે દ્વારા આર્થિક મદદ કરતા, અને ગુ. વ. સોસાયટીને વિદ્યાર્થીઓને ઈનામ તથા સ્કોલરશીપ આપવા માટે મોટી રકમ ટ્રસ્ટ તરીકે સોંપી છે. વિશેષમાં મુબઈમાં પણ તેમણે કેટલાંક દાનો કર્યાં છે.

વ્યવસાયની સાથે સાથે તેમનો સાહિત્યરસ પણ વાચન તથા લેખન દ્વારા વહેતો. તેમણે પૂર્વાવસ્થામાં કેટલાક છૂટા નિબંધો લખેલા અને વ્યવહાર તથા નીતિના શ્લોકોનાં સમશ્લોકી ભાષાંતર કરેલાં. તેમનાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકો નીચે મુજબ છે :

(૧) કામનાથ ને રૂપસુંદરી (નાટક), (૨) સંસાર દુઃખદર્શન (નાટક), (૩) રંભા–રતિલાલ ત્રોટક ( અલંકારપ્રધાન ), (૪) વ્યવહાર મયૂખ–ભાષાંતર, (૫) શિવલક્ષ્મી ને દીપચંદ શાહ ( સુધારક લગ્નવિશિષ્ટ વાર્તા ), (૬) મારા અનુભવની નોંધ (નોંધપોથીની તારવણી).

આ ઉપરાંત " મહાભારત "નું સાદ્યંત ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે તથા "સ્વદેશવત્સલ" માસિક પત્ર ચલાવવા માટે તેમણે સ્વ. મણિશંકર મહાનંદને સારી પેઠે સહાય કરેલી.

---

## ભોગીલાલ ત્રિકમલાલ વકીલ

સ્વ. ભોગીલાલ ત્રિકમલાલ વકીલનો જન્મ ખેડા જીલ્લામાં આવેલા તેમના વતન આસોદરમા સં. ૧૯૧૦ ના માગશર વદ ૦)) ને દિને થયો હતો. તે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ ત્રિકમલાલ ઉજમરામ અને માતાનું નામ કાશીબા હતું.

તેમણે મેટ્રીક સુધીનું શિક્ષણ અમદાવાદની મિશન હાઈસ્કૂલમાં લીધુ હતું. પાલનપુર એજન્સીના વકીલની તથા વડોદરા રાજ્યની પ્રાંતન્યાયાધીશીઓના વકીલની પરીક્ષાઓ પસાર કરીને તેમણે સનદો મેળવી હતી. વકીલ તરીકે વડોદરા રાજ્યની સારી સેવા બજાવ્યા બદલ મર્હુમ મહારાજા સયાજીરાવે તેમને વરિષ્ઠ ન્યાયાધીશના વકીલ તરીકેની સનદ ઉપરાંત રૂા. ૩૦૦ ઇનામ આપ્યુ હતું. વૈદકનો ધંધો તે પરમાર્થ માટે કરતા અને અ.

ભા. આયુર્વેદ મહામંડળ તરફથી તેમણે પહેલા અધિવેશનમાં જ "ચિકિત્સક ચૂડામણિ"ની પદવી પ્રાપ્ત કરી હતી. 'આર્યભિષક્'ના કર્તા શંકર દાજી શાસ્ત્રીપદે અને સુરતના વૈદ્ય તિલકચંદ તારાચંદ તેમના પરમ મિત્રો હતા. નિસર્ગોપચાર–'નેચરોપથી'નો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો, અને એ તેમના અભ્યાસનો પ્રિય વિષય હતો.

સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીની તેમણે વૈદકીય સારવાર કરેલી તેના બદલામાં તેમણે ભોગીલાલભાઈને પ્રાણવિનિમય (મેસ્મેરિઝમ) વિદ્યા શીખવી હતી અને ત્યારબાદ એ વિદ્યામાં પારંગત થઈને ઘણા વિષયોને વિશ્વદૃષ્ટિમાં આણી જનતાને ઉપકારક થાય એ માર્ગે દોર્યા હતા.

ડો. બેસંટનાં 'થીઓસોફી' વિષેનાં પુસ્તકો, શ્રેયઃસાધક અધિકારી વર્ગનાં પુસ્તકો, સ્માઈલ્સનાં 'જાતમહેનત', 'સદ્વર્તન' અને 'કરકસર' વગેરે પુસ્તકો, વૉશિંગ્ટન તથા બેકનનાં જીવનચરિત્રો અને એડોલ્ફ જુસ્ટનું 'રિટર્ન ટુ નેચર' એ પુસ્તકો તેમનાં જીવનભર પ્રિય પુસ્તકો રહ્યાં હતાં.

"ધન્વંતરી" નામનું વૈદક વિદ્યાનું માસિક પત્ર તેમણે કાઢેલું તેના તંત્રી તરીકે ઈ. સ. ૧૯૦૮-થી ૧૯૨૨ સુધી તેમણે સતત કામ કર્યું હતું. તેમનું પહેલું પુસ્તક ઈ. સ. ૧૮૯૮ માં "દૈવી અદ્ભુત ચમત્કાર અને આળાસ્તવન" બહાર પડયું હતું. ત્યારપછી તેમણે લખેલાં નીચેનાં પુસ્તકો બહાર પડયાં હતાં: "અનંત જીવન શી રીતે પ્રાપ્ત કરવું?" (૧૯૧૪), "હું રોગી છું કે નીરોગી?" (લુઈ કુન્હેનો અનુવાદ) (૧૯૧૬), "ચિકિત્સાસાગર" (૧૯૨૫), "આર્ય રસાયણશાસ્ત્ર" (૧૯૨૨).

તેમનાં પત્ની શિવલક્ષ્મીથી તેમને બે પુત્રો તથા બે પુત્રીઓ થયાં હતાં. મોટા પુત્ર ડૉ. મંજુલાલ (એમ. સી. પી. એસ.; એમ. સી. એસ. સી.) ૧૯૦૮ માં પ્લેગથી ગુજરી ગયા હતા. નાના પુત્ર ડૉ. મહાદેવપ્રસાદ (એમ. ડી., એન. ડી.) વિદ્યમાન છે.

---

## મગનલાલ વખતચંદ શેઠ

સ્વ. મગનલાલ વખતચંદનો જન્મ ઇ. સ. ૧૮૩૦ માં અમદાવાદમાં મારુ વીસાશ્રીમાળી જૈન જ્ઞાતિમાંના શેઠ કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું પૂરું નામ વખતચંદ ઉર્ફે ઘેલાભાઇ પાનાચંદ હતું. તેમનાં પત્નીનું નામ રતનબહેન હતું, જે બેરાણુ તાલુકાના ઉમતા ગામનાં હતાં. તે સરકારી અંગ્રેજી સ્કૂલમાં ભણતા હતા તે વખતે જ તેમણે લેખન-વાચનનો શોખ

કેળવ્યો હતો, અને તેને પરિણામે તેમણે ગુ. વ. સોસાયટી માટે "હોળી" ઉપર નિબંધ લખ્યો હતો જે સોસાયટીએ ઈ. સ. ૧૮૫૦ માં શિલાછાપમાં છપાવી પ્રસિદ્ધ કર્યો હતો. તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. તેમની સાથે તે વર્ષમાં એ પરીક્ષા પસાર કરનાર માત્ર બે જ વિદ્યાર્થીઓ અમદાવાદના હતા.

સને ૧૮૫૧ ની સાલમાં અમદાવાદના હેરકુંવર શેઠાણીએ કાઢેલાં સોરઠના જૈન સંઘમાં, તેમજ તે અગાઉના બીજા સંઘોમાં પણ તે ગએલા, એ સંઘનું વર્ણન તેમણે ત્યારપછી લખેલું હતું. જૈનાચાર્ય શ્રી વીરવિજયજી પોતે પૂર્વાશ્રમમાં કેશવ ભટ્ટ હતા, ત્યારથી માંડીને તે અવસાન પામ્યા ત્યારસુધીનું જીવનચરિત્ર પણ તેમણે કેટલીક શોધખોળ કરીને લખેલું હતું. એમાંથી વિક્રમની ૧૯ મી સદીના પૂર્વાર્ધના જૈન જીવનનો કેટલોક પરિચય મળે છે. મરાઠાઓના રાજ્યત્વના છેવટના ભાગનો, અંગ્રેજી સમયની શરુઆતનો તથા અમદાવાદનો ઇતિહાસ તેમણે લખેલો હતો. એ જૂનો ઇતિહાસ-ગ્રંથ 'ગૂજરાતનું પાટનગર' એ ગ્રંથ લખવામાં શ્રી. રત્નમણિરાવને કેટલેક અંશે આધારરૂપ બનવા પામ્યો હતો. આ ઉપરાંત સ્વ. મગનલાલે બીજાં પણ બે ત્રણ નાનાં પુસ્તકો લખ્યાં હતાં.

તેમણે સને ૧૮૬૪માં સ્થપાયલી રોયલ બેંકની અમદાવાદની શાખાના એજંટ તરીકે બે વર્ષ સુધી કામ કર્યું હતું. અમદાવાદની મ્યુનિસિપાલીટીના કમિશનર તરીકે પણ તેમણે સેવા બજાવી હતી. સને ૧૮૬૮ ના માર્ચની તા. ૧૧ મીએ માત્ર ૩૮ વર્ષની વયે તે અવસાન પામ્યા હતા, પરન્તુ એટલા સમયમાં પણ તેમણે જે કાંઈ લેખનકાર્ય કર્યું હતું તે તે કાળની દૃષ્ટિએ વિરલ પ્રકારનું હતું. તે પોતાની પાછળ વિધવા પત્ની, બે પુત્રીઓ મોતી બ્હેન તથા સમરથ બ્હેન અને છ વર્ષની વયનો પુત્ર મૂકી અવસાન પામ્યા હતા. એ પુત્ર તે સ્વ. અચરતલાલ ઉર્ફે બાલાભાઈ શેઠ. તેમના પુત્ર શ્રી. નેમીકુમાર કેટલોક શ્રમ લઈને સંશોધન કરી સ્વ. મગનલાલના જીવનની આટલી માહિતી પુરી પાડી શક્યા છે.

તેમનાં પુસ્તકો નીચે મુજબ છેઃ (૧) હોળી વિષે નિબંધ, (૨) અમદાવાદનો ઇતિહાસ, (૩) જૈનાચાર્ય શ્રી વીરવિજયજીનું જીવનચરિત્ર.

---

## मणिशंकर गोविंदजी वैद्यशास्त्री

એમનો જન્મ જામનગરમાં ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાં સં. ૧૯૧૫ના શ્રાવણ સુદ બીજના દિવસે થયો હતો. એમના પિતાનું નામ ગોવિંદજી સવજી જોશી અને માતાનું નામ ઝવેરબાઈ હતું.

જામનગરમાં તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો; એ દરમ્યાન એમના મોટા ભાઈ કાલિદાસ ગોવિંદજી તથા વૈદ્યરત્ન ઝંડુ ભટ્ટજીના સહવાસથી પડેલી અસરને લીધે એમણે વૈદકનો વ્યવસાય ગ્રહણ કર્યો અને એક પાઈની પણ મૂડી વિના જીવનની શરુઆત કરવા છતાં બુદ્ધિ અને સ્વાશ્રય વડે જામનગરની જાણીતી 'આતંકનિગ્રહ ઔષધાલય' નામની સંસ્થા જમાવી. પરન્તુ આમ મુખ્ય વ્યવસાય વૈદકનો હોવા છતાં એમના અભ્યાસના પ્રિય વિષયો અધ્યાત્મવિદ્યા અને હિસ્ટરી હતાં અને લેખન પર એમને પ્રીતિ હતી. એમનું ગીતાનું ભાષાંતર લોકપ્રિય છે.

જામનગર, લાલપુર અને લુણાવાડા એમ ત્રણ સ્થળે ત્રણ વખત એમનાં લગ્ન થએલાં અને એ ત્રણ પત્નીનાં નામ અનુક્રમે સુંદરબાઈ, મોતીબાઈ અને ચંચળબાઈ હતાં. એમના ચાર પુત્રોમાં મોટા મોતીલાલ ગ્રેજ્યુએટ થઈ પિતાની હયાતીમાં અવસાન પામ્યા; બીજા શંકરલાલ પણ ગ્રેજ્યુએટ થઈ પિતાના મરણ બાદ ઔષધાલય ચલાવતા તેમ જ એક નાટક કંપની પણ કાઢેલી, પરંતુ તેમનો ૧૯૮૪માં સ્વર્ગવાસ થયો; ત્રીજા પુત્ર ગુલાબરાય ફોટો આર્ટિસ્ટ છે અને ચોથા ત્ર્યંબકલાલ ગ્રેજ્યુએટ છે, જે બંને આજે ઔષધાલય સંભાળે છે.

એમનાં પુસ્તકોની યાદી :

મુક્તા (મૌલિક નવલકથા), રામ અને રાવણ, પાંડવ અને કૌરવ, પાંડવાશ્વમેધ, સંક્ષિપ્ત કાદંબરી, ચિકિત્સાબ્ધિ (વૈદક-મૌલિક), આર્યાનાર્ય-ઔષધ (વૈદક મૌલિક), મણિ મનુસ્મૃતિ (સટીક ભાષાંતર), શ્રીમદ્ ભગવદ્-ગીતા (સટીક ભાષાંતર).

---

## મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)

સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટનો જન્મ સં. ૧૯૨૪ ના કાર્તિક વદ ૮ ના રોજ કાઠિયાવાડમાં લાઠી નજીક આવેલા તેમના વતન ચાવંડ ગામમાં થયેલો. ન્યાતે તેઓ પ્રશ્નોરા નાગર હતા. તેમના પિતાનું નામ રત્નજી મુકુંદજી ભટ્ટ અને માતાનું નામ મોતીબાઈ. તેઓ ચાર ભાઈઓ હતા.

સૌથી મોટા સ્વ. ગૌરીશંકર એક કુશળ વૈદ્ય અને હરિકથાકાર હતા. બીજા સ્વ. માધવજી (પ્રો. હરિલાલ ભટ્ટના પિતા) ગુજરાતી-શિક્ષક હતા. ત્રીજા હરજીવનભાઈ અને ચોથા-સૌથી નાના મણિશંકરભાઈ. તેમને બે બ્હેનો હતી : દયાબ્હેન અને પ્રાણીબ્હેન.

તેમના કુટુંબની સ્થિતિ સાધારણ હતી. મણિશંકરભાઈની બાલ્ય વયમાં જ તેમના પિતા અવસાન પામ્યા હતા. તેમણે પ્રાથમિક કેળવણી માંગરોળમાં, મોરબી તથા રાજકોટમાં અને માધ્યમિક કેળવણી ગોંડળ તથા રાજકોટમાં લીધી હતી. રાજકોટની હાઈસ્કૂલમાં તેમના સહાધ્યાયીઓ સ્વ. પ્રભાશંકર પટ્ટણી અને મહાત્મા મોહનદાસ ગાંધી હતા. ઉંચી કેળવણી તેમણે મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં લીધી હતી. લૉજીક અને મોરલ ફીલોસોફીનો વિષય લઈ ઈ. સ. ૧૮૮૮ની સાલમાં તે બી. એ. માં બીજા વર્ગમાં પાસ થયા હતા. જ્ઞાતિમાં એ પહેલા જ ગ્રેજ્યુએટ હોવાથી તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું. કૉલેજના પ્રિન્સીપાલ વર્ડ્સ્વર્થ તથા ફીલોસોફીના પ્રોફેસર મેકમિલન એ બેઉનો મણિશંકરભાઈ ઉપર પક્ષપાત હતો.

મણિશંકરભાઈનું પ્રથમ લગ્ન તેમની ચૌદ-પદર વર્ષની વયે કુંડલાના વૈદ્ય જટાશંકરની પુત્રી નર્મદાકુંવર સાથે થયુ હતું. એ બાઈ અત્યત સુશીલ અને સ્વરૂપવાન હતાં. સં. ૧૯૪૭ માં ભરયુવાવસ્થામાં તેમનું અવસાન થવાથી મણિશંકરભાઈના હૃદય ઉપર ખૂબ આઘાત થયો હતો. તે સમયની તેમની વિહ્વળતા બેહદ હતી. સ્વ. નર્મદાકુંવરના અવસાનથી થયેલો હૃદયાઘાત તેમની કેટલીક કવિતામાં અનેક સ્વરૂપે ઊતર્યો છે. મણિશંકરભાઈનું બીજી વખતનું લગ્ન જામનગરમાં શંકરલાલ જેઠાભાઈના પુત્રી બાઈ નર્મદા સાથે ખંભાળિયામાં થયુ હતું. તેમનાથી મણિશંકરભાઈને પાંચ સંતાનો-ત્રણ પુત્રો અને બે પુત્રીઓ થયાં હતાં : મુનિકુમાર, જયન્તકુમાર, સ્વ. સૌ. હૃદયલક્ષ્મી, સ્વ. અજીતકુમાર અને સૌ. ડોલરકલી. સૌ. નર્મદા પણ સંવત ૧૯૭૪ માં મૃત્યુ પામ્યાં હતાં.

મણિશંકરભાઈ બી. એ. માં પાસ થયા પછી તુરત ૧૮૮૯ માં સુરતની સરકારી હાઈસ્કૂલમાં આસિસ્ટંટ તરીકે નીમાયા હતા. બીજે વર્ષે ૧૮૯૦ માં તે વડોદરાના કલાભવનમાં સાહિત્યશાસ્ત્રના અધ્યાપક તથા ટ્રૅનિંગ કૉલેજના હેડમાસ્તર નીમાયા હતા. રાજકુમાર જયસિંહરાવના શિક્ષક તરીકે પણ તે કામ કરતા. વડોદરા રાજ્યની નોકરી આઠ વર્ષ કર્યા પછી

તે તેમાંથી છૂટા થયા હતા. "શિક્ષણનો ઇતિહાસ" પુસ્તક તેમણે વડોદરા રાજ્યની નોકરી દરમિયાન લખેલું.

તા. ૧-૧૨-૯૮ થી તે ભાવનગરના કેળવણી ખાતામાં જોડાયા, તે પચીસ વર્ષ સુધી રહ્યા. ભાવનગરમાંના તેમના જીવનકાળમાં અનેક રીતે તેમની કસોટી થાય તેવા બનાવો બન્યા. ભાવનગરમાં આવ્યા પૂર્વે ખ્રિસ્તી ધર્મ તરફ તેમના હૃદયનું આકર્ષણ થયું હતું. ભાવનગરમાં તેમણે એ ધર્મના સાહિત્યનો અભ્યાસ વધાર્યો અને સને ૧૯૦૦ માં તેમણે ખ્રિસ્તી ધર્મ જાહેર રીતે સ્વીકાર્યો. જ્ઞાતિજનો અને સ્નેહી જનો તરફથી તે માટે તેમના ઉપર ધિક્કારનો વરસાદ વરસ્યો. અનેક વર્તમાનપત્રોએ તેમની સામે તરેહવાર આક્ષેપો કર્યા. સ્વભાવ અત્યંત કોમળ હોવાથી તેઓ નિંદા સહન કરી શકયા નહિ અને અંતઃકરણથી જે સત્ય માનતા તેનો સ્વીકાર નિભાવી શકયા નહિ. બાપ્તીઝમ લીધા પછી ભાવનગર રાજ્યની નોકરી પણ તેમણે છોડી દીધી હતી, તે તેમણે ૬ માસ પછી પાછી લીધી અને તે ખ્રિસ્તી ધર્મ છોડી આર્ય થયા, જોકે અંતઃકરણથી તે ખ્રિસ્તી જ રહ્યા હતા. તેમણે વેદ, ગીતા, કુરાન વગેરે ધાર્મિક પુસ્તકો ધ્યાનથી વિચાર્યાં હતા, પરંતુ એ બધાંમાંથી પણ ખ્રિસ્તી ધર્મને અનુકૂળ જણાતી વાતો જ તેમના મગજમાં ચિતરાઈ જતી અને શાશ્વત અસર એ સિવાય બીજા કશાની રહેતી નહિ. ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યા અગાઉ તેમણે સ્વીડનબોર્ગ સંબંધે ઘણું વાંચ્યું હતું, એ વાચનની છાપ એમના મગજ ઉપર હમેશાં રહી હતી. મણિશંકરભાઈના મોટા ભાઈ ગૌરીશંકરે આવાં બધાં પુસ્તકો પોતાની પાસે રાખી લીધાં હતાં અને મણિશંકરભાઈ ને તે પાછાં ન આપવાં એવો નિર્ણય કર્યો હતો. એ પુસ્તકો વિના મણિશંકરભાઈ અસહાય જેવા બની ગયા. તેવામાં મોટા ભાઈ નો પત્ર આવ્યો કે બધાં પુસ્તકો રેલ્વે પાર્સલથી રવાના કરી દીધાં છે, તે જાણતાં મણિશંકરભાઈ ને ઘણો હર્ષ થયો અને પુસ્તકો આવ્યાં. પછી એકેએક પુસ્તક પોતાના હાથે સાફ કરી, એક નવું કબાટ તે જ દિવસે ખરીદી તેમાં ગોઠવતાં ગોઠવતાં તે ખરેખરે રોયા.

મણિશંકરભાઈના વિદ્વાન મિત્રોમાં શ્રી. બળવંતરાય ક. ઠાકોર, સ્વ. કલાપી, કવિ શ્રી નાનાલાલ અને સ્વ., અમૃતલાલ પઢિયાર મુખ્ય હતા. કલાપી સાથેનો એમનો વિશુદ્ધ સ્નેહ માત્ર ચારેક વર્ષ રહ્યો અને કલાપીના અવસાનથી તે પૂરો થયો. કલાપી ઉપર મણિશંકરભાઈના વ્યક્તિત્વની એવી અસાધારણ છાપ પડી હતી કે કલાપીનું હૃદય તેમની પાસે અજબ રીતે ખુલી ગયું હતું.

તેમણે ગદ્યમાં અનેક પુસ્તકો લખેલાં અને પદ્યમાં તેમની વિશિષ્ટતાભરી શૈલી આજે 'કાન્ત શૈલી'ને નામે ઓળખાવા લાગી છે. 'પૂર્વાલાપ'માં તેમનાં બધાં સારાં કાવ્યો સંગ્રહાયાં છે: ભાવનગરનરેશ સંગીતના પ્રેમી હતા અને નવી નવી તર્જો જોડતા, તે માટેની કવિતાઓ તે મણિશંકરભાઈ પાસે રચાવતા; પણ એ રીતે લખાયલી કવિતાઓ કૃત્રિમ હોઈ સાધારણ બનતી. યુરોપીય મહાયુદ્ધ પ્રસંગે ભાવનગર રાજ્ય તરફથી 'બ્રિટિશ અને હિંદી વિક્રમ' નામનું સાપ્તાહિક પત્ર પ્રચારાર્થે પ્રસિદ્ધ કરવામાં આવતું તેના તંત્રી મણિશંકરભાઈને બનાવવામાં આવ્યા હતા.

સને ૧૯૨૩ માં તેમની ભાવનગર રાજ્યની ૨૫ વર્ષની નોકરી પૂરી થતી હતી અને પછી પેન્શન પર નિવૃત્ત થવાનો તેમનો ઇરાદો હતો, પરન્તુ જુન માસમાં તે કાશ્મીરને પ્રવાસે ગયા અને રાવળપીંડી સ્ટેશનની નજીક તા. ૧૬-૬-૧૯૨૩ ને રોજ તેમનો દેહ પડી ગયો.

તેમનું પ્રથમ પુસ્તક 'ગુલબાસનું ફૂલ' સને ૧૮૮૩ માં બહાર પડેલું. ત્યારપછીનાં તેમનાં બધાં પુસ્તકોની યાદી નીચે મુજબ છે: (૧) શિક્ષણનો ઇતિહાસ (૧૮૯૫), (૨) ઇજીપ્ત, (૩) પ્રેસીડન્ટ લીંકન (૧૮૯૭), (૪) એક દેવીનો આત્મવૃત્તાંત (વિલ્હેલ્મ મીસ્ટરમાંથી–૧૮૯૭), (૫) લગ્નસ્નેહ (સ્વીડનબોર્ગ: ૧૮૯૯), (૬) સ્વર્ગ અને નરક (સ્વીડનબોર્ગ: ૧૯૦૦), (૭) 'સિદ્ધાંતસાર'નું અવલોકન, (૮) કલાપીનો કેકારવ (સંપાદન: ૧૯૦૩), (૯) માલા અને મુદ્રિકા (સંપાદન: ૧૯૦૩), (૧૦) હમીરજી ગોહેલ (સંપાદન: ૧૯૦૩), (૧૧) સ્વર્ગીય સિદ્ધાંત (સ્વીડનબોર્ગ), (૧૨) બે નાટકો, (૧૩) એરીસ્ટોટલનું નીતિશાસ્ત્ર, (૧૪) દુઃખી સંસાર, (૧૫) પ્લેટોકૃત ફીડ્રસ, (૧૬) પૂર્વાલાપ.

---

## મધુવચરામ બળવચરામ હોરા

સ્વ. મધુવચરામનો જન્મ વડનગરા નાગર જ્ઞાતિમાં સં. ૧૯૦૪ના શ્રાવણ વદ ૦)) ને દિને થયો હતો. તેમના પિતાનું નામ બળવચરામ નંદવચરામ હોરા અને તેમનાં માતાનું નામ પંચગૌરી હતું. મધુવચરામનું લગ્ન તેમની સાત વર્ષની વયે કરુણાગૌરી સાથે થયું હતું.

મધુવચરામના પિતા તેમના વતન સુરતમાં વકીલાત કરતા. તેમને સાહિત્યનો એટલો શોખ હતો કે તેમણે અનેક પુસ્તકો હાથે લખીને ઘરમાં સંગ્રહ કર્યો હતો.

મધુવચરામે પ્રાથમિક શિક્ષણ ગોપીપુરામાં ભાઈમહેતાની શાળામાં

લીધું હતું. પછી અંગ્રેજી શાળામાં અભ્યાસ કરી સને ૧૮૬૩માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા એમણે પસાર કરી હતી. ૧૮૬૪માં એ બીલીમોરાની અંગ્રેજી સ્કૂલમાં સોળ વરસની નાની વયે હેડમાસ્તર નીમાયા હતા. પછી સુરતની હાઈસ્કૂલમાં તેમની શિક્ષક તરીકે નીમણુક થઈ હતી. ૧૮૬૯માં વકીલની અને ૧૮૭૩માં હાઈકોર્ટ પ્લીડર તથા સબજજની પરીક્ષા પસાર કરી એમણે વકીલાત કરવા માંડી હતી

સને ૧૮૭૫માં એ ધોળકામાં કામચલાઉ સબજજ નીમાયા હતા. ત્યારપછી કપડવણજ, બોરસદ, અંકલેશ્વર, વલસાડ, ભરૂચ વગેરે સ્થળે જઈ આવ્યા બાદ ૧૮૯૦માં એ સુરતમાં સબજજ તરીકે નીમાયા હતા, અને ૧૯૦૩માં નિવૃત્ત થયા ત્યાંસુધી સુરતમાં જ રહ્યા હતા. માત્ર વચ્ચે ત્રણ વરસ ખેડા જવું પડયું હતું. સુરતમાં હતા તે દરમિયાન તેમણે સ્મોલ-કોઝ કોર્ટના જજ તરીકે પણ થોડો વખત કામ કર્યું હતું. ન્યાયખાતામાંની તેમની ૨૮ વર્ષની કારકીર્દીમાં સરકારે તેમની બાહોશીની વખતોવખત કદર કરી હતી. કૉન્ટ્રેક્ટ અને એવીડન્સના એક્ટના તરજૂમામાં રહેલી ભૂલોનું નિવેદન કરવાનું સરકારે તેમને સોંપ્યું હતું. તે નિવેદન એમણે એટલું સરસ કર્યું હતું કે તેની રૂએ એ કાયદાઓનો ફરીથી તરજૂમો કરવામાં આવ્યો હતો. કાઠિયાવાડમાં વકીલોની પરીક્ષા લેવા માટે બે વિદ્વાન મુનસફોની માંગણી થઈ હતી ત્યારે પણ તેમની પસંદગી થઈ હતી.

૧૮૭૭ માં જામનગરના ચીફ જસ્ટીસ તરીકે અને વડોદરા રાજ્યના જ્યુડિશિયલ કમિશનર તરીકે મોટા પગારે તેમની નોકરીની માંગણી થઈ હતી પણ તેમણે તે સ્વીકારી નહોતી. નોકરીની મુદત પૂરી થતાં તે લંબાવવાનો સુરતના જજ મી. હાર્વેએ આગ્રહ કર્યો હતો પણ તેમણે તે માન્ય રાખ્યો નહોતો અને પેન્શન પર નિવૃત્ત થયા હતા.

સ્વભાવે તે પરોપકારી અને દયાળુ હતા. ૧૮૭૭ માં કપડવણજમાં દુકાળ પડ્યો ત્યારે તેમણે પ્રજાનું સંકટ નિવારવા અથાગ શ્રમ લીધો હતો. ૧૮૮૯ માં સુરતની મોટી આગમાં ગરીબોને તથા ખુલ્લી મદદ ન લઈ શકે એવાં આબરૂદાર કુટુંબોને જાહેર તેમજ ખાનગી રીતે નાણાં પહોંચાડવાનો ખૂબ યત્ન કર્યો હતો. ૧૮૯૮ મા સુરતમાં ભરાયલા પ્રદર્શનને તેમણે સફળ બનાવ્યું હતું અને તેની આવકનો બાકી રહેલો મોટો ભાગ પારેખ હુન્નરશાળાને અર્પાવ્યો હતો. તે જ વર્ષે એ થીઓસોફીકલ સોસાયટીમાં જોડાયા ત્યારથી એ મંડળની અનેકવિધ સેવાઓ તેમણે કરી હતી. બાર વરસ સુધી સુરત સનાતન ધર્મસભાના પ્રમુખ તરીકે એમણે કામ કર્યું હતું. યોગસાધના નામના ગુપ્તમંડળના પણ એ પ્રમુખ હતા.

મધુવચરામના જીવન પર બે વ્યક્તિઓની પ્રબળ અસર થઈ હતી. એમના સોળમા વરસે ૧૮૬૪માં એમને કવિ નર્મદનો પરિચય થયો હતો. તે પછી તે વારંવાર નર્મદ તેમજ નવલરામને મળતા. કવિ નર્મદની અસર તેમના પર લગભગ ત્રીસ વરસ સુધી રહી. ૧૮૯૯ માં ૪૬ મે વર્ષે તેમને વિદુષી બેસંટનો સમાગમ થયો, તેની અસર પણ ૩૦ વર્ષ સુધી એટલે મૃત્યુ સુધી રહી. આથી એમનું સાહિત્યજીવન બે અવસ્થામાં વહેંચાઈ જાય છે.

નર્મદની અસર તળેની પૂર્વાવસ્થામાં તેમણે અનેકવિધ સાહિત્ય બહાર પાડ્યું હતું. ૧૮૮૦ માં "રત્નાવલિ" નાટકનું ભાષાંતર કર્યું હતું. "ઇલિયડ"ના ત્રણ સર્ગનો અનુવાદ કરેલો તે પ્રસિદ્ધ થયો નથી. એમનાં મૌલિક પુસ્તકોમાં ૧૮૮૦ માં "નૃસિંહ નાટક" ગદ્યપદ્યાત્મક પાંચ અંકમાં એમણે રચ્યું હતું તે પ્રસિદ્ધ થયું હતું. ૧૮૮૫ માં "આશિરવાદ" નાટક લખ્યું હતું. ૧૮૮૮ મા "સુવાસિકા" નામનું ઇંદ્રવજાના ૩૪૪ શ્લોકોનું કાવ્ય બહાર પાડ્યું હતું. "જ્યુબિલી તરંગિણી" નામનું કાવ્ય પણ એ જ અરસામાં પ્રસિદ્ધ કર્યું હતું મેવાડના વીર ચંદાજીની કથા તે "ચંદાખ્યાન" તેર અધ્યાયમાં દરેક અધ્યાયમાં જુદુ-જુદું વૃત્ત યોજીને લખી હતી, તે હ. હ. ધ્રુવના 'ચંદ'માં છપાવા માંડી હતી. એ કથાના પાછલા ભાગો ખોવાઈ ગયા હતા તે જડી આવતાં તે ૧૯૧૫માં પુસ્તકાકારે બહાર પડી હતી. સાહિત્યપ્રવૃત્તિના જ એક અંગરૂપે થોડું પત્રકારત્વ પણ તેમણે અંગીકાર્યું હતું. "ગુજરાત મિત્ર"ના અધિપતિ તરીકે તેમણે છએક માસ કામ કર્યું હતું. "વિદ્યાવિલાસ" નામનું માસિક પણ તેમણે કાઢ્યું હતું.

એમનાં મૌલિક પુસ્તકોમાં નીચેનાં છપાઈ પ્રસિદ્ધ થયાં છે. "શ્રીકૃષ્ણ-દર્શન" (૧૯૧૩), "શ્રી રામાયણ રસબિંદુ" (૧૯૧૩), "મહેશ્વર મહિમા" (૧૯૧૪), "મનુષ્યજાતિનો ક્રમવિકાસ" (૧૯૧૫). ઉપરાંત તેમણે ભગવદ્ગીતા, ઉત્તરગીતા, સનત્સુનીત, કઠોપનિષદ, અને ઇશાવાસ્યોપનિષદનાં ભાષાંતરો કર્યાં હતાં.

આ સિવાય "હૃદયવિનોદ" (ભાગ ૧-૨-૩), "ધર્મનીતિબોધિની" (ભાગ ૧-૨-૩), "નીતિરત્નમાળા" "જગદમ્બાના ગરબા", "જગદ્ ગુરુનું અભિગમન", "માર્ગપ્રકાશિકા" ( Light on the Path નો અનુવાદ ), વગેરે નાનાં પુસ્તકો એમણે લખ્યાં હતાં. ૧૯૧૫માં સુરતમાં મળેલી સાહિત્યપરિષદના સન્માનકારિણી સભાના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ હતી.

મધુવચરામનું અવસાન તા. ૨૮-૧૨-૧૯૨૪ના રોજ થયું હતું. વૃદ્ધાવસ્થામાં એમના જ્યેષ્ઠપુત્ર ઉદ્ધવદનરાય જે વડોદરામાં ઈંડિયન આસિસ્ટંટ ટુ ધિ રેસિડન્ટ હતા તેમનું ૪૨ વર્ષની વયે અકાળ અવસાન થવાથી તેમના હૃદય પર સખ્ત આઘાત થયો હતો, તેમજ આંખે પણ અપંગ થયા હતા; છતાં ઈશ્વર પર શ્રદ્ધા રાખી એમણે મરણપર્યંત પોતાના વિશાળ કુટુંબની તથા લોકોની સેવા કરી હતી.

સંતતિમાં તેમના બીજા બે પુત્રો શ્રી. દીનસુખરામ અને શ્રી. ધીરસુખરામ (ગીનુભાઈ) અવસ્થાને લઈને સાતાકૂઝમાં નિવૃત્ત જીવન ગાળે છે. એમનાં એક પુત્રી શ્રી. કનુબહેન આજે ૭૦ વર્ષની વયે પણ ધાર્મિક સામાજિક વિષયો પરત્વે જાહેર જીવનમાં રસ લે છે.

---

## મહમદઅલી ભોજાણી (આજિઝ)

૨૫. મહમદઅલી ભોજાણીનો જન્મ ઈ. સ. ૧૯૦૨માં તેમના વતન તળાજા ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ દામજી. તે શિયા ઇસ્નાઅશરી ખોજા કોમના ગૃહસ્થ હતા. પ્રાથમિક કેળવણી તળાજામાં લઈને મુંબઈમાં તેમણે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. ઉર્દૂ, ફારસી, અંગ્રેજી, મરાઠી અને ગુજરાતીનું તેમનું જ્ઞાન સારું હતું.

તેમણે મોટે ભાગે જુદે જુદે સ્થળે શિક્ષક તરીકેનો અને પછી પત્રકાર તરીકેનો વ્યવસાય કર્યો હતો. ગાઝી મુસ્તફા કમાલ પાશા સ્કૂલ, ખોજા ખાનમહમદ હબીબ એ. વી. સ્કૂલ, પંચમનીની હિંદુ તેમજ મુસ્લીમ હાઈસ્કૂલો, એ બધે સ્થળે શિક્ષક તરીકેની નોકરી કરીને "ચૌદમી સદી" માસિક પત્રના કાર્યાલયમાં અને પછી "બે ઘડી મોજ" ના સહતંત્રી તરીકે તેમણે કામ કર્યું હતું. વચ્ચે થોડો સમય "રમતા રામ" ના તંત્રી પણ તે થયા હતા. ૧૯૩૨માં રાંદેર ખાતે મુસ્લીમ ગુજરાત સાહિત્યમંડળના કવિસંમેલનના તે પ્રમુખ હતા. તા ૧૪-૧૦-૩૪ના રોજ મુંબઈમાં તેમનું અવસાન થયું હતું. તેમનાં પત્નીનું નામ શેરબાનુ. તેમની એક પુત્રી હયાત છે.

તેમનાં લખેલાં પુસ્તકોની નામાવલિ: (૧) રજવાડાના રંગ, (૨) માતૃભૂમિ, (૩) પચ્ચીસી, (૪) નરે સુખન (ઉર્દૂ કવિઓનાં કાવ્યો ગુજરાતી અનુવાદ સાથે).

---

# માધવરાવ બાબારાવ દીવેટિયા

અમદાવાદમાં વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં, ઈ. સ. ૧૮૭૮ ના ડિસેમ્બરની ૨૦ મી તારીખે સરદાર ભોળાનાથ સારાભાઈ દિવેટિયાના જ્યેષ્ઠ પુત્ર બાબારાવ ભોળાનાથને ત્યાં એમનો જન્મ થયો. એમનાં માતાનું નામ પ્રસન્નલક્ષ્મી. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદની સરકારી શાળાઓમાં લઈ ગુજરાત કૉલેજમાં પ્રીવિયસ સુધી અભ્યાસ કર્યા બાદ એમણે સરકારી રજિસ્ટ્રેશન ખાતામાં સબરજીસ્ટ્રારની નોકરી લીધી અને જીવનભર એકનિષ્ઠાથી બજાવી.

વાચનનો શોખ અભ્યાસકાળથી જ હોવાથી જીવનઘડતરમાં તેની સારી અસર થઈ અને ગુજરાતીમાં ગોવર્ધનરામ તથા નરસિંહરાવ અને અંગ્રેજીમાં વિક્ટર હ્યુગો આદિ લેખકોએ ખૂબ છાપ પાડી. મૂળથી જ સત્ય-પૂજક અને દયાવૃત્તિવાળા હોઇ શુદ્ધ ધાર્મિક જીવનનો આગ્રહ પહેલેથી જ ધરાવેલો અને તેથી બીજા વાચનની સાથોસાથ ધાર્મિક પુસ્તકો એમના અભ્યાસનો મુખ્ય વિષય બનતાં ગયાં, જેની છાપ એમનાં લખાણોમાં સ્પષ્ટ છે. સ્વામી રામતીર્થ, રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદના તે ખાસ ઉપાસક હતા.

ઈ. સ. ૧૯૦૪માં શ્રીમતી તારામતી જોડે એમનું પ્રથમ લગ્ન થયું; બીજું લગ્ન પેટલાદમાં ૧૯૧૩માં શ્રીમતી સુશીલાબ્હેન જોડે થયું, જેનાથી એમને બે પુત્રો તથા એક પુત્રી છે. બંને પુત્રો ગ્રેજ્યુએટ છે. મોટા રાજકોટ એજન્સીમાં અને નાના અમદાવાદની ટ્યુટોરિયલ હાઈસ્કૂલમાં શિક્ષક છે. ધોળકામાં ઇ. સ. ૧૯૨૧ની ૨૯ મી મેના રોજ એમનું અવસાન થયું.

એમનું પહેલું પુસ્તક 'જ્યોતિપુંજ' નામની નવલકથા ઈ. સ. ૧૯૦૯માં 'ગુજરાતી પંચ'ની ભેટ તરીકે તે બહાર પડી. બીજી નવલકથા 'શ્વેતભાનુ' એ જ પત્રની ભેટ તરીકે ઈ. સ. ૧૯૧૨માં બહાર પડી. ત્યારપછી એમનું લખાણ ધાર્મિક સાહિત્ય તરફ જ વળ્યું. એમના ગ્રંથોની યાદીઃ

જ્યોતિપુંજ ( નવલકથા ) ઈ. સ. ૧૯૦૯.
શ્વેતભાનુ ,, ઈ. સ. ૧૯૧૨.
સ્વામી રામતીર્થ ( ભાગ ૫ ) એમના સદુપદેશ, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની વિવિધ ગ્રંથમાળામાં ( અનુવાદ ) ઈ. સ. ૧૯૧૨.
સહજાનંદ સુબોધિની (સહજાનંદ સ્વામીનું જીવનચરિત્ર તથા વચનામૃત) ઈ. સ. ૧૯૧૬

---

# મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા

સ્વ મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલાનો જન્મ ભરૂચમા તા ૨૩-૯-૧૮૮૭ ના રોજ (સં ૧૯૪૩ ના આસો સુદ ૭) થયો હતો તેમના પિતાનું નામ તુલસીદાસ લાલભાઈ તેલીવાલા ન્યાતે તે વીશા મોઢ અડાલજા હતા તેમનો રૂનો વેપાર મુબઈમા ચાલતો હતો અને ભરૂચ, પાતેજ વગેરે સ્થળે તેમની શાખાપેઢીઓ હતી

શ્રી મૂલચંદ્રે સને ૧૯૦૫ મા મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી અને ત્યારબાદ ઉંચી કેળવણી લેવાને તે મુંબઈની વિલસન કૉલેજમાં દાખલ થયા હતા ૧૯૦૯ મા તે વેદાંતનો વિષય લઈને બી એ માં પાસ થયા હતા ગ્રેજ્યુએટ થયા પછી તે એ પ્રીન્સ્ટન હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા હતા ત્યાંથી તેમની પસંદગી રૂ ૫૦ ની શિષ્યવૃત્તિ સાથે ટ્રેનિંગ કોલેજ માટે થઈ હતી આ તકનો લાભ લઈને તેમણે કાયદાનો અભ્યાસ કર્યો અને ૧૯૧૪ મા તેમણે એલ એલ બી ની પરીક્ષા પસાર કરી

વકીલ તરીકે તેમણે હાઈકોર્ટની સનદ મેળવીને એપેલેટ સાઈડમાં પ્રેક્ટીસ કરી હતી પરતુ એ વ્યવસાય કરતાંય વિશેષ રસનો તેમનો વિષય વૈષ્ણવ ધર્મના ગ્રંથોનું સંશોધન, સંપાદન અને પ્રકાશન એ હતું પુષ્ટિ સંપ્રદાયના તે એક ચુસ્ત વૈષ્ણવ હતા બાલપણથી જ એ ધર્મના સંસ્કાર તેમનામાં પડ્યા હતા વિદ્યાર્થી અવસ્થામા 'પુષ્ટિભક્તિસુધા માસિક માં તે ધર્મવિષયક લેખો લખતા શ્રી મગનલાલ ગણપતરામ શાસ્ત્રીને એ માસિક ચલાવવામા શ્રી તેલીવાલા સારી પેઠે સહાયક બનતા વૈષ્ણવોની સભામા તે 'અણુભાષ્ય' અને 'નિબધ'નું વાચન પણ જરૂર પડે કરતા ૧૯૧૫ નું 'સંત ગોકુલજી ઝાલા વેદાંત પ્રાઈઝ' તેમને "બ્રહ્મસૂત્રોના કર્તાનો મત શકરાચાર્ય કેટલે સુધી સાચી રીતે રજુ કરે છે" એ વિષે અંગ્રેજીમા વિદ્વત્તાપૂર્ણ નિબધ લખવા માટે મળ્યુ હતું

શ્રી તેલીવાલાની સાહિત્યસેવા મુખ્યત્વે પુષ્ટિ સંપ્રદાયનાં દુષ્પ્રાપ્ય પુસ્તકોની પ્રાચીન હસ્તલિખિત પ્રતો મેળવી સંશોધી, પાઠાતરનો નિર્ણય કરી, તેને શુદ્ધ રીતે પ્રકાશિત કરવામા તથા તેનાં ટીકા-ટીપ્પણી વગેરે દ્વારા વૈષ્ણવોમા ધર્મબોધનો પ્રચાર કરવામાં સમાયલી છે

એ રીતે સેવાફલ, નિરોધલક્ષણ, સંન્યાસનિર્ણય, જલભેદ પચપદ્યાનિ, ભક્તિવર્ધિની, તૈત્તિરીયોપનિષદ્ ભાષ્ય, સિદ્ધાંતરહસ્ય પુષ્ટિપ્રવાહમર્યાદા ભેદ, સિદ્ધાંતમુક્તાવલી, પત્રાવલમ્બન એ વગેરે પ્રકરણગ્રંથો મૂળ સંસ્કૃત

ટીકા ટિપ્પણ સાથે છપાવ્યા બાદ, શ્રી વલ્લભાચાર્યની ભાગવત ઉપરની સુબોધિની ટીકાના દશમ સ્કન્ધના ભાગો છેલ્લેથી શરુ કરી સંસ્કૃત ટિપ્પણો સહિત છપાવવા માંડ્યા હતા એ ઉત્તરાર્ધના અધ્યાયો છપાયા હતા, તે દરમિયાન દશમ સ્કધ-સુબોધિની ઉપરની શ્રી વિઠ્ઠલનાથજીની ટિપ્પણી એમના જ હસ્તાક્ષરની જૂની હાથપ્રત ઉપરથી મેળવી છપાવી હતી. પણ એમના જીવનનું મહત્ત્વનું કાર્ય તે માત્ર વૈષ્ણવ સંપ્રદાયને જ ઉપયોગી થાય એટલેથી ન અટકતાં વેદાંતના અભ્યાસીઓને પણ સર્વત્ર ઉપયોગી થાય તે, વલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર ગો. શ્રી પુરુષોત્તમજીનો પ્રકાશ અને તે ઉપર છેલ્લા સૈકામાં લખાયેલી નાથદ્વારાના ગો. શ્રી ગોપેશ્વરજીની રશ્મિ નામક ટીકાના સંપાદનનું જટિલ કાર્ય આરંભ્યુ તે હતુ. તેમના જીવનકાળમાં છેલ્લા અધ્યાયથી થોડા ભાગો બહાર પડ્યા પછી છેક આ વર્ષે તેમના મિત્ર અને સહકાર્યકર્તા શ્રી. ધીરજલાલ સાંકળિયાએ એ કાર્ય ૧૫ ભાગમા પ્રસિદ્ધ કર્યું છે. વેદાતની બધી શાખાઓના તુલનાત્મક જ્ઞાનનો આ અત્યત મહત્ત્વનો ગ્રથ ગ્રથકર્તાની હાથની નકલની મદદથી સંપાદિત થયો છે. આ ગ્રથ સમજવાને ઉપયોગી શ્રી. પુરુષોત્તમજીની "વેદાતાધિકરણ માળા," શંગાર રસમંડન, રસાબ્ધિ કાવ્ય વગેરે બીજા પણ મહત્ત્વના ગ્રથો તેમણે સંપાદિત કર્યા છે. એમણે "વેણુનાદ" નામનું સાંપ્રદાયિક માસિક પણ બે વર્ષ ચલાવ્યુ હતુ. વૈષ્ણવ પરિષદના તેઓ એક કાર્યકર હતા. એમના મૃત્યુ પછી તેની પ્રવૃત્તિ બધ જેવી જ થઈ ગઈ છે.

એ સપ્રદાયમા તેમની આ સેવાનું મૂલ્ય ઘણુ ઉંચુ અંકાયુ હતુ અને તે કાર્યમા તેમને પ્રેમભાવથી સહાય કરનારાઓ સહેજે મળી આવતા હતા. કેટલાક પુસ્તકોની હસ્તપ્રતો મેળવવાને તેમણે અનેક સ્થળોએ પ્રવાસ કરીને વૈષ્ણવ ગ્રથભડારો તથા ઈતર પ્રાચીન ગ્રથોના જાહેર તથા ખાનગી સંગ્રહો ઢૂંઢી કાઢ્યા હતા. વૈષ્ણવ સપ્રદાય માટે જ એક ખાસ સાહિત્ય-સશોધન સંસ્થાની કેટલી અગત્ય છે તેની પ્રતીતિ વૈષ્ણવધર્મ પરિષદને શ્રી. તેલીવાલાના પ્રયત્નોના ફળો જોયા પછી ઉપજી હતી. તેમનુ અવસાન ૨૬-૬-૧૯૨૭ના રોજ મુબઈમા થયુ હતુ.

શ્રી. તેલીવાલાનુ પ્રથમ લગ્ન સને ૧૯૧૧-૧૨ મા ઉજ્જનમા અને બીજુ લગ્ન ૧૯૨૦ મા દશા મોઢ જ્ઞાતિમા સુરતમા થયુ હતું. તેમના બીજાં પત્ની કાન્તા મૂલચદ તેલીવાલા વિદ્યમાન છે તેમના બે પુત્રોના નાગો શ્રી. ચંદ્રગોવિંદ બી. એ. એલ. એલ બી. થયા છે, બીજા પુત્ર શ્રી. વ્રજેન્દ્ર સાયન્સ કૉલેજમા અભ્યાસ કરે છે.

---

# રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા

સંસ્કૃત સાહિત્યનાં વિરલ રત્નોને, ઘરોઘરની સ્ત્રીઓ તથા ઊગતી પ્રજા પણ તેનો ઉપભોગ કરી શકે તેવી સાદી સરળ ને સુંદર ગુજરાતીમાં ઉતારવાના કોડ ધરીને એ દિશામાં હજુ બેએક પુસ્તકનું પગરણ કરે છે ત્યાં એ કોડ મનમાં જ શમાવીને ૩૪ વર્ષનું ટૂંકું આયુષ્ય ભોગવી કાળનો કોળિયો થઈ જનાર આ આશાસ્પદ લેખકનો જન્મ નડિયાદમાં વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં સંવત ૧૯૪૯ ના આસો સુદી ત્રીજને દિવસે થયો હતો. એમના પિતાનું નામ ઉદ્યમરામ ગુલાબરામ પંડ્યા અને માતાનું નામ અમૃતલક્ષ્મી. પ્રાથમિક અને માધ્યમિક કેળવણી નડિયાદમા જ લઈ તેમણે અમદાવાદની ગુજરાત કૉલેજમા બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો.

શરૂઆતમા અમદાવાદમા સરકારી શાળામા શિક્ષક તરીકે કામ કર્યા બાદ તેઓ મુંબઈ એલ્ફિન્સ્ટન સ્કૂલમા બદલાયા હતા; પણ ત્યાનુ પાણી લાગવાથી એ નોકરી છોડી વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓના ઇન્સ્પેક્ટરની નોકરી લીધી હતી, જ્યા જીવનના અંતકાળ સુધી તેઓ હતા. ત્યા થોડો વખત ચીમનાબાઈ બાળસરક્ષણ સંસ્થાના મત્રી તરીકે પણ કામ કરેલું.

વિદ્યાવ્યાસંગ ઊગતી વયથી જ હતો અને સંસ્કૃત તથા ગુજરાતી એમના પ્રિય વિષયો હતા. સ્વામિનારાયણ સંપ્રદાયની ધાર્મિક ભાવનાની પ્રબળ અસરથી રંગાએલા એમના જીવન પર ગીતા અને 'સરસ્વતીચન્દ્ર' એ બે ગ્રંથોની મુખ્ય છાપ પડી હતી. તે ઉપરાત પ્રાચીન કવિઓની કૃતિઓનો રસાસ્વાદ પણ બહુ પ્રિય હતો. ગુજરાતનાં મોટા ભાગના માસિકોમા લેખોથી શરુ કરેલું લેખનકાર્ય ગ્રંથલેખનમા પરિણમ્યુ અને 'સમાલોચક'મા કટકે કટકે આવતુ 'રત્નાવલી' નાટકનુ વખણાએલું ભાષાતર ઈ. સ. ૧૯૨૧મા પુસ્તકરૂપે પ્રકટ થયુ એ એમનું પહેલુ પ્રકાશન. ત્યારપછી એમણે મહાભારત અને રામાયણને સરળ ભાષામા ટુકાવીને લખ્યા અને તેના ખાસ શાળોપયોગી રૂપો પણ બહાર પાડયા. એ ઉપરાત 'ઉત્તરરામ ચરિત' અને 'ચર્ચાત્મક મહાભારત' તૈયાર કર્યા; એવામા સં. ૧૯૮૪ના માગશર સુદ ૬ તા. ૩૦મી નવેમ્બર ૧૯૨૭ના રોજ વડોદરામા ટાઇફોઈડથી એમનુ અચાનક અવસાન થયુ; અને પુરાણોના સમૂહમાથી સુવર્ણ તારવવાના, ટૉડના રાજસ્થાનમાથી હીરા વીણવાના, ઉત્તરરામને સરળ ભવ્યતાથી લોકભોગ્ય કરવાના એમના મનોરથો મનમા જ રહી ગયા. એમના જીવનવિષયક માહિતી એ અરસાના 'શારદા' 'સ્ત્રીબોધ' વગેરે માસિકોમા

અને 'બાલમિત્ર'ના ૧૯૨૮ના જાન્યુઆરી અંકમાં ડૉ. રમણલાલ ક. યાજ્ઞિકે લખેલા લેખમાં વીગતે પ્રકટ થઈ છે.

તેમનું લગ્ન સં. ૧૯૬૯માં નડિયાદમાં શ્રી કૃષ્ણશંકર હીરાશંકર પંડયાનાં પુત્રી શ્રી ચિત્સુખવિદ્યા જોડે થએલું. એમને ત્રણ સંતાનો છે: એક પુત્ર અને બે પુત્રીઓ. સૌથી મોટી પુત્રી મંદાકિની અને સૌથી નાની પુનિતા. વચેટ બાળક પુત્ર મકરંદ હાલ ઈન્ટરમાં અભ્યાસ કરે છે.

પ્રાચીન ભાવનાઓના પાયા પર નવાં તત્ત્વો ઝીલેલું ઉન્નત જીવન રચવાના અભિલાષીવાળા એ યુવાન સ્વભાવે સત્યપ્રિય અને તેજ હોવાથી અન્યાયની સામે થતાં ડરતા નહિ અને ઘણી વાર કડવું બોલી નાંખતા. પણ એમનું નિખાલસ અંતઃકરણ કોમળ અને ભાવનાશીલ હતું અને જે ધગશથી સાહિત્યસેવા કરી એ જ ઉત્સાહથી એમણે નડિયાદમાં જ્ઞાતિસેવા પણ કરી હતી.

એમના ગ્રંથોની યાદી નીચે મુજબ:

રત્નાવલી ( હર્ષના નાટકનું ભાષાંતર ) (૧૯૨૧), વિજયધ્વજ ( જેમ્સ એલન કૃત 'લાઈફ્ ટ્રાયમ્ફન્ટ' ઉપરથી સુધારાવધારા સાથે ) ( ૧૯૨૧ ), સંક્ષિપ્ત મહાભારત ( ૧૯૨૫ ), સંક્ષિપ્ત રામાયણ ( ૧૯૨૮ ), શાળોપયોગી લઘુ મહાભારત ( ૧૯૨૬ ), શાળોપયોગી લઘુ રામાયણ ( ૧૯૨૭ ), નાણુ ( સયાજી સાહિત્યમાળા ) (૧૯૨૬ ).

---

## દિવાન રણછોડજી અમરજી

દિવાન રણછોડજી અમરજી જૂનાગઢના ઇતિહાસપ્રસિદ્ધ દિવાન અમરજી કુંવરજીના પુત્ર હતા. તેમની મૂળ અટક નાણાવટી હતી, અને ન્યાતે વડનગરા નાગર હતા. સં. ૧૮૨૪ના આસો સુદ ૧૦ને રોજ કાઠિયાવાડમા માગરોળ ખાતે તેમનો જન્મ થયો હતો. તેમના માતુશ્રીનું નામ ખુશાલબાઈ હતુ અને પત્નીનુ નામ ચોથીબાઈ હતું. તેમને બે પુત્રીઓ હતી. (૧) રૂપકુવર જે સંતાનરહિત હતા અને (૨) સુરજકુંવર જેમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ હતા. તેમના વશજો આજે જૂનાગઢમાં વસે છે. મૂળે દિવાન રણછોડજી માગરોળના વતની હતા પરન્તુ પાછળથી જૂનાગઢમા આવીને વસ્યા હતા અને જૂનાગઢ રાજ્યના એક મુત્સદ્દી તેમજ લશ્કરી અમલદાર તરીકે તેમણે કામ કર્યું હતું. તેમનું અવસાન ૭૩ વર્ષની વયે જૂનાગઢમા થયું હતું.

દિવાન રણછોડજી ગુજરાતી, ફારસી અને વ્રજ ભાષાનું સરસ જ્ઞાન ધરાવતા હતા અને થોડું સંસ્કૃત પણ જાણતા હતા. વ્રજ ભાષામાં તેમણે "શિવરહસ્ય"નામે સુંદર ગ્રંથ લખ્યો હતો, અને ફારસી ભાષામાં "તવારીખે સોરઠ" નામનો ઇતિહાસનો ગ્રંથ લખ્યો હતો જેનું અંગ્રેજી ભાષાંતર ડૉ. જેમ્સ બરજેસે કરી પ્રસિદ્ધ કર્યું હતું અને તેનું ગુજરાતી ભાષાંતર "સોરઠી તવારીખ" એ નામથી ઈ. સ. ૧૮૯૧માં શ્રી જાદવરાય લીલાધરદાસે વઢવાણકેમ્પમાં પોતાના છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું હતું. "શિવરહસ્ય"નો એક ભાગ જે વ્રજ ભાષામાં કવિતાબદ્ધ છે તે પણ શ્રી. જાદવરાય લીલાધરદાસે ઈ. સ. ૧૮૯૧માં પ્રસિદ્ધ કર્યો હતો. તેનો બીજો ભાગ છપાઈ પ્રસિદ્ધ થયો નથી. આખા શિવરહસ્યની એક હસ્તલિખિત પ્રત દિવાનજીએ સ્થાપેલા જૂનાગઢના 'બુઢેશ્વર'ના મંદિરમાં છે. એક ત્રીજો "શિવમાહાત્મ્ય રત્નાકર" નામનો ગ્રંથ સ્વ. દિવાન લક્ષ્મીશંકર શંભુપ્રસાદની વિધવા બાઈ જમનાકુંવરે જૂનાગઢના સરકારી છાપખાનામાં છપાવી ઈ. સ. ૧૮૯૨માં પ્રસિદ્ધ કર્યો હતો. તે ઉપરાંત તેમનાં પ્રસિદ્ધ થએલાં બીજાં નાનાં મોટાં પુસ્તકો નીચે મુજબ છે, જેમાંના કેટલાક 'શિવરહસ્ય'માં તથા 'શિવમાહાત્મ્ય રત્નાકર'માં પણ સમાવિષ્ટ થાય છે.

(૧) ચંડીપાઠના ગરબા–ગુજરાતી. (૨) શિવરાત્રીમાહાત્મ્ય (વ્રજભાષા), (૩) સૂતકનિર્ણય (ગુ. ગદ્ય), (૪) શંખચૂડ આખ્યાન (વ્ર.) (૫) દક્ષ યજ્ઞભંગ (વ્ર.) (૬) કાળખંજ આખ્યાન (વ્ર.), (૭) ઈશ્વરવિવાહ (ગુ. વ્ર.) (૮) જાલંધર આખ્યાન (વ્ર.), (૯) અંધકાસુર આખ્યાન (વ્ર.), (૧૦) ભસ્માંગદ આખ્યાન (વ્ર.), (૧૧) સોમવાર માહાત્મ્ય (ગુ), (૧૨) બુઢેશ્વર બાવની (વ્ર.), (૧૩) બ્રાહ્મણની ચોરાસી ન્યાત (વ્ર.), (૧૪) ત્રિપુરાસુર આખ્યાન (વ્ર.), (૧૫) મોહિની છળ (વ્ર.), (૧૬) કામદહન આખ્યાન (વ્ર.).

તેમના અપ્રસિદ્ધ ગ્રંથો નીચે મુજબ છે:

(૧) દ્રવ્યશુદ્ધિ, (૨) શ્રાદ્ધનિર્ણય, (૩) કુવલયાનંદ (વ્ર.), (૪) વિહારી સતસઈ (ફારસી, સંસ્કૃત, વ્રજ મિશ્રિત), (૫) ઉત્સવમાલિકા (વ્ર. ગુ.) (૬) નાગરવિવાહ, (૭) શિવસાગર કીર્તન, (૮) વિશ્વનાથ ઉપરના કાગળ (વ્ર. ગુ.) (૯) રૂકાતે ગુનાગુન, (૧૦) ભક્તમાળ (વ્ર.).

---

## રૂપશંકર ઉદયશંકર ઓઝા (સંચિત્)

સ્વ. રૂપશંકર ઉદયશંકર ઓઝાનો જન્મ સં. ૧૯૨૨ના શ્રાવણ સુદ ૭ ને રોજ કાઠિયાવાડના વસાવડ ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ

ઉદયશંકર જીવણલાલ ઓઝા અને માતુશ્રીનું નામ ગિરિજાબા હતું. તે ગોંડળના વતની વડનગરા નાગર હતા. તેમના પિતા દરબારી પોલીસ ખાતામાં નોકર હતા, તે નોકરી જુવાનીમાં જ છોડીને સાધુ-સંન્યાસીઓના સંગમાં તીર્થસ્થળોમાં તે ફરતા હતા, અને ગૃહસ્થધર્મમાંથી નિવૃત્ત થતાં કુટુંબનિર્વાહની જવાબદારી રૂપશંકરભાઈ ઉપર પંદર વર્ષની નાની વયમાં જ પડી હતી.

તેમણે અંગ્રેજી ચાર ધોરણ સુધી જ અભ્યાસ કર્યો હતો, પરંતુ પાછળથી તેમણે અંગ્રેજી અભ્યાસ ખૂબ કર્યો હતો અને તેને પરિણામે અંગ્રેજીમાં તે છૂટથી વાતચીત કે ચર્ચા કરી શકતા અને સાહિત્યનાં અંગ્રેજી પુસ્તકો વાંચીને સમજી શકતા. ગોંડળમાં અભ્યાસ કરવાની સાથે એકાદ વર્ષ તેમણે ત્યાંની ખેતી અને એન્જીનિયરિંગની શાળામાં એકાદ વર્ષ અભ્યાસ કર્યો હતો જે પાછળથી તેમને જીવનમાં બહુ ઉપયોગી નીવડ્યો હતો.

સોળ વર્ષની વયે તે જૂનાગઢના દરબારી છાપાખાનામાં ૧૫ કોરી એટલે પોણાચાર રૂપિયાના માસિક પગારથી નોકરીમાં જોડાયા હતા. એ સમયે તેમણે 'મહોબતવિરહ' નામનું એક કાવ્ય લખ્યું અને છપાવ્યું, તેથી જૂનાગઢના વજીરનું ધ્યાન તેમના તરફ ખેંચાયું અને તે કૃપાને પરિણામે તેમનો પગાર વધીને ૧૦ રૂપિયાનો થયો. આ ઉત્તેજનથી તેમણે 'સુમતિપ્રકાશ' નામનું એક મંડળ સ્થાપ્યું જેમાં ધર્મ-નીતિના વિષયોની ચર્ચા થતી. તે ઉપરાંત તેમણે 'જ્ઞાનદીપક' નામનું એક માસિક પત્ર પણ શરૂ કર્યું. એ જ અરસામાં તેમણે 'રાણકદેવી રા'ખેંગાર'નું નાટક (સને ૧૮૮૪) લખ્યું અને કેટલાક મિત્રોની મદદથી ભજવ્યું. આથી સગાંઓ અને ન્યાતીલાઓમાં કોલાહલ જાગ્યો કે નાગરનો છોકરો નાટકમાં વેશ ભજવે? પાછળથી તેમણે એ નાટક દ્વારકાની એક નાટક કંપનીને આપી દીધું.

શ્રી. ગિરધરલાલ માધવરાયે જુવાન રૂપશંકરની શક્તિઓ નિરખીને તેમને કાઠી રજવાડાઓ તરફ ખેંચ્યા. હડાળાના દરબાર શ્રી વાજસુરવાળા અને લાઠીના ઠાકોર શ્રી સુરસિંહજી (કલાપી)ની સાથે હિંદની મુસાફરીએ તે ગયા અને એ ગાઢ પરિચયે તેમને એ બેઉ રાજવીઓના મિત્ર બનાવ્યા. સુરસિંહજી લાઠીની ગાદીએ બેઠા પછી રૂપશંકરભાઈ લાઠીમાં રહેતા. 'કલાપીના સાહિત્ય દરબાર'ના તે ગંધાવક બન્યા. સાહિત્યસંબંધ સિવાય લાઠીમાં નોકરી કરવાની તેમની ઈચ્છા નહોતી, છતાં સંયોગવશાત્ એમને

## વલ્લભદાસ પોપટભાઈ શેઠ

૨૫. વલ્લભદાસ પોપટભાઈ શેઠનો જન્મ તેમના વતન મહુવા (કાઠિયાવાડ)માં સં. ૧૯૧૫માં થયો હતો. તેમના પિતાનું નામ પોપટભાઈ મૂળજીભાઈ શેઠ અને માતાનું નામ પ્રેમબાઈ હતું. ન્યાતે તે દશાશ્રીમાળી વણિક હતા. મહુવામાં ગુજરાતી સાત ધોરણ તથા અંગ્રેજી ચાર ધોરણ સુધી તેમણે અભ્યાસ કર્યો હતો. વ્યવસાયની શરૂઆત તેમણે વ્યાપારથી કરેલી, પછી થોડો વખત વકીલાતનો વ્યવસાય લીધેલો અને ઉત્તરાવસ્થામાં ભાવનગર રાજ્યના વસુલાતી ખાતામાં નોકરી સ્વીકારી ડેપ્યુટી વહીવટદારના હોદ્દા સુધી તે પહોંચ્યા હતા. કાવ્ય તથા તત્ત્વજ્ઞાનનો તેમને ખૂબ રસ હતો. તુલસીકૃત રામાયણ એ તેમનું પ્રિય પુસ્તક હતું. સં. ૧૯૭૭માં મહુવામાં તેમનું અવસાન થયું હતું. તેમણે લખેલાં પુસ્તકોમાંનાં મુખ્ય આટલાં છે: (૧) સુબોધચિંતામણિ, (૨) દૃષ્ટાંતચિંતામણિ, (૩) સૌરાષ્ટ્રચિંતામણિ, (૪) માહેશ્વરવિરહ. તે ઉપરાંત તત્ત્વજ્ઞાન તથા કાવ્યનાં થોડાં અપ્રકટ પુસ્તકો તેમના પુત્ર શ્રી. રમણિકલાલ વલ્લભદાસ શેઠ પાસે છે.

પ્રથમ પત્ની માનકુંવરથી તેમને એક પુત્ર અને બીજાં પત્ની મણિબહેનથી ત્રણ પુત્ર તથા સાત પુત્રીઓ થયેલાં જેમાંના બે પુત્રો અને પાંચ પુત્રીઓ વિદ્યમાન છે.

---

## વાઘજી આશારામ ઓઝા

૨૯. વાઘજી આશારામ ઓઝાનો જન્મ સં. ૧૯૦૬ માં મોરબીમાં સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. એમના પિતાનું નામ આશારામ જાદવજી ઓઝા તથા માતાનું નામ અંબાબાઈ હતું.

તેમના મોટા ભાઈ ઈશ્વરભાઈ હતા તે ગોંડળ સ્ટેટમાં નોકરી કરતા હતા અને સંવત ૧૯૪૪માં ગુજરી ગયા હતા. નાના ભાઈ મૂળજીભાઈ જે વાઘજીભાઈની પછી 'મોરબી આર્ય સુબોધ નાટક મંડળી' ચલાવતા હતા તે સં. ૧૯૭૭માં ગુજરી ગયા હતા. એ સિવાય તેમને બે બહેનો હતી. તેમના પિતા ધોરાજીમાં નોકરી કરતા હતા, ત્યાં તેમની પ્રાથમિક કેળવણી શરૂ થઈ હતી. તેમની ૧૨ વર્ષની વય થતાં તેમના પિતાજી ગુજરી ગયા હતા. પછી તેમણે મોટા ભાઈ પાસે રહી અભ્યાસ આગળ વધાર્યો હતો. ગોંડળ દરબાર તરફથી તેમને સ્કોલરશીપ મળતી. અંગ્રેજી ચાર ધોરણ ગોંડળમાં ભણી તે વધુ અભ્યાસ માટે રાજકોટની હાઈસ્કૂલમાં દાખલ થયા

હતા અને ત્યાં રહી મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. કુટુંબની ગરીબ સ્થિતિને કારણે તે કૉલેજનો અભ્યાસ કરી શક્યા નહિ અને મોરબીની અંગ્રેજી શાળામાં શિક્ષક તરીકે જોડાયા. તંદુરસ્તી સારી નહિ રહેવાથી તે નોકરી તેમણે છોડી અને દસ વર્ષની નોકરીને હિસાબે પેન્શન મેળવ્યું.

વાઘજીભાઈની શુદ્ધ રહેણી-કરણીથી આકર્ષાઈને મોરબીના મર્હુમ ઠાકોર સર વાઘજીએ તેમને કેમુભાના શિક્ષક તરીકે નીમ્યા. બે વર્ષ પછી નાટક મંડળીના કામને અંગે તેમણે એ નોકરી છોડી અને પોતાની જગ્યાએ મોટા ભાઈના પુત્ર મહાદેવભાઈની ગોઠવણ કરાવી.

વાઘજીભાઈએ પોતાના નાના ભાઈ મૂળજી આશારામ ઓઝા, હરિશંકર માધવજી ભટ્ટ, જટાશંકર શિવશંકર પંડ્યા, ગોવિંદજી પ્રાણજીવન ભટ્ટ, કલ્યાણજી બેચર રાવળ અને ધનેશ્વર વિશ્વનાથ રાવળની સાથે રહી ભાગીદારીમાં સંવત ૧૯૩૫ ના અરસામાં "મોરબી આર્ય સુબોધ નાટક મંડળી" સ્થાપી હતી. મોરબીમાં શેઠની વખારમાં નાટક ભજવવાનું શરુ કર્યું અને પ્રજા તરફથી પ્રોત્સાહન મળતું ગયું. તે સમયે તરગાળા ભવાઈ રમતા અને રામલીલા થતી, પણ આ નાટકો બીભત્સતાથી દૂર રહીને પ્રજાને ઉપદેશ આપતા, તેથી લોકોને તેમાં રસ પડવા લાગ્યો. વાઘજીભાઈના બાળમિત્ર શેઠ વનેચંદ પોપટભાઈએ તેમને આર્થિક મદદ કરી અને પછી કંપની કાઠિયાવાડનાં મોટાં શહેરોમાં જઈ ખેલો ભજવવા લાગી. નાટકો ઉપદેશાત્મક હોવાને કારણે તેને સારો આવકાર મળ્યો. વાઘજીભાઈએ 'સીતા-સ્વયંવર,' 'ઓખાહરણ', 'કેસરી પરમાર' નાટકો રચી આપ્યાં અને તેમની દેખરેખ નીચે તે ભજવાયાં. ભાગીદારો ઉમંગી હતા નાટકો રચાયા પછી પાત્રોની પસંદગી થતી અને તેને અનુરૂપ જ કામ સોંપાતું. આથી કંપનીએ થોડા સમયમાં સારી કીર્તિ સંપાદન કરી. નાટકનો ધંધો મોરબી આર્ય સુબોધ નાટક મંડળીનાં નાટકોને કારણે ઉપદેશકનો પવિત્ર ધંધો લેખાવા લાગ્યો. કંપનીના બધા ભાગીદારો શ્રીમન્ નૃસિંહાચાર્યજીના શિષ્યો હતા અને સારા આચારવિચારવાળા હતા તેની છાપ પણ પ્રજા ઉપર પડતી.

વાઘજીભાઈએ નાનપણમાં વાઘજીકૃત 'ઇશ્વરમહિમા' નામનું એક પુસ્તક કવિતામાં લખ્યું હતું. તે ઉપરાંત તેમણે નીચે જણાવેલાં નાટકો નાટક મંડળી માટે લખી આપ્યાં હતાં. તે બધાં ભજવાયાં હતાં તથા તેમાંનાં કેટલાંક પૂરેપૂરાં પ્રસિદ્ધ થયાં હતાં.

(૧) સીતાસ્વયંવર (સં. ૧૯૩૪), (૨) દ્રૌપદીસ્વયંવર, (૩) રાવણ-વધ, (૪) ઓખાહરણ (સં. ૧૯૩૬), (૫) ચિત્રસેન ગંધર્વ, (૬) પૃથુરાજ

ડેપ્યુટી કારભારી અને મુખ્ય કારભારી તરીકે કામ કરવું પડતું હતું. રજવાડી ખટપટને લીધે તેમને લાઠી છોડી હડાળામાં વસવું પડ્યું હતું છતાં કલાપી અને સંચિતનો સંબંધ એકસરખો ગાઢ રહ્યો હતો. કલાપીએ જ હડાળે જઈને સંચિત પાસે હડાળાનું મજ્જુરેશ્વરનું શિવાલય સ્થાપ કરાવ્યું હતું.

કલાપીના અવસાન પછી સંચિતે કલાપીના સાહિત્યને પ્રકાશિત કરવાનો પ્રારંભ કર્યો હતો. તેમણે પહેલાં 'કલાપીના સંવાદો' પ્રસિદ્ધ કર્યાં. પછી 'કેકારવ'ના સંપાદનમાં કાન્તને સારી પેઠે મદદ કરી. 'કલાપીનું સાક્ષરજીવન' લખીને તેમણે પ્રસિદ્ધ કર્યું. 'કલાપી ગ્રંથાવલિ'ની એક વિસ્તૃત યોજના તેમણે ઘડી હતી, અને તે માટે મુંબઈમાં કાર્યાલય પણ ખોલ્યું હતું, પણ તે યોજના થોડાં પ્રકાશનો બાદ અધૂરી રહી. કલાપીના જીવનસંબંધી તેમનું છેલ્લું લખાણ 'કલાપીની પત્રધારા'નો ઉપોદ્‌ઘાત હતો.

હડાળાના નિવાસ દરમિયાન તે ખેતી, અભ્યાસ અને થિઓસોફીનાં પુસ્તકોના વાચન પાછળ દત્તચિત્ત રહેતા. દસેક વર્ષ તેમણે ત્યાં શાંતિમાં ગાળ્યાં. પછી દરબાર વાજસુરવાળા પોરબંદર ગયા એટલે તેમની સાથે સંચિત્ પણ ત્યાં ગયા. પોરબંદરની સીમેંટ કંપનીના અસ્તિત્વમાં તેમનો અગ્રગણ્ય હિસ્સો હતો. દુષ્કાલનિવારણના કાર્યને અંગે તે મુંબઈ ગયા હતા, એવામાં પોરબંદરનો રાજ્યકાર્યભાર બદલાયો એટલે તેમણે કુટુંબને ભાવનગર રાખી પોતે મુંબઈમાં રહેણાક કરી, ત્યાં વેપારમાં પડ્યા અને વેપાર ઠીક ચાલતો હતો, પરન્તુ મોરબીના યુવરાજ પાલીતાણા રહેતા હતા તેમની તબિયત નાદુરસ્ત હોવાથી, તેમણે રૂપશંકરને પોતાની પાસે બોલાવી રાખ્યા એટલે પાછળ મુંબઈનો વેપાર જેમને સોંપ્યો હતો તેમણે ખરાબી કરી નાખી. સચિત્ નિર્ધન થઇ ગયા પણ તે હિંમત હાર્યા નહિ. ખેતીનાં ઓજારો ઉદ્દીનાં લઇને તેનો પ્રચાર કરવાનું કાર્ય તેમણે કાઠિયાવાડમાં શરુ કર્યું. ખેતીનાં સુધારેલાં ઓજારો વેચવાં અને ફેલાવવાં, તે સાથે ટયુબવેલો તથા બોરિંગ કરવાનું કામ તેમણે ઉપાડ્યું અને તેમાં તેમને સારી સફળતા મળી, તે પૈસેટકે સુખી થયા. સને ૧૯૨૫ માં ત્યાંના મહારાજાની અંગત મમતાના આકર્ષણથી તે મોરબી જઇને રહ્યા. તા. ૧૩–૨–૧૯૩૨ ને રોજ તે મોરબીમાં જ અવસાન પામ્યા.

સંચિત્‌નું લગ્ન મહુવામાં થયું હતું. તેમનાં પત્નીનું નામ હરિઇચ્છા. તેમનાથી તેમને ચાર પુત્રો અને ચાર પુત્રીઓ થયાં હતાં. પુત્રો શ્રી. મન-

હરરામ, શ્રી. ચંદ્રકાન્ત, શ્રી. સૂર્યકાન્ત અને શ્રી. ધીમંતરામ એ બધા ગ્રેજ્યુએટ છે અને જુદે જુદે સ્થળે ધંધો નોકરી કરે છે. મૃત્યુસમયે સંચિત્ પુત્ર–પૌત્રાદિનો ચાળાસેક માણસોનો પરિવાર મૂકી ગયા હતા.

તેમણે વર્તમાનપત્રોમાં જુદા જુદા વિષયો પર અનેક લેખો લખેલા પરન્તુ તેનો કોઈ સંગ્રહ બહાર પડ્યો નથી. તેમનાં લખેલાં મુખ્ય પુસ્તકોની યાદી નીચે મુજબ છેઃ રાણકદેવી–રા'ખેંગાર નાટક (૧૮૮૪), મહોબત વિરહ, કલાપીના સંવાદો (સંપાદન), કાશ્મીરનો પ્રવાસ (સંપાદન), કલાપીનું સાક્ષરજીવન (૧૯૧૦), સંગીત લીલાવતી નાટક, ઉદય પ્રકાશ નાટક, સંચિતનાં કાવ્યો.

આ ઉપરાંત તેમના લખેલા કેટલાક સંવાદો અપ્રસિદ્ધ છે.

## વલીમોહમ્મદ મોમીન

સ્વ. વલીમોહમ્મદ મોમીનનો જન્મ ઈ. સ. ૧૮૮૨માં અમદાવાદમાં થયો હતો. તેમના પિતાનું નામ છગનભાઈ. તે શિયા ઈસ્નાઅશરી પંથી મોમના કોમના હતા. તેમણે અમદાવાદમાં પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી લઈને મેટ્રિકસુધી અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત ફારસી, અરબી અને ઉર્દૂનો અભ્યાસ પણ તેમણે સારી પેઠે કર્યો હતો.

ઈ. સ. ૧૯૦૨ માં તેમણે "સિરાજ" નામનું દૈનિક પત્ર શરુ કર્યું હતું. તે બંધ થતાં "રાહે નજાત" માસિકમાં તે જોડાયા હતા. ૧૯૦૪ માં "અલ હિલાલ" નામનું ગુજરાતી માસિક પત્ર શરુ કર્યું હતું. ૧૯૦૫ માં માંગરોળનાં સાહેબઝાદીના શિક્ષક તરીકે અને ૧૯૧૧ માં માણાવદરના ખાનશ્રી ફતેહદીનખાનના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે તે જોડાયા હતા. તે ગુજરાતી ઉપરાંત અંગ્રેજી અને ઉર્દૂમાં પણ સારું લખી શકતા. લખનૌના શિયા આલિમોએ એમના ધાર્મિક લેખો બદલ "મુઈને ઈસ્લામ" નો ખિતાબ આપ્યો હતો. સને ૧૯૪૧ ના જુલાઈ માસમાં માણાવદરમાં તેમનું અવસાન થયું હતું. તેમને બે પુત્રો અને એક પુત્રી છે. એક પુત્ર એલ. એલ. બી. હોઈ અમદાવાદમાં વકીલાત કરે છે.

તેમનાં લખેલાં પુસ્તકોની નામાવલિ: (૧) હ. મુહમ્મદ સા. નું જીવનચરિત્ર, (૨) મીરકીટનું ઈસ્લામ, (૩) અરમાનુસા ભાગ ૧–૨, (૪) વિશ્વધર્મ ઈસ્લામ, (૫) જાગતો નવાબ, (૬) અલ ઈસ્લામ, (૭) સોમનાથની મૂર્તિ, (૮) ઈસ્લામનો અર્થ, (૯) હદીસે હલીલાં (અંગ્રેજી), (૧૦) સફરનામા (ઉર્દૂ), (૧૧) તાલીમે મગરબીને મિટ્ટી ખરાબ કર દી.

રાઠોડ (સં. ૧૯૩૭), (૭) કેદારસિંહ પરમાર, (૮) ભર્તૃહરિ, (૯) ચાંપરાજ હાડો (સં. ૧૯૪૦), (૧૦) રાજસિંહ (વીરમાળા), (૧૧) સતી રાણકદેવી, (૧૨) જગદેવ પરમાર, (૧૩) વિચારાજ, (૧૪) ત્રિવિક્રમ (સં. ૧૯૪૮), (૧૫) ચંદ્રદાસ, (૧૬) વિબુધવિજય.

વાઘજીભાઈનું ધર્મ સંબંધી જ્ઞાન ઉંચા પ્રકારનું હતું. સ્વામી આત્મારામજી અને અચ્યુતાનંદજી સાથે તેમને પરિચય થએલો અને તે તેમને ગુરુ તરીકે માનતા. તેમણે હિંદનાં મુખ્ય તીર્થસ્થાનોની યાત્રા કરીને અનેક સાધુ મહાત્માઓનો પરિચય કર્યો હતો. શ્રીમન્ નૃસિંહાચાર્યજીનો સમાગમ પણ તેમણે સારી પેઠે સેવ્યો હતો. મોરબી કંપનીમાં રોજ ૨૫-૩૦ સાધુ જમાડવાનો રીવાજ હતો તેમજ ધર્માદા કાર્યમાં અનેક વખત તે નાટકની ઊપજ આપતા.

પહેલાં તેમને લગ્ન કરવાની ઇચ્છા જ નહોતી એટલે નાના મૂળજીભાઇને તેમણે પહેલાં પરણાવ્યા. પણ પાછળથી ભાઇના તથા મિત્રોના આગ્રહથી તેમણે ૩૮ વર્ષની ઉંમરે કુંઆ (તા. ધાનેરા) ના રહીશ હેતા ત્રવાડીની પુત્રી કંકુબાઇ સાથે લગ્ન કર્યું હતું.

તેમનું અવસાન વઢવાણ શહેરમાં ૪૬ વર્ષની વયે સંવત ૧૯૫૨ ના પોષ વદ ૧૩ ને રોજ થયું હતું. તે પોતાની પાછળ વિધવા અને બે પુત્રીઓ મૂકી ગયા હતા. હાલ તેમાંનું કોઈ હયાત નથી. તેમને પુત્ર નહોતો તેમજ તેમના નાના ભાઈ મૂળજીભાઇને પણ પુત્ર નહોતો. આજે તેમના મોટા ભાઈ ઇશ્વરભાઇનો પૌત્ર ભાઈ અમૃતલાલ વિદ્યમાન છે, અને સ્વ. મૂળજીભાઈનાં વિધવા વિદ્યમાન છે.

---

## શ્રી વિજયકેસર સૂરિ

સ્વ. આચાર્યશ્રી વિજયકેસર સૂરિ શ્વેતામ્બર મૂ. પૂ. સંપ્રદાયના સાધુવર્ય હતા. તેમનો જન્મ પાળીયાદ ગામમાં વિ. સંવત ૧૯૩૩ માં થયો હતો. તેમનું સંસારનું નામ કેશવજી હતું, પિતાનું નામ માધવજી હતું અને માતાનું નામ લક્ષ્મીબાઈ હતું. તે ન્યાતે વીશાશ્રીમાળી જૈન હતા. માતાપિતાના અવસાન પછી સંવત ૧૯૫૦ માં કેશવજીભાઇએ વડોદરામા આચાર્યશ્રી વિજયકમળસૂરિની પાસે સત્તર વર્ષની વયે જૈન સાધુત્વ અંગીકાર કર્યું હતું ઉત્તરોત્તર ગણી પદવી, પન્યાસ પદવી અને સં. ૧૯૮૩ માં આચાર્ય પદવી સુધી ચઢીને શ્રી. વિજયકેસર સૂરિ સં. ૧૯૮૬ મા સ્વર્ગવાસી થયા હતા. અવસાનસમયે તેમનો શિષ્ય-શિષ્યાપરિવાર ૧૧૦ સાધુ-

સાધ્વીઓનો હતો. તેમના હસ્તે કેટલીક પાઠશાળાઓ અને હુન્નરશાળાઓ સ્થપાઈ હતી.

શ્રી. વિજયકેસર સૂરિએ સંસારી જીવનમાં શાળાએ બેસીને માત્ર ૬ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો અને પિતા વેપારી હોવાથી વેપારનો જ વ્યવસાય તેમની સામે ઊભો હતો; પરન્તુ દીક્ષા લેવાની સ્ફુરણા થઇ ત્યારથી તેમનું ચિત્ત જુદાજ અભ્યાસ તરફ વળી ગયું હતું. યોગ અને તત્ત્વજ્ઞાનમાં તેમનો રસ વધવા લાગ્યો હતો. પોતે યોગના સારા અભ્યાસી અને યોગવિશારદ પણ હતા. જૈન સાધુ તરીકે તેમણે બીજી ધાર્મિક પ્રવૃત્તિઓ કરવા ઉપરાંત જે સાહિત્યસેવા કરી હતી તે મુખ્યત્વે યોગ અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોની રચનાની જ હતી. સંસ્કૃત અને અર્ધમાગધી ભાષાના તે સારા જ્ઞાતા હતા. તેમણે લખેલાં પુસ્તકોમાંથી મહત્ત્વનાં નામો નીચે મુજબ છેઃ

| | |
|---|---|
| દશવૈકાલિક સૂત્રનું ભાષાંતર | (સં. ૧૯૬૦) |
| પ્રબોધચિંતામણિ | (સં. ૧૯૬૨) |
| મલયસુંદરી ચરિત્ર | (સં. ૧૯૬૪) |
| યોગશાસ્ત્ર | (સં. ૧૯૬૩) |
| સુદર્શના ચરિત્ર | (સં. ૧૯૬૯) |
| ગૃહસ્થધર્મ | (સં. ૧૯૭૦) |
| નીતિમય જીવન | (સં. ૧૯૭૦) |
| ધ્યાનદીપિકા | (સં. ૧૯૭૧) |
| શાંતિનો માર્ગ | (સં. ૧૯૭૬) |
| આત્મજ્ઞાનપ્રવેશિકા | (સં. ૧૯૭૭) |
| આત્મવિશુદ્ધિ | (સં. ૧૯૮૧) |
| મહાવીર તત્ત્વપ્રકાશ | (સં. ૧૯૮૨) |
| આનંદ અને પ્રભુ મહાવીર | (સં. ૧૯૮૩) |
| આત્માનો વિકાસ અથવા મહામોહપરાજય | (સં. ૧૯૮૫) |

---

## વિનાયક નંદશંકર મહેતા

જીવનભરની રાજપ્રકરણી કારકીર્દીમાં પણ સાહિત્ય અને સંસ્કાર-પ્રેમને સદા જાગ્રત રાખનાર અને ઉત્તર ભારતમાં વિદ્વાન ગુજરાતી રાજપુરુષ તરીકે જાણીતા વિનાયકભાઇનો જન્મ, ગુજરાતી પ્રથમ ગદ્યનવલ 'કરણઘેલો' ના કર્તા રાવબહાદુર નંદશંકર તુળજાશંકર મહેતાને ત્યાં,

સુરતની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં, ઈ. સ. ૧૮૮૩ ના જૂનની ૩૦ તારીખે માંડવી (કચ્છ) મુકામે થયો હતો. એમનાં માતાનું નામ નંદગૌરી.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વડોદરા તેમજ સુરત બંને સ્થળે લીધા બાદ ઉચ્ચ શિક્ષણ તેમણે મુંબઈમાં અને ત્યારપછી કેમ્બ્રિજમાં તથા લંડનમાં લીધું. એમનું સમગ્ર વિદ્યાર્થીજીવન ઉજ્જવલ હતું. યુનિવર્સિટીનાં પરિણામોમાં તેમનું નામ હમેશાં મોખરે રહેતું, અને જેમ્સ ટેલર પ્રાઈઝ, નારાયણ વાસુદેવ પ્રાઈઝ, ધીરજલાલ મથુરાદાસ સ્કૉલરશિપ, એલિસ સ્કૉલરશિપ, અને કૉબ્ડન ક્લબ મેડલ આદિ ઈનામો, શિષ્યવૃત્તિઓ ને ચન્દ્રક તેમણે મેળવ્યાં હતાં. બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં આવી તેઓ આઈ. સી. એસ. થવા ઈંગ્લંડ ગયા અને ત્યાંની પહેલી જ હરીફાઈમાં ઉત્તીર્ણ થયા. ગુજરાતી હિન્દુઓમાં તેઓ સૌથી પહેલા સિવિલિયન હતા.

ઈ. સ. ૧૯૦૬ માં વિલાયતથી આવ્યા કે તરત સંયુક્ત પ્રાંતો (યુ. પી.) માં અલાહાબાદમાં તેમની નિમણૂક થઈ અને એ સિવિલ સર્વિસમાં ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધી તેઓ અલાહાબાદ, લખનૌ, કાશી વગેરે મોટાં સ્થળોના કમિશનરના પદે પહોંચેલા. સૌથી પહેલા હિંદી ડિરેક્ટર ઑફ ઈન્ડસ્ટ્રીઝ પણ તેઓ જ થએલા. વચ્ચે કાશ્મીરમાં ૧૯૩૨ થી ૩૫ સુધી મહેસુલી પ્રધાન તરીકે અને ૧૯૩૭–૩૮ માં એક વર્ષ બિકાનેરના મુખ્ય પ્રધાન તરીકે કામગીરી બજાવી તેઓ યુ. પી. માં બોર્ડ ઑફ રેવન્યુના સિનિયર મેમ્બર થયા હતા. સરકારી નોકર છતાં જ્વલંત રાષ્ટ્રપ્રેમને લીધે તેઓએ કોંગ્રેસ સરકારના અમલ દરમ્યાન તે વખતના પ્રધાનમંડળની ખૂબ પ્રીતિ અને વિશ્વાસ સંપાદન કરેલાં.

એમનું લગ્ન શ્રી. ઈરાવતી મહેતા સાથે ઈ. સ. ૧૯૦૭ માં સુરતમાં થએલું. એમને એક પુત્ર–કુમારિલ મહેતા બૅરિસ્ટર-ઍટ-લૉ અને ચાર પુત્રીઓ સૌ. પૂર્ણિમા, સૌ. પ્રેમલતા, સૌ. નન્દિની અને સૌ. અમરગંગા છે.

વિદ્વાન પિતાના પુત્ર હોવાથી જન્મથી જ સંસ્કારપ્રચૂર વાતાવરણમાં તે ઊછરેલા અને સાહિત્યરસ ગળથૂથીમાં જ પીધેલો. સંસ્કૃત સાહિત્યના તેઓ સારા અભ્યાસી હતા, અને ઉર્દૂ પણ તેઓ બહુ જ સરસ બોલી–લખી જાણતા. જર્મન ભાષા અને સાહિત્ય ઉપર પણ તેમને ખૂબ ભાવ હતો. કાશી બાજુએ તો તેમની એક પંડિત તરીકે જ ખ્યાતિ હતી. એ ઉપરાંત અર્થશાસ્ત્ર, ઇતિહાસ, ગ્રામસુધાર અને સહકારી મંડળ જેવા એમના રાજકીય કર્તવ્યક્ષેત્રના વિષયોમાં પણ એમનો ઊંડો અભ્યાસ હતો. પોતાના પ્રવૃત્તિમય જીવનને લીધે ગુજરાતી સાહિત્યને તેઓ બહુ આપી શક્યા નહિ.

પણ એમણે લખેલું એમના પિતાનું ચરિત્ર "નંદશંકર જીવનચિત્ર" આજે ગુજરાતી ચરિત્રગ્રંથોમાં અનોખું સ્થાન ધરાવે છે. એ પછી 'ડો જાગરી' નામનું એક નાનું નાટક પણ એમણે લખેલું છે. આ ઉપરાંત અંગ્રેજી દૈનિક તેમજ સામયિક પત્રોમાં સાહિત્ય, પુરાતત્ત્વ, રાજકારણ, ગ્રામોદ્ધાર આદિ વિવિધ વિષયો પર છૂટક લેખો તેઓ લખ્યા જ કરતા.

જે અલાહાબાદમાં એમણે સરકારી નોકરીનો આરંભ કર્યો ત્યાં જ ઇ. સ. ૧૯૪૦ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે અચાનક કામ કરતાં કરતાં હૃદય બંધ પડવાથી એમનું અવસાન થયું.

એમની કૃતિઓ : "નંદશંકર જીવનચિત્ર" (ઈ. સ. ૧૯૨૨), "ડો જાગરી" (નાટક), "ગ્રામોદ્ધાર."

## વિશ્વનાથ સદારામ પાઠક

સ્વ. વિશ્વનાથ સદારામ પાઠકનો જન્મ ઈ. સ. ૧૮૫૫માં ધોળકા તાલુકામાં આવેલા ભોળાદમાં થયો હતો. તેમના પિતાનું નામ સદારામ કાશીરામ પાઠક અને માતાનું નામ કરસનબા. તે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા.

નાનપણમાં માતાનું અવસાન થવાથી તે ભાવનગરમાં પોતાના મોસાળમાં ઊછર્યા હતા. તેમના પિતા સદારામ પાઠક નિઃસ્પૃહી અને સાદું જીવન ગાળનારા હતા. તે નમાયાં બાળકોને બે-ચાર વરસ ઉછેરી, મોસાળ મોકલીને યાત્રાએ ચાલ્યા ગયા હતા અને ગોકુળ-મથુરામાં તેમણે દેહ છોડ્યો હતો.

વિશ્વનાથ પાઠકે પ્રાથમિક કેળવણી ભાવનગરમાં લીધી હતી. થોડું સંસ્કૃત અને થોડું અંગ્રેજી પણ તે શીખ્યા હતા. ૧૭ વર્ષની વયે રાજકોટની ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થઈ બે વરસ ત્યાં અભ્યાસ કરી સીયા (કાઠિયાવાડ) માં તેમણે મહેતાજીની નોકરી લીધી હતી બે વરસ ત્યાં નોકરી કરીને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં એક વર્ષ ભણી તે સીનિયર થયા હતા અને સીયાથી રાજકોટના તાલુકા સ્કૂલ માસ્તર તરીકે તેમની બદલી થઇ હતી. ત્યાં ઉપરી સાથે અણબનાવ થવાને કારણે ગોંડલના કુંવરના ટ્યૂટર તરીકે ગયા હતા. ત્યાં તેમણે થાણદારની પરીક્ષા પાસ કરી પરન્તુ થાણદારી ન સ્વીકારતાં રાજકોટ સદર સ્કૂલના માસ્તરનું પદ સ્વીકાર્યું. ત્યાંથી તેમની બદલી રાજકોટ ટ્રેનિંગ સ્કૂલમાં થઈ જ્યાં તે ઘણાં વરસ રહ્યા. આ સમયમાં તેમને વેદાંતનો અભ્યાસ કરવાની અને 'પંચદશી' નું ભાષાંતર કરવાની

સુરતની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં, ઈ. સ. ૧૮૮૩ના જૂનની ૩૭ તારીખે માંડવી (કચ્છ) મુકામે થયો હતો. એમનાં માતાનું નામ નંદગૌરી.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વડોદરા તેમજ સુરત બંને સ્થળે લીધા બાદ ઉચ્ચ શિક્ષણ તેમણે મુંબઈમાં અને ત્યારપછી કેમ્બ્રિજમાં તથા લંડનમાં લીધું. એમનું સમગ્ર વિદ્યાર્થીજીવન ઉજ્જ્વલ હતું. યુનિવર્સિટીનાં પરિણામોમાં તેમનું નામ હમેશાં મોખરે રહેતું, અને જેમ્સ ટેલર પ્રાઈઝ, નારાયણ વાસુદેવ પ્રાઈઝ, ધીરજલાલ મથુરાદાસ સ્કૉલરશિપ, એલિસ સ્કૉલરશિપ, અને કૅામ્બ્ડન ક્લબ મેડલ આદિ ઈનામો, શિષ્યવૃત્તિઓ ને ચન્દ્રક તેમણે મેળવ્યાં હતાં. બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં આવી તેઓ આઈ. સી. એસ. થવા ઈંગ્લંડ ગયા અને ત્યાંની પહેલી જ હરીફાઈમાં ઉત્તીર્ણ થયા. ગુજરાતી હિન્દુઓમાં તેઓ સૌથી પહેલા સિવિલિયન હતા.

ઈ. સ. ૧૯૦૬ માં વિલાયતથી આવ્યા કે તરત સંયુક્ત પ્રાંતો (યુ. પી.) માં અલાહાબાદમાં તેમની નિમણૂક થઈ અને એ સિવિલ સર્વિસમાં ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધી તેઓ અલાહાબાદ,લખનૌ, કાશી વગેરે મોટાં સ્થળોના કમિશનરના પદે પહોંચેલા. સૌથી પહેલા હિંદી ડિરેક્ટર ઑફ ઈન્ડસ્ટ્રીઝ પણ તેઓ જ થએલા. વચ્ચે કાશ્મીરમાં ૧૯૩૨ થી ૩૫ સુધી મહેસુલી પ્રધાન તરીકે અને ૧૯૩૭-૩૮ માં એક વર્ષ બિકાનેરના મુખ્ય પ્રધાન તરીકે કામગીરી બજાવી તેઓ યુ. પી. માં બોર્ડ ઑફ રેવન્યુના સિનિયર મેમ્બર થયા હતા. સરકારી નોકર છતાં જ્વલંત રાષ્ટ્રપ્રેમને લીધે તેઓએ કૉંગ્રેસ સરકારના અમલ દરમ્યાન તે વખતના પ્રધાનમંડળની ખૂબ પ્રીતિ અને વિશ્વાસ સંપાદન કરેલાં.

એમનું લગ્ન શ્રી. ઈરાવતી મહેતા સાથે ઈ. સ. ૧૯૦૭ માં સુરતમાં થએલું. એમને એક પુત્ર-કુમારિલ મહેતા બૅરિસ્ટર-એટ-લૉ અને ચાર પુત્રીઓ સૌ. પૂર્ણિમા, સૌ. પ્રેમલતા, સૌ. નન્દિની અને સૌ. અમરગંગા છે.

વિદ્વાન પિતાના પુત્ર હોવાથી જન્મથી જ સંસ્કારપ્રચૂર વાતાવરણમાં તે ઊછરેલા અને સાહિત્યરસ ગળથૂથીમાં જ પીધેલો. સંસ્કૃત સાહિત્યના તેઓ સારા અભ્યાસી હતા, અને ઉર્દૂ પણ તેઓ બહુ જ સરસ બોલી-લખી જાણતા. જર્મન ભાષા અને સાહિત્ય ઉપર પણ તેમને ખૂબ ભાવ હતો. કાશી બાજુએ તો તેમની એક પંડિત તરીકે જ ખ્યાતિ હતી. એ ઉપરાંત અર્થશાસ્ત્ર, ઇતિહાસ, ગ્રામસુધાર અને સહાયકારી લેણદેણ જેવા એમના રાજકીય કર્તવ્યક્ષેત્રના વિષયોમાં પણ એમનો ઊંડો અભ્યાસ હતો. પોતાના પ્રવૃત્તિમય જીવનને લીધે ગુજરાતી સાહિત્યને તેઓ બહુ આપી શક્યા નહિ,

પણ એમણે લખેલું એમના પિતાનું ચરિત્ર "નંદશંકર જીવનચિત્ર" આજે ગુજરાતી ચરિત્રગ્રંથોમાં અનોખું સ્થાન ધરાવે છે. એ પછી 'ડો બાગરી' નામનું એક નાનું નાટક પણ એમણે લખેલું છે. આ ઉપરાંત અંગ્રેજી દૈનિક તેમજ સામયિક પત્રોમાં સાહિત્ય, પુરાતત્ત્વ, રાજકારણ, ગ્રામોદ્ધાર આદિ વિવિધ વિષયો પર છૂટક લેખો તેઓ લખ્યા જ કરતા.

જે અલાહાબાદમાં એમણે સરકારી નોકરીનો પ્રારંભ કર્યો ત્યાં જ ઈ. સ. ૧૯૪૦ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે અચાનક કામ કરતાં કરતાં હૃદય બંધ પડવાથી એમનું અવસાન થયું.

એમની કૃતિઓ: "નંદશંકર જીવનચિત્ર" (ઈ. સ. ૧૯૨૨), "ડો બાગરી" (નાટક), "ગ્રામોદ્ધાર."

## વિશ્વનાથ સદારામ પાઠક

સ્વ. વિશ્વનાથ સદારામ પાઠકનો જન્મ ઈ. સ. ૧૮૫૫ માં ધોળકા તાલુકામાં આવેલા ભોળાદમાં થયો હતો. તેમના પિતાનું નામ સદારામ કાશીરામ પાઠક અને માતાનું નામ કરસનબા. તે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા.

નાનપણમાં માતાનું અવસાન થવાથી તે ભાવનગરમાં પોતાના મોસાળમાં ઊછર્યા હતા. તેમના પિતા સદારામ પાઠક નિઃસ્પૃહી અને સાદું જીવન ગાળનારા હતા. તે નમાયાં બાળકોને બે-ચાર વરસ ઊછેરી, મોસાળ મોકલીને યાત્રાએ ચાલ્યા ગયા હતા અને ગોકુળ-મથુરામાં તેમણે દેહ છોડ્યો હતો.

વિશ્વનાથ પાઠકે પ્રાથમિક કેળવણી ભાવનગરમાં લીધી હતી. થોડું સંસ્કૃત અને થોડું અંગ્રેજી પણ તે શીખ્યા હતા. ૧૭ વર્ષની વયે રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં દાખલ થઈ બે વરસ ત્યાં અભ્યાસ કરી સીયા (કાઠિયાવાડ) માં તેમણે મહેતાજીની નોકરી લીધી હતી. બે વરસ ત્યાં નોકરી કરીને અમદાવાદની ટ્રેનિંગ કોલેજમાં એક વર્ષ ભણી તે સીનિયર થયા હતા અને સીયાથી રાજકોટના તાલુકા સ્કૂલ માસ્તર તરીકે તેમની બદલી થઈ હતી. ત્યાં ઉપરી સાથે અણબનાવ થવાને કારણે આંદ્રના કુંવરના ટ્યૂટર તરીકે ગયા હતા. ત્યાં તેમણે થાણદારની પરીક્ષા પાસ કરી પરન્તુ થાણદારી ન સ્વીકારતાં રાજકોટ સદર સ્કૂલના માસ્તરનું પદ સ્વીકાર્યું. ત્યાંથી તેમની બદલી રાજકોટ ટ્રેનિંગ સ્કૂલમાં થઈ જ્યાં તે ઘણાં વરસ રહ્યા. આ સમયમાં તેમને વેદાંતનો અભ્યાસ કરવાની અને 'પંચદશી' નું ભાષાંતર કરવાની

તક મળી હતી. ત્યાંથી તે ખંભાળિયા, ગોંડળ અને જેતપુરમાં કેટલાંક વર્ષ શાળાની નોકરી કરીને ૧૯૦૬ માં ભાવનગરમાં આવ્યા. તેમનો અને તેમના કેટલાક મિત્રોનો વિચાર ભાવનગરમાં એક આદર્શ શિક્ષણસંસ્થા શરુ કરવાનો હતો જેમાં સદ્‌ગત પ્રભાશંકર પટ્ટણીએ મદદ કરવાનું સ્વીકાર્યાથી ૧૯૦૭ માં તેમણે મુંબઈ ઇલાકાની જુદા જુદા પ્રકારની સરકારી તથા ખાનગી શાળાઓની તથા અનેક કેળવણીકારોની મુલાકાત લીધી અને તેમના અભિપ્રાયો લખી લીધા. આ પ્રયત્નોને પરિણામે ભાવનગરમાં શ્રી દક્ષિણામૂર્તિ ભવન સ્થપાયું. આ અભિપ્રાયોની ફાઇલનો થોડો ભાગ મળી આવ્યો છે. આ કામ માટે તેમણે બે વર્ષની રજા લીધેલી. રજાનો બાકીનો ભાગ તેમણે રાજકોટમાં ગાળીને 'ભગવદ્‌ગીતા' ના ભાષાંતરનો ગ્રંથ લખ્યો. એ ગ્રંથમાં તેમણે શ્લોકોના ગુજરાતી અર્થ અને શાંકર ભાષ્યના અનુવાદ ઉપરાંત બીજા પચીસેક ગ્રંથોનો રહસ્યાર્થ પણ તારવી ઉમેર્યો છે. આ કામ પૂરું કરીને તે જેતપુરમાં ગયા અને દરબાર વાજસુરવાળા પોરબંદરના એડમિનિસ્ટ્રેટર નીમાતાં તેમણે તેમને પોરબંદરના ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર નીમ્યા. ત્યાંથી ૧૯૧૬ માં તે નિવૃત્ત થયા.

નિવૃત્ત થયા પછી તેમણે વેદાન્તનું વાચનમનન ચાલુ રાખેલું. તે ઉપરાંત તેમણે ગુજરાતી લઘુલિપિના પ્રયોગ પાછળ પુષ્કળ શ્રમ લીધેલો. નાનપણથી તેમણે દુર્લભ સંસ્કૃત ગ્રંથો લખી લેવા માંડેલા, જેમાંનો એક 'બટુક ભાસ્કર' ગ્રંથ હતો. તેમને ચિત્રો કાઢવાનો પણ શોખ હતો. દક્ષિણની મુસાફરીમાં તેમણે ત્યાંની વનસ્પતિનાં વર્ણનોમાં તેનાં પાંદડાંના સુરેખ આકારો કાઢ્યા હતા. તેમને યોગનો સારો અભ્યાસ હતો. પહેલાં તે હઠયોગ કરતા, પણ પાછળથી માત્ર ધ્યાનમાં જ બેસતા. તેમને કવિતા રચવાનો શોખ હતો. ધીમે તાલબદ્ધ રીતે તે સ્વરચિત પદો ગાતા પણ ખરા. ગુરુભક્તિનાં અને યોગાનુભવનાં તેમનાં કેટલાંક પદો 'અહિચ્છત્ર કાવ્યકલાપ' માં સંગ્રહાયાં છે. ઈ. સ. ૧૯૧૮ માં તેમણે સંન્યાસ લીધો હતો અને ચાણોદ કાશી વગેરે સ્થળે રહ્યા હતા. ૧૯૨૩ માં તે દિલ્હી ગએલા ત્યાં તેમનો દેહ પડ્યો.

વિશ્વનાથ પાઠકનું લગ્ન આશરે ૨૦ વર્ષની વયે ચાણોદ (તા. ડભોઈ) માં થએલું. તેમનાં પત્નીનું નામ આદિતબાઈ. તેમને પાંચ સંતાનો થયાં હતાં તેમાંનાં સવિતા બહેન ૧૮ વર્ષની વયે અવસાન પામેલાં. બાકીના ચાર પુત્રો વિદ્યમાન છે. શ્રી. રામનારાયણ પાઠક અધ્યાપક અને લેખક, શ્રી. ગજાનન પાઠક સ્થપતિ અને કલાવિવેચક, શ્રી. નાનુભાઇ પાઠક

સિવિલ ગાર્મેન્ટ કટર અને એ વિષયના લેખક, અને શ્રી. પ્રાણજીવન પાઠક મિલમાં સ્પિનિંગ ખાતાના મુખ્ય અને લેખક.

તેમનાં લખેલાં પુસ્તકો નીચે મુજબ છે:

"પંચદશી" (શ્રી. વિદ્યારણ્યસ્વામીપ્રણીત મૂળ શ્લોક સહિતનું ગુજરાતી ભાષાંતર, શ્રી. રામકૃષ્ણ પંડિતની ટીકાને અનુસરીને) ૧૮૯૫, "નચિકેતા કુસુમગુચ્છ" (કાઠકોપનિષદ્‌ની ગુજરાતી આખ્યાયિકા) ૧૯૦૮, પુષ્પદંત-વિરચિત "મહિમ્ન સ્તોત્ર" નું ગુજરાતી સમશ્લોકી ભાષાંતર (મૂળ, પદ, પદાર્થ અને વિવેચન સાથે) ૧૯૦૮, "શ્રીમદ્ ભગવદ્‌ગીતા" (શાંકર ભાષ્ય અને અનેક ટીકાકારોના આશય સાથે) ૧૯૦૯.

---

## શંકરલાલ મગનલાલ પંડ્યા (મણિકાન્ત)

સ્વ. શંકરલાલ મગનલાલ પંડ્યાનો જન્મ સં. ૧૯૪૦માં તેમના વતન હળધરવાસમાં થયો હતો. તે ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ હતા. તેમની માતાનું નામ ઇચ્છાબા હતું. તેમણે માત્ર ગુજરાતી અભ્યાસ કર્યો હતો અને શરુઆતમાં વડોદરા રાજ્યનાં ગામડાંમાં શિક્ષકની નોકરી કરી હતી. પછી તેમનું લગ્ન આંત્રોલીના શ્રી. પ્રભુરામ શિવરામ વ્યાસનાં પુત્રી મણિબહેન સાથે થયું હતું. ત્યારપછી તે શિક્ષકની નોકરી છોડી મુંબઈ ગયા હતા અને મંચેરજી વાડીલાલની કંપનીમાં નોકરીમાં રહ્યા હતા. મૃત્યુપર્યંત તે એ જ નોકરીમાં રહ્યા હતા. હરસના દર્દથી ૧૯૮૩માં તે હળધરવાસમાં જ મૃત્યુ પામ્યા હતા.

તેમણે નીચેનાં પુસ્તકો લખ્યાં હતાં: (૧) મણિકાન્ત કાવ્યમાળા, (૨) પાપી પિતા, (૩) ગઝલમાં ગીતા, (૪) સંગીત સુબોધબિંદુ, (૫) સંગીત મંગલમય, (૬) નિર્ભાગી નિર્મળા, (૭) ગુજરાત સ્તોત્ર, (૮) બ્રહ્મ-હત્યા, (૯) જ્ઞાનપ્રવાહ.

તેઓ સરલ અને લોકપ્રિય કવિતા લખતા અને તેમની કવિતાના તે જ ગુણોને લીધે "મણિકાન્ત કાવ્યમાળા" અને "નિર્ભાગી નિર્મળા" એ બે પુસ્તકો ખૂબ જ લોકપ્રિય થયાં હતાં. અનેક યુવકો "નિર્ભાગી નિર્મળા"ના સંખ્યાબંધ છંદો મ્હોંએ કરી રાખતા એવો પણ એમની લોકપ્રિય કવિતાનો એક સમય હતો. સને ૧૯૩૫ સુધીમાં તેમની "મણિકાન્ત કાવ્યમાળા"ની ૧૩ આવૃત્તિઓની મળી આશરે ૩૦ હજાર પ્રતો અને "નિર્ભાગી નિર્મળા"ની ૫૩ હજાર પ્રતો પ્રસિદ્ધ થઈ હતી. તેમની કવિતાની બીજી પુસ્તિકાઓ આ બે પુસ્તકો જેટલી લોકપ્રિય નીવડેલી નહિ.

આ પુસ્તકોમાંથી તેમને જે દ્રવ્ય પ્રાપ્ત થયું હતું તેનો તેમણે પોતાના મૃત્યુ પૂર્વે જ સદુપયોગ કરી જાણ્યો હતો. "પ્રેમધર્મ અભિક્રાન્ત ક્રી પુસ્તકાલય" એ નામે તેમણે મકાન સાથેનું એક સારું પુસ્તકાલય પોતાના વતન હળધરવાસની પ્રજાને ભેટ કર્યું હતું. એ ઉપરાંત પ્રેમધર્મ અંગ્રેજી શાળા, પ્રેમધર્મ ગૌશાળા, પ્રેમધર્મ કુમાર આશ્રમ વગેરે સંસ્થાઓ તેમણે સ્થાપી હતી. પોતાનાં પુસ્તકોની આવકમાંથી તે આ સંસ્થાઓનું પોષણ કરતા. આશરે વીસેક હજાર રૂપિયા તેમણે પોતાનાં પુસ્તકોની આવકમાંથી પોતાના વતનને જુદી જુદી સંસ્થાઓ દ્વારા દાનમાં આપ્યા હતા.

---

## સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયા

એમનો જન્મ અમદાવાદમાં, વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં સરદાર રા. બ. ભોળાનાથ સારાભાઈના પુત્ર ભીમરાવને ત્યાં ઈ. સ. ૧૮૭૫માં –સં. ૧૯૩૧ની ચૈત્રી પૂર્ણિમાએ થયો હતો. એમનાં માતાનું નામ ચતુરલક્ષ્મી.

પ્રાથમિક શિક્ષણ અમદાવાદ તથા વડોદરામાં અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં લઈ વડોદરા કોલેજ તથા ગુજરાત કોલેજમાં અભ્યાસ કરી તે ગ્રેજ્યુએટ થયા હતા. ગુજરાત કોલેજમાં તે દક્ષિણા ફેલો હતા.

એમનું પ્રથમ લગ્ન સુરતમાં ઈ. સ. ૧૮૯૫માં સૌ. મનુબહેન સાથે થએલું અને બીજું ઇ. સ. ૧૯૦૭માં શ્રી. અનસૂયા બહેન સાથે સુરતમાં થએલું. સ્વ. મનુબહેનનાં સંતાનોમાં એક ગત પુત્રી તથા એક પુત્ર શ્રીનિવાસ. ગં. સ્વ. અનસૂયાનાં સંતાનોમાં બે પુત્રીઓ યશોધરા અને પ્રતિભા, તથા એક પુત્ર પૂના એન્જીનીઅરિંગ કોલેજમાંથી પ્રથમ વર્ગમાં પ્રથમ આવી હાલ મુંબઈમાં એન્જીનીઅર છે.

ગ્રેજ્યુએટ થયા બાદ તે શરૂઆતમાં બ્રિટિશ સરકારની અને પાછળથી વડોદરા રાજ્યની નોકરીમાં હતા, જ્યાં તે નાયબ સુબાની પદવી સુધી પહોંચેલા. એમનું અવસાન પણ એ રાજ્યની નોકરીમાં, મહેસાણામાં સં. ૧૯૮૧ના ફાલ્ગુન વદી ૧, તા. ૨૩મી માર્ચ ૧૯૨૫ના રોજ થએલું.

એમની સાહિત્યપ્રવૃત્તિ બહુ શાન્ત હતી. એમના પિતા સ્વ. ભીમરાવનાં ત્રણુ વિખ્યાત પુસ્તકો 'પૃથ્વીરાજ રાસા' (કાવ્ય), 'દેવળદેવી' (નાટક) તથા 'કુસુમાંજલિ' (કાવ્યસંગ્રહ)નું સંપાદન એમણે જ કરેલું. એ ઉપરાંત એમણે પોતે નીચેના ગ્રંથો લખ્યા છેઃ "ઊર્મિમાળા," "સરોવરની સુંદરી" (બેડી ઓફ ધ લેઇક), "આત્મસંયમનું રાજ્ય."

---

## સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી

સ્વ. સૂર્યરામ દેવાશ્રયી લુણાવાડાના વીસનગરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ સોમેશ્વર ફોરપાશંકર દેવાશ્રયી અને માતાનું નામ કાશીબા.

તેમણે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી ધોરણ પાંચમા સુધી લુણાવાડામાં લીધી હતી; ત્યારપછી અમદાવાદની આર. સી. હાઈસ્કૂલમાં અભ્યાસ કરી મેટ્રિક, સ્કૂલ ફાઈનલ અને ફર્સ્ટ ગ્રેડ પબ્લીક સર્વિસની પરીક્ષા પસાર કરી હતી.

પ્રારંભથી તેમણે શિક્ષણનો જ વ્યવસાય કર્યો હતો. વાડાસીનોર, લુણાવાડા તથા દેવગઢ બારીયાની અંગ્રેજી મિડલ સ્કૂલમાં શિક્ષક તથા હેડ માસ્તર તરીકે રહીને પછી તે ખેડાના તથા અમદાવાદના આસી. ડે. એજ્યુ. ઈન્સ્પેક્ટર ૧૯૧૬ થી ૧૯૨૨ સુધી હતા. ગ્રંથલેખન એ તેમનો ગૌણ વ્યવસાય હતો. ઐતિહાસિક તથા ધાર્મિક અંગ્રેજી મરાઠી ગ્રંથોના અનુવાદ તે કરતા. અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો તેમનો અભ્યાસ સારો હતો. તે ધર્માનુરાગી, વૈરાગ્ય વૃત્તિવાન અને સર્વાત્મભાવયુક્ત જીવન ગાળતા. આદ્ય શંકરાચાર્યના જીવન તથા શ્રીમન્નૃસિંહાચાર્યના ગ્રંથો ઉપર તેમનો ખૂબ પ્રેમ હતો. જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડે, સર ભાલચંદ્ર અને સ્વ. નર્મદાશંકર દેવશંકર મહેતાની તેમના જીવન પર વિશિષ્ટ અસર હતી. તા. ૬-૪-૧૯૨૨માં લુણાવાડા ખાતે તેમનું અવસાન થયું હતું.

તેમનાં પ્રથમ પત્નીનું નામ દુર્ગા હતું. તે મૃત્યુ પામતાં તેમણે બીજું લગ્ન કપડવંજમાં શિવગંગા વેરે કર્યું હતું. તેમના મોટા પુત્ર રવિશંકર મૃત્યુ પામ્યા છે. બીજા ત્રણ પુત્રો શિવશંકર, ઇંદુશંકર અને કનુભાઈ વિદ્યમાન છે.

તેમનાં પુસ્તકોની નામાવલિઃ (૧) ના. જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનડેનું જીવનચરિત્ર, (૨) સરદેસાઈકૃત હિંદુસ્તાનનો ઇતિહાસ-મુસલમાની રિયાસત, (૩) મિરાતે સિકંદરીનો ગુજરાતી અનુવાદ, (૪) Divine Revealionary Proclamation.

---

## સોરાબજી શાપુરજી બંગાલી

સોરાબજી શાપુરજી બંગાલીનો જન્મ ઈ. સ. ૧૮૩૧ના ફેબ્રુઆરી માસમાં મુંબઈમાં થયો હતો. તેમના જન્મ પછી બીજે વરસે તેમના પિતાનું અવસાન થયું હતું. ૧૮૪૬માં એલ્ફીસ્ટન ઇન્સ્ટીટ્યૂટમાં શિક્ષણ મેળવી પંદર વર્ષની વયે ટેનર નામની યુરોપિયન પેઢીમાં અને પછી ગ્રેહામ કંપનીના દલાલના એસીસ્ટંટ તરીકે તે રોકાયા હતા. ૧૮૬૩માં વધુ વ્યાપારી

માહિતી મેળવવાને તેમને ઈંગ્લાંડ મોકલવામાં આવ્યા હતા. ઈંગ્લાંડથી પાછા ફરી વરજીવનદાસ માધવદાસની કંપનીમાં ભાગીદારી કરી કંપનીની પ્રતિષ્ઠા એમણે વધારી. સરકારે તેમને જે. પી. નો ઈલકાબ આપ્યો હતો. ૧૮૬૪માં તેમણે મુંબઈનો મ્યુનીસીપલ કારભાર સુધારવાની સૂચનાઓ કરી હતી જેનો પાછળથી ગવર્નરે અમલ કર્યો હતો. ૧૮૬૫માં તે એમ. એલ. સી. થયા હતા. ૧૮૭૩માં ૬૩ વર્ષની ઉંમરે તેમનું અવસાન થયું હતું.

સ્વ. બંગાલી એકલા વેપારી નહોતા પરન્તુ ગુજરાતી પત્રકારત્વના આધારસ્થંભ હતા. 'જગતમિત્ર' નામનું એક માસિક પત્ર તેમણે શરુ કરેલું અને 'મુંબઈ સમાચાર', તથા 'રાસ્ત ગોફતાર'ના પણ તે સહાયક અને અંગભૂત હતા. સામાજિક સુધારાના તે હિમાયતી હતા. જ્ઞાનપ્રચારક મંડળી અને બોમ્બે એસોસિએશન વગેરે સંસ્થાઓ તેમના પરિશ્રમથી ઊભી થએલી. રૂ. ૬૬૦૦૦ને ખર્ચે તેમણે મુંબઈમાં કોટમાં એક કન્યાશાળા બંધાવી આપી હતી.

---

## હરિલાલ માધવજી ભટ્ટ

સ્વ. હરિલાલ માધવજી ભટ્ટ મૂળ ચાવંડ (કાઠિયાવાડ)ના વતની પ્રશ્નોરા બ્રાહ્મણ હતા. તેમના પિતા માધવજી રતનજી ભટ્ટ તે સ્વ. મણિશંકર રતનજી ભટ્ટના ભાઈ. તેમનાં માતુશ્રીનું નામ નર્મદા હતું.

તેમણે પ્રાથમિક કેળવણી મહુવામાં, માધ્યમિક કેળવણી વડોદરામાં અને ઉંચી કેળવણી પૂનાની ડેક્કન કોલેજમાં લઈ એમ. એ. ની પરીક્ષા પસાર કરી હતી. જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં તે તત્ત્વજ્ઞાનના પ્રોફેસર હતા. તેમનો અભ્યાસનો પ્રિય વિષય જ ફીલસુફી હતો. પ્રો. સેલ્બીની તેમના જીવન ઉપર વિશિષ્ટ અસર હતી. 'ગુજરાતી વાચનમાળા' વિષેની તેમની ચર્ચા એક વખત 'ગુજરાતી' પત્રમાં કેળવણી વિષયના રસિકોમાં રસપૂર્વક વંચાતી હતી. ૧૯૨૮ના મે માસમાં જૂનાગઢમાં તેમનું અવસાન થયું હતું.

તેમણે બે લગ્નો કર્યાં હતાં. બીજા લગ્નનાં પત્ની ચંદ્રપ્રભાથી તેમને ચાર પુત્રીઓ થઈ હતીઃ મેના, દીવાળી, સરલા અને સુલોચના.

તેમની સાહિત્યકૃતિઓની નામાવલિ નીચે મુજબઃ (૧) પ્લુટાર્કનાં જીવનચરિત્રો ( શ્રી ખ. ક. ઠાકોર સાથે ), (૨) આશ્રમહરિણી ( મરાઠી પરથી અનુવાદ ), (૩) હિંદનું રાજ્યબંધારણ.

---

## હરિશંકર માધવજી ભટ્ટ

સ્વ. હરિશંકર માધવજી ભટ્ટ મોરબીના વતની હતા. જ્ઞાતિએ સિદ્ધપુર સંપ્રદાયના ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ મોરબીમાં સં. ૧૯૨૨ ના જેઠ સુદ ૫ ને રોજ થએલો. પિતાનું નામ માધવજી દેવકૃષ્ણ ભટ્ટ અને માતાનું નામ રૂપબાઈ હતું પિતાનો ધંધો વૈદક તથા કર્મકાંડનો હતો. તેમની સાત વર્ષની વયે પિતાનો સ્વર્ગવાસ થવાથી તે મોસાળમાં માતા તથા મામા રઘુનાથ રતનજી જોષીની દેખરેખ નીચે ઊછર્યા હતા, ને સાત બહેનોના એક ભાઇ હતા. માતાનો સ્વર્ગવાસ સં. ૧૯૬૧ માં થયો હતો.

તેમણે પ્રાથમિક કેળવણી ગામઠી નિશાળમાં લીધી હતી, પરન્તુ પાછળથી ગુજરાતી, અંગ્રેજી તથા કાવ્યો-નાટકોનો અભ્યાસ આગળ વધાર્યો હતો. મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના તે એક ભાગીદાર હતા. કંપનીના ભાગીદાર તરીકે બહુધા તે વ્યવસ્થાનું બહારનું કામકાજ કરતા. નાટકોમાં હાસ્ય રસના પાત્ર તરીકેનું કામ પણ તે સારું કરી જાણતા. 'ત્રિવિક્રમ' માં શોભાગચંદ, 'ભર્તૃહરિ' માં વિદૂષક, 'અંબરીષ' માં ઘંટાકરણ વગેરેનો ભાગ તે ભજવતા.

મોરબી નાટક મંડળીમાંથી ભાગ વહેંચી લઇને જ્યારે ભાગીદારો છૂટા થયા અને મૂળજીભાઇ એ મંડળીના એકલા માલેક થયા ત્યારે તેમણે મંડળીમાં નોકરી સ્વીકારી હતી. સને ૧૯૧૩ માં આંખે મોતીઓ આવવાથી તે મોરબીમાં-વતનમાં આવી રહ્યા હતા. મૂળજીભાઈ સ્વર્ગસ્થ થયા પછી સને ૧૯૨૦-૨૧ માં કંપની તરફથી તેમને સલાહકાર તરીકે બોલાવવામાં આવ્યા હતા, પણ તેમની સલાહ પ્રમાણે વર્તન કરવામાં આવ્યુ નહિ, તેથી તે પાછા વતનમાં આવીને રહ્યા.

તેમની કૃતિઓમાંની મુખ્ય નીચે મુજબ છે:—"ભક્તરાજ અંબરીષ" (નાટક) ૧૯૦૭, "કંસવધ" (નાટક) ૧૯૦૯. બેઉ નાટકો મોરબી આર્ય સુબોધ નાટક મંડળીએ ભજવ્યાં હતાં, જેમાંનું પહેલું સંપૂર્ણ આકારે પ્રસિદ્ધ થયું છે. "કુબેરનાથ શતાવળી" (આધ્યાત્મિક જ્ઞાનના દોહરા) ૧૯૨૧, "લક્ષ્માદિ પ્રસંગનાં કાઠિયાવાડી શોકગીતો" (ગીતસંગ્રહ) ૧૯૨૧, "લખધીર યશ ઇંદુ પ્રકાશ" (રાજગીતો) ૧૯૨૪; તેમણે મોરબી રાજ્યનો ઇતિહાસ લખવા માંડેલો તે અધૂરો રહ્યો હતો, જે પાછળથી પૂરો કરી તેમના પુત્ર શ્રી. જીવનલાલે "શ્રી લખધીરયુગ" એ નામે ઇ. સ. ૧૯૩૯ માં પ્રસિદ્ધ કર્યો છે.

તેમને આયુર્વેદનું પણ ઠીક જ્ઞાન હતું. ઉત્તર જીવનમાં તે ઔષધો બનાવીને દર્દીઓના આશીર્વાદ લેતા. તેમના પુત્ર શ્રી. જીવનલાલ પણ એક સારા વૈદ્ય છે.

તેમનું લગ્ન વાંકાનેરમાં બાઈ ઊજમ સાથે સં. ૧૯૪૭ માં થએલું. તેમને સંતતિ નહિ ઊછરતી હોવાથી બીજું લગ્ન કેરાળા (તા. વાંકાનેર) માં બાઈ રંભા સાથે સં. ૧૯૫૮ માં થયું હતું. પોતાની પાછળ તે એક વિધવા, ચાર પુત્રો, એક પુત્રી અને પુત્ર-પુત્રીનો પરિવાર મૂકી તા. ૨૮-૯-૧૯૨૮ ના રોજ ૬૩ વર્ષની વયે મોરબીમાં સ્વર્ગવાસી થયા હતા.

---

## હાજીમહમ્મદ અલારખિયા શિવજી

ગુજરાતી સાહિત્યમાં સચિત્ર પત્રકારત્વનો નવો યુગ શરુ કરનાર અને ઊંચી કલાદષ્ટિથી વિવિધ રસવૃત્તિઓનું પોષક સાહિત્ય આપવાની પહેલ કરનાર, 'વીસમી સદી' માસિકના તંત્રી હાજીમહમ્મદ અલારખિયા શિવજીનો જન્મ ઈ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરીની ૧૩મી તારીખે મુબઈમાં એક ગર્ભશ્રીમંત કુટુંબમાં થયો હતો. જ્ઞાતિએ તેઓ ઇસ્નાઅશરી ખોજા (મુસ્લિમ) હતા. એમના પિતાનું નામ અલારખિયા શિવજી, અને માતાનું નામ રહેમતબાઈ.

એમના વડવાઓ મૂળ કચ્છ-ભુજના વતની, જ્યાંથી એમના પ્રપિતામહ માણેક મુસાણી વેપાર અર્થે મુબઈ આવેલા. ત્યાં તેમનો સારો ઉત્કર્ષ થયો અને તેમના પુત્ર શિવજી માણેક તથા પૌત્ર અલારખિયા શિવજીએ પણ વડવાના ધંધાને જોશ આપી સારી લક્ષ્મી પ્રાપ્ત કરી.

હાજીમહમ્મદને પિતાના વેપાર સાથે એમનો સાહિત્યપ્રેમ પણ વારસામાં મળ્યો હતો. નાનપણમાં જોકે એ અભ્યાસ તો મૅટ્રિક્યુલેશન સુધી જ કરી શકયા હતા, પરંતુ જ્ઞાનની જિજ્ઞાસા અને સ્વાધ્યાય તથા સતત સાહિત્યસંપર્કથી તેઓ ફારસી, મરાઠી, ગુજરાતી અને અંગ્રેજી ભાષાઓ પર સારો કાબૂ મેળવી શકયા હતા.

૧૮૯૫ થી તેમણે એ ભાષાઓનો અભ્યાસ કરવાની સાથે સાથે ગુજરાતી માસિકોમાં લેખો લખવા શરુ કરેલા. હિંદી સાહિત્યમાં તુલસીદાસ, કબીર, ગંગ આદિ કવિઓના કાવ્યો અને વિશેષે કરીને 'પ્રવીણસાગર'નો ગ્રંથ એમને પ્રિય હતો; અંગ્રેજી ભાષામાં પત્રકારત્વ એમનો પ્રિય વિષય હતો અને વિલિયમ સ્ટેડનું ' રિવ્યૂ ઑફ રિવ્યૂઝ ' એમના સતત વાચનનું પત્ર હતું; અને ફારસી સાહિત્યમાં મશહૂર ફિલસૂફ ઉમર ખય્યામ એમનો

પ્રિયતમ કવિ હતો. એમના જીવન ઉપર વિલિયમ સ્ટેડ અને ઉમર ખય્યામની છાપ ખૂબ હતી. ઉમર ખય્યામની રુબાઈઆતોની, વિશિષ્ટ શૈલીમા ચિત્રો તથા સુશોભનો સાથેની વિવિધ ઢબની રૂપસુદર આવૃત્તિઓ અનેક અગ્રેજ પ્રકાશકોએ બહાર પાડી છે તે બધી જ વીણીવીણીને ભેગી કરવાનો એમનો નાદ હતો અને પોતાના સંગ્રહમાંની એવી ૧૨૭ આવૃત્તિઓ ઉપરાત ૧૨૮મી ગુજરાતી આવૃત્તિ સુદર રૂપમાં પ્રકટ કરવાની એમની તમન્ના હતી. એ રુબાઈઆતોનો એમણે જાતે ગુજરાતી અનુવાદ કરેલો, અને મબનખ ખર્ચે એના ચિત્રો તથા શોભનો તૈયાર કરાવેલા, પરંતુ એમના અવસાને એ બધુ છિન્નભિન્ન કરી નાખ્યુ

એમનું પહેલું લગ્ન ઈ સ. ૧૮૯૬માં શ્રીમતી લાબાઈ સાથે મુબઈમાં થએલું. સાહિત્યરસિક પિતાના પુત્રને એ પત્ની પણ સાહિત્યરસિક મળી હતી. તે ઉર્દૂ કાવ્યોનાં રસિયાં હતાં અને તેના અનુવાદો પણ કરી શકતાં. એમના અવસાન બાદ એમનું બીજુ લગ્ન ઈ સ. ૧૯૧૦ માં શ્રીમતી ખૈરુન્નિસાબાઈ સાથે મુબઈમાં થએલું.

પિતાએ વારસામાં આપેલો વેપાર અબ્દુલ્લા અલારખિયાની કપનીના નામથી જાપાન સાથે ચાલતો હતો પણ સાહિત્ય અને કલા તરફનું એમનું વલણ એટલુ જોરાવુ હતુ કે ધીરેધીરે વેપાર એમણે ભાગીદારો ઉપર છોડયો અને પોતે સાહિત્યસંપર્કમા જ રત રહેવા માંડ્યુ.

૧૮૯૮મા એમણે એક મિત્રના નાના ભાઈના અકાળ અવસાન પર 'સ્નેહી વિરહ પચદશી' નામે પુસ્તક હિંદીમાં પ્રકટ કર્યું ત્યારબાદ એમના પ્રિય અગ્રેજ લેખક એડવિન આર્નોલ્ડની કૃતિનો અનુવાદ 'ઈમાનના મોતી' નામથી ૧૯૦૧મા પ્રકટ કર્યો ચિત્રમય સાહિત્ય પ્રકટ કરવાની એમની ભાવિ કારકીર્દિના અકુર આ જ કાળથી પ્રકટ થવા માડ્યા હતા જે પ્રકાશન તે કરતા તે શ્રેષ્ઠ ઢબનું અને ઊચી કલાવૃત્તિથી કરતા ૧૯૧૦માં તેમણે 'ગુનશન' નામનુ સચિત્ર માસિક શરુ કર્યું, પણ તે એક વર્ષ પછી બધ કરવુ પડયુ. ૧૯૦૩ મા લૉર્ડ કર્ઝનના દરબાર વખતે કર્ઝન સબધે સોએક જેટલા સચિત્ર લેખો છપાવેલા ૧૯૦૪મા 'મહેરન્નિસા' નાટક એમણે લખેલું સચિત્ર પત્ર કાઢવાનો વિચાર આ બધો વખત મનમા પોષણ પામ્યા જ કરતો હતો અને તે ઉદ્દેશથી અનેકવિધ સામગ્રી તેઓ એકઠી કર્યે જતા હતા

અતે ઈ સ ૧૯૧૪મા સર ફાઝલભાઈનો ટેકો મળ્યો અને 'વીસમી સદી' નામથી એક ઉત્તમ પક્તિનું સચિત્ર માસિક, પશ્ચિમના છાપાઓની

હરોળમાં ઊભું રહે તેવી ઢબે કાઢવાની તૈયારીઓ કરી. એના પૂઠા ઉપરનું ચિત્ર વિલાયતમાં છપાવવાની યોજના હતી, પણ અકસ્માત પહેલું મહાયુદ્ધ ફાટી નીકળ્યું, છાપસામગ્રીના ભાવ ચડી ગયા અને એ વિચાર દ્વિધામાં પડ્યો.

પરંતુ આખરે હાજીમહમ્મદની અંતરની આકાંક્ષાએ જોર કરીને વિજય મેળવ્યો. અનેક સ્નેહીઓ તથા મિત્રોની ના છતાં એમણે એ ખર્ચાળ પ્રકાશનનું સાહસ ઉપાડ્યું. મહાયુદ્ધના બરોબર વચગાળાના કાળમાં, ઈ. સ. ૧૯૧૬ના એપ્રિલમાં 'વીસમી સદી'નો પહેલો અંક બહાર પડ્યો. ચુનંદા લેખકો અને ચિત્રકારોની નવી જ વાનીઓ, અવનવીન ઢબથી, સુંદર શોભનો સાથે, ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ છાપકામની સજાવટ દ્વારા મુગ્ધ કરે તેવાં રૂપ રંગ અને ભભકથી તેના ઉત્તરોત્તર અંકમાં બહાર પડવા લાગી. ગુજરાતી સાહિત્યપ્રકાશનના ઇતિહાસમાં નવો જ યુગ શરુ થયો.

પાંચ વરસના એ માસિકના પ્રકાશનકાળમાં એની પાછળ હાજીમહમ્મદે પોતાની સર્વતોમુખી શક્તિઓ બતાવી. ઊંચા અભ્યાસીથી માંડીને અદના વેપારી સુધી સૌને રસ પમાડી શકે એવા વિવિધ વિસ્તારવાળી સામગ્રીઓ ચૂંટીચૂંટીને પસંદ કરવી; ઉચિત વસ્તુ માટે ઉચિત લેખક કે ચિત્રકાર શોધી, તેને જરૂરી સામગ્રી પૂરી પાડી, તેના મહેનતાણા માટે તેને પ્રસન્ન કરીને મનધારી વસ્તુ મેળવવી; પછી તેને કલાના રંગે રંગવા માટે અસંખ્યાત સાધનો ઉથલાવી ચિત્રો, શોભનો, ફોટોગ્રાફી આદિ વીણવાં કે નવાં તૈયાર કરાવવાં; અવનવીન રૂપરંગે તેની સજાવટ કરવી; વિવિધ પ્રકારોથી શૈલીમય છાપકામ કરાવવું; જાહેરખબરો સુદ્ધાં નવીન ઢબથી લખવી અને ગોઠવવી: આવાં અનેકવિધ ક્ષેત્રોનાં પૃથક્ પૃથક્ પાસાંઓ પર હાજીમહમ્મદની બુદ્ધિશક્તિ, રસવૃત્તિ અને કલાદૃષ્ટિએ પોતાનો પરિચય આપી દીધો. પાંચ વરસનો 'વીસમી સદી'ના પ્રકાશનનો એ કાળ ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ હતો.

પરંતુ મોંઘાં સાધનસામગ્રી પર સવાર થઈને દર મહીને બહાર પડતા એ અંકો પાછળ હાજીમહમ્મદનું જીવન એ છેડેથી બળતી મીણબત્તીની માફક ફના થતું ગયું. એક બાજુ, વેપાર ઉપરથી બધુ ધ્યાન ઉઠાવી જ લીધુ હતું અને એ આવક અટકી ગઈ હતી, તેમાં વળી 'વીસમી સદી' આવકને બદલે ખર્ચ, ખોટ અને દેવાના ખાડામાં ઉતારી રહ્યું હતું; છતાં કોઈ પણ રીતે આ મહેનત ઊગી આવે અને સારો દહાડો દેખાય એ આશાના તાંતણે જીવન ખેંચતા તે વિવિધ યોજનાઓ ઘડ્યે જતા હતા.

બીજી બાજુ આ નાના ક્ષેત્ર પાછળ લેવી પડતી હદ ઉપરાંતની ઝહેમત તથા એ સાહસને ટકાવી રાખવા પાછળની સતત ચિંતાથી શરીર ઘસાતું જતું હતું, તેની સંભાળ કે માવજત કરવાનું આર્થિક કે બીજા ટેકાથી શક્ય રહ્યું ન હતું.

અંતે શરીર તૂટી ગયું અને થોડા દિવસના તાવ પછી એ જ સ્થિતિમાં ઈ. સ. ૧૯૨૧ના જાન્યુઆરીની ૨૨મી તારીખે ધનુર્વાની બિમારીથી મુંબઈમાં એમનું અવસાન થયું. 'વીસમી સદી' જેમ એમનું કીર્તિદા બન્યું તેમ જીવનનો અંત આણનાર નિમિત્ત પણ તે જ બન્યું. એમની એ આખી પ્રવૃત્તિના સાક્ષીઓ અને એમના અંતકાળના પત્રો સ્પષ્ટ કરે છે કે સચિત્ર પત્રકારત્વ દ્વારા સાહિત્ય અને કલાનો સંપર્ક જનસામાન્યને પહોંચાડવાના પોતાના એ નાદ પાછળ એમણે તન, મન અને ધનની ફનાગીરી કરી હતી.

એમની પહેલી પત્નીથી ત્રણ અને બીજી પત્નીથી એક પુત્ર થએલો, તે ચારે હયાત છે. મોટા પુત્ર શ્રી. ગુલામહુસેને પાછળથી 'વીસમી સદી'ને સાપ્તાહિકના રૂપમાં થોડો વખત ચલાવ્યું હતું, અને આજે તે કાગળ, મશીનરી વગેરેનો વેપાર કરે છે. બીજા પુત્ર શ્રી. ફરૂખશીઅર મિલમૅનેજર છે; ત્રીજા શ્રી. રહેમતુલ્લા મુંબઈમાં આર. શિવજીના નામથી જાણીતા ફોટોગ્રાફર છે, અને ચોથા શ્રી. હબીબ સાત વર્ષથી જાપાનમાં વેપારમાં પડ્યા છે.

એમની પાછળ એમના પરમ મિત્ર શ્રી. રવિશંકર રાવળે પ્રકટ કરેલા 'હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ'માં એમના વિષેની પુષ્કળ સચિત્ર માહિતી તથા બીજું સાહિત્ય સંઘરાયું છે.

'ગુલશન' અને 'વીસમી સદી' માસિકોનાં સંપાદન તથા ઘણા છૂટક લેખો ઉપરાંત એમણે લખેલા તથા અનુવાદિત કરેલા ગ્રંથોની યાદી નીચે મુજબ છે :

'સ્નેહી વિરહ પંચદશી', 'ઇમાનનાં મોતી', 'રશીદા', 'મોગલ સમયની પ્રેમકથાઓ', 'સુશીલા', 'શીશમહેલ', 'સેવાસદન'. એમનું 'ઉમર ખય્યામની રુબાઈયાત'નું પુસ્તક હજી અપ્રકટ છે.

---

# હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રૉફ

પૂર્વ તેમજ પશ્ચિમની ફિલસૂફીઓના ઊંડા અભ્યાસી, સમર્થ પંડિત અને વેદાન્તવિદ્ એવા આ વિદ્વાન ગુજરાતીનો જન્મ પેટલાદમાં, વીશા લાડ વણિક કોમમાં, ઇ. સ. ૧૮૬૭ માં થયો હતો. એમના પિતાનું નામ તો નરોત્તમદાસ હતું, પણ ફોઇને ત્યાં દત્તક થવાથી એમના પિતાના નામને બદલે એમના ફુવાનું નામ વ્રજભૂખણદાસ લખાતું. એમનાં માતાનું નામ ગંગાબાઇ.

પ્રાથમિક શિક્ષણ પેટલાદમાં લઈ તે વધુ અભ્યાસ માટે મુંબઈ ગયા અને ત્યાં એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાંથી મેટ્રિક અને એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી. એ. થયા. ત્યારબાદ એમ. એ. નો અભ્યાસ કર્યો, પણ એમ. એ. ની પરીક્ષામાં બેઠા ત્યારે તત્ત્વજ્ઞાનના સંસ્કૃતના પરીક્ષક સાથે એક પ્રશ્નપત્રમાં કોઈ સિદ્ધાન્તની બાબતમાં પરીક્ષાના હૉલમાં જ તકરાર થવાથી એ પરીક્ષા આપ્યા વિના જ હૉલ છોડીને ચાલી નીકળ્યા. ડિગ્રી માટે એમને મોહ ન હતો, અને પોતે ગર્ભશ્રીમંત કુટુંબના હોઇ કમાવાની ચિંતા નહોતી; વિદ્યાનો શોખ એટલો બધો હતો કે બી. એ. પ્રાસ થયા પછી અગિયાર વર્ષ સુધી રોજ તેઓ પ્રિન્સિપાલની અનુમતિ લઇને એલ્ફિન્સ્ટન તેમજ ડેક્કન કૉલેજમાં બી. એ, તથા એમ. એ. ના વર્ગમાં ફીલસૂફી અને ઇતિહાસનાં વ્યાખ્યાનો સાંભળવા જતા. પ્રિ. વર્ડ્ઝવર્થ અને પ્રિ. શાર્પના એ પ્રિય વિદ્યાર્થી હતા. શાંકર વેદાંત એમનો અભ્યાસનો મુખ્ય અને પ્રિય વિષય હતો, અને તેનો અભ્યાસ એમનો એટલો ઊંડો હતો કે પ્રિ શાર્પને પણ ઘણી વાર એ વિષયમાં ગૂંચ પડતી ત્યારે એમનો મત પૂછતા. આખુ શાંકર ભાષ્ય એમને કંઠે હતું. એ ઉપરાંત પચદશી, અદ્વૈતસિદ્ધિ, ચિત્સુખી આદિ વેદાન્તના આકર ગ્રંથોનો એમણે સારો અભ્યાસ કર્યો હતો. અંગ્રેજી તેમજ સંસ્કૃત તત્ત્વજ્ઞાનના એ સમર્થ પંડિત હતા તેમજ રસાલંકાર આદિ સાહિત્યશાસ્ત્રનું પણ એમનું જ્ઞાન તલસ્પર્શી હતું આ બધુ જ્ઞાન એમણે એકલા વાચનથી નહિ, પણ તે સાથે પ્રાચીન શૈલી મુજબ વિદ્વાન સંન્યાસીઓ અને પંડિતો પાસે લગભગ દસ વર્ષ સુધી બેસી ગુરુમુખ અભ્યાસ કરીને મેળવ્યુ હતું ભારતમાર્તંડ પ. ગટુલાલજી ઉપર એમને ખૂબ પ્રેમ હતો અને એમના નામસ્મરણમાં પોતે કાઢેલા 'પં. ગટુલાલ હરિહર પુસ્તકાલય'માં દસેક હજાર રૂપિયાની કિંમતનાં બહુમૂલ્ય ગ્રંથો એકઠા

કર્યાં હતા, જે આખું પુસ્તકાલય એમણે પોતાના વતન પેટલાદની સાર્વજનિક લાયબ્રેરીને બક્ષિશ કરી દીધું છે.

નોકરી ન કરવાની એમની પ્રતિજ્ઞા હતી, પણ થોડો વખત મુંબઈમાં સખારામ મંછારામવાળા શેઠ ચુનીલાલને ત્યાં સેક્રેટરી તરીકે એમણે કામ કર્યું હતું. ત્યારબાદ વડોદરામાં સયાજી હાઇસ્કૂલ નીકળી ત્યારે ૧૯૦૮ માં તેના પ્રિન્સિપાલ તરીકે પોતાના પેટલાદના મિત્રોના અત્યાગ્રહથી આવ્યા અને અવસાનપર્યંત તે સ્થળે રહ્યા. વચ્ચે ૧૯૧૭-૧૮ ના અમદાવાદ અને નવસારીમાં હેડમાસ્તર તરીકે જઈ આવ્યા હતા. તેઓ નિપુણ શિક્ષક અને અદ્ભુત વક્તા હતા.

ઈ. સ. ૧૮૯૨માં પેટલાદમાં માણેકબ્હેન સાથે એમનું લગ્ન થએલું. એમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ થયાં છે એ સૌમાંથી હાલ એક પુત્ર કાંતિલાલ ૩૦ વર્ષની વયના છે અને ગાયકવાડ રેલવેમાં નોકરી કરે છે. ઈ. સ ૧૯૩૦ના મે માસની ૩૦મી તારીખે પેટલાદમાં એમનું અવસાન થયું. ત્યારપછી 'પ્રસ્થાન' માસિકમાં, 'ગુજરાતી' સાપ્તાહિકમાં, તેમજ 'મુંબઈ સમાચાર' દૈનિકમાં એમના જીવનવિષયક ત્રણેક વિસ્તૃત લેખો છપાયા છે.

એમના સ્મરણમાં ઈ. સ. ૧૯૩૫માં એમના શિષ્ય શ્રી નાનાલાલ શાહ એમ. એ. એ વડોદરામાં 'એચ. વી. શ્રોફ મેમોરિયલ હાઇસ્કૂલ' કાઢી છે. સદ્ગતે પોતાના ઘરમાં પોતાના વાચન અને અભ્યાસ માટે સંઘરેલાં અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃતનાં લગભગ બેત્રણ હજારની કિંમતનાં પુસ્તકોનો જે સંગ્રહ કરેલો તે તેમના પુત્રોએ મજકૂર હાઇસ્કૂલને ભેટ કર્યો છે.

Wildon Carr ના "Problem of Truth" ઉપરથી 'સત્યાર્થ મીમાંસા' નામે એમણે સ્વતંત્ર અનુવાદ કરેલો છે એ એમનો એક માત્ર ગ્રન્થ છે. પરન્તુ એમણે વેદાન્ત, ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપર છૂટક લેખો સંખ્યાબંધ લખ્યા છે. 'ગુજરાતી' પત્રના પ્રત્યેક દીવાળી અંકમાં તેમનો એક અભ્યાસપૂર્ણ લેખ નિયમિત આવતો. આ ઉપરાંત 'નવલગ્રન્થાવલિ,' 'ગીતગોવિંદ,' 'સંસ્કૃત સાહિત્યકથાઓ-૧' વગેરે પુસ્તકોની પ્રસ્તાવનાઓ એમણે લખેલી છે.

---

# વિદ્યમાન ગ્રંથકારો

## સૈયદ અબુઝફર બીન સૈયદ હકીમ અબુહબીબ નદવી

મૂળ તેઓ બિહાર પ્રાંતના દસના ગામના વતની છે, અને પટણા જિલ્લામા બિહારશરીફ પાસેના એ દસના ગામમા, સૈયદ કોમમા ઈ. સ ૧૮૮૯ મા, હીજરી તા. ૩ ઝિલ્હજ્જા ૧૩૦૭ ના રોજ એમનો જન્મ થયેલો એમના પિતાનું નામ સૈયદ હકીમ અબુહબીબ બિન સૈયદ હકીમ અબુલહસન.

ઉર્દૂ, ફારસી અને અરબીની પ્રાથમિક કેળવણી દસનામા લઈ તેઓ આગળ અભ્યાસ માટે લખનૌ ગયા અને ત્યાં દારૂલ ઉલમ નદવતુલ ( નદવા અરબી કૉલેજ)મા શરુઆતથી તે છેવટ સુધીનો સાંગોપાગ અભ્યાસ કરી 'નદવી' થયા,— જે અરબીમા બી. એ. કે સ્નાતકની ડિગ્રી ગણાય છે. નાનપણમા રમત ઉપર ખૂબ લક્ષ રહેતું, પણ એક હરીફાઈને પ્રસંગે કસમ ખાધા કે એમા જો પોતે હારે તો ફરી કદી રમતમાં ન ઊતરે. તેઓ કહે છે 'સદ્દભાગ્યે તે દિવસે હુ હારી ગયો અને પછી ફિલસૂફી અને ઇતિહાસના અભ્યાસ પર મારું ધ્યાન લગાડયુ.' ત્યારથી બધી પરીક્ષાઓમા એ પ્રથમ જ રહેતા આવ્યા છે. અલ્લામા શિબ્લી નૂમાની અને સૈયદ સુલેમાન નદવીના સત્સંગની તથા તેમની કિતાબોની પોતાના જીવન પર ઊંડી અસર પડેલી તેઓ જણાવે છે એમના જીવનવિષયક વિશેષ માહિતી એમના 'સફરનામ-એ-બર્મા' તથા 'તારીખે ગુજરાત ( ભા ૨ )' વગેરે એમના ગ્રંથોમાથી મળે છે એમના લગ્ન દસના તેમ જ સુરજગઢ (મુંઘેર) મા ત્રણ વખત થએલા, જેમાના છેલ્ના પત્ની હયાત છે અને એમને બે નાની દીકરીઓ છે

'નદવી' થયા પછી એમણે શિક્ષણનો વ્યવસાય સ્વીકાર્યો છે અને મુલતાન, અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠ, બંગાળનું શાંતિનિકેતન વગેરેની કૉલેજોમાં ઉર્દૂ, ફારસી અને અરબીનું અધ્યાપન કર્યું છે. આજે તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ચાલતા અનુસ્નાતક ( પોસ્ટ-ગ્રેજ્યુએટ ) વર્ગોમા એમ એ ક્લાસને ઉર્દૂ તથા અરબીનું શિક્ષણ આપવાનું તેમ જ ગુજરાતના ઇતિહાસના સંશોધનનું કાર્ય કરે છે. એમના ગ્રંથોની સાલવાર યાદી :

સફરનામ-એ-બર્મા (૧૯૨૪), બર્મી બોલચાલ (૧૯૨૪), મુખ્તસર તારીખે ગુજરાત (બાળકો માટે) ૧૯૨૭, ખાતિમ-એ-ઉમરાતે અહમદી (પરિશિષ્ટ)નો ઉર્દૂ તરજૂમો ૧૯૩૩, તઝકીર-એ અકદસ ૧૯૩૩, મુખ્તસર તારીખે હિન્દ (વિદ્યાર્થીઓ માટે) ઉર્દૂમા ૧૯૩૬, તોહફતુલ મજાલિસ ૧૯૩૯, તારીખે મુઝફ્ફરશાહીનો ઉર્દૂ તરજૂમો-ઉપોદ્ઘાત સાથે ૧૯૪૨

આ ઉપરાંત ગુજરાત તથા સિંધના ઇતિહાસના, ઉમર ખય્યામની રૂબાઈયતના તથા અમુક ધર્મવિષયક નાટક ગ્રંથો અપ્રકટ છે.

---

## અબ્દુલ સત્તારખાન પઠાણ (ભક્ત સત્તારશાહ)

ભક્ત સત્તારશાહ ઉર્ફે અબ્દુલ સત્તારખાન પઠાણના પૂર્વજો મૂળ અફઘાનિસ્તાનની સરહદના વતનીઓ એમના પિતાનું નામ ખેસન ગુલખાન, અને માતાનું નામ નનીબીબી ઉર્ફે જાનબેગમ તેમનો જન્મ સંવત ૧૯૪૮ (ઈ. સ ૧૮૯૨) મા નાદોદમા થએલો તે ન્યાતે યુસુફઝાઈ પઠાણ લેખાય છે.

નાદોદમા તેમણે ચાર ધોરણ સુધી ગુજરાતી પ્રાથમિક કેળવણી લીધેલી અને ઉર્દૂનો અભ્યાસ પણ કરેલો તે ત્રણ માસના હતા ત્યારે તેમના પિતાનું અવસાન થયેલું એટલે માતાએ ઉછેરી તેમને મોટા કરેલા ચુસ્ત વિચારવાળા પઠાણ સગાઓએ તેમને અચેછ જેવી 'કાફરી' જબાનની કેળવણી લેવા દીધી નહિ, રાજપીપળાના મહારાજા છત્રસિંહજીના નાના ભાઈ દિગ્વિજયસિંહજીના પ્રેમપાત્ર સાથી થવાથી અને રાજવરી મોજો માણવાની લતમા પડી જવાથી પણ તે વધુ ભણી શકયા નહિ ૧૯૦૮મા સોળ વર્ષની ઉમરે તેમણે દેશી નાટક સમાજમા 'વીણાવેલી' નાટકમા કઠિયારાનો ભાગ ભજવીને છએક માસ સુધી રંગભૂમિની જિંદગી જોઈ લીધી

સત્તારશાહ સરસ ગાતા, એટલે નાટકનો તખ્તો છોડીને તેમના મીઠા ગાને તેમને ભજનો તરફ ખેંચ્યા સત્તારશાહ ભક્ત બન્યા અને ભજનિકોના અખાડાઓ તરફ દોરાવા લાગ્યા આજે ભક્ત સત્તારશાહનો અભ્યાસનો વિષય સુફી તત્ત્વજ્ઞાન અને મુખ્ય વ્યવસાય ભજનોપદેશ, સમાજસેવા તથા સત્સંગ બની રહ્યો છે મર્હુમ કાજી અનવરમીયાની તેમના જીવન પર અસર છે અને 'અનવર કાવ્ય' તેમનું પ્રિય પુસ્તક છે તેમનું એક પુસ્તક 'સત્તાર ભજનામૃત' છે જેમા તેમના રચેલા ભજનો સંગ્રહેલા છે પહેલી તે સંવત ૧૯૭૯મા બહાર પડેલું, હાલમા તેની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે

તેમનું લગ્ન અમીના બેગમ વેરે સને ૧૯૨૦ માં અંકલેશ્વરમા થયેલું તેમને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ છે.

---

# અમૃતલાલ નાનકેશ્વર ભટ્ટ

શ્રી. અમૃતલાલ ભટ્ટ ન્યાતે કપડવણજના મોઢ બ્રાહ્મણ છે. તેમનો જન્મ તા. ૩-૧૦-૧૮૭૯ના રોજ કપડવણજમાં થએલો. પિતાનું નામ નાનકેશ્વર પુરુષોત્તમ ભટ્ટ અને માતાનું નામ સૂરજબહેન. કપડવણજના ભટ્ટ કુટુંબને ઝાલુઆ સ્ટેટ તરફથી જાગીર મળે છે તેમાં તેમનું કુટુંબ ભાગીદાર છે.

તેમણે પ્રાથમિક કેળવણી લેવાની શરૂઆત ઝાલુઆ સ્ટેટના રાણાપુર ગામમાં કરેલી અને પછી કપડવણજની ગામઠી નિશાળમાં અભ્યાસ કરેલો. અંગ્રેજી શિક્ષણ કપડવણજમાં પાંચમા ધોરણ સુધી લઈને આગળ અભ્યાસ અમદાવાદની સરકારી હાઇસ્કૂલમાં કરી ૧૮૯૫માં મૅટ્રિકની પરીક્ષા પસાર કરેલી. ત્યારપછી તેમણે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા માટેનો અભ્યાસ શરુ કરી ૧૯૦૨માં એ પરીક્ષા પાસ કરી હતી. એકાદ વર્ષ અમદાવાદમાં વકીલાતનો વ્યવસાય કરીને પછી તેમણે ઉમરેઠમાં પ્રેક્ટીસ શરુ કરેલી, જ્યાં પાંચ વર્ષમાં જ તે વકીલોની આગલી હરોળમાં આવી ગયા હતા. સને ૧૯૩૪માં ડાકોરમાં રણછોડરાયજીના મંદિરમાં રિસીવરની જગ્યાએ તે રૂ. ૩૦૦ના પગારથી નીમાયા હતા, તે જ જગ્યાએ હાલમાં પણ તે મેનેજર તરીકે કામ કરે છે. તેમનું લગ્ન સોમેશ્વર ગિરધરભાઈ પુરાણીની દીકરી રેવાબહેન સાથે થએલું.

વિદ્યાર્થી અવસ્થામાં જ તેમને કવિતાઓ લખવાનો શોખ હતો. ૧૮૯૯માં તેમણે એક કાવ્ય લખેલું તે છેક ૧૯૨૮ માં પ્રસિદ્ધ થયું હતું. કવિ તરીકે પ્રસિદ્ધ થવાની વૃત્તિ ઉપર તેમણે સારી પેઠે સંયમ દાખવ્યો છે, અને તેથી જ તેમની પ્રસિદ્ધ થએલી કૃતિઓ કરતાં અપ્રસિદ્ધ કૃતિઓનો સંગ્રહ મોટો છે.

તેમનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યોમાં પ્રકૃતિવર્ણન કરતાં વિચારપ્રધાન અને ચિંતનપ્રધાન કાવ્યો વધારે છે. 'ડ્રૅમૅટિક મૉનોલોગ' (નાયકની સ્વગત ઉક્તિરૂપે આખું કાવ્ય) ગુજરાતીમાં તે સારી રીતે ઉતારી શક્યા છે તે "સીતા" અને "કૃષ્ણકુમારી" એ બે કૃતિઓ ઉપરથી જણાય છે. તે ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન તથા સાહિત્યના સારા અભ્યાસી છે. બ્રાઉનિંગ અને શેલી, કાલિદાસ તથા દયારામ તેમના પ્રિય કવિઓ છે. તત્ત્વજ્ઞાનમાં શંકરાચાર્ય તથા શોપનહોઅરે તેમના ઉપર અસર નીપજવી છે. તેમનાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છે :

(૧) પુલોમા અને બીજાં કાવ્યો (૧૯૨૮), (૨) સીતા (૧૯૨૮), (૩) કૃષ્ણકુમારી (૧૯૨૮), (૪) રાસ પંચાધ્યાયી (ભાષાન્તર) ૧૯૩૮.

## ઈશ્વરલાલ મૂ. વીમાવાળા

શ્રી. ઈશ્વરલાલ મૂળચંદ વીમાવાળાનો જન્મ ઈ. સ. ૧૮૯૭માં થયો હતો તેમનાં માતાનું નામ વિજયાલક્ષ્મી હતું તેમના પિતાના અવસાન-સમયે તેમની વય ૧૦ વર્ષની હતી. પ્રાથમિક કેળવણી તેમણે મુંબઈમાં અને પછી સુરતમાં લીધેલી. મેટ્રીક સુધી માધ્યમિક કેળવણી લીધા પછી વિલ્સન કોલેજમાં ઇટર સુધી અભ્યાસ કર્યો હતો, તે અરસામાં માતાનું મરણ થવાથી અભ્યાસ છોડી દેવો પડ્યો હતો. તેમના મોટા ભાઈ શ્રી. ચંપકલાલ ઝવેરાતના ધંધામાં પડેલા છે અને નાના ભાઈ શ્રી. નટવરલાલ સાહિત્યપ્રકાશનના વ્યવસાયમાં છે.

થોડો વખત નડીયાદમાં અને પછી મુંબઈમાં શેઠ જમનાલાલ બજાજની પેઢીમાં નોકરી કરીને ૧૯૨૦માં નવજીવન ઓફીસમાં તેમને સ્વામી આનંદે બોલાવેલા. ૧૯૨૧માં તેમણે સુરતમાં ગાંડીવ સાહિત્ય મંદિરની સ્થાપના કરેલી, જે પાછળથી તેમના નાના ભાઈ નટવરલાલે સંભાળેલું.

માધ્યમિક શાળામાં અભ્યાસ ચાલતો હતો તે વખતથી જ તેમને વાચન-લેખનનો શોખ હતો કવિ ભાસના સંસ્કૃત નાટક પરથી લખેલું પુસ્તક 'પાંડવગુપ્ત નિવાસ' સૌથી પહેલાં તેમણે ૧૯૨૦માં પ્રસિદ્ધ કરેલું.

સાહિત્યના શોખની સાથે તેમને યંત્રકામમાં પણ રસ હતો. ૧૯૨૧માં તેમણે ગાંડીવ રેંટીઓ શોધી કાઢેલો અને ૧૯૩૦માં એ રેંટીઓ ગાંધીજીને મોકલેલો જેમાં કેટલાક સુધારા કરીને ગાંધીજીએ 'યરોડા ચક્ર' નામનો રેંટીઓ બહાર પાડેલો.

'ગાંડીવ' સાહિત્યમંદિરે કેટલુંક બંગાળાનું ક્રાન્તિકારી સાહિત્ય ગુજરાતીમાં બહાર પાડેલું તેથી પોલીસે કાર્યાલયનો કબજો લીધો હતો, અને તેમને કપડાંભેર બહાર કાઢ્યા હતા. ૧૯૩૧માં તેમણે 'સ્ત્રીશક્તિ' સાપ્તાહિક શરુ કર્યું, જે આજે ચાલી રહેલું છે. તે ઉપરાંત સુરતના વાચકોને ઉપયોગી બને તેવું 'દેશબંધુ' નામનું નાનુ સાપ્તાહિક પણ તે પ્રસિદ્ધ કરે છે.

'ગાંડીવ' બાલસાહિત્યમાળામાં તેમણે લખેલી પુસ્તિકાઓ 'બાળ-વિહાર', 'મીનાકુમારી', 'કોલસા કાકા', 'રેલ પાટા' વગેરે છે. 'બહાંડનો ભેદ' નામની સાહસકથામાળા પણ તેમણે લખી છે. તેમના સંપાદન હેઠળની 'સ્ત્રીશક્તિ ગ્રંથમાળા'માં આશરે ૭૫ નાનામોટાં પુસ્તકો બહાર પડ્યાં છે. તેમનાં પત્ની કાન્તાગૌરી 'સ્ત્રીશક્તિ' સાપ્તાહિકના સહતંત્રી તરીકે તેમને કાર્યમાં સહાય કરે છે.

---

## કરસનદાસ નરસિંહ માણેક

શ્રી. કરસનદાસ માણેકનો જન્મ સં. ૧૯૫૮ ના કારતક વદ ૨ ને દિને કરાચીમાં થએલો. તેમના પિતાનું નામ નરસિંહ ડાહ્યાભાઈ અને માતાનું નામ છબીબાઈ. તેમનું મૂળ વતન જામનગર તાબાનું હડીઆણા ગામ, અને ન્યાત લોહાણા. ઈ. સ. ૧૯૧૨ માં તેમનું લગ્ન સૌ. ધનલક્ષ્મી વેરે થએલું, જેમનું અવસાન થતાં બીજું લગ્ન સૌ. રાધાબાઈ વેરે કરાચીમાં થએલું. તેમને બે સંતાનો છે, એક પુત્ર અને એક પુત્રી.

શ્રી. કરસનદાસે પ્રાથમિક કેળવણી કરાચીની એક ખાનગી શાળામાં લીધેલી, માધ્યમિક કેળવણી ત્યાંની મિશનસ્કૂલમાં લીધેલી અને ઉચ્ચ કેળવણી કરાચીની ડી. જે. સિંધ કૉલેજમાં લઈને અંગ્રેજી તથા સંસ્કૃત સાથે બી. એ.ની પરીક્ષા પસાર કરેલી. વચ્ચે ૧૯૨૧ માં અસહકારની ચળવળને પરિણામે તેમણે કૉલેજ છોડેલી અને ગુજરાત વિદ્યાપીઠમાં બે વર્ષ અભ્યાસ કરેલો.

કૉલેજ છોડ્યા પછી તેમણે શિક્ષણનો વ્યવસાય શરુ કરેલો અને કરાચીની બે જુદી જુદી હાઈસ્કૂલોમાં પ્રિન્સીપાલ તરીકે બારેક વર્ષ સુધી નોકરી કરેલી. ત્યારપછી તેમણે પત્રકારત્વની દિશા પકડી છે અને 'જન્મભૂમિ' કાર્યાલયમાં તેમણે પોતાનું સ્થાન જમાવ્યું છે. રાષ્ટ્રીય માનસને લીધે સત્યાગ્રહની ચળવળના વખતમાં તેમને બે વાર કારાગૃહવાસ વેઠવો પડ્યો છે: ૧૯૩૦માં આઠ માસ અને ૧૯૩૨ માં સવાબે વરસ.

સાહિત્ય અને માનસશાસ્ત્ર એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે. કાકા કાલેલકરની તેમના જીવન ઉપર વિશિષ્ટ અસર છે. બાઈબલ, સરસ્વતીચંદ્ર અને શાહનો રસાલો (સિંધી) એ એમનાં પ્રિય પુસ્તકો છે.

તેમની પ્રથમ સાહિત્યકૃતિ તે રવીંદ્રનાથ ટાગોરના બંગાળી નાટક 'મુક્તધારા'નો અનુવાદ, જેની પ્રસ્તાવના શ્રી. રામનારાયણ વિ. પાઠકે લખી છે. ૧૯૨૪ માં તેમનાં 'બે બાળનાટકો' પ્રસિદ્ધ થયાં જે ટાગોરના 'મુકુટ' તથા 'શારદોત્સવ' નો અનુવાદ છે.

નવીન પેઢીના કવિતાલેખકોમાં શ્રી માણેકનું સ્થાન મોખરે છે. ૧૯૩૪ માં 'ખાખનાં પોયણાં' નામક તેમનું ખંડકાવ્ય પ્રસિદ્ધ થયેલું અને ૧૯૩૫ માં 'આલબેલ' નામનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. પત્રકારત્વમાં દાખલ થયા પછી તેમણે વ્યંગકાવ્યોના લેખનમાં સારી સફળતા મેળવી છે જેની વાનગી રૂપ 'વૈશંપાયનની વાણી' ૧૯૪૩ માં પ્રસિદ્ધ થઈ છે.

## કુંવરજી આણંદજી શાહ

શ્રી. કુંવરજી આણંદજી શાહનો જન્મ ઘોઘા (કાઠિયાવાડ) માં વિક્રમ સંવત ૧૯૨૦ ના ફાગણ સુદ ૮ ને રોજ થયો હતો. તેમના પિતાનું નામ આણંદજી પુરુષોત્તમ શાહ અને માતાનું નામ કસળી બહેન. તે ન્યાતે વીશાશ્રીમાળી જૈન છે અને ભાવનગરના વતની છે.

તેમણે પ્રાથમિક કેળવણી ગુજરાતી સાત ધોરણ સુધી અને માધ્યમિક કેળવણી અંગ્રેજી ત્રણ ધોરણ સુધી લીધેલી. તેમનો પ્રથમનો વ્યવસાય કાપડના વેપારનો હતો, પણ ત્યારપછીથી અદ્યાપિપર્યંત જૈન જાહેર સંસ્થાઓનું સંચાલન ઇત્યાદિ ધાર્મિક વ્યવસાયને તેમણે અપનાવ્યો છે. ભાવનગરની જૂનામાં જૂની લેખાતી જૈન સંસ્થા જૈનધર્મપ્રસારક સભા તથા ભાવનગરની પાંજરાપોળ એ બે મુખ્ય સંસ્થાઓ તે ચલાવે છે. એક વખત જુદી જુદી ૨૭ સંસ્થાઓના તે સેક્રેટરી હતા, પરંતુ વય વધતાં તેમણે એક પછી એક કાર્ય છોડી દીધાં છે. અત્યારે તો તે શ્રી જૈનધર્મપ્રસારક સભાના પ્રાણ-સ્વરૂપ છે. આ સભા તેમણે પોતાની સત્તર વર્ષની વયે સ્થાપેલી. વીસ વર્ષની વયે પહોંચતાં તેમણે "જૈન ધર્મપ્રકાશ" નામનું માસિક પત્ર પ્રસિદ્ધ કરવાનું શરુ કરેલું, જે આજે ૫૮ વર્ષથી નિયમિત ચાલુ છે. ઉક્ત સભાના નામથી અત્યારસુધીમાં જૈન આગમો, ગ્રંથો, પ્રકરણો, નાનાં ટ્રેકટો વગેરે લગભગ સાડાત્રણસો નાનાં–મોટાં પુસ્તકો તેમણે પ્રકાશિત કર્યાં છે. સં. ૧૯૪૦ થી શરુ થએલી તેમની એ પ્રકાશનપ્રવૃત્તિ અદ્યાવધિ ચાલુ જ છે.

તેમના અભ્યાસના મુખ્ય વિષયો જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન, જૈન પ્રકરણ ગ્રંથોનું પરિશીલન અને જૈન ધર્મના ચારે અનુયોગ છે. તેમના જીવન ઉપર વૃદ્ધિચંદજી મહારાજ તથા જૈન આગમોની મુખ્ય અસર છે.

શ્રી કુંવરજીભાઈનાં પત્નીનું નામ રૂપાળીબાઈ. સંવત ૧૯૪૨ માં ભાવનગરમાં તેમનું લગ્ન થએલું. શ્રી. કુંવરજીભાઈના મોટા પુત્ર શ્રી. પરમાનંદ કુંવરજી કાપડીઆ એક ઉદાત્ત દષ્ટિના જૈન ગ્રેજ્યુએટ છે. તે મુંબઈના જૈન યુવકસંઘના પ્રમુખ છે, જૈન યુવકપરિષદના પ્રમુખ છે અને સમાજોપયોગી સંસ્થાઓના અગ્રગણ્ય કાર્યકર છે. "પ્રબુદ્ધ જૈન" પત્ર તેમના સંચાલન હેઠળ પ્રસિદ્ધ થાય છે. શ્રી. કુંવરજીભાઇના બીજા પુત્ર શ્રી. નગીનદાસ કાપડીયા ભાવનગરના નિરંજન રકાબીઓના માલીક છે.

---

## ગિરિજાશંકર મયારામ ભટ્ટ

શ્રી. ગિરિજાશંકર મયારામ ભટ્ટ (ગિરીશ ભટ્ટ)નો જન્મ કુતિયાણામાં તા. ૧૨–૨–૧૮૯૧ના રોજ થએલો. તેમના પિતાનું નામ મયારામ જીવાભાઈ ભટ્ટ અને માતાનું નામ ત્રિવેણી. તેમનું મૂળ વતન વળા અને ન્યાતે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ.

તેમણે પ્રાથમિક કેળવણી કુતિયાણા, વળા અને ભાવનગરમાં તથા માધ્યમિક કેળવણી અંગ્રેજી સાત ધોરણ સુધી ભાવનગરમાં લીધી હતી. ૧૯૧૧માં બી. જી. જે. પી. રેલ્વેની નોકરીથી શરુઆત કરીને નવ વર્ષ સુધી તે જૂનાગઢમાં રહ્યા, પછી ૧૯૨૦થી ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના આજીવન સભ્ય તરીકે નવીન કેળવણીના શિક્ષક તરીકે તે કામ કરતા. ૧૯૩૯માં એ સંસ્થા બંધ થઇ ત્યારે તે 'હોમ સ્કૂલ'માં ('ઘરશાળા'માં) જોડાયા અને અત્યારે તે ત્યાં જ શિક્ષક તરીકે કામ કરે છે. દક્ષિણામૂર્તિ સંસ્થાના મુખ્ય મંત્રી તરીકે તેમણે ૨૦ વર્ષ કામ કર્યું હતું અને હાલમાં તે 'ઘરશાળા' સંસ્થાના મહામંત્રી છે.

શિક્ષણશાસ્ત્ર, કાવ્ય અને સાહિત્ય એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે. તેમના જીવન પર તેમના પિતાની તથા ભગવદ્ગીતાની વિશિષ્ટ અસર છે. નિષ્પાપ જીવન, પ્રભુ પર શ્રદ્ધા અને કર્મના ફળ પર વિશ્વાસ એ એમના જીવનસિદ્ધાંતો છે.

સને ૧૯૧૦ની સાલથી તેમની સાહિત્યોપાસનાની શરુઆત થએલી. 'સુંદરી સુબોધ', 'વીસમી સદી', 'ભારત જીવન', 'ગુર્જર બ્રાહ્મણ', 'પ્રસ્થાન', 'કૌમુદી', 'નવચેતન' વગેરેમાં તે લેખો લખતા હતા, અને અત્યારે બાળકોનાં માસિક પત્રોમાં તેમજ સાપ્તાહિકોના બાળવિભાગોમાં તે નિયમિત રીતે લેખો લખે છે. શુદ્ધ જોડણી અને વ્યાકરણની ચોકસાઈના તે ખૂબ આગ્રહી છે. લેખન અને પઠન–પાઠનમાં તેમના જીવનનો રસ સમાઈ રહેલો છે. તેમનાં રચેલાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ :

'મહાન વિગ્રહ પછીની જર્મનીમાં કેળવણીની પ્રણાલિ' (૧૯૩૩) (શ્રી. ગજાનન ઉ. ભટ્ટના અંગ્રેજી નિબંધનો અનુવાદ), 'અખિલ ત્રિવેણી' (૧૯૩૬), 'ગંમત ગીતો' (૧૯૩૬), 'ગિરીશભાઈની વાતોઓ ભાગ ૧–૨' (૧૯૩૭–૩૮), 'પાંખડીઓ' (૧૯૩૮), 'વાર્તાલહરી' (૧૯૩૯), શનિની પનોતી.

તેમનું લગ્ન ૧૯૦૫માં મંતાકબહેન વેરે થએલું. તેમને એક પુત્રી અને ત્રણ પુત્રો છે. પુત્રી ચિ. બાલાગૌરી ગ્રેજ્યુએટ છે.

---

## ગુલાબદાસ હરજીવનદાસ બ્રોકર

મૂળ પોરબંદરના વતની પણ બે પેઢીથી મુંબઈમાં શેરદલાલી કરતા દશા શ્રીમાળી જૈન વણિક કોમના ગર્ભશ્રીમંત કુટુંબમાં ઇ. સ. ૧૯૦૯ ના સપ્ટેમ્બરની ૨૦ મી તારીખે પોરબંદરમાં એમનો જન્મ થયો. એમના પિતાનું નામ હરજીવનદાસ નેમીદાસ અને માતાનું નામ વ્રજકુંવરબાઈ. પ્રાથમિક શિક્ષણ પોરબંદરમાં લઈ મુંબઈની ભરડા ન્યૂ હાઈસ્કૂલમાંથી તે મેટ્રિક અને એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી ૧૯૩૦ માં બી. એ. થયા. બાળપણથી જ તે અભ્યાસમાં આગળ પડતા હતા અને અંગ્રેજી ત્રીજા ધોરણથી હમેશાં પ્રથમ રહી ભરડા હાઈસ્કૂલમાં પ્રિલિમિનરીની સ્કૉલરશિપ પણ જીતેલી. ઇ. સં. ૧૯૨૭ માં સૌ. સુમતબહેન સાથે એમનું લગ્ન થયું, અને એક પુત્ર તથા બે પુત્રી એમ ત્રણ સંતાનો એમને હાલ છે.

અભ્યાસના પ્રિય વિષયોમાં સાહિત્ય ઉપરાંત રાજકારણ પણ હોવાથી તે અભ્યાસકાળથી જ તેમાં સક્રિય રસ લેતા, અને ૧૯૩૦ માં બી. એ. થયા પહેલાં જ ૧૯૨૯માં મુંબઈ પ્રાંતિક સમિતિની કારોબારી સમિતિમાં સભ્ય તરીકે ચૂંટાયા હતા, જ્યાં ૧૯૩૪ સુધી તેમણે ઉત્સાહભર્યો કાર્યભાગ નોંધાવ્યો. ૧૯૩૦-૩૧ માં સમિતિની બૉયકૉટ કમિટીમાં મંત્રી તરીકે કામગીરી કરી અને ૧૯૩૨-૩૩ ની સત્યાગ્રહની લડતમાં ૧ વર્ષ ને ૪ માસ જેલવાસ મળ્યો.

અહીં જ તેમની લેખનપ્રવૃત્તિની શરૂઆત થઈ. વાચનનો ખૂબ શોખ ધરાવનાર પિતા તો જોકે એમને ૧૦ વર્ષના મૂકીને ગુજરી ગએલા, પણ એમનાં એકઠાં કરેલાં પુસ્તકોના વાચને એમનામાં સાહિત્યનો રસ જગાડ્યો ને પોષ્યો હતો. જેલનિવાસ દરમ્યાન એ લેખનમાં પરિણમ્યો અને 'જૂના સંસ્કાર' નામની પહેલી વાર્તા એમણે ત્યાં લખી. 'પ્રસ્થાન'માં પ્રકટ થએલી 'લતા' (અને તેને અનુસંધાને લખાએલી 'લતા શું બોલે?' વગેરે) વાર્તાએ એમને પ્રસિદ્ધિ અપાવી અને ઇ. સ. ૧૯૩૮માં એમનો પહેલો સંગ્રહ 'લતા અને બીજી વાતો' બહાર પડ્યો. ૧૯૪૧ માં બીજો સંગ્રહ 'વસુંધરા અને બીજી વાતો' બહાર પડ્યો.

વાર્તાઓ ઉપરાંત કાવ્ય, નિબંધ વગેરે ક્ષેત્રોમાં પણ એમણે કલમ ચલાવી છે, પણ બાલાડંબર વિના મનોવ્યાપારનું સુધીર ને સ્વસ્થ પૃથક્કરણ કરતી તથા ઔચિત્યભરી શુદ્ધ શબ્દપસંદગીવાળી એમની સચોટ નવલિકાઓએ જ એમને વધુ સફળતા અપાવી છે.

---

## હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલ ('રહીમાની')

હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલનો જન્મ મુબઈમાં સંવત ૧૯૨૦ માં થએલો. તેમના માતાનુ નામ જાનબાઈ તેમનુ મૂળ વતન શીહોર હતું, હાલમાં ભાવનગર છે તે ખોજા શીઆહ ઇસ્નાઅશરી કોમના છે તેમણે કેળવણી મુખ્યત્વે મુબઈમા લીધેલી

તેમનુ પ્રથમ પુસ્તક 'નૂરે હિદાયત' સ ૧૯૪૨મા બહાર પડેલુ તેમનુ એક જાણીતું પુસ્તક 'મુસલમાનો અને ગુર્જર સાહિત્ય' છે પચાવન વર્ષથી તેઓ અરબી, ફારસી, ઉર્દૂમાંથી ગુજરાતી ભાષાતર કરીને નાના-મોટા પુસ્તકો પ્રસિદ્ધ કરે છે જે મુખ્યત્વે ઇસ્લામ ધર્મના છે એકાવન વર્ષથી 'રાહે નજાત' નામનુ માસિક પત્ર તેમના તત્રીપણા હેઠળ પ્રસિદ્ધ થાય છે વચમા ૨૭ વર્ષ સુધી 'નૂરે ઇમાન' અને ૧૩ વર્ષ સુધી 'બાગે નજાત' નામના માસિક પત્રો પણ તે પ્રસિદ્ધ કરતા હતા ગુજરાતી અક્ષરોમા 'કુરાને શરીફ' ગુજરાતી તરજૂમા સાથે તેમણે બહાર પાડેલું છે તેનો બહોળો પ્રચાર થયો છે

તેમના પત્નીનુ નામ સકીનાબાઈ તેમને ત્રણ પુત્રો છે જેમાના મોટા વેપાર કરે છે અને બીજા બે પુત્રો 'રાહે નજાત'નું તત્ર તથા વ્યવસ્થા સભાળે છે તે ઉપરાત તેમને પાચ પુત્રીઓ છે

---

## ગોવિંદભાઈ હરિભાઈ પટેલ

શ્રી ગોવિંદ હ પટેલ (ધર્મજ, તા પેટલાદ)નો જન્મ તા ૨૮-૮-૯૦ના રોજ થયેલો તેમણે માત્ર ગુજરાતી શાળામા ૭ ધોરણ સુધીની કેળવણી લીધી છે અગ્રેજી તેમ જ સસ્કૃત ભાષાથી તે આજ સુધી અપરિચિત જ છે તેમણે કેટલાક વર્ષો સુધી ધર્મજ પુસ્તકાલયના પ્રધાન તરીકે કામ કરેલું તે સમય દરમિયાન અને ત્યારપછીના વર્ષોમા એમણે ધર્મ, સાહિત્ય તથા ચિંતનમા વૃત્તિને પરોવી રાખી છે અને લગ્ન પણ કર્યું નથી એટલે સસાર-વ્યવહારની ઉપાધિથી તે અલિપ્ત રહ્યા છે

ઈ સ ૧૯૨૧મા એમના ભાવપ્રધાન સવાદોનો પ્રથમ ભાગ "સવાદ ગુચ્છ" પ્રસિદ્ધ થયો અને કેટલાક વિદ્વાનોએ તેમાનુ હીર પ્રમાણીને તેની પ્રશસા કરી એ સાહિત્યપ્રવૃત્તિ ઈ સ ૧૯૨૬ સુધી ચાલી ત્યારબાદ એક દસકા સુધી તે ચિંતનમા-ધર્મગ્રથોના અભ્યાસમા ડૂબેલા રહ્યા ૧૯૩૫મા તેમણે ૯૦૦ થી ૧૨૦૦ પક્તિઓનાં ખડકાવ્યો રચવા માડ્યાં

એમનાં ખંડકાવ્યોને ગુજરાત સાહિત્યસભાના જુદા જુદા સમીક્ષકોએ પણ મૂલ્યવાન લેખ્યાં છે.

શ્રી. ગોવિંદભાઈનાં ઘટક બળોમાં તેમની આજીવન ધર્મવૃત્તિ, ગ્રંથપાલ તરીકે તેમણે સેવેલી અભ્યાસરતિ અને તે દરમિયાન તેમણે કરેલું પ્રાચીન ધર્મગ્રંથો તથા ઇતિહાસનું વાચન, કિશોર અવસ્થામાં ભાટચારણો પાસેથી સાંભળેલી લોકવાર્તાઓ અને વિદ્વાનો તરફથી તેમને મળેલા આદર તથા ઉત્સાહ, એટલાં વાનાં ગણાવી શકાય. તેમની કૃતિઓ નીચે પ્રમાણે છે :

| | | |
|---|---|---|
| (૧) | સંવાદગુચ્છ–પ્રથમ પુષ્પ | ઈ. સ. ૧૯૨૧ |
| (૨) | ,, ,, –દ્વિતીય પુષ્પ | ,, ૧૯૨૩ |
| (૩) | હૃદયધ્વનિ, નાદ ૧–૨ | ,, ૧૯૨૩ |
| (૪) | ,, નાદ ૩–૪ | ,, ૧૯૨૩ |
| (૫) | આત્મોદ્‌ગાર | ,, ૧૯૨૬ |
| (૬) | જીવંત પ્રકાશ | ,, ૧૯૩૬ |
| (૭) | તપોવન | ,, ૧૯૩૭ |
| (૮) | મદાલસા | ,, ૧૯૩૯ |
| (૯) | આપદ્ધર્મ | ,, ૧૯૪૦ |

આમાંનાં પ્રથમ બેમાં સંવાદો છે; ૩, ૪, ૫ માં ગદ્યમય ભાવગીતો છે; બાકીનાં ખંડકાવ્યો છે.

---

## જગજીવનદાસ ત્રીકમજી કોઠારી

શ્રી. જગજીવનદાસ ત્રીકમજી કોઠારીનો જન્મ સંવત ૧૯૩૩ ના વૈશાખ વદ ૪ (તા. ૮–૫–૧૮૭૭) ના રોજ રાજકોટમાં થયો હતો. તેમનાં માતાનું નામ જવલબાઈ. તેમનું મૂળ વતન ગોંડળ છે અને ન્યાતે તે દશા શ્રીમાળી વણિક છે.

તેમણે પ્રાથમિક કેળવણી ગોંડળમાં અને માધ્યમિક કેળવણી રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં લીધી હતી. ઊંચી કેળવણી મુંબઈમાં વીલ્સન કૉલેજમાં લઈને તે સને ૧૯૦૩માં બી. એ. થયા હતા અને ૧૯૧૦ માં એલ. એલ. બી. ની ડિગ્રી તેમણે પ્રાપ્ત કરી હતી. ગોંડળ સ્ટેટમાં ૨૫ વર્ષ સુધી મુનસફ તથા ફ. ક. મેજી. તરીકે અને ટ્રેઝરી ઑફીસર તરીકે કામ કરીને પછીથી ખીરસરા તથા વિઠ્ઠલગઢ સ્ટેટમાં કારભારી તરીકે કામ

કર્યું હતું. ઇતિહાસ, ભૂગોળ અને સાહિત્ય એ તેમના પ્રિય વિષયો છે. 'પિકવીક પેપર્સ', 'ભદ્રંભદ્ર' અને 'વેનચરિત્ર' એ એમનાં પ્રિય પુસ્તકો છે.

સાહિત્યસૃષ્ટિમાં તો 'ઓલિયા જોશી' તરીકે તે સારી પેઠે જાણીતા છે. સાહિત્યપ્રવૃત્તિ અને સંગીત એ એમના ગૌણ રસના વિષયો છે, છતાં તેમણે ખાસ કરીને હાસ્ય રસની કૃતિઓદ્વારા સાહિત્યમાં ઠીક ફાળો આપ્યો છે.

તેમની કૃતિઓની નામાવલિ નીચે મુજબ છે:

'ચંદ્રશેખર નાટક' (૧૯૧૫), 'ઓલિયા જોશીનો અખાડો ભાગ ૧' (૧૯૨૬), ભાગ ૨ (૧૯૩૨), 'કોઠારી કુટુંબનો ઇતિહાસ તથા ડિરેક્ટરી' (૧૯૩૬), 'નહો નમરીઓ યાને જુની આંખે નવાં ચસ્મા' (૧૯૩૭), 'હસહસાટ' (૧૯૪૩).

તેમનું લગ્ન ૧૮૯૬માં રાજકોટમાં મણીબાઈ સાથે થએલું. તેમને ચાર પુત્રો અને પાંચ પુત્રીઓ છે. મોટાં પુત્રી ગુલાબબેને નર્સિંગ અને મિડવીફરીમાં બી. પી. એન. એ. નો ડિપ્લોમા મેળવ્યો છે.

---

## જગજીવનદાસ દયાળજી મોદી

શ્રી. જગજીવનદાસ દયાળજી મોદીનો જન્મ સંવત ૧૯૨૮ના માગશર સુદ ૫ (તા. ૧૬ ડીસેમ્બર ૧૮૭૨)ને દિવસે ડભોઈ તાલુકામાં આવેલા ફોફળીયા ગામે થયો હતો. એમનાં માતાનું નામ ડાહીબ્હેન. તેઓ ન્યાતે દશા બાજ વણિક છે. મીયાગામના ઠાકોરનું એમના વડીલોએ મોદીખાનું કરેલું એટલે મોદી અટકથી એ ઓળખાય છે. એમનું પ્રથમ લગ્ન ૨૧ વર્ષની વયે સૌ. મણિગૌરી સાથે થએલું, પરંતુ તે બાઈનું અવસાન થવાથી ૩૫ વર્ષની ઉમ્મરે એમનું બીજું લગ્ન સૌ. કમળાગૌરી નામની સુશિક્ષિત અને સંસ્કારી બાઈ સાથે થયું. દસ વર્ષના ટૂંકા સંબંધમાં આ બાઈનું પણ અવસાન થયું, અને ત્યારથી શ્રી. મોદી વિધુરાવસ્થા ભોગવે છે. એમને સંતતિમાં સૌ. કમળાગૌરીથી થએલા માત્ર એક પુત્ર નામે જગમોહનદાસ છે. આ ભાઈ સંસ્કારી અને સાહિત્યપ્રિય છે, ને હાલમાં વડોદરામાં એકાઉન્ટ ખાતામાં નોકરી કરે છે. એમણે બી. એ.ની પરીક્ષા પસાર કરેલી છે.

શ્રી. મોદીએ પ્રાથમિક શિક્ષણ મીયાગામમાં લીધેલું, અને ત્યારબાદ આગળનું શિક્ષણ વડોદરામાં લીધેલું. ગુજરાતી અભ્યાસ પૂરો કરી વડોદરા ટ્રેનિંગ કોલેજમાં શિક્ષણ લઈ સીનિયર શિક્ષકની પરીક્ષા એમણે પસાર કર્યો બાદ એ વડોદરા રાજ્યમાં શિક્ષક તરીકે જોડાયા. ત્યાં ૪૫ વર્ષ સુધી

હેડ માસ્તર અને ડેપ્યુટી તરીકે કામ કરી વડોદરા ટ્રેનિંગ કૉલેજના અધ્યાપકપદેથી એ નિવૃત્ત થયા છે. અંગ્રેજીમાં મેટ્રિક સુધી ખાનગી રીતે એમણે અભ્યાસ કર્યો છે. હિંદી, મરાઠી અને બંગાળી ભાષાના પણ એ જ્ઞાતા છે.

બાલપણથી જ એમને કવિતાઓ વાંચવાનો શોખ લાગેલો. ખાસ કરીને શામળ અને દલપત શૈલીની કવિતાઓ એમને ખૂબ ગમતી. વાંચવાના શોખ ઉપરથી ક્રમેક્રમે લખવાનો શોખ પણ વિકાસ પામ્યો, અને પંદર સોળ વર્ષની ઉમ્મર થતાંમાં તો નાની નાની કવિતાઓ જોડવામાં એમણે શક્તિ અજમાવવા માંડી. એ પ્રારંભની કવિતાઓમાં ગરબા, ગરબીઓ, પ્રાર્થના ને વર્ણનો હતાં. નજરે પડતા સામાન્ય વિષયો ઉપર હાથ અજમાવતી વખતે અભ્યાસને માટે કેટલીક કવિતાઓ લખવાની શરુઆત પણ એમણે કરેલી. સને ૧૮૯૫માં એવી કવિતાઓ 'સામાજિક હિતબોધ' નામથી પુસ્તકરૂપે પ્રગટ થઈ છે. સને ૧૮૯૬માં 'સ્તવન મંદાર' નામથી નાટકના રાગોમાં ગવાય એવાં રણછોડજીનાં પદોનો એમણે બીજો સંગ્રહ પ્રગટ કર્યો. ત્યારબાદ 'એક ઉત્તમ વિધવાની ઉક્તિ' અને 'જાગ્યો બાવેથી ભરતભૂમિમાં આર્ય તનયા' જેવાં ઈનામી કાવ્યો એમની કલમમાંથી ઊતર્યાં. આ સમયથી ગુજરાતનાં પ્રસિદ્ધ માસિકોમાં એમનાં કાવ્યો પ્રકટ થવા માંડ્યાં અને એ સાહિત્યસૃષ્ટિમાં વધુ પ્રકાશમાં આવ્યા.

સાહિત્યના ક્ષેત્રમાં સ્વ. મણિશંકર ભટ્ટ ( કાન્ત ) અને સાક્ષર શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી તરફથી એમને પ્રેરણા મળેલી. એ પ્રેરણા અને સાહિત્ય પ્રત્યે પોતાની કુદરતી અભિરુચિને લઇને પ્રાચીન સાહિત્યનો એમનો અભ્યાસ સરસ થયો. પરિણામે મહાકવિ પ્રેમાનંદ અને ભક્તકવિ દયારામ એમના વ્હાલા કવિઓ બન્યા. કવીશ્વર દલપતરામ માટેનો ભાવ પણ એમનામાં જણાઈ આવે છે. 'દયારામ' અને વડોદરાના કવિ 'ગિરધર' ના સંબંધમાં એમણે લખેલાં ચરિત્રો ગુજરાતી સાહિત્યના ચરિત્રવિભાગમાં માન સાથે બેસે તેવાં છે. એમણે અત્યારસુધીની જિંદગી સાહિત્યના એક અભ્યાસી તરીકે ગાળી છે અને હજુય અભ્યાસમાં મગ્ન રહેવામાં એમને આનંદ આવે છે. પ્રગટ થયેલ સાહિત્ય કરતાં એમનું અપ્રગટ સાહિત્ય હજુ મોટા પ્રમાણમાં છે. વયોવૃદ્ધ થયા છતાં હજુય એ ગુજરાતનાં ઘણાંખરાં માસિકો અને વર્તમાનપત્રોમાં લેખો તથા કવિતઓ લખે છે.

એમની સ્વતંત્ર કૃતિઓ નીચે મુજબ છે :

દયારામ ( કવિચરિત્ર ), ગિરધર ( કવિચરિત્ર ), વડોદરાનો વૈભવ

(વર્ણન), મોટી ઉમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી (નિબંધ), લાલના માંડવાનો ઇતિહાસ, સ્તવન મંદાર (કાવ્યસંગ્રહ), સામાજિક હિતબોધ (કાવ્યસંગ્રહ), સતી સીતા (લઘુ કથા), ગોપીપ્રબંધ (ખંડકાવ્ય), રમણ રસિકા (ખંડકાવ્ય), કન્યા સંગીતમાળાની કવિતાઓ, ગુજરાતના ઇતિહાસની વાતો (છગનલાલ દા. મોદી સાથે), મણિભાઈ વિરહ (કાવ્ય), જ્ઞાતિની ઉન્નતિ સંબંધી વિચારો (નિબંધ), સયાજી વાચનમાળા પુસ્તક ૧–૨–૩ (શ્રી૰શ્રીપાલ નાનાલાલ ના. શાહ સાથે).

એમનાં ભાષાંતરો નીચે મુજબ છે :

સુભદ્રા (નવલકથા) (બંગાળી ઉપરથી), સિદ્ધ કરામત અથવા સાચી વિભૂતિ (હિંદી ઉપરથી), સુલભ આરોગ્યશાસ્ત્ર (મરાઠી ઉપરથી), કરુણ વિલાસ (સંસ્કૃત ઉપરથી), વૈતાલ પંચવીસી (જૂની ગુજરાતી ઉપરથી સંશોધન તથા ભાષાંતર), વામન પુરાણ (સંસ્કૃત ઉપરથી).

એમનાં સંશોધન કરેલાં પુસ્તકો નીચે મુજબ છે :

• નંદબત્રીશી સટીક (શામળ કૃત), સુદામાચરિત્ર સટીક (પ્રેમાનંદ કૃત), પ્રહ્લાદ આખ્યાન (ગિરધર કૃત), દયારામ કાવ્યમણિમાલા (ભાગ ૩), દયારામ કાવ્યસુધા, નવલગ્રંથાવલી ભાગ ૧–૨ (હિરાલાલ વ્ર. શ્રોફ સાથે), રામાયણ (ગિરધર કૃત), પદ્યરત્નાવલી (સંપાદિત કાવ્યસંગ્રહ), ખાદ્યખોરાકીના શબ્દોની કહેવતોનો સંગ્રહ.

આ ઉપરાંત વડોદરાનો વાર્તારૂપ ઇતિહાસ, સંસ્કૃત ઉપરથી લખેલું મિથ્યાજ્ઞાનખંડન નાટક, યાત્રાવર્ણન, કેટલીક કવિતાઓ, નિબંધો ઇત્યાદિ અપ્રકટ સાહિત્ય પણ છે.

---

## જગજીવન માવજીભાઈ કપાસી

શ્રી. જગજીવન માવજીભાઈ કપાસીનો જન્મ સં. ૧૯૫૨માં સાયલામાં થએલો. તેમનાં માતુશ્રીનું નામ કેસરબાઈ. તે ન્યાતે દશા શ્રીમાળી જૈન વણિક છે. તેમનું મૂળ વતન ચુડા છે કે જ્યાં હાલમાં તે હજુર ઓફીસ સુપરિન્ટેન્ડન્ટના હોદ્દા પર છે. તેમણે માધ્યમિક કેળવણી મેટ્રીક સુધી લીધેલી. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન એ તેમના રસના ખાસ વિષયો છે. અંગ્રેજી ઉપરાંત હિંદી અને બંગાળી ભાષાનું જ્ઞાન પણ તે કેટલાક પ્રમાણમાં ધરાવે છે. તેમનું સૌથી પહેલું પુસ્તક "ગુજરાતનું ગૌરવ" એ નામની ઐતિહાસિક નવલકથા સં. ૧૯૭૫માં પ્રસિદ્ધ થએલી ત્યારપછી તેમણે લખેલાં

બીજાં પુસ્તકોમાં મુખ્ય "મેવાડનો પુનરુદ્ધાર" અને "વીરશિરોમણિ વસ્તુપાલ ભાગ ૧-૨-૩" એ છે.

તેમનું પહેલું લગ્ન સં. ૧૯૭૪માં અને બીજું સં. ૧૯૮૫માં થયેલું. બીજાં પત્ની પણ અવસાન પામ્યાં છે. તેમનાં સંતાનોમાંના મોટા પુત્ર રમણિકલાલ એડવોકેટ છે અને મુંબઈમાં વ્યવસાય કરે છે.

---

## જયંતકુમાર મણિશંકર ભટ્ટ

આજે શાન્ત રહેલા પણ થોડાં જ વરસ પર ગુજરાતી સામયિકોમાં પોતાની લેખિનીની ચમક વડે ગુજરાતના તરુણોમાં આગળ પડતા લેખક ગણાએલા શ્રી. જયંતકુમાર, કવિ 'કાન્ત'ના બીજા પુત્ર થાય. એમનો જન્મ સંવત ૧૯૫૮ના શ્રાવણ સુદ ૧૩, તા. ૧૭ મી ઑગસ્ટ ૧૯૦૨ ના રોજ ભાવનગરમાં થયો હતો. પ્રશ્નોરા જ્ઞાતિના અને મૂળ લાઠી પાસે બાબરા-ચાવંડના, પણ પાછળથી ભાવનગરમાં આવી વસેલા એમના પિતા શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટનું નામ તો ગુજરાતી સાહિત્યમાં કવિ તરીકે અંકિત છે. એમનાં માતાનું નામ સૌ નર્મદા.

પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી ભાવનગરમાં, અને ઇન્ટર સુધીની ઉચ્ચ કેળવણી પણ ભાવનગર સામળદાસ કૉલેજમાં લઈ તેમણે ત્યાંની પર્સિવલ સ્કોલરશિપ મેળવી; અને પછી મુંબઈ જઈ ત્યાંની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી તે તત્ત્વજ્ઞાન સાથે બી. એ. થયા. ત્યારબાદ ગુજરાતી અને અંગ્રેજીના વિષયોનો એમ. એ નો અભ્યાસ ઘેર કરી, વિલાયત જઈ તેમણે લંડનની યુનિવર્સિટી કૉલેજમાંથી એમ. એ, પી. એચ. ડી. ની ઉપાધિ મેળવી. આજે તેઓ મુંબઈમાં પ્રેમચંદ રાયચંદ ઍન્ડ સન્સ લિ.માં કામ કરે છે.

ઈ. સ. ૧૯૧૮માં અમરેલી મુકામે સૌ. મનોરમા બહેન જોડે એમનું લગ્ન થયું. આજે એમને બે પુત્રીઓ છે : રોહિણી ૬ વર્ષની અને ચિત્રા ૩ વર્ષની છે.

સ્વ. કવિ કાન્ત જેવા સમર્થ પિતાની પ્રબળ અસર તો જીવન પર પડે જ. તે ઉપરાંત ગાંધીજી, લેનિન, માર્ક્સ, બર્ટ્રાન્ડ રસેલ અને બર્નાર્ડ શૉના વિચારોની છાપે એમનું માનસ ઘડ્યું છે; પણ પુસ્તકોમાં સૌથી પ્રબળ અસર તો મહાભારતે કરી છે.

વાર્તાઓ, નાટિકાઓ, રેખાચિત્રો, નિબધો, અવલોકન અને વિવેચન, કાવ્યો, પ્રતિમા ગો એમ વિવિધ ક્ષેત્રમાં એમણે કલમ ચલાવી છે એ લખાણો મોટે ભાગે આજે સામયિકોમાં જ દટાએલાં રહ્યા છે, પણ એમા એમની વિચારણાનું તેજ જણાઈ આવે છે એ ઉપરાત એમનું લખેલું સ્વ ચિત્તરજન દાસનું ચરિત્ર 'દેશબધુ' ૧૯૨૫ માં પ્રકટ થયુ છે

## જયન્તી ઘેલાભાઈ દલાલ

શ્રી જયન્તી ઘેલાભાઇ દલાલનો જન્મ સં ૧૯૬૬ ના કાર્તિક સુદ ૫ (તા ૧૮-૧૧-૧૯૦૯) ના રોજ થએલો તેમના પિતાનું નામ ઘેલાભાઈ દોલતરામ દલાલ અને માતાનું નામ માણેક બહેન વાડીલાલ તે અમદાવાદના વીસા ઓશવાળ જૈન વણિક છે તેમણે હજી લગ્ન કર્યું નથી

તેમણે પ્રાથમિક કેળવણી અમદાવાદમાં, માધ્યમિક કેળવણી સુરત તથા અમદાવાદમા અને ઊંચી કેળવણી અમદાવાદની ગુજરાત કૉલેજમાં લીધી હતી કૉલેજમાં ઇટરમા તે અગ્રેજીની પરીક્ષામા પહેલે નબરે આવેલા તેથી જ્યુનીયર બી એ ના અભ્યાસમાં તેમને સરકારી સ્કૉલરશિપ મળેલી બી એ ના સીનિયર વર્ગમા સ્કોલરશિપ લઈ લેવામા આવેલી અને રાજકીય અશાંત વાતાવરણને કારણે પાછળથી અભ્યાસ છોડી દીધો તેમજ બી એ ની પરીક્ષા આપી નહિ

ઇતિહાસ અર્થશાસ્ત્ર અને રાજકારણ એ તેમના પ્રિય વિષયો છે રાષ્ટ્રીય ચળવળને અગે તેમને અનેક વાર તુરગવાસ કરવો પડ્યો છે 'રેખા' માસિક અને 'ગતિ' ગ્રથમાળાના સચાલનના તે આત્મારૂપ છે કૉલેજ છોડતાંની સાથે એક બાજુએ રાષ્ટ્રીય સેવા અને બીજી બાજુએ સાહિત્ય સેવામા તેમનો રસ દીપ્તિમાન બન્યો છે વર્તમાન રગભૂમિના વિકાસમા તેમનો વિશેષ રસ છે તેમના પિતા સ્વ ઘેલાભાઈ 'દેશી નાટક કપની'નું સંચાલન કરતા અને તેમના જીવન ઉપર પિતાની વિશેષ અસર પડી હોવાથી રગભૂમિ પ્રત્યેનો તેમનો રસ એ પિતાના એક વારસા સરખો જ છે

તેમની સાહિત્યસેવાનું પહેલું ફળ 'બળવાખોર પિતાની તસવીર' (૧૯૩૭-૩૮) હતું જે Portrait of a Rebel Father નો અનુવાદ છે ત્યારપછીની તેમની કૃતિઓ 'ઝબૂકિયા' (૧૯૩૯), 'પગદીવાની પછીતેથી' (૧૯૪૦) 'જવનિકા, (૧૯૪૧) 'ધીમુ અને વિભા' (૧૯૪૩)

## જુગતરામ ચીમનલાલ દવે

નૂતન પદ્ધતિની કેળવણી અને દેશજ સંસ્કારના તળપદા તત્ત્વોનું સુયોગ્ય મિશ્રણ ધરાવતા બાળકેળવણી, પ્રૌઢ કેળવણી, અને લોકવાચનના ચૌદેક જેટલા પાઠ્ય તેમજ વાચ્ય પુસ્તકોના રચનાર અને સંપાદક હોવા છતા એમના મુખ્ય વ્યવસાયને કારણે લોકો તો શ્રી જુગતરામ દવેને મહાત્મા ગાંધીજીની ગ્રામપ્રવૃત્તિઓના એક રીઢા, મૂક અને ક્ષેત્રબદ્ધ સેવક તરીકે જ વધુ ઓળખે છે

સં ૧૯૪૭ ના ભાદરવા સુદ ૧૩ ના દિવસે (ઈ સ ૧૮૯૧ માં) વઢવાણ શહેરમા ઔદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિમાં એમનો જન્મ થયો મૂળ લખતરના વતની શ્રી ચીમનલાલ ગણપતરામ દવે એમના પિતા અને ડાહીબાઈ એમના માતુશ્રી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વઢવાણ શહેર, મુમ્બઈ તથા પ્રાગધ્રામા લીધુ એવામા મુખ્યમા સ્વામી આનદ અને કાકા કાલેલકરના સંસર્ગમાં અને ત્યારપછી ગાધીજીના સસર્ગમા તે આવ્યા અને એમના જીવને મોટો પલટો લીધો કૌટુમ્બિક કારણે અટવાએલો લગ્નનો પ્રશ્ન પડતો મૂકી ધગશપૂર્વક એમણે દેશસેવાની પ્રવૃત્તિઓમા જ જિંદગી ખોળી દીધી ગાધીજીના આશ્રમમા બાળશિક્ષણનું કામ લઇને તે બેસી ગયા અને પછી તો ગાધીજીની અનેકવિધ પ્રવૃત્તિઓએ એમનું જીવન વ્યાપી લીધુ ઉપરના મહાનુભાવો ઉપરાત રવીન્દ્રનાથની ગીતાંજલિ અને ગીતાએ એમના જીવન પર ખૂબ અસર કરી, અને સાહિત્ય તથા કર્મયુગનું સુદર સંગમસ્થાન એમનું જીવન બની ગયુ ૧૯૨૨-૨૩ માં અસહકારની લડત વેળાએ સ્વામી આનદ સુદ્ધા બધા જ જેલમા ગયા ત્યારે 'નવજીવન' 'યગ ઇડિયા' આદિ પત્રો નવજીવન મુદ્રણાલય અને પ્રકાશનમદિરનુ સચાલન એમણે ઝીલી લીધુ, હરિપુરા મહાસભા વખતે લાખોની મેદનીની ગદકીની સફાઈ જેવુ કપરુ કામ એમની મૂગી ધીરજ અને ખડતલ ખતે સફળતાથી પાર પાડયુ, અને આજે રાષ્ટ્રીય શિક્ષણનું પોતાનું મુખ્ય કાર્ય કરતા કરતા સાથોસાથ થતું રાનીપરજ વિદ્યાર્થીઓ અને લોકોમા ગ્રામસેવાનું કાર્ય કરી સંભાળીને સુરત જિલ્લાના વેડછી ગામના નાના આશ્રમમા પાછા ક્ષેત્રબદ્ધ થઈ ગયા છે ત્યા રહ્યે રહ્યે પોતાના પ્રિય વિષય "વિદ્યાર્થીઓ અને ગ્રામજનતા" નો અભ્યાસ પણ તે કરે છે, અને જે કાંઈ અવકાશ મળે તે વિદ્યાર્થીઓ અને પ્રૌઢો માટેનું સાહિત્ય સંપાદન કરવામાં ગાળે છે

એમના પુસ્તકોની યાદી નીચે મુજબ.

૧ કૌશિકાખ્યાન (કાવ્ય)

૨ આંધળાનું ગાડું (નાટક)
૩ ચાલણગાડી (સ્વ. ગિજુભાઈ સાથે) પાઠ્ય પુસ્તક
૪ ચણીબોર (સંપાદિત ગીતસંગ્રહ)
૫ રાયણ ,,
૬ ગાંધીજી (શબ્દચિત્રો)
૭ ખેડૂતનો શિકારી અને મધ્યમસરની ચાલ (નાટકો)
૮ ગ્રામભજન મંડળી (સંપાદિત ગીતસંગ્રહ)
૯ લોકપોથી (પ્રૌઢાનું પાઠ્ય પુસ્તક) શ્રી નરહરિ પરીખની સાથે
૧૦ ભારતસેવક ગોખલે (જીવનચરિત્ર)
૧૧ વિદ્યાપીઠ વાચનમાળા (સંપાદકોમાંના એક તરીકે)
પહેલી ચોપડી (પાઠ્ય પુસ્તક)
૧૨ ,, બીજી ,, ,,
૧૩ ,, ત્રીજી ,, ,,
૧૪ ,, ચોથી ,, ,,

---

## જ્યોત્સ્ના શુક્લ

પ્રિયમતિ શુક્લના નામે આજથી પચીસ-સત્તાવીસ વર્ષ પર લેખનની શરુઆત કરીને માસિકોમાં સુંદર લેખો તથા એ મરાઠી નવલોના રોચક અનુવાદો આપનાર આ લેખિકાના જીવનનો મોટો ભાગ રાજકારણથી રંગાએલો છતાં અને આજે એ જ મુખ્ય કાર્યક્ષેત્ર રહ્યું હોવા છતાં એમની કલમ તો આ ત્રણ દસકાનાં ગાળા દરમ્યાન પત્રકારત્વ, દેશભક્તિનાં ગીતો અને બીજાં કાવ્યો તેમજ પ્રકીર્ણ લખાણોમાં સતત ચાલતી જ રહી છે અને 'આકાશનાં ફૂલ' નામથી ગયે જ વર્ષે બહાર પડેલા કાવ્યસંગ્રહ દ્વારા એની પ્રતીતિ એણે આપી છે.

સંવત ૧૯૫૩ ના શ્રાવણ સુદ પાંચમે-ઈ. સ. ૧૮૯૭ ના ઑગસ્ટ માસમાં સૂરતમાં વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં વકીલ જીવરામ કેશવરામ ત્રિવેદીને ત્યાં એમનો જન્મ થયો. એમનાં માતાનું નામ તારાગૌરી. પણ એમનું જીવનઘડતર પિતાના જ સહવાસમાં અને એમને જ હાથે એક પુત્રરૂપે થયું, તે એટલેસુધી કે પિતા એમને 'પ્રિયમતિ' કે 'જ્યોત્સ્ના' ન કહેતાં 'કીકુભાઈ' કહેતા અને જીવ્યા ત્યાંસુધી એ જ નામે પુત્રભાવે સંબોધતા. એમણે એમના જીવનમાં દેશસેવાની ઝંખના અને પ્રજાસેવાની ઉષ્મા નાનપણથી જ પ્રગટાવી હતી.

ઈ. સ. ૧૯૦૨ થી ૧૯૦૭ સુધી સુરતની થીઓસોફિકલ સોસાયટી તરફથી ચાલતી સનાતન ધર્મ કન્યાશાળામાં ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો બાદ એ જમાના પ્રમાણે એ જ વર્ષમાં ૧૦ વર્ષની ઉંમરે સુરતમાં જ એમનું લગ્ન શ્રી. બહુસુખરામ નવનીતરામ શુકલ સાથે થયું.

લગ્ન પછી ત્રણ વર્ષે ઈ. સ. ૧૯૧૦ માં વડોદરા જવાનું થયું. ત્યાં દેશની મુક્તિ માટે કોડ ધરાવતા એમના ચિત્તને ભાવતું ક્ષેત્ર હાથ લાગ્યું. બંગભંગથી આવેલી જાગૃતિના એ કાળમાં ઠેર ઠેર ક્રાન્તિની જે પ્રવૃત્તિઓ ચાલી રહી હતી તેવી પ્રવૃત્તિની વડોદરાની જાણીતી 'ગંગનાથ ભારતીય વિદ્યાલય' ની સંસ્થાના સંપર્કમાં તે આવ્યા અને ત્યાં બીજા દેશનેતાઓ સાથે કાકાસાહેબ કાલેલકર, મામા ફડકે તથા સ્વામી આનંદનો પરિચય થયો. પણ તે પછી ઉદ્દામ મનોવૃત્તિવાળાં એ બહેન ઊંડા પાણીમાં ઊતરી ગયાં અને ઘોડેસવારી, નિશાનબાજી, બૉંબ બનાવટ વગેરે શીખવવાની મોટી મોટી વાતો કરનારી એક ટોળામાં એ પડયાં, અને કાકાસાહેબ જેવાની સમજાવટ છતાં, ઝાંસીની રાણી જેવાં પરાક્રમો કરવાનાં સ્વપ્નાં સેવનાર એ તરુણીએ ટોળી સાથે વડોદરા છોડયું. પણ છ જ માસમાં તેમનો ભ્રમ ભાંગી ગયો, અને નાણાંના ગોટાળા અંગે તેના નાયકો પકડાતાં એ વેશધારી ટોળીનો અંત આવ્યો.

૧૯૧૨ થી ૨૪ સુધીનાં બાર વર્ષોમાં એમના માથે સાંસારિક આફતોના કારમા ઘા પડયા. ૧૯૧૨ માં પિતા, ૧૯૧૩ મા માતા અને ૧૯૧૪ માં પતિ પરલોકવાસી થયા. તે પછી એક બહેન, બે ભાઈ અને એમને સાહિત્યજીવનની પ્રેરણા આપનાર એમનો પ્રિય નાનો ભાઈ મનુ ત્રિવેદી પણ એક પછી એક અવસાન પામ્યાં. પંદર-સોળ વર્ષની મુગ્ધ વયથી ઉપરાઉપર પડવા માંડેલા આ આઘાતો અને સાંસારિક દુઃખની બીજી આફતો કોઈ પણ સામાન્ય સ્ત્રીને હતાશ કરી નાખે તેવાં હતાં. પણ ક્રાન્તિની પ્રેરણાથી પુષ્ટ બનેલા એમના ચિત્તે ધીરજથી, શાંતિથી અને ધ્યેયનિષ્ઠાને અચલ રાખીને એ બધાં સહન કર્યાં અને એ દરમ્યાન પોતાના વિકાસના માર્ગને રૂંધાવા ન દેતાં ભાવી જીવનની સંગીન તૈયારી કરતાં રહ્યાં.

ઈ. સ. ૧૯૧૪ માં ૧૭ વર્ષની વયે વિધવા થતાં તે પિતાને ઘેર આવીને રહ્યાં. તે પહેલાં ૧૯૧૦-૧૨ માં મહારાષ્ટ્રીઓના સમાગમને લીધે એમણે મરાઠી ભાષાનું સારું જ્ઞાન મેળવી લીધું હતું, અને ૧૯૧૪ પછી આપમેળે અંગ્રેજી પુસ્તકો વાંચીને એ ભાષાનો પણ ખપપૂરતો અભ્યાસ કરી લીધો. ૧૯૧૩ માં 'ઇંદિરા' નામની મરાઠી નવલકથાનું ભાષાંતર એ એમનું

પહેલું પ્રકાશન ૧૯૧૪ થી ૨૦ ના ૭ વર્ષના ગાળામા પોતાની અને કુટુબીઓની માદગી અને મરણોની પરપરાના પડેલા વિક્ષેપ પછી ૧૯૨૦ થી એમની સાહિત્યપ્રવૃત્તિ ફરી શરુ થઈ, અને કાવ્યો લખવા માડ્યાં ૧૯૨૧ મા એમને સાહિત્યસર્જનમા પ્રેરણા આપનાર બીજા મિત્ર શ્રી બટુભાઈ ઉમરવાડિયા સાથે 'વિનોદ' માસિક કાઢયુ, '૧૯૨૭' મા તેમની સાથે 'ચેતન'ના સહતત્રી થયા અને ત્યારપછી 'સુદર્શન' સાપ્તાહિકના તત્રી થયા ચોટદાર લેખો લખી શકે એવી કલમ એમને મળી છે, અસરકારક કાવ્યો તે લખે છે અને ધારી અસર ઉત્પન્ન કરે એવાં એ વક્તા છે

એક વખત એની બેસંટના આદર્શો સેવનાર ને તે પછી ગાંધીની ગણીના પૂજક આ બહેન ૧૯૧૯–૨૦ થી મહાત્માજી પ્રેરિત રાજકારણમા પડ્યા અને આજે વર્ષોથી તન, મન, ધનથી તેમા જ રત રહ્યા છે સાહિત્ય, કેળવણી અને સ્ત્રીઉન્નતિના એમના કાર્યક્ષેત્ર આજે રાજકારણને પડછે પડછે જ એ સંભાળે છે સુરત શહેર ને જિલ્લાના રાજકારણમાં એમનું અગ્રસ્થાન છે, અને ત્યાંની શહેરસમિતિ અને જિલ્લાસમિતિ, મ્યુનિસિપલ બોર્ડ અને જિલ્લા બોર્ડ, સાહિત્યસભા અને કેળવણી મડળ, હિંદી પ્રચાર અને સ્ત્રીસમાજ એ બધી સંસ્થાઓમા સક્રિય અને જીવત સતત સેવા એ જ એમનું આજનું કાર્યક્ષેત્ર છે ગુજરાત પ્રાંતિક સમિતિ અને અખિલ હિંદ મહાસમિતિના તે સભ્ય છે

એમનાં પુસ્તકોની યાદી નીચે મુજબ

ઇંદિરા ( વિષ્ણુ ધોડદેવ કર્વેની મરાઠી નવલકથાનો અનુવાદ )
જ્યારે સૂર્યોદય થશે (ભાસ્કર વિષ્ણુ ફડકેની મરાઠી નવલનો અનુવાદ)
મુક્તિના રાસ ( સ્વતત્ર કાવ્યો ) ( ૧૯૩૮ )
આકાશના ફૂલ „ ( ૧૯૪૧ )

---

## ઝીણાભાઈ રતનજી દેસાઈ ( 'સ્નેહરશ્મિ' )

શ્રી ઝીણાભાઈનો જન્મ તા ૧૬ મી એપ્રિલ ૧૯૦૩ ને રોજ ચીખલીમા થએલો તેમના પિતાનું નામ રતનજી બાણાભાઈ ભગત 'ભગત' અટક લોકોએ તેમને આપેલી ૧૯૧૭માં શ્રી રતનજી ભગતનું અવસાન થયું હતુ શ્રી ઝીણાભાઈના માતા કાશીબહેન વિદ્યમાન છે

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પાંચ ધોરણ સુધી તેમણે ચીખલીમા લીધી હતી છઠ્ઠા ધોરણનો અભ્યાસ મુબઈમા કર્યાં બાદ સાતમા ધોરણનો અભ્યાસ તેમણે ભરૂચની ન્યુ ઇગ્લીશ સ્કૂલમા કરેલો

પરંતુ મેટ્રિકની પરીક્ષા આપ્યા પહેલાં અસહકારની ચળવળમાં અભ્યાસ છોડી દીધો અને ૧૯૨૧ ના માર્ચમાં ગુજરાત વિદ્યાપીઠની 'વિનીત' ની પરીક્ષા પાસ કરી. ત્યારબાદ ૧૯૨૧-૨૨ માં મુંબઈની નેશનલ કોલેજમાં અભ્યાસ કરીને પ્રથમા પરીક્ષા પહેલા વર્ગમાં પહેલા નંબરે પાસ કરી. ૧૯૨૨ થી ૧૯૨૬ સુધી અમદાવાદમાં ગુજરાત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરી સમાજવિદ્યા વિષય સાથે ૧૯૨૬ માં તે સ્નાતક થયા. આ બધો વિદ્યાર્થીજીવનનો સમય તેમણે સ્વાશ્રયપૂર્વક સફળતાથી પસાર કર્યો હતો. સ્નાતકની પરીક્ષામાં અમદાવાદમાં તે પહેલા આવેલા તેથી અખિલ ભારતવર્ષીય વિદ્યાર્થીપરિષદનું ઇનામ તેમને મળ્યું હતું.

આ તેજસ્વી વિદ્યાર્થીને સ્નાતક થતાંની સાથે જ ગુજરાત વિદ્યાપીઠમાં ઇતિહાસ અને રાજકારણના અધ્યાપક તરીકેની નીમણુક મળી. ત્યારપછી યુવકપ્રવૃત્તિ તેમણે હાથમાં લીધી. ૧૯૨૯માં 'નૂતન ગુજરાત' પત્રના તંત્રી તરીકે અને ૧૯૩૦માં સુરતની સત્યાગ્રહ પત્રિકાના તંત્રી તરીકે તેમણે કામ કર્યું. સુરતના વિદ્યાર્થીસંઘના તે પ્રમુખ હતા. ૧૯૩૦ માં રાષ્ટ્રીય ચળવળને અંગે તેમને નવ માસની કેદની અને દંડની સજા થઈ હતી. ૧૯૩૧માં તે સુરત શહેરસમિતિના પ્રમુખપદે અને ગુજરાત યુવકસંઘના ઉપપ્રમુખપદે સ્થપાયા હતા. ૧૯૩૨માં બે માસ સુધી તેમને સરકારે અટકાયતમાં રાખેલા, ત્યારબાદ બે વર્ષની સખ્ત કેદની સજા થએલી તથા રૂ. ૨૦૦ દંડ થએલો તે સરકારે તેમની ચોપડીઓ વગેરે હરરાજ કરીને વસૂલ કર્યો. સજા પૂરી થયા બાદ ૧૯૩૪માં તે વીલે પાર્લેની ગોકળીબાઈ હાઇસ્કૂલમાં આચાર્યપદે નિયુક્ત થયા હતા. ૧૯૩૮ના એપ્રીલથી તે અમદાવાદના શેઠ ચી. ન. વિદ્યાવિહારના આચાર્યપદે કામ કરી રહ્યા છે. બોર્ડ ઑફ સેકંડરી એજ્યુકેશનના તે સભ્ય છે. ૧૯૪૨માં તેમને પુનઃ સરકારી અટકમાં દરેક માસ માટે રહેવું પડ્યું હતું. ક્રિકેટના અને તરવાના તે શોખીન છે. નાસીક જેલમાં તે અટકાયતી કેદી હતા તે દરમિયાન તેમણે ટેનીસ રમતાં પણ શીખી લીધું હતું અને જેલમાં થએલી ટુર્નામેંટમાં જ્યુનિયર ગ્રુપની ચેમ્પીઅનશીપ મેળવી હતી.

હાઇસ્કૂલમાં અભ્યાસ કરવાના સમય દરમિયાન તેમણે કવિતા લખવાની શરૂઆત કરેલી. તેમનું પહેલું પુસ્તક 'તૂટેલા તાર' ૧૯૩૪ માં બહાર પડ્યું હતું. તેમનાં બીજાં પુસ્તકો: 'માતા આગીપાલવ', 'સ્વર્ગ અને પૃથ્વી', 'અર્ઘ્ય', અને 'ગુજરાતના ઇતિહાસની કથાઓ.' તે ઉપરાંત શ્રી. ઉમાશંકર જોષી જોડે 'આંધી કાવ્યમંજૂષા' અને 'સાહિત્યપરિચય ભાગ ૧-૨-૩'; તથા શ્રી. છગનલાલ ભટ્ટ જોડે 'સાહિત્ય પાઠાવલિ ભાગ ૧-૨-૩.'

તેમનું લગ્ન સને ૧૯૨૯માં થએલું. તેમનાં પત્ની શ્રીમતી વિજયા. દેસાઈ જલંધર કન્યાવિદ્યાલયનાં સ્નાતિકા છે.

---

## દૂલાભાઈ ભાયાભાઈ કાગ

શ્રી. દૂલાભાઈ ભાયાભાઈ કાગનો જન્મ સં. ૧૯૫૯ માં ભાવનગર સ્ટેટના મજાદર નામના તેમના વતનના ગામમાં થયો હતો. તેમનાં માતાનું નામ ધાનબાઈ. જ્ઞાતે તે ચારણ છે. તેમનો વંશપરંપરાનો વ્યવસાય ખેતી છે, પરન્તુ દૂલાભાઈ સાહિત્યસેવામાં અને લોકસેવામાં વધુ રસ ધરાવતા હોઈ મોટા ભાગે તેમાં જ રચ્યાપચ્યા રહે છે.

તેમણે ગુજરાતી પાંચ ધોરણ જેટલો અભ્યાસ કર્યો છે; પરન્તુ રામાયણ, મહાભારત તથા ચારણી સાહિત્ય ગ્રંથોનો તેમણે સારી પેઠે અભ્યાસ કર્યો છે. કંઠસ્થ ભજનો એકઠાં કરવામાં તેમને રસ પડે છે. સ્વામી મુક્તાનંદજી તથા મહાત્મા ગાંધીજીના જીવનમાંથી તેમણે પ્રેરણા મેળવી છે. કવિતા રચવાની પ્રેરણા મુખ્યત્વે તેમના ગુરુ મુક્તાનંદજી પાસેથી મેળવેલી.

દસ વર્ષની વયે તેમણે અડવાણે પગે ગાયો ચારવાનું વ્રત લીધેલું. બાળ વયથી તેમને ધર્મકથાઓ પર પ્રીતિ હતી. બાળ વયમાં તેમનું લગ્ન થએલું, પરન્તુ એ પત્નીનું અવસાન થયા બાદ દસ વર્ષ સુધી અપરિણીત રહીને પિતા તથા નાના ભાઈના મૃત્યુ બાદ તેમણે બીજું લગ્ન વંશરક્ષાર્થે સં. ૧૯૯૦માં કરેલું. એ બીજાં પત્ની રાજબાઈથી થએલાં બે પુત્રીઓ તથા એક પુત્ર છે.

ચારણ કોમની ઉન્નતિનાં કાર્યોમાં તે સારી પેઠે રસ લઈ રહેલા છે. ભાવનગરના ચારણોને વારસાહક્ક અપાવવામાં તેમણે આગેવાની લીધી હતી. ચારણ હિતવર્ધક સભા સ્થપાતાં તેના તે પ્રમુખ થએલા અને ચારણ વિદ્યાલયની સ્થાપનામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. હાલમાં તે એ બેઉ સંસ્થાઓનું સંચાલન કરે છે.

ભજનો, છંદો, દુહા ઇત્યાદિમાં તે પોતાની કવિતાને વહાવે છે. ગાંધીજીની પ્રશસ્તિનાં તેમનાં કાવ્યો ઠીક લોકપ્રિય થયાં છે. તે સારું ગાય છે અને વ્યાખ્યાનો પણ આપે છે. કદ, કહેણી અને કવિતાનો ત્રિવેણી-સંગમ દૂલાભાઈ કાગમાં થએલો છે.

તેમની કવિતાનું પહેલું પુસ્તક "કાગવાણી ભાગ ૧" સં. ૧૯૯૧ માં બહાર પડેલું. "કાગવાણી ભાગ ૨" ૧૯૯૪માં બહાર પડેલું. તેનો ત્રીજો ભાગ પોતે તૈયાર કરે છે.

---

## દેવકૃષ્ણ પીતાંબર જોષી

શ્રી. દેવકૃષ્ણ પીતાંબર જોષીનો જન્મ તા. ૫-૧-૧૮૯૨ ના રોજ તેમના વતનના ગામ મણા (ભાવનગર રાજ્ય)માં થયો હતો. તેમના પિતાનું નામ પીતાંબર નારાયણ જોષી અને માતાનું નામ પાર્વતીબા વાલજી. ન્યાતે તે ઔદીચ્ય બ્રાહ્મણ છે.

તેમણે સાત ધોરણ સુધી પ્રાથમિક અને અંગ્રેજી સાત ધોરણ સુધી માધ્યમિક કેળવણી લીધી છે. તેમણે રેલ્વેની નોકરીથી વ્યવસાયની શરુઆત કરેલી તેમાં સ્ટેશન માસ્તરની પદવી સુધી ચડેલા. પછી એંગ્લોપર્શિયન' કંપની ( ઇરાન-આબાદાન )માં તે તાર માસ્તર તરીકે રહ્યા હતા; હાલમાં ભાવનગરની સરકારી તાર ઓફીસમાં તાર માસ્તર તરીકે કામ કરે છે.

તેમના પિતા પીતાંબર જોષી વિદ્યાવ્યાસંગી, હાજરજવાબી અને રમૂજી સ્વભાવના હતા. પિતા તરફથી તેમને સાહિત્યપ્રેમનો વારસો મળેલો. નાની વયમાં બદલીમાં કાઠી કુટુંબો સાથેના વસવાટથી અને ઇરાનમાં નોકરી દરમિયાન દેશ-દેશના વતનીઓ સાથેના પરિચયથી તેમનામાં ધાર્મિક સહિષ્ણુતા તથા સ્વદેશપ્રેમ ઊતરેલાં. કટાક્ષયુક્ત અને રમૂજી કવિતાઓ તેમણે ઠીક ઠીક પ્રમાણમાં લખી છે જેનું એક પુસ્તક "કટાક્ષ કાવ્યો" ૧૯૪૨માં પ્રસિદ્ધ થયું છે. તે ઉપરાંત સામયિક પત્રોમાં ઘણાં વર્ષોથી તે પ્રકીર્ણ કવિતાઓ લખે છે.

તેમનું લગ્ન સને ૧૯૧૩માં શ્રી. કાશીબાઈ વેરે નેસડા ગામે (સિહોર) થએલું; તેમનાથી તેમને ચાર પુત્રો અને બે પુત્રીઓ થયાં છે. મોટા પુત્ર સોનગઢમાં ટેલરિંગ સ્કૂલમાં શિક્ષક છે.

---

## પ્રહ્લાદ જેઠાલાલ પારેખ

કોમળ લાગણીઝંકાર અને નવી વિચારતણખવાળાં તેમ જ શાન્તિનિકેતનમાંના પોતાના અભ્યાસને કારણે ઊતરેલી રવીન્દ્રનાથની ગેયતાની અસરવાળાં કાવ્યો તથા ગીતોના આ નવયુવાન લેખકનો જન્મ ભાવનગરમાં પોરવાડ વણિક જ્ઞાતિમાં ઈ. સ. ૧૯૧૨ ના ઓક્ટોબરની ૧૨ મી તારીખે-દીવાળીને દિવસે થયો હતો. એમના પિતાનું નામ જેઠાલાલ દુર્લભજી પારેખ અને માતાનું નામ મેનાલક્ષ્મી ગોપાળજી પારેખ. એમનું લગ્ન શ્રી. રંજનબાળા જોડે થયું છે.

શરૂમાં ભાવનગર ભગાના તળાવની ધૂળી નિશાળમાં અને પછી દરબારી શાળામાં પ્રાથમિક શિક્ષણ લઈ તેમણે માધ્યમિક શિક્ષણ 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'માં લીધું જ્યાં એ સંસ્થાના સંચાલક શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ (નાનાભાઈ) ભટ્ટ અને આચાર્ય હરભાઈ ત્રિવેદીની અસર નીચે એમના સાંસ્કારિક ઘડતરનો પાયો નંખાયો, અને ત્યાં જાગેલી સાહિત્યાભિરુચિ તથા સાહિત્યસર્જનની શક્તિ શાંતિનિકેતનમાં તેઓ ઉચ્ચ અભ્યાસ માટે ગયા ત્યાં પરિપુષ્ટ થઈ. એ ઉપરાંત 'અમીર અથવા ગરીબનું નસીબ ગરીબ' એ પુસ્તકે પોતાના જીવન પર ઊંડી અસર કર્યાનું તેઓ નોંધે છે. શ્રી. દક્ષિણામૂર્તિના ઘડતરે અનેકોમાં પ્રગટાવેલી જીવન, સંસ્કાર અને સાહિત્યમાંની રાષ્ટ્રીય ભાવનાએ તેઓ પણ રંગાએલા છે અને ૧૯૩૦ની લડતમાં ફાળો આપી જેલવાસ પણ ભોગવી આવ્યા છે.

અભિરુચિ સાહિત્યની હોવા છતાં પોતાના અભ્યાસનો પ્રિય વિષય તો તેઓ કેળવણીને જ ગણે છે અને એમનો વ્યવસાય પણ શિક્ષકનો જ છે.

એમનાં બે પુસ્તકો બહાર પડ્યાં છે:

(૧) ગુલાબ અને શિવલી ઈ. સ. ૧૯૩૮.
(૨) બારી બહાર (કાવ્યસંગ્રહ) ઈ. સ. ૧૯૪૦.

---

## બચુભાઈ પ્રભાશંકર શુક્લ

શ્રી. બચુભાઈ પ્રભાશંકર શુક્લનો જન્મ તેમના વતન વઢવાણ શહેરમાં તા. ૪ થી ઑક્ટોબર ૧૯૦૫ની સાલમાં થએલો. ન્યાતે તે બ્રાહ્મણ છે પરન્તુ જ્ઞાતિભેદને માનતા નથી. તેમણે એક બંગાળી ગ્રેજ્યુએટ અને કલાકાર શ્રીમતી મૈત્રીદેવી સાથે ૧૯૩૩ માં લગ્ન કરેલું. તે કટક (ઓરીસ્સા)નાં વતની છે. તેમને એક પુત્ર થએલો છે તે ચારેક વર્ષની વયનો છે.

શ્રી. બચુભાઈએ કેળવણી રખડી-રઝળીને જ લીધી છે. ચૌદ વર્ષની વયે તેમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી. પછી 'સાયન્સ'નો અભ્યાસ કરવા માંડેલો. પછી તે શાંતિનિકેતનમાં અભ્યાસ માટે ગયા અને 'વિશ્વભારતી'ના ગ્રેજ્યુએટ થયા. પોસ્ટગ્રેજ્યુએટ અભ્યાસમાં તે ભાષાશાસ્ત્ર શીખતા અને એકંદરે બારેક ભાષાઓનો અભ્યાસ કરેલો. પછી તે વધુ અભ્યાસ માટે જર્મની ગયા અને ત્યાં બોન યુનિવર્સિટીમાં જોડાયા પણ ભાઈની માંદગીને કારણે અભ્યાસ છોડીને તેમને પાછા ફરવું પડ્યું.

વ્યવસાયમા પણ તેમણે શિક્ષણને જ પસદ કર્યું છે શાતિનિકેતનમા તેમણે ત્રણ વર્ષ શિક્ષક તરીકે કામ કરેલુ હાલમાં તે વીલેપારલેની 'પ્યુપીલ્સ ઑન સ્કૂલ' ના પ્રિન્સીપાલ છે ભાષાશાસ્ત્ર, સગીત, નાટ્યકળા, ક્રિકેટ, ટેનિસ ઇત્યાદિ અનેક વિષયોમા તે રુચિ ધરાવે છે, પરન્તુ તેમની વિશેષ રુચિ બાળકોના શિક્ષણમા અને ગીતો તથા નાટકોના લેખનમા છે કવિવર રવીંદ્રનાથ ટાગોરના જીવન તથા સાહિત્યની તેમના ઉપર વિશેષ અસર છે

તેમની પ્રથમ સાહિત્યકૃતિ ૧૯૩૪મા 'શુકશિક્ષા' (નાટક) બહાર પડેલી એ નાટક કવિવર ટાગોરની 'તોતાકાહિની' નામની વાર્તા ઉપરથી લખાયલુ છે 'મડક-કુડ', 'સ્વર્ગ અને મર્ત્ય' તથા 'દેવયાની' (સગીત) એટલાં નાટકો તેમણે રચી પ્રસિદ્ધ કર્યાં છે તે ઉપરાત 'અધૂરુ સ્વપ્ન' એ તેમની નવલકથા અને 'ભાષાવિજ્ઞાન-પ્રવેશિકા' (ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ) એ તેમનુ ભાષાવિજ્ઞાનવિષયક પુસ્તક પ્રસિદ્ધ થયુ છે બીજા પણ કેટલાક અનુવાદો તેમણે કરેલા છે

---

## ભાસ્કરરાવ ગજાનન વિદ્વાંસ

કાઠિયાવાડમા વળા મુકામે સ ૧૯૫૯ના અષાડ વદ ૩ ને રોજ તેમનો જન્મ થએલો, પણ મૂળ તેઓ કોંકણના આર્જેનાના વતની ચિતપાવન બ્રાહ્મણ એમના પિતાનું નામ ગજાનન કાશીનાથ વિદ્વાસ અને માતાનું નામ સરસ્વતી

પ્રાથમિક કેળવણી તથા અગ્રેજીના ત્રણ ધોરણ વળામા કરી તે ભાવનગર દક્ષિણામૂર્તિ ભવનમા જોડાયા, એવામા જ યુનિવર્સિટી સાથેનો સબધ એ સંસ્થાએ છોડયો એટલે ત્યાથી વિનીતની પરીક્ષા પસાર કરી વિદ્યાપીઠમા જોડાયા ત્યાં પ્રથમાની પરીક્ષામાં પહેલા આવ્યા બુદ્ધિ નાનપણથી જ તેજસ્વી હોવાથી દર વર્ષે ઇનામો લેતા, અને એક વખત વક્તૃત્વની હરીફાઈમાં પણ રવ કાન્તને હાથે પહેલું ઇનામ લીધેલું વિદ્યાપીઠમા આગળ દોઢેક વર્ષ શિક્ષણ લીધા બાદ લડત આવી એટલે શિક્ષણ છોડયુ, અને તે પછી શ્રી દક્ષિણામૂર્તિ ભવનમા શિક્ષક તરીકે જોડાયા ત્યારથી એમનો વ્યવસાય શિક્ષણનો જ રહ્યો છે ભૂગોળ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણ એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે પોતે હજુ અવિવાહિત છે

એમના પુસ્તકોની સાલવાર યાદી:

આપણા આર્થિક પ્રશ્નો (વાડિયા અને રાવની પુસ્તિકા ઉપરથી ૧૯૩૨), મનિઝમ નિકાય (કોસાંબીજીના મરાઠી પરથી), આર્થિક ભૂગોળ ('હૉરાબિન' અંગ્રેજી ઉપરથી ૧૯૩૫), હિંદી સંસ્કૃતિ અને અહિંસા (કોસાંબીજીના મરાઠી પરથી ૧૯૩૭), ભારતમાં અંગ્રેજી રાજ્ય (બે ભાગ) (પં. સુંદરલાલના હિંદી પરથી ૧૯૩૯), પાસિફિક (મૌલિક) (૧૯૪૨).

---

## મંગળજી હરજીવન ઓઝા

શ્રી. મંગળજી હરજીવન ઓઝાનો જન્મ ઇ. સ. ૧૮૭૦ માં મહુવા (તાબે ભાવનગર)માં થયો હતો. તેઓ શ્રીમાળી બ્રાહ્મણ છે. તેમના પિતાનું નામ હરજીવન મોરાર ઓઝા અને માતાનું નામ ધોળીબાઈ. ૧૮૮૪માં તેમનું લગ્ન સૌ. મણિબહેન વેરે થએલું. તેમને બે પુત્રો છે: ભાઈ જયંતીલાલ બી. એ, બી. ટી., એલ. એલ. બી. છે, અને બીજા ભાઈ ચંદ્રકાન્ત, જેમના રાસો અને ગીતોના સંગ્રહો જાણીતા છે. તેમને ત્રણ પુત્રીઓ છે: તારાબહેન, મુક્તાબહેન અને મનોરમાબહેન. ત્રણે પુત્રીઓ ફીમેલ ટ્રે. કૉલેજમાં અભ્યાસ કરીને સીનિયર ટ્રેન્ડ થયાં છે. શ્રી. મનોરમાબહેન એક સારાં લેખિકા છે, જેમનું નાનું પુસ્તક 'ભાવના' બહાર પડેલું છે. આમ પિતાના કેળવણીના સંસ્કાર તેમનાં બધાં સંતાનોએ વારસામાં મેળવ્યા છે.

તેમણે મહુવા અને ગઢડામાં પ્રાથમિક કેળવણી લીધેલી અને ૧૮૮૬ માં રાજકોટની ટ્રે. કૉલેજમાં શિક્ષણ લેવાને દાખલ થયા હતા. ૧૮૮૯માં તે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાંથી સીનિયર થયા હતા અને પહેલે નંબરે પસાર થઈ શિક્ષણ માટેનો 'હોપ મેડલ' મેળવ્યો હતો. રાજકોટની મેલ ટ્રે. કૉલેજમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય, સંસ્કૃત કાવ્ય, નાટક તથા અક્ષરગણિતના અધ્યાપક તરીકે તેમણે ૨૨ વર્ષ સુધી કામ કર્યું હતું. પછીથી ફીમેલ ટ્રે. કૉલેજમાં હેડમાસ્તર અને સુપરિ. નો ઓદ્દો ભોગવ્યો હતો. રાજકોટની રાજકુમાર કૉલેજમાં તેમણે સોળ વર્ષ સુધી શાસ્ત્રી તરીકે અને વાંસદાના યુવરાજના શાસ્ત્રી તરીકે પણ કામ કર્યું હતું. ગુજરાતી સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય, ધર્મશાસ્ત્ર, વેદાંત અને અક્ષરગણિત એ તેમના અભ્યાસ ને રસના વિષયો છે. કવિ દલપતરામનો અને મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રીનો સહવાસ તેમણે સારી પેઠે સેવેલો. એમના સહવાસ ઉપરાંત પ્રેમાનંદ અને દલપતરામના ગ્રંથોએ તેમના પર પ્રબળ અસર નીપજાવેલી.

પ્રેમાનંદ કૃત 'સુદામાચરિત્ર' અને 'મામેરું'નું સંપાદન કરી ટીકા સાથે સૌથી પહેલાં તેમણે ઇ. સ ૧૯૦૨માં પ્રસિદ્ધ કરેલાં. નર્મદ કૃત રામાયણ, મહાભારત અને ઇલિયડના સાર ઉપર વિસ્તૃત વિવેચન લખી એ જ વર્ષમાં બહાર પાડેલું ત્યારપછી તેમના પ્રસિદ્ધ થએલા ગ્રંથો "શ્રી ભગવત્સ્મરણમ્" (ઇશ્વરસ્તુતિઓનો સંસ્કૃત સંગ્રહ ગુજરાતી અનુવાદ સાથે) ઈ. સ. ૧૯૧૦, "ઇશ્વર સ્તુતિઓનો ગુજરાતી પદ્યસંગ્રહ" (ઈ સ. ૧૯૨૦) અને "નીતિ-પાઠમાળા" (ઈ. સ. ૧૯૨૭) એટલા પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. ગુજરાતી અને સંસ્કૃત કાવ્યો તથા સુભાષિતોનો મોટો સંગ્રહ હજી તેમની પાસે અપ્રકટ પડ્યો છે. રાજકોટમાં આજે તે નિવૃત્તિપરાયણ જીવન ગાળી રહ્યા છે.

---

## સર મનુભાઈ નંદશંકર મહેતા

આ સાહિત્યપ્રેમી રાજ્યપુરુષનો જન્મ ગુજરાતની પહેલી ગદ્ય નવલ 'કરણઘેલો'ના કર્તા રાવ બહાદુર નંદશંકર તુળજાશંકર મહેતાને ત્યાં, વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં, એમના વતન સુરતમાં ઈ. સ. ૧૮૬૮ના જુલાઈની ૨૨ મી તારીખે થયો હતો એમના માતાનું નામ નંદગૌરી.

પ્રાથમિક શિક્ષણ લુણાવાડામાં અને માધ્યમિક ભાવનગર તથા મુમ્બઈમાં લઈને મુંબઈમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી તેઓ ગ્રેજ્યુએટ થયા. એમની કૉલેજની કારકીર્દિ અત્યંત ઉજ્જવળ હતી ત્યાંનું એલ્ફિન્સ્ટન પ્રાઇઝ તેમજ હોમજી કરસેદજી દાદી પ્રાઇઝ મેળવવા ઉપરાંત તેઓ એલિસ સ્કોલર તેમજ આર્નોલ્ડ સ્કોલર હતા, અને અર્થશાસ્ત્ર, ઇતિહાસ, તર્કશાસ્ત્ર તેમજ તત્ત્વશાસ્ત્રમાં પોતાની બુદ્ધિ દાખવી તેઓ એમ. એ, અને પછી એલ. એલ. બી. થયા. આજે પણ એમના અભ્યાસના પ્રિય વિષયો એ જ રહ્યા છે—લૉજિક, ફિલોસોફી, લૉ, હિસ્ટરી અને પોલિટિકલ ઇકોનોમી.

જીવનની શરુઆત તેમણે વડોદરા કૉલેજમાં પ્રોફેસર તરીકે કરી. ત્યાં સ્વ. સયાજીરાવ ગાયકવાડે એમની પ્રતિભા પરખી રાજ્યના વહીવટી તંત્રમાં ખેંચી લીધા અને ત્યાં તેઓ નાયબ દીવાન, લીગલ રીમેમ્બ્રેન્સર અને પછી મુખ્ય દીવાનના પદે ચઢી લાંબો કાળ રહ્યા. ત્યારબાદ તેઓ ઉત્તરોત્તર બિકાનેરના પ્રાઈમ મિનિસ્ટર અને ગ્વાલિયરના હોમ મિનિસ્ટર તથા પોલિટિકલ મિનિસ્ટર થયા. હિંદી પ્રશ્ન વિચારવા માટેની ઇ. સ. ૧૯૩૧-૧૯૩૪ ની રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સના તેમજ ઈ. સ. ૧૯૩૨-૩૫ની લંડનની પાર્લમેન્ટ કમિટીના પણ તેઓ મેમ્બર હતા એમની રાજ્યપ્રકરણીય દક્ષતાને લીધે હિંદના અગ્રણી રાજ્યપુરુષોમાં એમની ગણના થાય છે.

એમનું લગ્ન પ્રથમ ઇ. સ. ૧૮૮૭માં સ્વ. દર્પદકુંવર સાથે સુરતમાં થયું હતું. ત્યારબાદ ઈ. સ. ૧૯૦૭માં હાલનાં અ. સૌ. લેડી ધનવ્રતા સાથે સુરતમાં એમનું બીજી વાર લગ્ન થયું. એમને ચાર પુત્રો—કાન્તિચન્દ્ર એમ. એ. કેન્ટાબ., ચન્દ્રહાસ બી. એ. કેન્ટાબ, આશુતોષ કુમાર તથા જગદીશ કુમાર તથા સાત પુત્રીઓ—સૌ. જયશ્રી રાયજી, સૌ. હંસા મહેતા, સૌ. પન્ના દફતરી, સૌ. નિવેદિતા દેસાઈ, સૌ. રામદુલારી મોદી, તથા કુમારી મીનળદેવી—છે. એમના જીવનવિષયક વિશેષ માહિતી Who is Who માં તેમજ Knights and Barons માંથી મળી શકે છે.

જીવનભર રાજકારણમાં તન્મય રહેવા છતાં એમનો સાહિત્યપ્રેમ અખંડ રહ્યા કર્યો છે, અને એની શાખ સાહિત્ય તેમજ પુસ્તકાલય પરિષદોમાં એમણે અવારનવાર આપેલાં વ્યાખ્યાનો પૂરે છે. એમના રચેલા ગ્રન્થ: હિંદ રાજસ્થાન ઇ. સ. ૧૮૯૫, પ્રમાણશાસ્ત્ર (Evidence Law.)

---

## ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ કંથારીઆ

ડૉ. મહાદેવપ્રસાદ કંથારીઆનો જન્મ સંવત ૧૯૪૨ના ભાદરવા વદી ०)) (તા. ૨૭-૯-૧૮૮૬) ના રોજ તેમના વતન નડીઆદમાં થયો હતો. તેમના પિતાનું નામ ભોગીલાલ ત્રીકમલાલ કથારીઆ અને માતાનું નામ શીવલક્ષ્મી દોલતરાય. ન્યાતે તે સાઠોદરા નાગર છે.

તેમણે પ્રાથમિક કેળવણી નડીઆદમાં અને અંગ્રેજી કેળવણી મુંબઈમાં લીધી હતી. મુંબઈના વી. જે. ટેકનિકલ ઈન્સ્ટીટ્યુટમાં તેમણે મિકેનિકલ અને ઇલેકટ્રિકલ એન્જીનીયરિંગનો અભ્યાસ ૭ વર્ષ સુધી કરેલો. મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાં પહેલા ગ્રેડની ડ્રોઈંગની પરીક્ષા પાસ કરેલી. બોઈલર ઍક્ટ એન્જીનીયર્સની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરેલી. આમ એન્જીનીયરિંગમાં નિષ્ણાત થવા છતાં તેમનું માનસિક વલણ કોઈ જુદી જ દિશામાં રસ ધરાવતું હતું. કલકત્તામાં હોમીઓપેથિક કૉલેજમાં અભ્યાસ કરીને એમ. સી. એચ. સી.ની ડિગ્રી તેમણે મેળવી, અને અમેરિકામાં ન્યૂયોર્ક ખાતે અભ્યાસ કરીને અમેરિકન સ્કૂલ ઑફ નેચરોપથીની 'ડૉક્ટર ઑફ નેચરોપથી' (N. D.) અને 'ડૉક્ટર ઑફ મેડિસિન' (M. D.)ની ડિગ્રીઓ પણ મેળવી. નૈસર્ગિક ઉપચારશાસ્ત્ર એ તેમનો પ્રિય વિષય છે અને ડાક્ટર તરીકે વ્યવસાય કરતા હોવા છતાં આરોગ્ય અને નૈસર્ગિક ઉપચારો વિષે લેખનકાર્ય પણ કરતા રહે છે. ડૉ. એની

બેસન્ટ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાંધી અને ડૉ. બેનેડિક્ટ લુસ્ટના જીવન તથા ગ્રંથોની તેમના જીવન ઉપર વિશિષ્ટ અસર છે.

ઈ. સ. ૧૯૦૮ થી 'ધન્વંતરિ' માસિકના તે સહતંત્રી હતા અને ૧૯૨૩ થી ૧૯૩૭ સુધી તેના તે તંત્રી હતા. ગુજરાત હોમિયોપેથિક એસોસીએશન અને મુંબઈ પ્રાંતિક નેચરોપેથિક એસોસીએશનના તે પ્રમુખ છે. બેલગામમાં ભરાયલી અખિલ હિંદ નેચરોપેથિક કોંગ્રેસના પ્રમુખ તરીકે તે ચુંટાયા હતા અમેરિકન નેચરોપેથિક એસોસિએશનના હિંદ ખાતેના પ્રતિનિધિ તેઓ છે.

તેમનું પ્રથમ પુસ્તક ૧૯૦૯માં 'તમાકુનું દુર્વ્યસન' એ નામે પ્રસિદ્ધ થયું હતું. ત્યારપછી તેમનાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની નામાવલિ: 'ક્ષયરોગ' (૧૯૧૧), 'Advantages of a Vegitarian Diet' (૧૯૧૨), 'આરોગ્ય સાચવવાના ઉપાયો' (૧૯૧૪), 'મનુષ્યનો કુદરતી ખોરાક' (૧૯૧૬), 'નૈસર્ગિક જીવન' ('Return to Nature' નું ભાષાંતર) (૧૯૧૭), 'ક્રોમોપથી એટલે વર્ણોપચાર વિદ્યા' (૧૯૧૯), 'બાળકનું સંરક્ષણ, સંવર્ધન અને શિક્ષણ' (૧૯૨૩), 'વિટામિન્સ અથવા આહાર મારફત આરોગ્યપ્રાપ્તિ' (૧૯૨૩), 'આરોગ્ય વિષે પ્રશ્નોત્તરમાળા' (૧૯૨૩), મારો અમેરિકાનો પ્રવાસ' (૧૯૨૩).

ડૉ. મહાદેવપ્રસાદનું લગ્ન સને ૧૯૧૬માં નડીઆદમાં શ્રી. પદ્માવતી બાપાલાલ વેરે થએલું. તેમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ છે. મોટો પુત્ર યોગેશ ડાક્ટરી અને બીજો પરેશ ખેતીવાડીનો અભ્યાસ કરે છે.

---

## મુકુન્દરાય વિજયશંકર પટ્ટણી—'પારાશર્ય'

એમનો જન્મ સં. ૧૯૭૦ના મહા વદ ૨ ને ગુરુવાર તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૧૪ના રોજ મોરબીમાં અહિચ્છત્ર (પ્રશ્નોરા) નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેઓ મૂળ કોટડા સાંગાણીના વતની. એમના પિતાનું નામ વિજયશંકર કાનજીભાઈ પટ્ટણી અને માતાનું નામ શાન્તાલક્ષ્મી ચકુભાઈ મજાણી.

પ્રાથમિક શિક્ષણ કોટડા સાંગાણી અને રાજકોટમાં તથા માધ્યમિક રાજકોટમાં લઈ ઉચ્ચ શિક્ષણ માટે તેઓ ભાવનગર ગયા. હજી તેઓ અભ્યાસ કરે છે પિતાનો કાવ્યપ્રેમ એમનામાં ઊતર્યો છે અને પિતાની તથા સ્વ. પ્રભાશંકર પટ્ટણી અને ગાંધીજીની અમર એમના જીવનપટ પર

ઉપર પડી છે. તત્ત્વજ્ઞાન, શિક્ષણ, ઇતિહાસ અને કાવ્યસાહિત્ય એમના અભ્યાસના વિષયો છે.

ઈ. સ. ૧૯૩૧માં જામનગરમાં શ્રી નિર્મળાલક્ષ્મી લક્ષ્મીશંકર વૈદ્ય જોડે એમનું લગ્ન થયું. એમને બે પુત્રીઓ તથા એક પુત્ર છે.

એમની કૃતિઓ:

"અર્ચન" (કાવ્યસંગ્રહ—શ્રી પ્રબોધ સાથે સહપ્રકાશન) ૧૯૩૮

"સંસૃતિ" (કાવ્યસંગ્રહ) ૧૯૪૧

---

## મુરલીધર રામશંકર ઠાકુર

તેઓ મૂળ ઇડર સ્ટેટના સુવેર ગામના ઔદીચ્ય બ્રાહ્મણ. એમનો જન્મ એ જ સ્ટેટના કુકડિયા ગામે, એમના મોસાળમાં સં. ૧૯૬૬ના મહા સુદ ૧૪ના રોજ થયો. એમના પિતાનું નામ રામશંકર હરિદત્ત ઠાકુર અને માતાનું નામ ગંગાબાઈ.

બે વર્ષની વયે માતાનું સુખ ગુમાવ્યું અને થોડો વખત મોસાળમાં જ ગામઠી નિશાળે પ્રાથમિક અભ્યાસ કરી મુંબઈમાં પિતા પાસે આવ્યા, ને ત્યાં આગળ અભ્યાસ ચલાવી મૅટ્રિક થયા. ઉચ્ચ શિક્ષણ માટે પિતાની અશક્તિ હોવાથી આપબળે જ કૉલેજનું શિક્ષણ લેવાનો નિર્ધાર કર્યો અને તંગી તથા હાડમારીઓ વેઠીવેઠી તે પાર ઉતાર્યું.

મૅટ્રિકમાં શ્રી 'બાદરાયણ' એમના ગુજરાતીના શિક્ષક હતા. તેમણે એમના સાહિત્ય પ્રતિના અનુરાગને પોષ્યો છે અને કૉલેજમાં જતાં સ્વ. નરસિંહરાવ દિવેટિયાના પરિચયમાં એમને મૂક્યા, જેમનાં મમતા, શિક્ષણ અને વિદ્વત્તા ત્રણેએ પોતાના જીવનને ઘડયું અને પોષ્યું હોવાનો ઋણ-સ્વીકાર તેઓ કરે છે. બી. એ.માં તત્ત્વજ્ઞાન ને તર્ક લીધેલાં તે સ્વ. નરસિંહરાવની ઇચ્છાને વશ થઈ બદલી ગુજરાતી અને સંસ્કૃત લઇ તેએમ. એ. થયા. આજે મુંબઈ સિડનહામ કૉલેજમાં તે ગુજરાતીના અધ્યાપક છે.

ઇ. સ. ૧૯૩૯માં ખાર (મુંબાઈ)માં શ્રી સરલાબહેન જોડે એમનું લગ્ન થયું. એમનાં પુસ્તકો: "સફર અને બીજાં કાવ્યો" ('સફરનું સખ્ય' પુસ્તકમાં સહકૃતિ), "મેળો" (બાળગીતો), "ગુજરાતીનું અધ્યયન" (પ્રો. વકીલ સાથે સહકૃતિ).

---

# મૂળજી દુર્લભજી વેદ

મૂળ ટંકારા (મોરબી)ના વતની ભાટિયા કુટુંબમાં એમનો જન્મ રાવબહાદુર દુર્લભજી ધરમસી વેદને ત્યાં ઈ સં. ૧૯૩૭ના શ્રાવણ સુદ ૧૧, તા. ૧૬ મી ઑગસ્ટ ૧૮૮૦માં રાજકોટમાં થયો હતો. એમનાં માતાનું નામ રળિયાતબાઈ.

પ્રાથમિક શિક્ષણ મોરબીમાં, માધ્યમિક પાલણપુરમાં અને ઉચ્ચ શિક્ષણ એમણે મુંબઈ તેમ જ અમદાવાદમાં લીધું. સાહિત્ય તરફનું વલણ પહેલેથી હતું, એમાંયે ધર્મ તથા ધાર્મિક સાહિત્ય તરફ વિશેષ રુચિ હતી. જીવન પર અસર પણ ગીતા અને ભાગવત જેવા ગ્રંથોએ અને રામકૃષ્ણ પરમહંસ, કેશવચન્દ્ર સેન તથા વિવેકાનંદના વાચને કરી હતી. ઉપરાંત ગોવર્ધનરામ, રાનડે, બંગાળી કવિ સુરેન્દ્ર ભટ્ટાચાર્ય, શેક્સપીઅર, એમર્સન અને ગાંધીજીના વિચારોએ એમનું માનસ ઘડતર કર્યું છે. એમનો વ્યવસાય લેખનનો અને વ્યાખ્યાનો-પ્રવચનોનો રહ્યો છે.

એમનું પ્રથમ લગ્ન ગોંડલમાં મેનાબાઈ સાથ સં. ૧૯૫૨માં થયું, તેના એક પુત્ર હયાત છે. બીજું લગ્ન પણ ગોંડલમાં સં. ૧૯૬૭માં થયું તેના ૭ પુત્ર અને પાંચ પુત્રીઓ છે.

એમની પ્રથમ કૃતિ 'સ્વરૂપવિવેક' (વેદાંત) ઈ. સ. ૧૯૦૨ માં બહાર પડી. એમની કૃતિઓની સાલવાર યાદી નીચે આપીએ છીએ. એ ઉપરાંત બીજી ૩૧ કૃતિ હજી અપ્રકટ છે.

સ્વરૂપવિવેક (વેદાંત) ૧૯૦૨, First Fruits (કાવ્યો) ૧૯૦૩, જાગૃતિમાળા (સેવાગીત) ૧૯૦૯, નિજકુંજ (કાવ્યો) ૧૯૦૯, સન્નારીઓને બે બોલ ૧૯૧૦, બેનોને અક્ષરપસલી ૧૯૧૧, કુંજલીલા (કાવ્યો) ૧૯૧૨, મેવાસંગીત (ગીતો) ૧૯૧૩, લીલાવિસ્તાર (કાવ્ય) ૧૯૧૬, સ્ત્રીઓને સંદેશ ૧૯૧૭, નવાં લોકગીત ૧૯૨૮, સ્ત્રીશક્તિ (નાટક) ૧૯૨૦, આત્માના અધિકાર ભોગવતું સ્ત્રીતત્વ (પૉલ રિશાર ઉપરથી) ૧૯૨૫, અજવિલાપ (સોરઠામાં ભાષાંતર) ૧૯૨૫, શ્રી કૃષ્ણજન્મદર્શન ૧૯૨૫, યુગલગીત (સોરઠામાં ભાષાંતર), વેણુગીત (સોરઠામાં ભાષાંતર) (બંને ભાગવતમાંથી), પાંચ ભક્તોનાં હૃદયકીર્તન (ગીતો), સરસ્વતીચંદ્રનાં સમણાં-મહર્ષિ ગો. મા. ત્રિ. નો અક્ષર દેહ (કાવ્ય) ૧૯૩૦, અક્ષર નવનીત, ઈશોપનિષદ (સોરઠામાં ભાષાંતર).

---

# મૂળશંકર હરિનંદ મૂળાણી

ગુજરાતની સર્વસામાન્ય જનતાને રસ અને સંસ્કાર આપનારાં ૪૦થી ૫૦ની વિપુલ સંખ્યામાં અને ઊંચા સાહિત્યગુણ ધરાવતાં લોકપ્રિય દૃશ્ય નાટકો આપનાર અને ગુજરાતની રંગભૂમિનું સાચું સંસ્કરણ કરનાર આ નિરાડમ્બરી અને અબોલ નાટકકાર સાહિત્યજગતમાં બહુ જાણીતા નથી, એનું મુખ્ય કારણ એ છે કે એમનાં એક 'દેવકન્યા' સિવાય એક પણ નાટક છપાએલું નથી. કાઠિયાવાડમાં ચાવંડ મુકામે પ્રશ્નોરા નાગર (અહિચ્છત્ર) જ્ઞાતિમાં વિ. સં. ૧૯૨૪ ના કાર્તિક સુદ પાંચમને દિવસે મૂળ અમરેલીના વતની હરિનંદ દયારામ મૂળાણીને ત્યાં એમનો જન્મ થયો એમનાં માતાનું માનકુંવર નથુ મહેતા.

અમરેલીમાં જ અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો બાદ એમણે આપમેળે વાચન વગેરેથી જ શેક્સપીઅર, શેરીડન તેમજ બીજા એવા સમર્થ અંગ્રેજ લેખકોનાં નાટકો તથા નવલો સરળતાથી વાંચી સમજી શકાય તેટલું જ્ઞાન મેળવ્યું અને સાહિત્યનો પોતાનો શોખ પોષ્યો. સંસ્કૃતમાં પણ કાલિદાસ આદિનાં નાટકો સમજીને વાંચી શકાય તેટલું જ્ઞાન એ જ રીતે મેળવ્યુ. સાહિત્ય ઉપરાંત પ્રાચીન તેમજ આધુનિક ફિલસૂફી તથા ધર્મનું સાહિત્ય, યોગાભ્યાસ અને આધુનિક વિજ્ઞાન એ એમના અભ્યાસના પ્રિય વિષયો. એમના જીવન પર પણ એ સમર્થ નાટકકારોના વિચારોની, પાતંજલ યોગદર્શન જેવાં પુસ્તકોની તેમજ નથુરામ શર્મા અને એની બેસંટ જેવાં ધર્મમીમાંસકોનાં લખાણોની પ્રબળ અસર પડી છે.

જીવનભર એમણે નાટકો લખવાનો જ વ્યવસાય કર્યો છે અને ગુજરાતની જાણીતી નાટક કંપનીઓને સંખ્યાબંધ લોકપ્રિય નાટકો આપ્યાં છે, જેવાં કે– 'મુંબઈ ગુજરાતી નાટક કંપની'માં રાજબીજ, કુન્દબાળા, જયરાજ, બૅરિસ્ટર, અજબકુમારી, વીરમંડળ, વિક્રમચરિત્ર, સૌભાગ્યસુંદરી, જુગલ જુગારી, કામલતા, પ્રતાપ લક્ષ્મી, વસંતપ્રભા વગેરે; 'કાઠિયાવાડી નાટક મંડળી'માં કૃષ્ણચરિત્ર અને દેવકન્યા, 'રોયલ નાટક મંડળી'માં ભાગ્યોદય અને એક જ ભૂલ, તેમજ 'મુંબઈ સુબોધ ગુજરાતી નાટક મંડળી' માં રત્નાવલિ, વિક્રમ અને શનિ વગેરે.

કાઠિયાવાડમાં કુંડલા (સાવર) મુકામે સં. ૧૯૩૭ માં શ્રીમતી કૃષ્ણાબાઈ જોડે એમનું લગ્ન થયું. એમનાં ત્રણ બાળકોમાં સૌથી મોટાં દીકરી ધીરજ. વચલા પુત્ર હરિલાલ મૂળાણી કાનપુરના ટેકનિકલ

ઈન્સ્ટીટ્યૂટમાં લેક્ચરર છે, અને નાના પુત્ર મણિલાલ પણ વિજ્ઞાન લઈ ને એમ. એસસી. થએલા છે.

ગુજરાતી રંગભૂમિનું સક્રિય ઉત્થાન લાવવામાં એમના જેટલો હિસ્સો હજુસુધી ભાગ્યે જ કોઈએ આપ્યો છે. ગુર્જર રંગભૂમિ પર કવિ મૂળશંકરનો ઉદય થયો ત્યારે ગુજરાતી નાટકોની સ્થિતિ વિચિત્ર હતી. ગુજરાતી ભાષણો, હિંદી ગાયનો અને દક્ષિણી પહેરવેશવાળાં સ્ત્રીપાત્રોથી નાટકો ભજવાતાં. ગુજરાતી નાટકોમાં શુદ્ધ ગુજરાતી ભાષા, આચારવિચાર બધુ ગુજરાતી જીવનમાંથી ઉતારવાનો પ્રયત્ન કરી નાટ્યસાહિત્યની પ્રથમ દિશા બતાવવાનું કામ કવિ મૂળશંકરે કર્યું. એમની પ્રતિભાવાન કલમે લખાએલાં નાટકો, ઉર્દૂના પ્રખ્યાત લેખક મુન્શી આગ્રા હશ્ર અને મરાઠી નાટકકાર ખાડિલકર અનેક વાર જોતા અને તેનું મનન વિવેચન કરતા. વાઘજી આશારામ અને ડાહ્યાભાઈ ધોળશાજી એમના સમકાલિનો.

એમનું પ્રથમ નાટક 'રાજબીજ' ઈ. સ. ૧૮૮૮-૯૦ ની લગભગ લખાયું. ત્યારપછી 'કુંદબાળા', 'મૂળરાજ', 'જયરાજ' વગેરે આવ્યાં. ગુજરાતના લોકસમાજને ઘેલો કરનાર 'સૌભાગ્યસુંદરી' નાટકના અને તેમાં જાણીતા પાત્ર જયશંકર 'સુંદરી'ના સર્જક પણ એ જ. એ 'સૌભાગ્યસુંદરી' સાથેનાં 'અજબ કુમારી', 'વીરમંડળ' 'વિક્રમચરિત્ર', 'જુગલ જુગારી', 'કામલતા', 'નંદબત્રીસી', અને 'કૃષ્ણચરિત્ર' એ એમનાં મધ્યકાળનાં નાટકો. લોકરુચિને સાથે રાખવાના પ્રયત્નમાં એમાં માત્ર એમણે સરળ અને આકર્ષક વસ્તુયોજના એ બે જ તત્ત્વો સંભાળેલાં છે; જ્યારે સાહિત્યગુણોની દૃષ્ટિએ જોતાં વસ્તુવિકાસ, પાત્રવૈવિધ્ય, સ્વભાવવિકાસ, આદિ કલાની યોજના સાથે ઉચ્ચ આદર્શો અને વિચારો, રસિક તર્કવાદો, શુદ્ધ અને બળવાળી ભાષા તેમજ કાવ્યમય સાહિત્યનો ઉપયોગ એમાં ઉત્તરોત્તર ચડતો દેખાતો આવે છે. 'કૃષ્ણચરિત્ર' નાટક સુધીમાં એમનો મધ્યકાળ પસાર થઈ એમની કલા પૂર્ણ વિકાસ પામે છે. એ દરમ્યાન એમનું જીવન પણ ક્રમશઃ યોગાભ્યાસ અને તત્ત્વચિંતન તરફ વળતું જતું હોવાથી એમનાં પકવકાળનાં નાટકો હૃદયભાવનાનાં ચિત્રો કરતા વિચારસમૃદ્ધિથી વિશેષ ભરેલાં દેખાય છે. તેમાં 'દેવકન્યા', 'ચૈતન્યકુમાર', 'વસંતપ્રભા', 'પ્રતાપ લક્ષ્મી', 'સંમતનાં ફળ', 'ઉર્વશી', 'ભાગ્યોદય', 'એક જ ભૂલ', 'પોરસ-સિકંદર', 'કોકિલા', 'ધર્મવીર', 'કલ્યાણરાય', 'રત્નાવલિ' અને 'વિક્રમ અને રાનિ' (૧૯૨૫) ગણાવી શકાય. આ બધાં નાટકો ઉપરાંત અનેક નાટકોમા થોડા ઘણા પ્રવેશો ને ગાયનો એમણે લખી આપ્યાં છે;

ઘણાંમાં પ્રસંગવૈવિધ્ય યોજીને રસ ઉપજાવ્યો છે; ઘણાંની વસ્તુસંકલના સુધારી આપી છે. 'સૂર્યકુમારી' અને 'છત્રસાલ' તેનાં ઉદાહરણ છે.

સદ્‌ગત સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઈ અને રમણભાઈ જેવાઓએ એમનાં નાટકો જોઈને ઊંચા અભિપ્રાય આપેલા. સ્વ. રણજીતરામે એમનાં નાટકોમાંથી કેટલાક ભાગ પ્રસિદ્ધ કરવાની માગણી કરેલી, પણ દૈવયોગે રણજીતરામ અકાળ અવસાન પામ્યા.

એમનું એકમાત્ર પ્રકાશિત પુસ્તક 'દેવકન્યા' ઈ. સ. ૧૯૦૯ માં બહાર પડયું છે. બાકીનાં એમનાં રચેલાં નાટકો વિવિધ કંપનીઓએ ભજવેલાં, તેની યાદી નીચે મુજબ છે.

(૧) રાજબીજ, (૨) કુન્દબાળા, (૩) જયરાજ, (૪) મૂળરાજ સોલંકી, (૫) બેરીસ્ટર, (૬) અજબકુમારી, (૭) વીરમંડળ, (૮) વિક્રમચરિત્ર, (૯) સૌભાગ્યસુંદરી, (૧૦) જુગલ જુગારી, (૧૧) નંદબત્રીસી, (૧૨) શકુંતલા, (૧૩) કામલતા, (૧૪) શ્રી કૃષ્ણચરિત્ર, (૧૫) દેવકન્યા, (૧૬) ચૈતન્યકુમાર, (૧૭) વસંતપ્રભા, (૧૮) પ્રતાપ લક્ષ્મી, (૧૯) સંગતનાં ફળ, (૨૦) ભાગ્યોદય, (૨૧) એક જ ભૂલ, (૨૨) કોકિલા, (૨૩) પોરસ-સિકંદર, (૨૪) ધર્મવીર, (૨૫) કલ્યાણરાય, (૨૬) રત્નાવલિ, (૨૭) વિક્રમ અને શનિ, (૨૮) ઊર્વશી-પુરુરવા અથવા કનકમંજરી, (૨૯) સુદર્શન. આમાંનાં ૨૩, ૨૪, ૨૫, ૨૮ અને ૨૯ નંબરનાં નાટકો સંયોગવશાત્ ભજવાયાં નથી.

આ ઉપરાંત તેમણે બીજાં કેટલાંક નાટકો લખ્યાં છે અને લખવા માંડેલાં છતાં અધૂરાં રહ્યાં છે. તેમાંનાં થોડાંનાં નામ—ભોજપ્રતાપ, ચીન-જાપાન, સુધરેલી, શ્વેતવસના, ભોજરત્ન કાલિદાસ, ચિત્તોડની રાણી પદ્મિની, ગોરી ગુલામડી, ગનોરની રાણી, મધુ-માધવી, ઓખાહરણ, ચપલાની ચાતુરી, ઇત્યાદિ.

---

## મોહનલાલ તુલસીદાસ મહેતા ('સોપાન')

શ્રી. મોહનલાલ મહેતાનો જન્મ તા. ૧૪-૧-૧૯૧૧ ને રોજ મોરબી તાબે ચકમપુર નામના ગામમાં થયો હતો. તેમનું મૂળ વતન મોરબી છે. તેમના પિતાનું નામ તુલસીદાસ અવિચલ મહેતા અને માતાનું નામ શિવકોર કુંગરશી. ન્યાતે તે દશાશ્રીમાળી વણિક છે. સને ૧૯૩૯ માં તેમનું લગ્ન અમદાવાદમાં શ્રી. અમૃતલાલ શેઠનાં પુત્રી લાભુબહેન સાથે થયું છે. શ્રી. લાભુબહેન મહેતા એક સારાં લેખિકા છે.

તેમણે પ્રાથમિક ઉપરાંત માધ્યમિક કેળવણી માત્ર અંગ્રેજી બે ધોરણ સુધી લીધી છે, પરન્તુ શાળાની બહાર તેમણે પોતાનો અભ્યાસ વાચનદ્વારા સારી પેઠે વધાર્યો છે. આર્થિક કારણે અને અસહકારની ચળવળ લીધે તેમણે અગીઆર વર્ષની વયે જ શાળાનો અભ્યાસ છોડી દીધો હતો. એ પછી તેમણે જુદી જુદી વેપારી પેઢીઓમાં નોકરી કરી અને વેપાર પણ કરીને દુનિયાદારીનો અનુભવ સારી પેઠે કરી લીધો. ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી સત્યાગ્રહમાં જોડાઇને ત્રણ વાર તો જેલજાત્રાઓ કરી. એ અરસામાં યુવકસંઘો અને વ્યાયામપ્રવૃત્તિમાં પણ તેમણે ભાગ લીધેલો. તેમના લેખનનો પ્રારંભ જેલનિવાસ દરમ્યાન જ થએલો.

'ભારતી સાહિત્યસંઘ'ની સ્થાપના કરીને તેમણે ઉચ્ચ કોટિના સાહિત્યનું પ્રકાશન શરુ કરેલું. તે સાથે 'ઊર્મિ' 'નવરચના' નામનાં માસિક પત્રો તે ચલાવતા. એ સંસ્થાથી છૂટા પડીને તેમણે 'જીવન સાહિત્ય-મંદિર' નામની સાહિત્યસંસ્થા મુબઈમાં સ્થાપી છે અને તેની તરફથી 'પ્રતિમા' નામનું માસિક પત્ર શરુ કર્યું છે. તે ઉપરાંત 'પ્રવાસી' સાપ્તાહિકના તે તંત્રી છે. જનસ્વભાવનો અભ્યાસ એમનો પ્રિય વિષય છે, અને ગાંધીજીના જીવન તેમજ તેમનાં લખાણોની તેમના ઉપર વિશિષ્ટ અસર છે. તેમણે મુખ્યત્વે ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓ લખી છે. તેમાં રાષ્ટ્રીયત્વ તથા જીવનસરણી સંબંધે છપાયેલી છાપ ગાંધીયુગની પ્રેરણારૂપ જણાય છે.

તેમનું પ્રથમ પુસ્તક ૧૯૩૫ માં 'અંતરની વાતો' એ નામથી પ્રસિદ્ધ થએલું. ત્યારપછીનાં તેમનાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છે: 'સંજીવની' (૧૯૩૬), 'પ્રાયશ્ચિત્ત ભાગ ૧-૨' (૧૯૩૬-૩૭), 'અંતરની વ્યથા' (૧૯૩૭), 'ઝાંઝવાનાં જળ' (૧૯૩૭), 'લગ્ન-એક સમસ્યા' (૧૯૩૮), 'અખંડ જ્યોત' (૧૯૩૮), 'મંગલ મૂર્ત' (૧૯૩૮), 'જાગતા રહેજો ભાગ ૧-૨' (૧૯૩૯-૪૦), 'ત્રણ પગલાં' (૧૯૪૧), 'જાતીય રોગો' (૧૯૪૧), 'ફૂટેલાં સુવર્ણપાત્રો' (૧૯૪૨), 'વિદાય' (૧૯૪૪).

---

## યુસુફ અબ્દુલગની માંડવિયા

એમનો જન્મ કાઠિયાવાડમાં એમના વતન મોરબી તાબે ટંકારા નામના ગામમાં મેમણ (મુસ્લિમ) કોમમાં ઇ. સ. ૧૯૧૦ માં થયો. એમના પિતાનું નામ અબ્દુલગની આદમભાઈ માંડવિયા અને માતાનું નામ આયશા

તૈયબ માળિયાવાળા. ઈ. સ. ૧૯૩૬ ની ૨૧ મી ડિસેમ્બરે એમનું પ્રથમ લગ્ન નૂરબાનુ ઇસ્માઇલ સાથે થયું; પરંતુ ૧૯૪૦ના મે માસમાં નૂરબાનુનું અવસાન થતાં એ વર્ષના નવેમ્બરમાં એમનું બીજું લગ્ન મોરબીના જાણીતા શહેરી શેઠ હાજી મૂસા આરબીની પુત્રી હુરબાનુ સાથે થયું.

એમના પિતાનો ઉજ્જૈન (માળવા) ખાતે ઝવેરાતનો વેપાર હતો, એટલે ત્યાંની કૉમર્શિયલ સ્કૂલમાં એમણે ગુજરાતી અને હિન્દીનું શિક્ષણ લીધું. બુદ્ધિ તેજસ્વી હોવાથી અભ્યાસમાં પ્રથમ જ રહેતા અને પિતાની આર્થિક સ્થિતિ પણ સારી હોવાથી આગળ અભ્યાસની બધી શક્યતાઓ હતી; પરંતુ એ જ અરસામાં ખિલાફત અને અસહકારનું આંદોલન ઊપડતાં, અને પિતા તેમજ મોટા ભાઈ એ ચળવળમાં ઉત્સાહભર્યો ભાગ લેતા હતા,' એટલે અંગ્રેજી ભણવું હરામ ગણી મદ્રેસાએ-ઇસ્લામિયામાં એમને દાખલ કરવામાં આવ્યા, જ્યાં એમણે ઉર્દૂ અને અરબીનું શિક્ષણ લીધું, પરંતુ એવામાં વતન પાછા ફરવાનું થતાં અભ્યાસ પડતો મૂકવો પડ્યો. પાછળથી ખાનગી અભ્યાસદ્વારા એમણે અંગ્રેજીનું જ્ઞાન મેળવ્યું જે હજી પણ ચાલુ છે.

વાચનનો શોખ નાનપણથી જ હતો; અમદાવાદના 'દીન' પત્રમાં જ્ઞાતિવિષયક ચર્ચાપત્રો લખવાના પ્રારંભથી મનોવૃત્તિ લેખન તરફ વળી અને પત્રકારત્વે એમને આકર્ષ્યા. રાંદેરથી નીકળતા 'સાદિક' માસિકમાં એમનાં શરૂનાં લખાણો છપાતાં. તે પછી તક મળતાં ૧૯૩૦માં રાણપુરથી નીકળતા 'મુસ્લિમ' અઠવાડિકના સહતંત્રી તરીકે, ૧૯૩૩ માં 'મેમણ' સાપ્તાહિક અને 'ચાંદ' માસિક જાતે કાઢીને, અને તે બંધ થતા ૧૯૩૫માં રાજકોટના 'મેમણ બુલેટિન'ના સહતંત્રી તરીકે કામ કરતાં એમની કલમ કસાઈ અને છેલ્લી કામગીરીમાં એમનાં લખાણો લોકપ્રિય થયાં. ૧૯૩૭ના સપ્ટેમ્બરમાં એમણે રાજકોટથી 'ઇન્કિલાબ' સાપ્તાહિક પોતે શરુ કર્યું, અને ત્યારબાદ ૧૯૩૮માં બાંટવામાં કોહિનૂર પ્રિ. પ્રેસના મેનેજર તરીકે જોડાયા જે સ્થાને તેઓ હજી છે. પણ પત્રકારત્વ એમનો પ્રિય વિષય છે અને યુદ્ધની અગવડ જતાં પોતે ફરી એ શરુ કરવાની ઉમેદ ધરાવે છે.

એમના જીવન પર ઇસ્લામના પયગમ્બર મુહમ્મદ (સલ.) ની અને અલામઃ મુહમ્મદ ઇકબાલ તથા મૌલાના મુહમ્મદઅલીનાં લેખન તથા ઉપદેશની પ્રબળ અસર પડી છે અને કુરઆન, મુહમ્મદ ઇકબાલનાં પુસ્તકો એમનાં પ્રેરક બળ છે. સ્વભાવે શરમાળ હોવાથી જાહેરમાં તે ભાગ્યે જ આવે છે. એમના પુસ્તકોની યાદી નીચે મુજબ છે :

નયનનાં નીર (નવલિકાઓ) ૧૯૩૩, અશ્રુકથાઓ ('બેગમાન કે આંસુ' પરથી) ૧૯૩૩, જાળાઓ (નવલિકાઓ) ૧૯૩૭, હિન્દનું મુસ્લિમ રાજકારણ (ઉર્દૂ પરથી) ૧૯૪૦, મુસ્લિમ લીગનો ઇતિહાસ (સંપાદિત) ૧૯૪૧, પાકિસ્તાન (ઉર્દૂ ઉપરથી) ૧૯૪૧, ઇસ્લામ અને તલવાર, કાઈદે આઝમ મુહમ્મદઅલી જિન્નાહ, તન્દુરસ્તીનું શર્મનામું.

---

## રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી

શ્રી. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીનો જન્મ સં. ૧૯૨૦ ના શ્રાવણ સુદ ૮ ના રોજ તેમના વતન ધંધુકામાં થએલો. તેમના પિતાનું નામ વૃંદાવનદાસ વલ્લભદાસ અને માતાનું નામ ગંગાબાઈ. ન્યાતે તે વીસા મોઢ વણિક છે.

તેમણે પ્રાથમિક કેળવણી ધંધુકામાં અને માધ્યમિક કેળવણી ભાવનગર તથા રાજકોટમાં લીધેલી. ઊંચી કેળવણી મુંબઈમાં લઈ ને સને ૧૮૮૯–૯૦ માં બી. એ., એલ. એલ. બી. ની ડિગ્રી મેળવેલી.

વકીલાતથી વ્યવસાયની શરુઆત કરીને સને ૧૯૦૧ થી ૧૯૨૬ સુધીમાં તેમણે પાલણપુર, ગોંડળ અને મોરબીમાં દીવાન તરીકે કામ કરેલું. ૧૯૨૭ થી ૧૯૩૮ સુધી દેશી રાજ્યો તરફથી મહત્ત્વના ગીરાસના કેસો ચલાવ્યા બાદ ૧૯૩૯ થી તે નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે.

ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમના અભ્યાસના પ્રિય વિષયો છે, પરન્તુ ધાર્મિક ગ્રંથોના વાચનમાં રસ હોવાથી લેખનકાર્યમાં તો તેમણે વિશેષાંશે ધાર્મિક ગ્રંથોને જ પસંદગી આપી છે. અખિલ હિંદ વલ્લભીય વૈષ્ણવ પરિષદના ઉપપ્રમુખ તરીકે તેમણે સને ૧૯૦૪ થી ૧૯૨૧ સુધી કામ કર્યું હતું.

તેમનું પ્રથમ પુસ્તક સને ૧૯૧૦ માં 'પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત ભાગ–૧' બહાર પડેલું, જેનો બીજો ભાગ ૧૯૨૦ મા અને ત્રીજો–ચોથો ભાગ ૧૯૨૩–૨૪ માં બહાર પડયો હતો. તેમનું 'સ્પર્શાસ્પર્શવિવેક' પુસ્તક ૧૯૩૪ માં બહાર પડયુ હતું. તેમણે કેટલાક ધાર્મિક ગ્રંથો આર્થિક સહાય આપીને પ્રસિદ્ધ કરાવ્યા છે.

તેમનું લગ્ન ધંધુકામાં સંવત ૧૯૩૩ માં સમજુબાઈ સાથે થએલું. તેમને બે પુત્રો છે; મોટાની ઉંમર ૫૮ અને નાનાની ઉંમર ૪૪ છે.

---

## રામનારાયણ નાગરદાસ પાઠક

શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠકનો જન્મ સંવત ૧૯૬૧ ના મહા વદ ૪ ના રોજ ધોળકા તાલુકાના તેમના વતનના ગામ ભોળાદમાં થયો હતો. તેમના પિતાજીનું નામ નાગરદાસ છગનલાલ પાઠક અને માતાનું નામ સંતોકબાઈ. ન્યાતે તે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. ઇ. સ. ૧૯૩૬ માં તેમનું લગ્ન મુંબઈમાં સૌ. નર્મદાબાઈ સાથે થએલું. તેમને બે પુત્રીઓ છે.

ગામઠી શાળામાં સાત ગુજરાતી ધોરણ સુધી પ્રાથમિક કેળવણી લીધા બાદ તેમણે લાઠીની સંસ્કૃત પાઠશાળામાં સંસ્કૃતનો અભ્યાસ લઘુ કૌમુદી સુધી કરેલો. પછી વઢવાણની રાષ્ટ્રીય શાળામાં અંગ્રેજીને બદલે હિંદી ભાષા લઈ ને તે વિનીત થએલા.

શિક્ષણ અને લેખન એ એમના વ્યવસાયો છે. સંસ્કૃત કાવ્યસાહિત્ય અને લોકસાહિત્ય એમના પ્રિય અભ્યાસવિષયો છે. ગાંધીજી અને ચમનલાલ વૈષ્ણવની તેમના જીવન ઉપર પ્રબળ અસર છે. તેમની નવલકથાઓમાં અને નવલિકાઓ વગેરેમાં રાષ્ટ્રીય વિચારસરણીની મનોરમ સુવાસ પ્રસરેલી છે.

તેમનું પ્રથમ પુસ્તક ઇ.સ. ૧૯૨૫માં 'ભારતના ભડવીરો' લખાયલું અને ૧૯૨૮માં પ્રસિદ્ધ થએલું. ત્યારપછી તેમની જે સાહિત્યકૃતિઓ પ્રસિદ્ધ થઈ છે તેની નામાવલિ નીચે મુજબ છે:

'છેટાં રે'જો માબાપ' (૧૯૨૯), 'વેરનો વારો' (૧૯૨૯), 'પચાસ વર્ષ પછી' ૧૯૩૧), 'ચાર પ્રવાસો' (૧૯૩૪), 'કાળા પાણીને પેલે પાર' (૧૯૩૫), 'યુગાવતાર ગાંધી ભાગ ૧–૨–૩' (૧૯૩૬), 'આવતી કાલ' (૧૯૩૭), 'જગતનો તાત' (૧૯૩૮), 'રાજકોટનો સત્યાગ્રહ' (૧૯૩૯), 'પ્રવાસ પત્રો' (૧૯૩૯), 'માનવતાનાં મૂલ' (૧૯૪૧), 'ખાંડાની ધાર' (૧૯૪૧).

---

## લક્ષ્મીનારાયણ રણછોડલાલ વ્યાસ ('સ્વસ્થ')

રાજકોટમાં ઈ. સ. ૧૯૧૩ ના નવેમ્બરની ૧૩ મી તારીખે (કાર્તિક પૂર્ણિમાએ) એમનો જન્મ થયો. તેઓ મૂળ જામનગરના પ્રશ્નોરા બ્રાહ્મણ અને એમના પિતાનું નામ રણછોડલાલ કેશવલાલ વ્યાસ. માતાનું નામ સ્વ. સૌ. રુકિમણી પાર્વતીપ્રસાદ વૈદ્ય. જામનગરના જાણીતા સંગીતવેત્તા આદિત્યરામજી એમના પ્રપિતામહ થાય.

એમનો ઉછેર અને પ્રાથમિક શિક્ષણ મોસાળમાં–રાજકોટમાં જ થયાં. ત્યાં નાના, નાની, બંને મામા, બધાં કવિતા રચતાં અને ઘરમાં કાવ્યોનાં

અંગ્રેજી પુસ્તકો હતાં; જામનગરમાં પિતાએ પણ અદ્યતન ગુજરાતી પુસ્તકો વસાવેલાં એટલે સાહિત્યસંસ્કાર બાળપણથી જ પડ્યા હતા. એ વાચનમાં બાયરન અને ગોર્કીએ ખૂબ અસર કરી. સાહિત્ય પ્રત્યે અનુરાગ હોવા છતાં ભૂગોળ અને વિજ્ઞાન એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે.

ઈ. સ. ૧૯૩૬ માં સ્વ. કવિ કાન્તનાં પુત્રી ડોલર જોડે એમનું લગ્ન થયું. આજે તેઓ મુંબાઈના ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સમાં કામ કરે છે. એમનાં પુસ્તકો:

"અચલા" (લાંબું પ્રણયકાવ્ય) ૧૯૩૭, "વિનાશના અંશો, માયા" (બે લાંબાં કથાકાવ્યો) ૧૯૩૮, "શોધ" ('મોહન શુક્લ' ને નામે લખેલી લાંબી વાર્તા) ૧૯૩૯, "અજંપાની માધુરી" (કાવ્યસંચય) ૧૯૪૧.

---

## શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી

શ્રી. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રીનો જન્મ તા. ૨-૫-૧૯૦૨ ના રોજ ચુણેલ (તા. નડીઆદ)માં થએલો. તે ન્યાતે સાઠોદરા નાગર છે. તેમના વતનનું ગામ મલાતજ છે. તેમના પિતાનું નામ ગંગાશંકર વ્રજલાલ શાસ્ત્રી અને માતુશ્રીનું નામ રુક્ષ્મણીબા. શ્રી. શંકરલાલનું લગ્ન ઇ. સ. ૧૯૨૪ માં શ્રી. શારદાગૌરી બાઈલાલ પંડ્યા સાથે કાસોરમાં થએલું.

શ્રી. શંકરલાલે પ્રાથમિક કેળવણી મલાતજમાં લઈને વર્ના. ફાયનલની પરીક્ષા ઊંચા નંબરે પાસ કરી ઇનામ મેળવેલું. ઇ. સ ૧૯૧૯ માં તે સોજીત્રા હાઇસ્કૂલમાંથી મેટ્રિક થએલા. ત્યારપછી બી. એ. સુધીનો અભ્યાસ તેમણે ગુજરાત કૉલેજમાં કરેલો. બી. એ. નાં બે વર્ષમાં તેમણે સરકારી મેરિટ સ્કોલરશીપ મેળવેલી અને બી. એ. ની પરીક્ષામાં પહેલો વર્ગ મેળવ્યો હતો. ૧૯૨૫ માં તે સંસ્કૃત અને ગુજરાતી લઇને એમ. એ. થયા હતા, અને ૧૯૨૯ માં એલ. એલ. બી. થયા હતા.

ઇ. સ. ૧૯૩૨ ની સાલથી તે જુનાગઢની કૉલેજમાં અધ્યાપક છે. ઇતિહાસ અને પુરાતત્ત્વ એ તેમના રસ તથા અભ્યાસના વિષયો છે. સ્વામી વિવેકાનંદ તથા રામતીર્થનાં પુસ્તકો, દી. બા. કેશવલાલ ધ્રુવ, પ્રો. કે. વી. અભ્યંકર, અને પ્રો. ફિરોજ દાવર વગેરેનો સંપર્ક એ તેમના જીવન ઉપર ખાસ અસર કરનારા ગ્રંથો તથા વ્યક્તિઓ છે.

પ્રોપ્રાયટરી હાઇસ્કૂલમાં ચારેક વર્ષ તેમણે શિક્ષક તરીકે કાર્ય કર્યું હતું અને પછી થોડો વખત અમદાવાદમાં વકીલનો વ્યવસાય કરેલો.

જુનાગઢની કૉલેજમાં અધ્યાપક તરીકે જોડાયા પછી ૧૯૩૯–૪૦ માં તેમણે જુનાગઢના યુવરાજના શિક્ષક તરીકે કામ કર્યું હતું. ૧૯૩૪ માં તેમણે સ્વ. વ્રજલાલ શાસ્ત્રીનું 'રસગંગા' સંપાદિત કરી પ્રસિદ્ધ કરેલું તે તેમનું પહેલું પ્રકાશન હતું. તેમનાં બીજાં પુસ્તકો મુખ્યત્વે કરીને વિવેચનોનાં તથા સાક્ષરોના સમભાવી જીવનચરિત્રોનાં છે. તેમનાં પુસ્તકોની નામાવલિ નીચે મુજબ છેઃ

| | |
|---|---|
| (૧) રસગંગા (વ્રજલાલ શાસ્ત્રીકૃત) | પ્ર. સ. ૧૯૩૪ |
| (૨) સાહિત્યને ઓવારેથી | ,, ૧૯૩૮ |
| (૩) સાહિત્યદર્શને | ,, ૧૯૪૧ |
| (૪) પાનદાની (નવલિકાઓ) | ,, ૧૯૪૧ |

'સાહિત્યને ઓવારેથી' એ પુસ્તક ૧૯૩૯–૪૦ ફર્સ્ટ ઇયર આર્ટ્સ અને કૉમર્સ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર થયું હતું

---

## સાકરચંદ માણેકચંદ ધડિયાળી

શ્રી. સાંકરચંદ માણેકચંદ ધડિયાળીનો જન્મ સુરતમાં તા. ૧૭–૧૧–૧૮૭૭ ના રોજ થયો હતો તેમનાં માતાનું નામ ઇચ્છાબહેન હતું. અમદાવાદની વીસાશ્રીમાળી જૈન જ્ઞાતિમાં તે હતા. શ્રી. સાકરચંદના પિતામહ મોતીચંદ જયચંદ આશરે ૧૫૦ વર્ષ પૂર્વે અમદાવાદથી સુરતમાં આવી વસ્યા હતા. શ્રી. માણેકચંદ પહેલાં ઝવેરાતનું કામકાજ કરતા અને પાછળથી ઘડિયાળોનો વેપાર શરુ કર્યો ત્યારથી તેમની અટક ઘડિયાળી તરીકે સ્થપાઇ હતી.

શ્રી. સાકરચંદ ઘડિયાળીએ પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સુરતમાં લીધી હતી. ચૌદ વર્ષની વયે મેટ્રિકની પરીક્ષા પસાર કરીને તે મુબઇમાં વિલ્સન કૉલેજમાં અભ્યાસ માટે દાખલ થયા હતા.. બી. એ. ની પરીક્ષામાં એ વખત નાપાસ થવાથી અભ્યાસ છોડી દઇને તે દૈનિક "અખબારે સોદાગર"ના તંત્રીખાતામાં જોડાયા હતા.

જૈન શ્વે. કૉન્ફરન્સને જન્મ આપવાના મતોમાં જેઓએ મુખ્ય ભાગ લીધો હતો તેમાંના એક શ્રી. ઘડિયાળી પણ હતા. કેટલાક જૈન મંડળોના તે સભ્ય હતા અને કેટલાકના મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું. "અખબારે સોદાગર" ઉપરાંત "મુંબઇ સમાચાર"માં, "હિંદુસ્તાન"માં અને "સાંજ વર્તમાન"માં પણ તેમણે કેટલોક વખત તાલીમ લીધી હતી. છેલ્લાં કેટલાંક વર્ષોથી 'મુંબઇ સમાચાર' પત્રમાં તે 'જૈન ચર્ચા'ના કૉલમનું સંપાદન કરે છે.

તેમણે લખેલાં પુસ્તકોમાંનાં મુખ્ય નીચે મુજબ છેઃ

(૧) દુનિયાનો સૌથી પ્રાચીન ધર્મ (૧૯૦૨), (૨) મોતની ખીણ (૧૯૦૩), (૩) પારસમણિ–Will–Power (૧૯૨૦), (૪) વિજયકળા–Art of Success (૧૯૨૩), (૫) હિપ્નોટિઝમ અથવા જીવનું વશીકરણ (૧૯૨૫). છેલ્લું પુસ્તક માનસવિદ્યાઓના તેમના વિશાળ અભ્યાસના ફળરૂપ છે.

તેમનું પહેલું લગ્ન સં. ૧૯૬૨માં ચુનીલાલ છગનચંદ શ્રોફનાં પુત્રી રતનબાઈ સાથે થએલું અને તેમનું અવસાન થતાં બીજું લગ્ન સં. ૧૯૬૭ માં શેઠ ડાહ્યાભાઈ કરમચંદનાં પુત્રી ગુલાબબાઈ સાથે થયું હતું. સં. ૧૯૯૫ માં બીજાં પત્ની પણ અવસાન પામ્યાં છે.

---

## સાકરલાલ મગનલાલ કાપડિયા

શ્રી. સાકરલાલ મગનલાલ કાપડિયા (મધુકર) મૂળે પારડી (જી. સુરત) ના મોઢ વાણિક છે. તેમનાં માતાનું નામ હીરાબાઈ. તેમનો જન્મ સં ૧૯૫૩માં થએલો. ઇ. સ. ૧૯૨૪માં તેમનું લગ્ન થએલું. પત્નીનું નામ વીરમતી. પારડીમાં પ્રાથમિક કેળવણી લીધા પછી અંગ્રેજી કેળવણી શાળામાં ભણીને તેમણે માત્ર ૩ ધોરણ સુધી જ લીધેલી; પરન્તુ ખંત અને ખાનગી અભ્યાસને જોરે તેમણે પોતાનું અંગ્રેજી જ્ઞાન એટલું વધાર્યું છે કે તાજેતરમાં તેમણે અમેરિકાના પ્રૌઢશિક્ષણપ્રચારના નિષ્ણાત મી. ડેલ કારનેગીના ગ્રંથ How to win friends and influence people એ નામના અંગ્રેજી ગ્રંથનો અનુવાદ કર્યો છે જે મેસર્સ ડી. બી. તારાપારવાળાએ પ્રસિદ્ધ કર્યો છે. એ ઉપરાંત બીજાં ઘણાં પુસ્તકો તેમણે અંગ્રેજી ભાષાના ગ્રંથોનો આધાર લઇને લખ્યાં છે.

તેમનો મુખ્ય વ્યવસાય પત્રકારિત્વ છે. છેલ્લાં ૨૦ વર્ષથી તે 'જામે જમશેદ'ના તંત્રીખાતામાં કામ કરે છે. તેમના જીવન પર વિશિષ્ટ અસર મીસીસ બેસંટ અને ગાંધીજીની થઇ છે પરન્તુ તે આશી છે, ઘેરી નથી, એમ તેમનું કહેવું છે. અત્યારનું પોતાનું જીવન જડ યંત્રવત્ છે એવું તે માની–અનુભવી રહ્યા છે.

તેમનું પહેલું પુસ્તક "કમનસીબ લીલા" ઇ. સ. ૧૯૧૭માં બહાર પડેલું. ત્યારપછીનાં તેમનાં બીજાં પુસ્તકોમાં "લોહીનો વેપાર" અને "ધીખતો જ્વાળામુખી" એ બે નવલકથાનાં પુસ્તકો મૌલિક છે અને બાકીના નવલકથાનાં પુસ્તકો અનુવાદ કે અનુકરણરૂપ છે. પુસ્તકોની નામાવલિ નીચે મુજબ:

(૧) કમનસીબ લીલા–ભાગ બે. (૨) કલંકિત કાકિન્ટેસ. (૩) સૌંદર્ય વિજય–પાંચ ભાગ. (૪) મધુર મિલન. (૫) આનંદ ઝરણું (૬) બુલબુલ. (૭) પ્રેમ–સમાધિ (૮) ગોરા–બે ભાગ. (૯) લંડન રાજ્યરહસ્ય–૧૨ ભાગ. (૧૦) જીંદગી જીતવાની જડીબુટ્ટી (How to win friends and influence people). (૧૧) સ્વરાજ્યને પંથે. (૧૨) લોહીનો વેપાર. (૧૩) ધીખતો જ્વાળામુખી. (૧૪) અંધકાર પર પ્રકાશ. (૧૫) રાતની રાણી. (૧૬) બેગમ કે બલા ? (૧૭) રસમંદિર. (૧૮) કુસુમકુમારી. (૧૯) પેલે પાર (નાટક). (૨૦) ગુન્હેગાર (નાટક). (૨૧) આ તારા બાપનો દેશ.

---

## સારાભાઈ મણિલાલ નવાબ

ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકલા તથા સ્થાપત્યોના ખાસ અભ્યાસી અને તે વિષયનાં બહુમૂલ્ય પુસ્તકોના આ તરણ સંપાદકનો જન્મ અમદાવાદ પાસેના ગોધાવી ગામમાં તેમના મોસાળમાં સં ૧૯૬૩ના આષાઢ વદી ૫–તા. ૨૯ મી જુલાઈ ૧૯૦૭ ના રોજ થયો હતો. તેઓ અમદાવાદના વીશા શ્રીમાળી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક વણિક છે. પિતા મણિલાલ ચુનીલાલ નવાબ અમદાવાદમાં વેપાર કરતા. માતા સમરથબેન તેમને ચાર વર્ષની બાળવયના મૂકીને ગુજરી ગયાં, છતાં તેઓ માને છે કે ચિત્રકળાના પ્રેમના સંસ્કાર એમનામાં માતા તરફના છે.

અમદાવાદમાં જ શેઠ બી. પી. જૈન ડી. વી. સ્કૂલમાં પ્રાથમિક તથા સામાન્ય માધ્યમિક કેળવણી લઇ તેઓ વેપારમાં જોડાયા. પણ સાંસ્કારિક વલણ જુદું–જૈનોના ધાર્મિક તેમજ ઐતિહાસિક સાહિત્યના વાચનનું અને તેની પુરાતન હસ્તપ્રતોમાંની કલા પ્રત્યેનું હતું. એવામાં ઇ. સ. ૧૯૩૧માં અમદાવાદમાં દેશવિરતિ ધર્મારાધક સમાજ તરફથી જૈન હસ્તપ્રતોનું એક મોટું પ્રદર્શન યોજવામાં આવ્યું તેના મુખ્ય કાર્યકર્તાઓમાંના એક તરીકે તે કલાકાર શ્રી. રવિશંકર રાવળના સમાગમમાં આવ્યા. શ્રી. રાવળે તેમની કલાદષ્ટિ અને એ વિષયની દાઝ પરખી અને સારાભાઈને એમનામાં પ્રેરણાસ્થાન સાંપડ્યું. તરત જ એમનું બધું ધ્યાન વેપારમાંથી ગુજરાતની કલાના અભ્યાસ અને સંપાદન પાછળ વળ્યું અને નિશ્ચયાત્મક ખંત તથા અખૂટ ધીરજથી મથીને તેમણે ઇ. સ. ૧૯૩૬માં "જૈન ચિત્રકલ્પદ્રુમ" નામનું પોતાનું પ્રથમ પુસ્તક રૂ. દસ હજારનો ગંજાવર ખર્ચ (જે એમણે એક પણ પાઈની મૂડી વિના માત્ર વ્યાપારી કુનેહ અને ત્રેવડ કરીને

મેળવ્યો ) કરી બહાર પાડ્યું; અને ગુજરાતી પ્રકાશનોના ઇતિહાસમાં સાધનસામગ્રી અને પ્રકાશ બંનેની દૃષ્ટિએ સમૃદ્ધ એવું એ એમનું પ્રથમ જ પુસ્તક એમને કીર્તિદા બન્યું.

આ સફળતાથી પ્રેરાઈને એમણે એ જ વિષયના અભ્યાસ તથા સાહિત્યસંશોધન અને પ્રકાશનને પોતાનો વ્યવસાય બનાવી દીધો. જૈનાશ્રિત સ્થાપત્ય તથા કલા ઉપરાંત મંત્રશાસ્ત્રના પણ તે સારા અભ્યાસી છે; અને 'શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ', 'શ્રી ઘંટાકર્ણ-માણિભદ્ર-મંત્રતંત્ર-કલ્પાદિ સંગ્રહ' આદિ જેવાં પુસ્તકો પ્રકાશિત કર્યાં છે. ચિત્રકલ્પદ્રુમ જેવું જ સમૃદ્ધ એમનું બીજું પ્રકાશન, જૈનોનું કલ્પસૂત્ર (બારસાસૂત્ર) સંપાદિત કરીને સુંદર સુશોભનો તથા ચિત્રો સાથે 'ચિત્રકલ્પસૂત્ર' નામથી ઈ. સ. ૧૯૪૧ માં બહાર પાડ્યું.

સંવત ૧૯૮૨માં અમદાવાદમાં એમનું લગ્ન થએલું. એમનાં પત્નીનું નામ લીલાવતીબેન નવાબ છે. એમને એક પુત્ર અને બે પુત્રી હયાત છે. હાલ તેઓ આણંદજી કલ્યાણજીની વિખ્યાત જૈન પેઢી તરફથી ચાલતા "જૈન ડિરેક્ટરી"ના વિભાગનું સંચાલન કરે છે. ઉપર જણાવેલાં જૈન કલા ઉપરાંત પોતાની સંપાદિત કરેલી "જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિ"માં બધા મળીને એમણે ૨૦ પુસ્તકો આજસુધીમાં પ્રકટ કર્યાં છે.

સંપાદિત પુસ્તકો:—જૈન ચિત્રકલ્પદ્રુમ (ઇ. સ. ૧૯૩૬), મહાપ્રાભાવિક નવસ્મરણ (ઇ. સ. ૧૯૩૮), શ્રી ઘંટાકર્ણ-માણિભદ્ર-મંત્રતંત્ર-કલ્પાદિ સંગ્રહ, ૧૨૫૧ સ્તવનમંજૂષા, શ્રી જૈન સજ્ઝાય સંગ્રહ, શ્રી જિનદર્શન ચોવીશી, શ્રી જૈન નિત્યપાઠ સંગ્રહ (ઈ. સ. ૧૯૪૧), અનુભવસિદ્ધ મંત્રબત્રીશી, આકાશગામિની પાદલેપ વિધિકલ્પ, મણિકલ્પ યાને રત્નપરીક્ષા, ચિત્રકલ્પસૂત્ર (ઇ. સ. ૧૯૪૧), ભારતનાં જૈન તીર્થો અને તેનાં શિલ્પસ્થાપત્ય (ઈ. સ. ૧૯૪૨).

પ્રકાશિત પુસ્તકો:—જૈન સ્તોત્રસંગ્રહ ભાગ ૧ (ઇ. સ. ૧૯૩૨), જૈન સ્તોત્રસંદોહ ભાગ ૨ ૐ મંત્રાધિરાજ ચિંતામણિ, અનેકાર્થ સાહિત્ય-સંગ્રહ ભાગ ૧, શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ, મહાચમત્કારિક વિશાયંત્રકલ્પ ઔર હેમકલ્પ, કામવિજેતા સ્થૂલિભદ્ર ( ઇ. સ. ૧૯૪૦ ), મહર્ષિ મેતારજ (ઈ. સ. ૧૯૪૧), ઉપસર્ગહર યંત્ર વિધિ સહિત.

---

## હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી

'કાઠિયાવાડની જૂની વાર્તાઓ'ના બે ભાગ દ્વારા એ પ્રાંતનું લોક-સાહિત્ય સૌ પહેલું-શ્રી. મેઘાણીની પણ અગાઉ-ગ્રંથસ્થ કરીને બહાર મૂકનાર તરીકે જાણીતા થએલા અને 'મસ્ત કવિ' ત્રિભુવન પ્રેમશંકરના

આ નાના ભાઈ પોતે પણ એક સારા કવિ છે એ બહુ ઓછા જાણતા હશે. કાઠિયાવાડમાં મહુવા મુકામે શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં સંવત ૧૯૨૮ ના આષાઢ સુદ ૨ ને રવિવાર તા. ૭ મી જુલાઈ ૧૮૭૨ ના રોજ એમનો જન્મ થયો હતો. ત્રણ ભાઈઓમાં સૌથી નાના એમને બે વર્ષની વયના મૂકીને પિતા પ્રેમશંકર ભાણજી ત્રિવેદી ગુજરી ગયા પછી તેઓ માતા અમૃતબાના હાથ નીચે જ જીવનસંસ્કાર પામ્યા; અને જૂના કવિઓની કૃતિઓ, રાસા તથા રાસનાં ભંડારરૂપ માતાનાં ગાન-અમૃતના સિંચને જ એમના વડિલ બંધુમાં તથા એમનામાં કાવ્યાભિરુચિ પ્રકટાવી. મોટપણે વડિલ બંધુની માફક જ મહુવા કાશીવિશ્વનાથના સાહિત્યવિલાસી મહંત રામવનજી ધર્મવનજીના સંસર્ગે એ રુચિને પોષી અને દૃઢ કરી. તે ઉપરાંત મણિલાલ નભુભાઈ, કવિ 'બાલ', કવિ 'કાન્ત', હરિલાલ ધ્રુવ, 'કલાપી', 'જટિલ', બલવંતરાય ઠાકોર અને રણજીતરામ વાવાભાઈ તથા 'વીસમી સદી' વાળા સ્વ. હાજી મહમદ અલારખિયા શિવજીના પરિચયે ઉત્તરોત્તર એમને પ્રેરણા ને પ્રોત્સાહન આપ્યાં. પુસ્તકોમાં કવિ ગેટેનું સૉરોઝ ઑફ વર્ટર' 'ઉમર ખય્યામની રુબાઈયાતો' અને 'પ્રવીણસાગરે' એમના જીવન પર પ્રબળ અસર મૂકી છે.

મહુવામાં જ પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ કરી એ અંગ્રેજી સાતમા ધોરણ સુધી પહોંચ્યા, પણ તબિયત લથડવાને કારણે અભ્યાસ ત્યાંથી જ પડતો મૂકવો પડ્યો અને ત્યારથી ભાવનગરના કેળવણી ખાતામાં શિક્ષક તરીકે આખી કારકિર્દી ગાળી હાલ ૨૧ વર્ષથી પેન્શન ઉપર છે.

એમનું લગ્ન ભાવનગર સંસ્થાનના જસપરા ગામે સં. ૧૯૩૮ માં ગોદાવરીબેન ધનેશ્વર ઓઝા સાથે થએલું. એમના ચાર પુત્રો અને એક પુત્રી એમ પાંચ સંતાનો આજે હયાત છે.

વિદ્યાર્થી અવસ્થામાંથી જ એ કાવ્યો લખતા. ૧૯૦૨ માં ઉમર ખય્યામની રુબાઈયાતોનું તથા ગેટેના 'સૉરોઝ ઑફ વર્ટર' નું ભાષાંતર કર્યું, અને ૧૯૦૭ માં 'શિવાજી અને ઝયબુન્નિસા' નામનું પુસ્તક રચીને કવિ 'કાન્ત' ના ઉપોદ્‌ઘાત સાથે બહાર પાડ્યું. એ એમનું પ્રથમ પ્રકાશન.

સ્વ. રણજીતરામ ઈ. સ. ૧૯૦૯-૧૦ ના અરસામાં સર પ્રભાશંકર પટ્ટણીના સેક્રેટરી થઈને ભાવનગર ગયા, ત્યાં એમના પરિચયમાં તેઓ આવ્યા. એમની કાવ્યપ્રવૃત્તિથી રણજીતરામ પ્રસન્ન થયા; પરંતુ કાઠિયાવાડના લોકસાહિત્યનો પણ એમને ખૂબ પરિચય છે અને સારા પ્રમાણમાં એમણે તે એકઠું કર્યું છે એ જાણીને તો લોકસાહિત્યનાં આદ્ય પુરસ્કર્તા રણજીતરામના

આનંદનો પાર ન રહ્યો. એ સંગ્રહ પોતાની સાથે મુંબઇ લઈ જઈ એમણે ફાર્બસ સાહિત્યસભા પાસે રૂ. ૫૦૦ નું પારિતોષિક તે માટે અપાવ્યું. તેમાંની કેટલીક વાર્તાઓ હાજી મહમદ શિવજીના 'વીસમી સદી'માં પ્રકટ કરાવી અને કેટલીક તો એમના મિત્ર શ્રી. જયસુખલાલ મહેતાએ 'ઈસ્ટ એન્ડ વેસ્ટ' માસિકમાં અંગ્રેજીમાં અનુવાદિત કરીને પણ પ્રગટ કરી. ઈ. સ. ૧૯૨૨ માં એમની 'કાઠિયાવાડની લોકવાર્તાઓ' નો પહેલો ભાગ શ્રી. બળવંતરાય ઠાકોરના ઉપોદ્ઘાત સાથે બહાર પડ્યો અને તે પરથી ફાર્બસ સભાએ એમને એના બીજા ભાગ માટે પણ રૂ. ૨૦૦નું પારિતોષિક આપ્યું.

પણ આ ગાળામાં જ એમને પ્રોત્સાહન આપનારાઓ – એમના વડિલ બંધુ કવિ ત્રિભુવન, કવિ કાન્ત, રણછોડરામ અને હાજી મહમ્મદ ઉપરાઉપરી વિદેહ થયા, અને એમનું દિલ ભાંગી ગયું. આજે શ્રી. બલવંતરાય ઠાકોર જ એમને વારંવાર પ્રોત્સાહન આપી લેખનમાં પ્રવૃત્ત રાખે છે. ઉપર ગણાવેલાં બે બાર્તાતરો ઉપરાંત કેટલાંક ખંડકાવ્યો, ઊર્મિકાવ્યો, નાટકો, તેમ જ કેટલુંક કાઠિયાવાડી લોકસાહિત્ય-એ બધું હજી એમની પાસે અપ્રકટ દશામાં પડ્યું છે.

એમના ગ્રંથો:

(૧) શિવાજી અને ઝપણુનિસા (ઈ. ૧૯૦૭)
(૨) કાઠિયાવાડની જૂની વાર્તાઓ – ભાગ ૧ (ઈ. ૧૯૨૨)
(૩) ,, ,, ,, – ભાગ ૨ (ઈ. ૧૯૨૯)

## હરદાન પીંગળશી નરેલા

ભાવનગરના હાલના રાજ્યકવિ હરદાનભાઈનો જન્મ ભાવનગરમાં, ચારણ જ્ઞાતિમાં, સં. ૧૯૫૮ ના શ્રાવણ વદી ૧૩ ને રવિવારના રોજ થયો હતો. એમના પિતા પીંગળશીભાઈ જાણીતા ચારણી કવિ અને ભાવનગર રાજ્યના રાજ્યકવિ હતા. એમનાં માતાનું નામ મૂળીબા. ગોંડળ તાબે ચરખડી ગામે રહી જલુબા સાથે સં. ૧૯૭૧ માં એમનું લગ્ન થયું. એમના મોટા પુત્ર પણ મેટ્રિક સુધી પહોંચવા ઉપરાંત કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરે છે.

ભાવનગરમાં જ પ્રાથમિક ગુજરાતી અને છ ધોરણ સુધી અંગ્રેજીનો એમણે અભ્યાસ કર્યો, અને પિતાની પાસે સંસ્કૃત, હિંદી તથા ચારણી ભાષાઓનું અધ્યયન કર્યું. એ ઉપરાંત સંસ્કૃત વાલ્મિકી રામાયણ, પાતંજલ યોગદર્શન, ગીતા, મુક્તિશાસ્ત્ર, મહાભારત, પાંડવયશેન્દુચન્દ્રિકા (હિંદી) અને હરિરસ (ચારણી) એ ગ્રંથોના વાચને એમનું ઘડતર પુષ્ટ કર્યું. કાવ્ય-

સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એ એમના નિત્ય અભ્યાસના વિષયો છે. તત્ત્વજ્ઞાનમાં શ્રી. ગોહડિયા સ્વામીના, થીઓસોફીમાં શ્રી. હરજીવન કાલિદાસ મહેતાના સંસર્ગની પોતાના જીવન પર પ્રબળ અસર પડી હોવાનું તેઓ સ્વીકારે છે. એ ઉપરાંત જે રાજ્યના પોતે રાજ્યકવિ છે તેના મહારાજા ભાવસિંહજી તથા કૃષ્ણકુમારસિંહજી અને પ્રધાન સર પ્રભાશંકરની અસરનો પણ ઋણસ્વીકાર કરે છે.

ઈ. સ ૧૯૨૨માં એમનો પહેલો ગ્રંથ 'શ્રેયસ્' બહાર પડયો. એમની કૃતિઓની સંપૂર્ણ યાદી નીચે પ્રમાણે છે:

શ્રેયસ્ (૧૯૨૨), વિજેય કાન્ત વલ્લરી (૧૯૨૫), કૃષ્ણકુમાર કાવ્યગ્રંથ (૧૯૩૧), દેવીસ્તુતિ (૧૯૩૬), હરદાન કાવ્ય ભાગ ૧ (૧૯૩૯), કૃષ્ણ મહારાજ કાવ્યગ્રંથ (૧૯૪૦), શક્તિદોહા શતક (૧૯૪૧).

---

## હરિલાલ મૂળશંકર મૂળાણી

ગુજરાતને સંખ્યાબંધ લોકપ્રિય દશ્ય નાટકો આપવા માટે પંકાએલા પિતાના આ પુત્ર પણ એ જ દિશામાં–દશ્ય નાટકો આપનાર તેમજ જાણીતાં સામયિકોમાં વિવિધ સાહિત્યપ્રકારના અને મુખ્યત્વે વિજ્ઞાનના લેખો આપનાર તરીકે જાણીતા છે. જાણીતા નાટયલેખક શ્રી. મૂળશંકર મૂળાણીને ત્યાં, કાઠિયાવાડમાં અમરેલી મુકામે, પ્રશ્નોરા જ્ઞાતિમાં, ઈ. સ. ૧૮૯૧ ના સપ્ટેમ્બરની ૨૭ મી તારીખે એમનો જન્મ થયો. એમનાં માતાનું નામ કૃષ્ણા પ્રભારામ ભટ્ટ.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મુંબઈમાં લઈને ઈ. સ. ૧૯૦૯ માં ત્યાંની ન્યૂ હાઈસ્કૂલમાંથી મેટ્રિક પાસ થઈ વિલ્સન કૉલેજમાં એમણે વિજ્ઞાનનો અભ્યાસ કર્યો, બી. એસ. સી વર્ગમાં સ્કોલરશિપ મેળવી અને મુંબઈ યુનિવર્સિટીના પ્રથમ એમ. એસ. સી તરીકે ૧૯૧૬ ઉત્તીર્ણ થયા. આજે તેઓ કાનપુરના હારકોર્ટ બટલર ટેક્નૉલૉજિકલ ઇન્સ્ટીટ્યૂટમાં ઑઈલ ટેક્નૉલૉજીમાં લેકચરર છે.

એમનું લગ્ન ઈ. સ. ૧૯૦૭માં કાઠિયાવાડમાં સાવરકુંડલા મુકામે થયું છે. એમનાં પત્નીનું નામ સૌ. કુન્દનલક્ષ્મી. એમને બે પુત્ર અને બે પુત્રી એમ ચાર બાળકો છે.

સાહિત્ય અને રસાયણવિજ્ઞાન એ એમના અભ્યાસના પ્રિય વિષયો છે, અને તેની પ્રતીતિ આપણને તેમનાં વિવિધ સંખ્યાબંધ લખાણોમાંથી

મળે છે. એમનો પ્રથમ ગ્રંથ 'કલા કે લક્ષ્મી' ઇ. સ. ૧૯૧૩માં બહાર પડ્યો, ત્યારથી આજસુધી એમની લેખનપ્રવૃત્તિ ચાલુ રહી છે.

એમની કૃતિઓની વર્ષવાર યાદી નીચે મુજબ છેઃ

ચૈતન્યકુમાર (નાટક) પ્રથમ ભજવાયું ૧૯૦૭–૮ (કાઠિયાવાડી નાટક મંડળી)
બદ્રામાભિની „ (શામળભટ્ટની વાર્તા પરથી) ૧૯૦૯ „
કલા કે લક્ષ્મી (Woman & the Artistનો અનુવાદ) પ્રકાશન ૧૯૧૩
સાચો સંન્યાસ (નાટક) પ્રથમ ભજવાયું ૧૯૨૦ (રોયલ નાટક મંડળી)
વીરનારી આશા „ „ ૧૯૨૫ (મુંબઈ સુબોધ „)

---

## હરિશ્ચન્દ્ર ભગવતીશંકર ભટ્ટ

તેઓ મૂળ સુરત જિલ્લાના ઓરપાડ ગામના ગોતાળા બ્રાહ્મણ. એમનો જન્મ ઇ. સ. ૧૯૦૪ ના નવેમ્બરની છઠ્ઠી તારીખે અમદાવાદમાં થયો, અને બાળપણથી આજ લગીનું સમસ્ત જીવન મુંબઇમાં વીત્યું છે. એમના પિતાનું નામ ભગવતીશંકર ભવાનીશંકર ભટ્ટ અને માતાનું નામ ધીરજબ્હેન.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મુંબઇમાં લઇ મૅટ્રિક થયા બાદ ઉચ્ચ અભ્યાસ માટે બનારસ હિંદુ યુનિવર્સિટીમાં જવાની તૈયારી પિતાના અવસાનને લીધે પડતી મૂકી નોકરી લેવી પડેલી, છતાં અભ્યાસના અનુરાગને લીધે એ નોકરી સાથે એક વર્ષ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં અભ્યાસ કરેલો. ઉપરાંત હાઇસ્કૂલના શિક્ષણ દરમ્યાન સાથે સાથે જૂની ઢબ પ્રમાણે સંસ્કૃત અને વેદાધ્યયન શીખવાનો પણ પ્રયત્ન કરેલો.

કુટુંબપોષણને માટે નોકરી અર્થે અભ્યાસ છોડી દીધેલો હોવા છતાં વાચનનો નાદ એમનો એટલો તીવ્ર છે કે કાવ્ય, રાજકારણ, સંસ્કૃતિ, ઇતિહાસ, કલાવિવેચન વગેરેનાં યુરોપી સાહિત્યનાં ઘણાંખરાં પુસ્તકોથી તેઓ પરિચિત છે અને તેની અદ્યતન માહિતી તેમની પાસેથી મળી શકે. તેમાં પણ સ્લાવ સાહિત્ય અને સંસ્કૃતિ (મુખ્યત્વે પોલાંડ વિષે) નો એમનો અભ્યાસ એટલો બહોળો છે કે પોલાંડ વિષે પોતે વાંચેલાં પુસ્તકોની યાદી મુંબઇમાંના પોલાંડના એલચીને મોકલીને વિશેષ પુસ્તકોનાં નામ મેળવવા માટે એમને મળવા ગયા ત્યારે એ એલચીએ કહેલું કે 'પોલાંડ વિષે મારા કરતાં પણ તમે વધારે પુસ્તકો વાંચ્યાં છે.' આ ઉપરાંત તે કલાના અભ્યાસી ને રસિક ભોક્તા છે અને રૂપસુંદર ગ્રંથવિધાનમાં એમને દૃષ્ટિ છે, પણ એમનો પ્રિય વિષય સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યો છે.

ઇ સ ૧૯૧૯ મા ઓરપાડમા શ્રી હરવિનાયમેન ગાડાભાઇ ભટ્ટ જોડે એમનું લગ્ન થયું. એમને એક પુત્ર અને બે પુત્રીઓ છે

એમના પુસ્તકોની યાદવાર યાદી

"જોનેક પિસ્સદરકી" (પોલાડનો તારણહાર) ૧૯૩૭

"સફરનું સખ્ય" (કા યો) ૧૯૪૦

"ઝૂંપડો અને સોનેરુ तथा कौ जागि?' (કાગો) ૧૯૪૧

---

## હરિહર પ્રાણશંકર ભટ્ટ

શ્રી હરિહર ભટ્ટનો જન્મ સં ૧૯૫૧ ના વૈશાખ સુદી ૭ (તા ૩૦-૪-૧૮૯૫) ના રોજ કાઠિયાવાડના જાળીના ગામે થયો હતો તેમના પિતાનું નામ પ્રાણશંકર વિંનજી ભટ્ટ અને માતાનું નામ પાર્વતી માધવજી ભટ્ટ તેમનું મૂળ વતન અમદાવાદ છે અને ન્યાતે આદીચ્ય બ્રાહ્મણ છે તેમનું લગ્ન ૧૯૧૬ મા કુડતામા શ્રીમતી કસ્તૂરબાઇ સાથે થએલું

કુડલામાં પ્રાથમિક કેળવણી લીધા બાદ ભાવનગરની આલ્ફ્રેડ હાઇ સ્કૂલમાં તેમણે માધ્યમિક કેળવણી લીધી હતી મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમા અભ્યાસ કરીને તેમણે બી એ ની ડિગ્રી મેળવી હતી

શિક્ષણકાર્ય એ એમનો મુખ્ય વ્યવસાય છે અને લેખન એ ગૌણ વ્યવસાય છે ગણિત અને ખગોળવિદ્યા એમના અભ્યાસના પ્રિય વિષયો છે કાવ્યમા તે સારી પેઠે રસ ધરાવે છે અને સારી કવિતા પણ લખે છે ગાંધીજીનું જીવન અને ભગવદ્ગીતાની તેમના જીવન ઉપર વિશિષ્ટ અસર છે

તેમની પ્રથમ કૃતિ 'गणितकी परिभाषा' ઇ સ ૧૯૨૧મા પ્રસિદ્ધ થએલી ત્યારપછી બહાર પડેલા તેમના મૌલિક પુસ્તકો નીચે મુજબ છે – 'સાયન પચાગ'નું પ્રથમ પ્રકાશન ૧૯૨૪ મા થએલું, તે દર વર્ષે નિયમિત રીતે બહાર પડયા કરે છે 'હૃદયરંગ' (૧૯૩૪), 'ખગોળ ગણિત' ભાગ ૧ (૧૯૩૫) ભાગ ૨ (૧૯૩૬) અને ભાગ ૩ (૧૯૩૭) એ ઉપરાંત શ્રી કિશોરીલાલ સડાના કૃત ભૂગોળનાં પુસ્તકોના તેમણે કરેલા અનુવાદો 'આપણું ઘર પૃથ્વી' (૧૯૩૯), 'અર્વાચીન ભૂગોળ' ભાગ ૧ (૧૯૩૯), ભાગ ૨ (૧૯૪૦), ભાગ ૩ (૧૯૪૧), ભાગ ૪ (૧૯૪૨)

---

## હાશિમ યુસુફ ભરૂચા ('ઝાર' રાંદેરી)

'ઝાર' રાંદેરીના તખલ્લુસથી લખાએલાં પુસ્તકો—અને તેમાં પણ 'શાયરી' નામના ઇસ્લામી કાવ્યપ્રણાલિના પિંગળની સમજણ આપતાં બે પુસ્તકોના કર્તા તરીકે ગુજરાતી જાણનારાઓને પરિચિત આ લેખક સુન્ની વહોરા કોમના છે. સુરત જિલ્લાના રાંદેર ગામમાં ઈ. સ. ૧૮૮૭ ના નવેમ્બરની પહેલી તારીખે એમનો જન્મ થયો. એમનું નામ હાશિમ યુસુફ ભરૂચા અને એમના પિતાનું નામ યુસુફ હાશિમ ભરૂચા. એમનાં માતાનું નામ મૂમિનબીબી. રાંદેરમાં જ ઇ. સ. ૧૯૦૪માં રસૂલબીબી સાથે એમનું લગ્ન થયું. તેમને એક પુત્ર અને પાંચ પુત્રીઓ છે.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ રાંદેરમાં લઇ તેઓએ દિલ્હી જઇ ત્યાંના મદ્રેસા અમીનિયઃ અરબિયઃમાં ઉચ્ચ શિક્ષણ લીધું. હાલ તેઓ પોતાના વતનમાં 'ધી રાંદેર યૂનાની ફાર્મસી' ચલાવે છે; પરંતુ બચપણથી જ સાહિત્ય પ્રતિ વલણ હતું, તેમાં ગુલિસ્તાં, દીવાને હાફિઝ, ગુલઝારુલ અબ્રાર, વગેરે પુસ્તકોના વાચને એમને ખૂબ પ્રેરણા આપી એ ઉપરાંત એમના ગુરુ મૌલાના અશરફઅલી થાનવી, ઉસ્તાદ મુફ્તી કિફાયતુલ્લાહ, મર્હૂમ અનવરશાહ વગેરેની એમના જીવન ઉપર પ્રબળ અસર પડી છે. યૂનાની વૈદ્દાના એમના ચાલુ વ્યવસાય ઉપરાંત આજ પંચાવન વર્ષની ઉમરે પણ તેઓની સાહિત્યપ્રવૃત્તિ હજી ચાલુ જ છે. એ ઉપરાંત સંગીતનું જ્ઞાન એમણે બચુ ઉસ્તાદ કચ્છી પાસેથી અને સૂરનું જ્ઞાન ઇંદોરવાળા મહમૂદ-ખાન પાસેથી મેળવ્યું છે, અને એ શાસ્ત્રમાં ૩૫ વર્ષનો અનુભવ ધરાવે છે. આમ કાવ્ય અને સંગીત એ બંને કળાઓના શાસ્ત્રીય જ્ઞાનનો એમનામાં સમન્વય થયો છે.

એમનો પ્રથમ ગ્રંથ કરદુસ્સબીલ (અનુવાદ) ઇ. સ. ૧૯૧૩ માં બહાર પડ્યો એની આજસુધીમાં છ આવૃત્તિ થઇ ચૂકી છે. એમના ગ્રંથોની યાદી નીચે મુજબ છે:

| | | |
|---|---|---|
| કરદુસ્સબીલ (અનુવાદ) | હિંદુસ્થાની ભાષા (અનુવાદ) | શમ્શીરે સદાકત (મૌલિક) |
| મુર્શદ ,, | ખુતબ એ સદારત ,, | હિન્દુ ગગનના હુમલા ,, |
| ધર્મપ્રચાર ,, | હઝરત મૂસા (અલ) ,, | આત્મા અને પુનર્જન્મ ,, |
| મહાત્મા અને ઇસ્લામ ,, | તિહત્રીરૂત્તાસ ,, | શાયરી ભાગ ૧–૨ ,, |

## હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી

શ્રી. હીરાચંદ કસ્તુરચંદ ઝવેરીનો જન્મ સુરતમાં તા. ૭–૭–૧૯૦૧ ને દિવસે થએલો. તેઓ ધર્મે જૈન અને વ્યવસાયે ઝવેરી છે, અને વ્યવસાયને કારણે મોટે ભાગે મુંબઈમાં રહે છે. પોતાના વતન સુરતમાં તેમણે પોતાના સાહિત્યવિષયના અનુરાગને લીધે ગુજરાતી સાહિત્યમંડળની સ્થાપનામાં અગ્રગણ્ય ભાગ લઈને ૬ વર્ષ સુધી તેનું મંત્રીપદ લીધું હતું. એ મંડળે પાછળથી 'નર્મદ સાહિત્યસભા' નામ ધારણ કર્યું છે. એ અરસામાં તેમણે પ્રો. ખેઇનનાં પુસ્તકોનું ભાષાંતર કર્યું હતું, જેમાંનાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે: (૧) સંસારસ્વપ્ન, (૨) મૃગજળ, (૩) જગન્મોહિની અને નટરાજ, (૪) નાગકન્યા. તે ઉપરાંત તેમણે કેટલીક ટૂંકી વાર્તાઓ અને છૂટક કાવ્યો લખ્યાં છે. "જંબૂતિલક" નામના મહાકાવ્યનો અર્ધો ભાગ તેમણે લખ્યો છે જેનો એક સર્ગ 'દેશબંધુ'ના દીવાળીના અંકમાં પ્રસિદ્ધ થયો હતો. એ કાવ્યમાં જૈન તીર્થંકર મહાવીર સ્વામીના જીવનનું આલેખન છે.

તેમનો અભ્યાસ મેટ્રિક સુધીનો છે પરન્તુ તેમણે વાચન-મનનથી પોતાના જ્ઞાનમાં ખૂબ વધારો કર્યો છે જે તેમની કૃતિઓમાં દેખાઈ આવે છે. સાહિત્યપ્રવૃત્તિમાં તેમને શ્રી. બ. ક. ઠાકોરનું પ્રોત્સાહન ઠીક મળેલું છે. સંતતિમાં તેમને બે પુત્ર અને એક પુત્રી છે.

